# શેઠ સાહબની દુઆ

બનાવી જાય છે "ઉલ્લુનો પઠ્ઠો" માર મને!
રૂપાળા લોકથી અલ્લાહ તું બચાવ મને!

બતાવી દ્વાર કહે છે તે "ચાલ્યા જાવ" મને,
એ "દેશી મેમ"થી અલ્લાહ તુ બચાવ મને!

વધુ દુઆ છે એ તારી જનાબમા અલ્લાહ!
"બધાને **ખીચડી** દેજે અને **પુલાવ** મને!"

દયાથી તારી છે આશા તો ઑનરેબલની,
પણ ખાનસા'બ ફક્ત હાલ તુ બનાવ મને!

અનાજ પાણી તો તારી દુઆથી છે કિંતુ,
તુ ધામલેટ અને ખાંડ બસ અપાર મને!

ફજેત કરતો ફરે છે જહાનમા મુજને,
એ '**શેખચલ્લી**'નુ મોઢુ નહિ બતાવ મને!

—"**શેખચલ્લી**"





મારવા

સપ્ટેમ્બર
૧૯૪૨



તંત્રી
"વહશી" સહેરી.

# અનુક્રમણિકા.




વાર્ષિક લવાજમ—હિન્દ અને સીલોન રૂા. ૪, બર્મા રૂા. ૫, પરદેશ શી. ૯

છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ ૫ દરમીએ પ્રગટ થઈને તેજ દીવસે પોષ્ટ કરવામાં આવે છે રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે છે પત્રવ્યવહાર વેળા તે લખવા ચૂકશો નહીં અંક નહીં મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા. ૨૫મી સુધીમાં કરવી



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ્લના ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ





(૨૧૧) રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુ કે કોઇ પણ સોના–ચાંદીનો માલિક જે તેની ઝકાત નહિ આપતો હશે તો કયામતને દિવસે તેને અગ્નિમા ગાળી પતરૂ બનાવવામા આવશે ફરી તે જહન્નમની અગ્નિમા પીકાવવામા આવશે ને તેનો ડામ તેની પાસળી, કપાળ અને પીઠ પર દેવામા આવશે જ્યારે તે પતરા ઠંડા પડી જશે તો ફરી પીકાવી ડામ દેવાશે આ અઝાબ તે દિવસે થશે કે જેનો અંદાજો પચાસ હજાર વર્ષનો છે તે એટલા સુધી કે બંદાઓનો ફેસલો થઇ જશે ફરી તેને તેનો માર્ગ દેખાડાશે કાં તો જન્નત તરફ કાં તો દોઝખ તરફ (મુસ્લિમ શરીફ)

× × × ×

(૨૧૨) રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુ કે જેને ખુદાએ માલ આપ્યો અને તેણે તેની ઝકાત નહિ આપી તો કયામતના દિવસે તેનો માલ ગંજો સાપ બનાવી દેવામા આવશે જેની બન્ને આંખો પર બે ચિન્હ હશે અને તે તેના ગળાનો તોક બનશે. પછી તેના બન્ને જડબા પકડીને કહેશે ' હુ તારો માલ છુ હુ જ તારો ખજાનો છુ " પછી આપે આ આયત પઢી, વલા યહ્‌–સબ નલ્લઝીના યબખલૂના (બુખારી)

× × × ×

(૨૧૩) રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુ કે બાંધીને ન રાખ, નહિ તો ખુદા પણ બંધ કરશે અલ્લાહના માર્ગમા યથાશક્તિ આપતો રહે બાંધીશ નહિ, નહીં તો ખુદા પણ બાંધી રાખશે અને ગણીને માલને ન રાખ નહીં તો ખુદા પણ તને ગણીને આપશે (મહીહૈન)



આવાઝકી નિયાક હેમ્નાં સેદા કહે છે કે કાગળની હોડીથી દરિયો ન તરાય, પણ પેપરવાળાઓને તો કાગળની હોડીઓથીજ દરિયો તરવો પડે છે લાકડા કે લોખંડની હોડીઓ કરતા એ કાગળની હોડી વધુ કારગત નીવડે છે અને જુવોને તેથીજ તો સરકાર પણ એ કાગળની તકલાદી હોડીઓ ઉપર પણ જુદી જુદી જાતના પ્રતિબંધો મૂકી દીધા છે અને તેથીજ તો કેટલાક હોડકાધારી નાવિકોએ જાણી જોઇને પોતાની નાવડીઓ પોતાના હાથે ડુબાડી દીધી છે! તો કેટલીક નાવડીઓ કાગળની અછતને લીધે ઉંધી વળી છે કાગળની અછતે પેપર જગતમાં લગભગ દુકાળ ઉભો કર્યો છે બીજાની વાત શા માટે કરીએ? 'કારવાં' પણ કાગળની મોંઘવારી અને અછતને કારણે હજુ "ટગમગ પગ ટકતો નથી" જેવી દશામાં છે. એક તરફ આફ્રિકાની દિશા લગભગ બંધ થઇ ગઇ છે અને બરમાની દિશા તો સાવ બંધ થઇ ગઇ છે જેથી 'કારવાં'ની આર્થિક આગેકૂચને બદલે આર્થિક પીછેહઠ થઇ રહી છે અહીં રોદણાં રડવા કે છાજીયા કૂટવા માટે હું આ લખતો નથી, પણ જે ખરૂં છે તેજ કહી રહ્યો છું હીટલરની લડાઇ રૂપિ હોળીમાં આખું જગત હોમાઇ રહ્યું છે, ત્યાં બીચારૂં 'કારવાં' શી રીતે બચી શકે? સૌને રોગનાથ નાખા હોય, ત્યાં નાચવાની કોને પડી હોય? જનાથ બહેનાઓની જન વધતી જાય છે અને નાનવાની ભૂખ ઉઘડતી જાય છે ત્યાં સુધી ગઢના ગોપીચંદ કરીનેય "કારવાં"નું ગાડું ગબડાવ્યે જઇએ છીએ સાહિત્ય રસિક મિત્રો અને 'કારવાં'ની હસ્તીથી ગુજરાતની કંઇ પણ સાહિત્ય સેવા થઇ રહી છે એવું માનનાર લાગણીવાળા વાચકો 'કારવાં'ની પ્રગતિમાં પોતાનો ફાળો નોંધાવશે એ આશા અસ્થાને નથીજ



પ્રિય વાચકો, કુદરત તાએ ગામ બાજુ ને રિઆગ તજે સીમ ભણી એવા આ ટગ-ઑફ-વૉરના જમાનામાં તો શું લખવું તેજ સમજ પડતી નથી? સરકાર પક્ષે લખીએ તો દેશદ્રોહી કરીએ છીએ સરકારથી વિરૂદ્ધ કલમ ઉપાડીએ તો હિંદ રક્ષણ ધારો અજગરની જેમ મો ફાડીને ઉભો છે, ત્યારે હવે લખવું શું? ઘાસતેલની હાડમારી ખાંડની અછત અને અનાજની મોંઘવારી પર તો ઘણું ઘણું લખાઇ ગયું! હવે તો બીડીના બંડલના ભાવ, ફેટલા કે કાંસેના, વેગણા કે બટાકા, શાકભાજી કે મકાઇ ભૂટ્ટા પર તંત્રીની નોંધો લખવાનો જમાનો આવી ગયો છે પણ તે પર લખેય શું ભાઇ પાડે? કાછીયા કે બકાનો પર તેની સીધી અસર થતી નથી એ ભાઇ કંઇ ચોગ વાંચીને ચોખ્ખી શાક ખાવાની રીતિને પણ પાળવાના નથી! રેડી લીનલાયગો ફળફળાદિ, ને

શાકભાજી ખૂબ ખાઓની વાતો કરે છે ફળના વહેપારીઓ તથા શાક-ભાજીના કાછીયા-બકાનોને ઉત્તેજન આપના નહિ, પણ વિટા-મીન્સનુ તત્વ પ્રજાના દેહમા વધે એ માટેની એમની ચળવળ છે અર! પણ જ્યા લોકોના ગજવામાથી વિટામીન્સનુ તત્વ ઘટી ગયુ છે, શાકભાજી ખરીદવાના ત્રેઠીયા નગી ગયા છે, ત્યા શુ થાય? લુખ્ખી ભાખરીના વાંધા દેશમા ઠેરઠેર જણાય છે, ત્યા વિટામીન ખાતર શાક ખાવાનું કયાથી પાલવે? આ ખેતી પ્રધાન દેશ ભેતી પ્રધાન થઇ ગયો છે કે શુ? રહ્યો હુ તો વાતો કરતોજ રહી ગયો, ને સીકદરાબાદના નેશનલ ફ્રન્ટના શોધકોએ તો હદ કરી છે કે "રોજનુ એક એ વે ગણુ બચાવવાથી જાપાનને દૂર ને દૂર રાખી શકાશે?" આ શોધ બદલ હિંદ જેટલી મગરૂબી ન કરે એટલી ઓછી છે!

O

હવે હીટલરની દ્રષ્ટ જોઇએ ફ્રાંનબૉક ગજા પ્રમાણે કોકેસસ અને સ્ટાનલીગ્રેડ તરફ દોડી રહ્યો છે પણ સામે ટીમેશીંકો હજુ તુટી પડયો નથી ગમે તેમ કરીને પણ પીછેહઠોની નામોશી વહોરીને પણ રશીયન લશ્કરને બચાવી રશિયાનુ નાક જાળવી રહ્યો છે જર્મન ભેઝરની ધાર કરતા રશિયાનુ નાક મજબુત નીકળ્યુ છે ખૂબીની વાત એ છે કે એને સરદી-સળેખમ પણ થતુ નથી જર્મનો બાહુ દોડી દોડીને સ્ટેપ્ની ગ્રેડના પાધરમા આવીને થાકી ગયા છે અને રૅઝેવ તરફ રશિયન સરદાર જારન ઝુકોવે શુભાગ્યુ છે બરાબર લાગમેર સોગઠી મારી રશિયાનોએ મધ્યનો મોરચો ગરમ કરી દક્ષિણના જર્મન ધાડાને થોભાવ્યા છે જેથી હીટલર પુન વિચાર કરતો થઇ ગયો છે જર્મન પ્રજાને અપીન કરી લડાઇની વેદી પર વધુ માનવ બકરા ઘેટની ભેટ ધરવા બરાડા પાડી રહ્યો છે જગતની નવીન રચનાની પુન બાગ પોકારી છે જગતની સસ્કૃતિને મસાણ કે કબ્રસ્તાનના રૂપમા ફેરવવાની દ્રષ્ટીથી વેપળ્યા કરી રહ્યો છે મેઘ ગર્જના પછી માવઠુ તુટી પડે તેમ એ મ સ થયા મિસરને મોન્ટ્ગે નવા ઍાલરના ઍાનીંગ કેવી પડે છે તે જગત જોઇ રહ્યુ છે હ્યો રૉમેલની નિકીટ ઉખડતા ઉખડતા બચી ગઇ છે! આમ બધાય પોતપોતાના રાજદ્વારિ પેતરા ભરી રહ્યા છે ત્યારે આપણે તો તબુરો હાથમા લઇને ગાવાનુ જ બકી રહ્યુ ને કે,

"સબ કરતે અપની અપની,
કાયા માયા કોઇકી ર નહિ,
સબ કરતે અપની અપની

O

કૉંગ્રેસની ભેસો માથા મારીને સરકારી કમાઓમા ઘુસી ગયા, પછી લોકો લીગ તરફ ભળતા હતા, પણ લીગે હવામા તલવાર વીંઝી હતા સને સાનો ઠરાવ કર્યો પછી આની હીંદુ મહસભા તો તેણે પણ રાબેતા મુજબ છાણમા તલવાર મારી છે વર્તમાન પરિસ્થિતિ પર છાજીયા લીધા, સરકાર ઉપર ટીકા કરી, અને સાથે સાથે ટીકા કરવી સ્હેલ છે નિભાવવી મુશ્કેલ એ પણ સાબીત કયુ હિંદની આઝાદીની તાત્કાલિક જાહેરાત કરવાની માગણીએ મુકી નાખી, પણ આઝાદીની તલવાર મેકડો વરસ થયા મ્યાનમા પડી કટાઇ ગઈ હોઈ એકદમ ખેચવા જતા મ્યાન તુટી જવાનોય સભવ ખરોને! ગૃહખાતા અને રક્ષણખાતાના દફતરો હિંદીઓને સોપવાની માગણી કરી, પણ એ દફતરોની ઉપરના વિલાયતની મુહર અને લાલ પટ્ટીઓનુ શુ? અને કારોબારીના સપૂર્ણ હિંદી કરણનીય વાતો વધારી, પણ



છે કે લેખક સમુદાય અને વાંચક વાચક વર્ગ અને તેમાંય ખાસ સાહિત્ય રસિક યુવાનો 'કારવાં'મા 'આનાજની દુનિયા' 'પેટ' મેહફિલ, તેમજ ઇતર સાહિત્ય પ્રવૃત્તિના લેખો તેમજ નવલિકા અને કાવ્ય પ્રદેશને જ 'કારવાં'નું મુખ્ય અંગ સમજી તેને વિસ્તૃત કરવાની સલાહ આપે છે, ત્યારે ગ્રામ્ય વાચકોનો ધર્મપ્રેમી મોટો સમૂહ 'ફતાવા', 'કુર્આન-હદીસના મોજઝા, 'અખ્બારુલ કુરન' જેવા ધાર્મિક લેખો સિવાય બીજું વાચવાનું ભાગ્યેજ પસંદ કરે છે આમ 'કારવાં'નો વાચકવૃંદ બે વિભાગમાં વહેંચાઇ ગયો હોઇ બંનેય વિભાગોને સંગીન સ્વરૂપ આપી ચોથા વરસમાં એનો વચનની દૃષ્ટિએ સંગીન વિકાસ કરી 'કારવાં'ને જે પદ્ધતિએ ચાલે છે તેજ રીતે આગળ ધપાવવાનો અમે નિશ્ચય કર્યો છે ખુદા અમને કાગળોની મોંઘવારી સામે ટકવાની હિંમત, અને તમને ગ્રાહક બનવાની તૌફિક અતા કરે એટલે બસ

—: એક સૂચના :—

અનેકવાર સૂચવાયા છતાં, અને આટઆટલા ચોની પ્રકટ પ્રગટ થયા છતાં, કેટલાક લેખકો ને કવિઓ અનુવાદ હોય તો અનુવાદ, કે સૂચિત હોય તો સૂચિત લખતા શરમાય છે તેમ ન થવું જોઇએ

—તંત્રી

## દારૂલ ઉલુમ મદ્રેસા અશરફીઆ અરબીઆ રાંદેરનું વાર્ષિક ઇમતેહાન

તા ૧લી શાબાન ૧૩૬૧ હિ મુતાબિક તા ૧૫મી ઓગસ્ટ ૧૯૪૨થી તા ૭ સાબાન ૧૩૬૧ હિ મુતાબિક તા ૧૭મી ઓગસ્ટ ૧૯૪૨ સુંધી મજકુર મદ્રેસાનું વાર્ષિક ઇમતેહાન થયું અરબીની ઉંચી કલાસોનું ઇમતેહાન ગીમડવાના મૌલાના અહમદ બુઝુર્ગ સાહેબે ત્યા મૌલાના મોહમદ ઇદ્રીસ સાહેબ મુદર્રિસ જામેઆ ડાભેલ અને મૌલાના સૈયદ રસુલશાહ સાહેબ મુદર્રિસ મતલઉલ ઉલુમ સુરતએ લીધું હતું બીજી અરબી અને ફારસી, તેમજ ઉર્દૂ કીતાબોનું મૌલાના અબ્દુર્રહીમ માદીક સાહેબ રાંદેરી, અને મૌલાના હાફેઝ અબ્દુર્રહીમ ઇમામ બળી મસ્જીદ રાંદેરએ લીધું હાફેઝ થનાર છોકરાઓનું ઇમતેહાન જનાબ હાફેઝ સાલેહ સાહેબ રાંદેરી ત્યા હાફેઝ એયુબ યાકુબ બાવા સાહેબ અને હાફિઝ અલી આરીફ અલ્વી સાહેબ રાંદેરીએ લીધું હતું ત્યા નાઝેરા પઢનારા છોકરાઓનું ઇમતેહાન કારી મકબુલ અહમદ મરહુમ મુદર્રિસ મદ્રેસા અજુમને ઇસ્લામ રાંદેર. અને હાફેઝ કાસમઅલી મુદર્રિસ મદ્રેસા કિનારા રાંદેરએ લીધું હતું અરબી ત્યા ફારસી પઢનાર કુલ સાઠ (૬૦) તુલબાઓએ ઇમતેહાન આપ્યું હતું અને ઉર્દૂમા પઢનાર કુલ (૩) તુલબાઓએ ઇમતેહાન આપ્યું હતું. જેમાંથી ચાલુ સાલમા ખુદાના ફઝલથી નવ છોકરા હાફિઝ થયા છ નાઝેરા પઢનારી કક્ષાઓમા રાંદેરના છોકરા છોકરીઓ મળી કુલ ૨૮૫એ ઇમતેહાન આપ્યું જેમાંથી ચાલુ વર્ષમા ૨૧ છોકરાઓએ કુરઆન શરીફ ખતમ કર્યું અને દરેકને પા (૦।) સીપારો મોઢે કરાવવામા આવ્યો છે ખુદાપાકના ફઝલથી ઇમતેહાનનું પરિણામ ઘણું સારૂ ઉતર્યું છે મજકુર મદ્રેસાની બોર્ડિંગમા ચાલુ વર્ષમા ગુજરાતના પચાસ બોર્ડરો હતા જેમનો તમામ ખર્ચ મદ્રેસા ફંડમાંથી કરવામાં આવ્યો હતો. મૌલાના અહમદ આરીફ અફારક સાહબની દેખરેખ નીચે આ મદ્રેસો સારી પ્રગતિ કરી રહ્યો છે



સમજી ગયો સમજે છે એ પીનાર'ની વાતો
જો પુષ્પ છે નજીક તો અણીદાર છે નરા
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો
હા દેરતીતો એમની કાયમ છે પરંતુ
કરતા હતા પહેલા તે નથી પ્યારની વાતો
સુપરહેજે 'અમીન' એની તબીઅતમા છે ગરમી,
ના પૂછ મને હલ એ 'સરકાર'ની વાતો
–'અમીન આઝાદ' ] [ સુરત

–[ ૭ ]–

આવે છે ફરી યાદ તે દિનદારની વાતો
તે પ્યારની વાતો અને તકરારની વાતો!
સો વાતની એક વાત ના તમને કહી દઉં,
કો છે કોઈ સરકારના સરકારની વાતો!
સમજીને ! સમજાય તે સમજીને કરું શું?
ઇકારના પરદા મહીં ઇકરારની વાતો!
સમજાયું એ ઝાકળ અને ગુનગુનના રૂદનથી
છે ભેદ ભરી કેટલી ગુલ ખારની વાતો!
દર્શન હું સનમના કરૂં મન મંદિરે નિત નિત
મૂકો તમે કાશી અને હરદ્વારની વાતો!
પરલોકની વાતો અને આ લોકમાં "વાઇઝ!"
સંસારમા બેસી કરો સંસારની વાતો!
ગેહફિલમા ફક્ત હું જ ભલા જામને તરસું?
સાકી! હવે થઇ જાય છે હદપારની વાતો!
પૂછો ન દશા નરગિસી આંખોના ઇશારે,
બીમારને કહેવાય ના બીમારની વાતો!
કંઇ વસ્લ-વિરહ ગુનગુનો ગુલ, જામ-સુરાની,
"બેખુદ"ની ગઝલમા છે ગઝલકારની વાતો?
–'બેખુદ'-ઘીવાળાજી ] [ નાગપુર

–[ ૮ ]–

નયનોથી દિલમા આવી કરો પ્યારની વાતો
બેસી કિનારે શાને હો મઝધારની વાતો!
દિલમા દબાવી દર્દ કરું યાદ તે ઘડી
ઇકરાર તુજ નયનમા ને ઇનકારની વાતો
હસ્તુ જગત અભાગી ઉર ને હું જગત પર,
જાણે સિતારૂ તેજ શું અંધકારની વાતો
ગુનગુન થયો તસદ્દુક થના એનો ગંઝલ,
છે ભેદ ભરી કેટલી ગુલ ખારની વાતો
પી, પી ને જાણી લે તું ખુદાના તમામ ભેદ,
ખોઇને ખુદને જૂઠી જા સંસારની વાતો
"જ્યોતિ" જીવનની ઓળખી હું તેજ પામ્યો,
નાદાન શું જાણશે ભલા ગવખારની વાતો?
'જ્યોતિ' ] [ પેટલાદ

–[ ૯ ]–

કર યાદ કફસમા ન તું ચમકારની વાતો,
એક સ્વપ્ન છે ગુલઝાર ને ગુલઝારની વાતો
છે આપની તમામેજ હકીકતના નિરાધાર
વાહ! ખૂબ કરો છો તમે 'સાગર'ની વાતો
પુષ્પોમહી કંટક છે કે કંટકમહી પુષ્પો
સમઝાવશો કોઈ મને ગુલ-ખારની વાતો?
આપીને કફસમાય નથી ચેન અમોને,
ચર્ચાય છે જ્યા ત્યા જુઓ ગુલઝારની વાતો
સાંભળ્યું નથી જેણે કદી પ્રેમનું સંગીત,
શું જાણે હૃદય તારના ઝણકારની વાતો
આંખોની છુપી વાત છે દુનિયાથી નિરાળી,
સમજાય કે શું આપને એ ચારની વાતો?
પીવામા જુદી મોજ છે પાવામા જુદી મોજ,
પાનાર શું જાણે ' હુઝી પીનારની વાતો
– હુઝી' ] [ વડોદરા

–[ ૧૦ ]–

ભેદી છે બધી ભેદના ભરનારની વાતો,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો!
ગુંજી રહી છે જ્યાં બધે અંગારની વાતો
ના યાદ કરી શું કરૂં હું બહારની વાતો!
હું તો ખુશી છું ત્હારી ખુશાલીમા પરંતુ
હા, થાય ભલે હરને મુજ હારની વાતો!



જખ્મોથી જિગર ચૂર થયુ હાય હવે તો,
તુ છોડ ખુદા ખાતરે તકરારની વાતો
ગુંચવાઇ ગયો એવો જિવન-જાળ મહીં કે,
ભૂલી હુ ગયો દિલ અને દિલદારની વાતો !
અંધકાર મહીં કોઇ ઝરુક હુ નથી જોતો,
છે દૂર, હજી દૂર, દિલ ! ઉધ્ધારની વાતો
ખામોશ રહી, જગતને હુ પામી ગયો છુ,
મુજથી ન કરે કોઈ અહંકારની વાતો
ખુદ દર્દ દવા થઇ જશે મુજ દર્દનુ છેવટ,
ના છેડ, મસીહા હવે ઉપચારની વાતો
'અશરફ' નઝર નાખ જરા દિલ પરે, તુજને-
સમાઇ જશે સાર ને સૌ સારની વાતો
-'અશરફ' ] [ વહાલુ

-[ ૧૧ ]-

પૂછો ન કોઇ અશ્રુ તણી ધારની વાતો,
એમા છે અરે ! કેટલા પ્રકારની વાતો
એ જાણે છે મારી અને હુ યારની વાતો,
વિસ્તારમા છે પ્રેમના વિસ્તારની વાતો
જીવનનુ પરિણામ તો ચર્ચાય છે શાને,
શુ નેત્ર પ્રકાશે છે પ્રણય સારની વાતો ?
એમાંથી કઈ શોધ ને જીવનમા જડી લે,
'છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો"
જાણે છે નિશંક પાપ અને પુન્ય ને તેઓ,
તુ સત નથી જાગતો મયખારની વાતો
રંગ-જાળમા હુ તો ફસાઉં છુ નહીતર,
કા લેશ ગમે છે મને સંસારની વાતો ?
મેહફિલ મહીં આદર કરૂ કેમ કરીને,
ભૂલી હુ ગયો જુલ્મ તણી કયારની વાતો
કઇ પ્યારની વાતોનુ મૂખે નામ નથી તો,
શુ સચરી એ તે બધી પ્યારની વાતો ?
'બિસ્મિલ" પુન કા છેડે ? છેડે ન હવે,
તજ નયન તણા બાણના પ્રહારની વાતો
-'બિસ્મિલ' ] [ પોરબંદર

-[ ૧૨ ]-

હા ! સભળો, કઇ આપના ગમખારની વાતો,
તરસે છે કહેવા, એતો દિલે ઝારની વાતો
શી રીતે ભૂલાવી દઉં સૈયાદ હુ એને,
યાદ આવે કફસમા 'મને ગુલઝારની વાતો
સૌ દર્શ અભિલાષીની જીભે છે એ કથની,
મૂસાજ નથી કરતા એ દીદારની વાતો
મેહફિલમા બચાવો જરા બિસ્મીલને બચાવો,
આપના નયનો કરે તલવારની વાતો !
છે સુખની ઘડી એને ખુશાલીમા વિતાવો,
કઇ ઠીક નથી વસ્લમા તકરારની વાતો
પીવડાવી છે સાકીએ અજબ હોશની મય,
છે જ્ઞાન ભર્યા કેટલી મયખારની વાતો !
હુ જગતમા ગરકાન થઇ ભૂલુ છુ તોયે,
એકાંતમા યાદ આવે છે દિલદારની વાતો
હુ સાંભળુ છુ 'નૂર' સદા ધ્યાન દઇને,
દીવાનો કોઇ જ્યારે કરે યારની વાતો
-'નૂર' ] [ ભરૂચ

-[ ૧૩ ]-

તજ વ્યર્થ બધી વાતોને કર વા'રની વાતો,
કા કત્લની કાતિલ તુ કરે કયારની વાતો ?
તુ જાણે છે શુ વિરહમા બળનારની વાતો
દીપકથી જરા પૂછ પ્રણય-ચારની વાતો !
જોઇને ઘડીભર હુ વિમાસણમા પડુ છુ;
છે અટપટી કેવી જુઓ સંસારની વાતો ?
ઉચ્ચ નીચનો ઉપવનમા નથી ભેદ જણાતો,
'છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો ?'
શ્રાવણની ઘટાઓ જો ચડી આવી છે વ્યોમે,
માફ તુ હવે પાપ, તજ ઇન્કારની વાતો
હુ પ્રેમનો રોગી છુ પિછાનો છો તબીબો,
જાઓ ને તજો આપના ઉપચારની વાતો"
પુરાની બધી વીતી છે ગઝલ મહીં 'મુઝતર',
છે સ્વપ્ના સમી યાદ એ બહારની વાતો
-'મુઝતર' ] [ પોરબંદર



-[ ૧૪ ]-

જ્યાં રૂપને ગમતી નથી કંઈ પ્યારની વાતો,
ત્યાં પ્રેમને રૂચે છે એ તકરારની વાતો
હું જામ મહીં ભરૂં છું ગત કાળનું જીવન,
સમજે છે તું કયાં શેખજી મયખારની વાતો!
અધીર રડાવે છે ઉકેલ એનો મને આજે,
છે ભેદભરી કેટલી ગુલ-ખારની વાતો?
નિઃશપ્રાણ સમું ઉર, અને તીરોના પ્રહારો,
છે દર્દથી ભરપુર તડપનારની વાતો
કોરી ગઈ ઉપવનના કલેજાને ખિઝાં પણ,
ગુનગુન તું કરે છે અરે! ગુનઝારની વાતો?
દિલ મારૂં પરત આપવા તે ક્રૂર કરે છે,
ઈકરારની વાતો પછી ઈન્કારની વાતો
દુર્લક્ષ "નવાઝ" એના પ્રતિવેધ થકી બન,
વિસ્મિત ન કરી દે તને સંસારની વાતો
–'નવાઝ' ] [ ધોરાજી

-[ ૧૫ ]-

અનંતથી છે રૂપની તકરારની વાતો,
છે પ્રેમ પ્રત્યે એટલે તુચ્છકારની વાતો
મુજ પ્રેમ તણી એટલી ચકચાર થઇ છે,
ચર્ચાય છે ચોકોર એ ચમચારની વાતો
[illegible] મારી પ્રતિક્ષામાં ફળીભૂત થયો છું,
લાગે છે મને આશ ભરી યારની વાતો
ઉપવન મહીં ગુનગુન તું રહે છે તો કહી દે,
"છે ભેદ ભરી કટલી ગુન-ખારની વાતો?"
તું ક્ષુદ્ર બતાવે છે સદા બોધમાં બોધક,
ને કેમ ગમે છે તને સંસારની વાતો?
અજ્ઞાતનો અજ્ઞાન છે નાદાનનો નાદાન,
તો વર્ણવું હું કેમ પછી! પ્યારની વાતો
એક શબ્દ ન ઉચ્ચાર જે ઉત્તર મહીં 'સાઇલ',
બસ દિલમાં ધરી રાખજે દિલદારની વાતો
–'સાઇલ' ] [ ધોરાજી

-[ ૧૬ ]-

શું જાણે કોઇ ખાકના આબાનની વાતો?
મરનાર ફક્ત જાણે છે મરનારની વાતો!
ફરહાદ ન શીરીં ન તો લયલા છે ન મજનૂં,
બાકી છે હજી પ્યાર! અને પ્યારની વાતો!
આંખોના ઇશારામાં છુપી વાત છે દિલની
'ટક''ટક' નથી એમાં કે મળે તારની વાતો!
ઈર્ષા જો નથી કંઇ નથી કંકાસ જગતમાં,
ઇર્ષાનું છુપું મૂળ છે તકરારની વાતો!
'યૂસુફ' ને છુપાવીને નયનમાંજ ન રાખો,
દિનરાત સુનાવી કહો દિલદારની વાતો!
'યૂસુફ' ] [ સુરત

-[ ૧૭ ]-

સુખ શાંતિમાં સમાઈ છે, અશ્રુ તણી ધારે,
છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો?
ફુલો તણા યૌવન પરે ભ્રમરો કરે ભ્રમણ,
રસ આપવાની ઘોષણા ગુલ-હારની વાતો
મીઠા હતા કડવા દિસે તુજ વેણ એ હતા,
છે સ્વપ્ન, જ્યાં થાય છે સત્કારની વાતો
'શાદ' ] [ જેતપુર

-[ ૧૮ ]-

છે ગજબ ભરી જેટલી દિલ-દારની વાતો?
"શું ભેદ ભરી એટલી ગુન-ખારની વાતો?"
ગર પ્રેમ રહો યાઓ જતા સૂયે મદીના,
અનહક! કહીને નહું ગુન-ઝારની વાતો
આદમથી થઈ ભૂલ પછી મારૂં ગજું શું?
ચોપાસ પરે છે આજ ખળકનારની વાતો
બંદ છું કે ભલે બદ છું પણ આકા તમારો છું,
પીવાને સહુ પાપો છે મુજ પ્યારની વાતો
છે દર્દ ભરી યાચના 'અનવર' તણી 'શાહ!'
કર માફ ખતા એ છે ગુનહગારની વાતો
–'અનવર'] [ ધોરાજી



-[ ૧૯ ]-

સાચી કદી પડતી નથી દિદારની વાતો,
એ વાતો કે રૂટર સમા કો તારની વાતો !
ના માટે સદા હસ્તો દમ શેખ ભરો છો ?
તમને નહીં ગોળે વગર આધારની વાતો !
સર થાય છે મેદાન હવે તોપના જોરથી,
રહેવા દો બધી ખીસામા તલવારની વાતો
એ પ્રેમીગી માશૂકની દુન્યથી નિરાળી
ફકિરના પરદામા છે ઇન્કારની વાતો.
હોળી ને દિવાળી છે હવે હિંદમા સરખી,
જ્યા નિત નવી સભળાય છે તકરારની વાતો !
માશૂકની ચપનમા અજબ છે એ કરામત,
જેને પડી તે ભૂલી ગયો પ્યારની વાતો !
દિન દશકમા "આસી" ગયુ પણ કહુ ના મળ્યુ,
છે સાર વગરની બધી અસરની વાતો
-'આસી' ] [ સુરત

-[ ૨૦ ]-

પુષ્પો તણી ઉલ્ફતમા કા આઝાદી ગુમાવો ?
ભૂલી શુ ગયા ગુલગુલો, ગુલઝારની વાતો ?
ખરી તુ ભલે હોય પણ મખલુકમા અશરફ,
માવલાએ કહી તુજને એ અશઆરની વાતો
'ઇમામ' હો તુજ કાવ્યમા રંગીનતા ક્યાથી ?
સભળાય રહી દેશમા તકરારની વાતો !
-ઇમામ ] [ સખેડા

-[ ૨૧ ]-

જાગે ગ જવાનો અરે વતનપ્રેમની વાતો ?
પાપણી છે નાદુ, નથી કમારની વાતો !
એમતરે પ્રેમીઓ કરે બૂટ સ્વરૂપને,
દાઢે છે હસી મૌજડી મીસ્તારની વાતો
આબુરુગો કાજે ગયા જ્યા પતી રિસાની,
એ ઘર ચિપે ગુરુ રતી ભગરની વાતો !
એક નાક ચિઢાવે છે તો એક પાય રિંગાવે,
છે ભેદભરી કેટલી ગુલ-ખારની વાતો ?
'શિતાબ' હવે કયાથી આ મહેફિલને હસાવે,
જ્યા એને હસાવે નહિ "રફતાર"ની વાતો
-શિતાબ ] [ ભાવનગર

-[ ૨૨ ]-

એકાંત, આપ, ચાંદની ને પ્યારની વાતો,
સસાર ભુલાવે છે એ સસારની વાતો
ઘુઘટ ફગાવી દઇ ને આવો પાસમા,
તડપાવી દેશે દૂરથી અણસારની વાતો
મુજ પાસમા આવીને ખસી દૂર ગયા કયા ?
બાકી જ કહેવી કઇ હજી ઇસરારની વાતો
મસ્તીથી, અદાથી, હસીને ના ના કહેવુ,
છે ભેદ ભરી કેટલી ઇન્કારની વાતો ?
છે કોના ઉપર નાઝ ને અદાઝ આટલો ?
હુ છુ અને મુજ પાસ તો સિગારની વાતો
હારી ગયા, દિલ ખોઈ દીધુ, એમા થયુ શુ ?
વાતો છે બધી જીત અને હારની વાતો
આવી રસિકતા તુમા ક્યાથી ? અરે, "યાવર!"
આ ઘેન ! મિટાવીને કર ભાનની વાતો
-'યાવર' ] [ વડોદરા

-[ ૨૩ ]-

સમજ્યો નહિ આપીને હૃદય, પ્યારની વાતો,
શુ પ્રીત છે ને પ્રીત તણા સારની વાતો ?
ર, આગ જને એક સ ! મારા જિગરમા,
જાણુ ન છતા હુ કદી ઉપચારની વાતો
ની વાર કરે સાકી ! ન તલસાટ વધારે,
ના પ્યાલ ધરે કેમ તુ મયખારની વાતો ?
જાણે ન ભમર દિલ તન મમજ્તરો ક્યાથી ?
છે ભેદ ભરી કટની ગુલ-ખારની વાતો ?
કો' અન્યને કો' કાન જરો વિશ્વ-પટેથી,
બાકી રહી જનાર છે બે-ચારની વાતો



એ હાથ હતા ખાલી તે જાણુ લઇ ખાલી,
સંસાર મહીં રે શી બસ સંસારની વાતો
શા ચેનથી "ચમકાર" વિતાવે હવે જીવન?
ભૂલી નથી ભૂલાતી એ "રફતાર"ની વાતો
–'ચમકાર' ] [ ભાવનગર

–[ ૨૪ ]–

ભૂલી જે ગયો આજ છે કિરતારની વાતો,
શાને હું કહું કો'દી એ સંસારની વાતો?
ગનકાતી વસંતે બધે આનંદ છવાયો,
આ પાનખરે આદરી ગુલઝારની વાતો
ઓ ચંદ્ર! તને દેખી તિમિર ભાગે સુદૂરે,
શા કાજ તું સુણવા ધસે અંધકારની વાતો?
ઘુઘવતા સમંદરે મહીં ઝુકાવે, ખલાસી,
મૂઝાઇ કરે કેમ તું મઝધારની વાતો?
દિલ પાથરે છે એક, અવર નિત્ય ડસે છે,
છે ભેદ ભરી કેટલી ગુલ ખારની વાતો?
દિલ મારું સદા ભડકે બળે છે, હે પ્રવાસી!
એ પાસ તું શાને કરે અંગારની વાતો?
નિર્લીન થયો દ્વાર કને, કનાત બનીને,
પીધું ન કઇ, ના સુણી પાનારની વાતો
–'બેફામ' હ્દયને જે વિનોદે ભરી દેતી,
ગમગીન કરે આજ એ "રફતાર"ની વાતો
–'બેફામ' ] [ ભાવનગર

–[ ૨૫ ]–

છે બેહદ ભરી કેટલી ગુલ-ખારની વાતો?
દિલદારની વાતોને પ્રણય સારની વાતો!
આશાને અભિલાષ મહીં રાત વિતાવી,
પ્રિયા! ન કરી આજ અભિસારની વાતો
છો અલ્પ જીવે પણ મરે સિદ્ધાંતને કાજે,
હે પાઠ પતંગ દીપને દુઃખારની વાતો
તુફાન, પ્રલય, આંધીને ભૂકંપ રચી,
પ્રભુ ક વિચારે જગ-સંહારની વાતો
યુદ્ધો વડે વિનાશ જગતનો થયો ભારે,
થાશે હવે માનવ જીવને હારની વાતો?
નિત સંગ્રહે, છવતને મનુજ વેડફી નાખે,
સૂઝે ન કદી આજ નિરાધારની વાતો
તું ગૌર્ય, અડગતા હવે મુસ્લિમ! દે બતાવી,
તાજી કરી એ તૂર્ક ને તાતારની વાતો
'નિશાત' વહીન બધુનો કા શોક વિસારે?
પ્રેમાળ ને પ્રેરક હતી 'રફતાર'ની વાતો
–'નિશાત' ] [ ભાવનગર

–[ ૨૬ ]–

સમજુ છું ફક્ત પળમાં હવે પ્યારની વાતો,
નિરસ હતી કેવી બધી સંસારની વાતો
મજનૂને જઇ પૂછો હતી કેવી મઝાની?
મસ્તી ભરી ઝરણાં ઝણકારની વાતો!
દિલ મારું ફરી જ્યારથી ચોગાઇ ગયું છે,
બેદિલ બની ગઇ ગયો દિલદારની વાતો
દિલબર તણી વાતોની જગે હોય ન વાતો,
રફતાર કરી જાય છે તલવારની વાતો
આંખોથી વદવાને ફરી ગગ-જમન હું,
સંકેતમાં બોલું છું બધી યારની વાતો
છે એક હકીકતમાં દીસે સૌની હકીકત,
નિદ્રામાં ન સમજીશ તું એ દરની વાતો
પયગામ પવન તેને કહી દેજે ફરીથી,
કો'દી જો ગલીમાં તું ફરી યારની વાતો
આતુર છે સુણવાને હજી પ્યારથી પ્રેમી,
સુણ શિર નમાવી હજી તું યારની વાતો
મન્સૂર નથી તો પછી ચુપ કર હવે "રશીદ"
હુશિયાર! ખબરદાર! ન, વદ દારની વાતો
–'રશીદ' ] [ પેટલાદ

–[ ૨૭ ]–

પહેલાં તો કરે ગુસ્સો પછી પ્યારની વાતો,
સમજાઇ ગઇ મુજને તો દિલદારની વાતો



એક શાંત રહે, એકતો પકડે પછી દામન,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો ?
ઇતિહાસ તો વાંચ્યા ઘણા લડવૈયા તણાએ,
ને રોજ ભરી સાંભળી તલવારની વાતો
મેં જોયું 'તું ખંજર લઈ ગુસ્સામાં ગયા ક્યાં !
કોઇ તો કહો કાતીને ખુ ખારની વાતો ?
જાવો અને ત્યાં એવું નવું શૌર્ય બતાવો,
ના કહેશો મને આની કોઈ, હારની વાતો
સંસારના ઝગડા પરે પૂળો મુકો, મઝાક.
મુશ્કિલ અગર હોએ કરો સહકારની વાતો
—'મઝાક' ] [ ડભોઇ

-[ ૨૮ ]-

રોંદી ન તમે પૂછશો અગયારની વાતો,
અગયારને કહેતા નથી દિલદારની વાતો
સમજુ છું બધું એ નહિ સમજાઉં કોઇને,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો
હું મારી કહાણી જો કહું છું તો હસે છે,
જાણે એ સુણે છે કોઇ મયખારની વાતો ?
પત્થરનું હૃદય હોય તે સાંભળીને બધીરો,
એવી છે અતી ક્રૂર ગીતમગારની વાતો
'આઝાદ' જીવન ખાક કરી દે છે દિલાસા,
ધિક્કારની વાતો છે બની પ્યારની વાતો
—'આઝાદ' ] [ ભાદરણ

-[ ૨૯ ]-

જાયા હતા છે, જગે આપના બિમારની વાતો,
રહેવા દો મસ્ત હા, હવે ઉપચારની વાતો
વાણી પણ મધુર કેટલી મીઠાશ ભરી છે,
છે પ્યાર ભરી કેટલી મુજ પ્યારની વાતો !
આવ્યા તો ઘણો દૂરથી આવીને સનમ,
ચુપ કેમ બેઠા શું કહું પ્યારની વાતો ?
તો દૂર રહો, જુદી છે મ્હારી એ શિકાયત,
છોડોને મિલનનાંમા તકરારની વાતો
કેવું શું 'હબીબ' કોઇ ગઝલ મ્હારી સુણીને
આ કોણ ખીઝામાં છે કરે બહારની વાતો ?
—'મસ્ત હબીબ' ] [ સુરત

-[ ૩૦ ]-

મશહૂર છે તે નર્ગિસે બીમારની વાતો,
જોઈશું હવે એના ચમત્કારની વાતો
શું ખાક તે સુણવાના મિલનસારની વાતો,
છે આજ કરે યાદ દિલે-ઝારની વાતો
તો કથની મ્હારા ગમની સુણી કોઇ કહે છે,
આ પ્યારની મેહફિલ છે કરો પ્યારની વાતો
શું જાણે કોઇ વાત એ ગુલ-ખારની ભાઇ,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો ?
હા શાને ચઢાવો છો હવે ફૂલ કબ્ર પર ?
ધિક્કારના કરનાર ! શી આ પ્યારની વાતો ?
ઊડયા છે ભરી મેહફિલે અશઆર તે કહેવા,
લો, સાંભળી લો, 'તાજ' ગઝલકારની વાતો !
—'તાજ' ] [ ગદેર

-[ ૩૧ ]-

ઉપકારના બદલા મહીં અપકારની વાતો,
ઉલટી છે આ સંસારમાં વહેવારની વાતો
દુઃખ દઈને પછીના કરો ઉપચારની વાતો,
રે'વા દો આપ સર્વ પરોપકારની વાતો
સમજી ગયો છું આંખના અણસારની વાતો,
શું ખૂબ ! એ ઇન્કારમાં ઇકરારની વાતો
મારા જીવનની આશા બધી ધૂળ થઈ ગઈ,
કોને કરૂં જઈને હવે હું પ્યારની વાતો ?
લાખો વિનતિઓ છતાં આવી ગયું મરણ
મોતે ન સાંભળી કદિ બિમારની વાતો
શું બાળપણમાં આપ બકે જાવ છો જનાબ ?
હા બધ કરો, બસ થઇ, હદપારની વાતો
આવી ન 'શાહ' ને કદી પર હાથથી મઝ,
સાકી જો પાય તો હું કરૂં પ્યારની વાતો
—'શાહ' ] [ ચીખલી

-[ ૩૨ ]-

શું જાણે તું એ દિલ અને દિલદારની વાતો ?
પ્યારી છે મને પ્રાણથી એ પ્યારની વાતો.



છો, મારી વ્યથા પર હસે, હસનાર જગતમા,
દિલ મારૂ રડે છે સુણી હમારની વાતો
એ ભેદ ભરી આપની વાતોને હુ સમજુ,
ઇન્કાર મહીં ગુપ્ત છે ઇકરારની વાતો
ગુનગુનના વસલ સીનમા હુ એેજ સુણુ છુ,
છે ભેદ ભરી કેટની ગુન–ખારની વાતો?
તે પાર જવુ છે તો તુ એ ખાક ધરી જા,
આ પાર કરે કેમ? તુ તે પારની વાતો
જીવનમા અનેક જાતનુ સૂચન એ કરે છે,
'શૌકીન' હુ સુણુ તેથી કલંદાની વાતો
–'શૌકીન'] [જેતપુર

–[ ૩૩ ]–

આશાતની વાતો છે તિરસ્કારની વાતો,
દિલદારની વાતો અરે! દિલદારની વાતો
ઈર્ષાનો, અદાવતની અને ખારની વાતો,
સંસારની વાતો છે દુરાચારની વાતો
ગુન–મુખથી સરે હાય! હવે ખારની વાતો
દિલદારની વાતો થઇ આઝારની વાતો!
સહચર અને શત્રુ મહીં સદકારની વાતો,
છે ભેદ ભરી કેટલી ગુન–ખારની વાતો
ચાલી ગયા એક રોગ લગાડીને હૃદયમા,
કરતા નથી તે કંઇ હવે ઉપચારની વાતો
જાણીને કોઇ વાર ખબર પણ નથી લેતા,
સાભળતા નથી આહ! તે બીમારની વાતો
મળતી નહિ પીડીતને કંઇ દાદ જગતમા,
કરતુ નથી કો' રંકના ઉધ્ધારની વાતો
જો તુએ ન ગણકારે મુજ આધાર બનીને,
સાભળશે ફરી કોણ નિરાધારની વાતો?
'ઉત્કૃત'ની ગઝલ પ્રેમના મર્મોથી ભરી છે,
વાણી મહીં એની છે છુપી પ્યારની વાતો
–'ઉત્કૃત'] [બરબોધન

–[ ૩૪ ]–

સદકારો રહે નિત ખતા સમજે નહિ પ્રાણી,
છે ભેદ ભરી કેટલી ગુન–ખારની વાતો?
જિવન તણો સાગર તો છે અગાધને ઉંડો,
અમર રહે જગમા સત તરનારની વાતો
મુજને તો હસી આવે છે તુજ હાલ નિહાળી
આદી તુ કફસોા, કરે ગુલઝારની વાતો?
છે પ્રેરણા અનોખી, અનેરી મુજ કવનમા,
ગન્સરને ડરાવે નહિ દારની વાતો!
–મુ શ્રી ઇસ્માઇલ ] [ નંદિર

–[ ૩૫ ]–

ગુનગુનને ગુન કહે છે, નિત ઉધ્ધારની વાતો,
ગુન ભોગીઓ સાભળજો એ છે સારની વાતો,
સભળાવુ છુ હે ગુનગુનો ગુલઝારની વાતો,
'છે ભેદ ભરી કેટલી ગુન–ખારની વાતો?'

✕

ગુલઝારમા સતાઇને સૈયાદ તાકતો,
આવી ફસાય ગુનગુનો હરદમ એ રાખતો
ફન્દા લગાવી પારધી ગુનગુનને ઝાપતો
શુ સમજે એ તુજ નયનના પલકારની વાતો

✕

ગુલઝારના પ્રેમીને દઉ યાદ ચેતજો,
નહીં સાભળે કોઈ પછી ફરીયાદ ચેતજો,
આ ગુનગુને ચમનમા છે સૈયાદ ચેતજો,
લલચાવીને વશ કરવા કરે પ્યારની વાતો

✕

રંગ, રૂપ જોઇ ગુનગુનો ગુન રોજ લઈ ભમે,
નિત મૌજમા ગુન સાથે હી ખેલવુ ગમે
ગુનગુન ન ગુને ગુનને, ગુન નિજ નયનમા રમે,
જયા લગ કરે છે ગુન તણા ઉપકારની વાતો

✕



શ્રોતાઓ શાયરોની ગઝલ જાય સાંભળી,
સંગીતના શોખીનો ગઝલ-ગાય સાંભળી,
સહિત્યના રસીકો, ખુશી થાય સાંભળી,
**'સત્તારશાહ નિઝામી'** ગઝલકારની વાતો
**–ભકત 'સત્તાર'** ] [ રાજપીપળા

–[ ૩૬ ]–

નિજ સ્વાર્થની ખાતર છે ફકત પ્યારની વાતો,
બાકી છે અરે! જૂઠ આ સમાજની વાતો
જવા દો એ 'ના, હા' અને તકરારની વાતો,
સંભળાવો પ્રણય દિલો કંઈ પ્યારની વાતો
અપકારથી એ એમનો ઉપકાર બુરો છે,
ઉપકાર કરી જે કરે ઉપકારની વાતો
ગર ખુદ છે દુરાચારી અમલહીન પ્રમાદી,
તો વાતો છે વાતો ફકત હુશિયારની વાતો
હું કોને બતાવું ને જઈ કોને સુણાવું,
મુજ પ્રેમના દાગો ને એ દેનારની વાતો
હું કોઈના દર્શનની તમન્નામાં મરું છું,
જાના દો ગરીબા બધી ઉપચારની વાતો
ભેદી છે, અનેક ઢગે ન ભેદાય શકી જે
છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો
દુ:ખ દર્દ વ્યથા જુલ્મનો જાલીમ ને પડીશી,
શું જાણે એ 'મઝલૂમ'ને લાચારની વાતો?
–'મઝલૂમ' ] [ જેતપુર

–[ ૩૭ ]–

ચર્ચે છે ઉભય સૌન્દર્યોદ્ધારની વાતો,
છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો
મુખ ભાવથી વાતો છે કદિ મૌનથી વાતો,
ને થાય કદિ નયનો થકી પ્યારની વાતો
કંઈ કાળના પડદા થકી ઢંકાઈ છે કિંતુ
ભાસે છે હજુ આજને અત્યારની વાતો
આશાનો બાગ જ્યાં ફૂલ્યો ફૂલ્યો નથી હજુ,
નભ વીજમાં ચાલી રહી સહારની વાતો
જીવતા કદર કરી ન કદિ કાર્ય કેરી પણ,
ચર્ચે છે માનવી પછી મરનારની વાતો
આલમને મૂલ્ય જીવના છે હારના નહિ,
સાંભળે સહેલ તું યદિ હારની વાતો
કથવી કથા કહો જઈ કોને વ્યથા તણી,
"સાગર" ન કોઈ સાંભળે રડનારની વાતો
–'સાગર' ] [ જેતપુર

## કલમ કોર્ટે ચઢી!

ઘાસડીની ગાંઠ છુટી જતા ઇજ્જતના વેરાએલા ચીભડાને પુન એકઠા કરવા મિયાં 'આસિમે' પણ ખરી કાચનાળાની જેમ 'કારવાં'ના તંત્રી વગેરે પર નાગપુર ખાતે કેસ કર્યો હોઇ, કીર્તિના તરેલા કોટડાને પુન સમારવા કટિબદ્ધ થયા છે કલમ–વીરો, કોર્ટમાં બૂટના તળીયા ઘસે, એ પણ ગુર્જર સાહિત્યના સદ્ભાગ્યની નિશાની છેને?

## 'કારવાં' એજન્ટસ:–

(૧) મેસર્સ લિમ્બાડા એન્ડ કું
પો. બોક્ષ ૭૯૩૯,
જોહાનસબર્ગ.

(૨) મેસર્સ તન્ના ન્યુસપેપર એજન્સી
નાનકવાડા,
કરાંચી

(૩) ઓસમાનીયા ટ્રેડીંગ કું
ન્યુસ પેપર એજન્ટસ,
રાણાવાવ.






એક આંધળો ભિખારી એક મારવાડીની દુકાને પહોંચ્યો અને ભીખ માગી મારવાડીએ પૈસો ન આપવો પડે તેટલા પૂરતું પૂછ્યું કે તું કહે છે કે તું આંધળો છે પણ હું તે માની શકતો નથી આંધળાએ દીન અદિત ખુલાસો કર્યો કે સાહેબ! પાઈ-પૈસા સારૂ મારે જૂઠું બોલવાની શી જરૂર? જુઓ, પેલો ગધેડો ઉભો છે તેને આપ જોઈ શકો છો ને?

મારવાડીએ કહ્યું હા'

આંધળાએ કહ્યું હું તેને જોઈ શકતો નથી કહો હવે હું આંધળો છું કે નહિ?"

° • •

'આમિમ'ને ન્યાય આપવા સારૂ જનાબ શયદાએ કરેલો 'જરૂરી ખુલાસો' પણ કંઈક આવોજ છે પહેલા તો ભાઈ શયદા અનુવાદ એ ચોરી કહેવાય કે નહિ નો પ્રશ્ન પૂછીને જાણે અજાણે 'આમિમ'ના એ કહેવાતા કાવ્યોને અનુવાદ તરીકે કબૂલ કરી જાય છે પછી આગળ વધીને 'સૂચિત શબ્દ છપાયો નથી" એ પણ સ્વીકારી લે છે અને બસ અમારૂં પણ એમજ કહેવું છે અમે શું અત્યાર લગી બીજી ભાષામાં કાંઈ બીજું કહી રહ્યા હતા?

હવે રહી 'આમિમ'ના ચોર અને અપરાધી (અનમત્ત સાહિત્ય ચોર) હોવાની વાત તો એ સબંધી અમે જનાબ શયદા' સાહેબને સવિનય પૂછીએ છીએ કે જો તેઓ ઉર્દૂમાંથી સાંગોપાંગ અનુવાદ કરી લીધેલા અને જેના નીચે સૂચિત કે ઉપર અનુવાદક લખવાને બદલે રચનાર લખેલા, કાવ્યને ચોરી અને એવું કરનારને ચોર નથી લેખતા તો પછી તેઓ કોને સાહિત્ય ચોર લેખે છે, અને શાનું નામ સાહિત્ય ચોરી ઠેરવે છે? તેની ચોખવટ કરશે? પારકો માલ આખો ઉપાડી ચુપકીથી હડપ કરનારને દુનિયા આખી ચોર કહે છે ભાઈ 'શયદા' તેને ચોર ન કહેતા હોય તો શું કહે છે તે જાણવા જેવું છે શું તેઓ પેલા આંધળાની પેઠે 'જુઓ પેલો' કહીને પછી 'હું જોઈ શકતો નથી' એમ કહેવા માગે છે?

જો એમજ હોય તો એમનો ખુલાસો સ્વાત્માનો ખુલાસો નથી મિત્રભાવની નાજુક લાગણીને ગીગી તેનો સમન્વય કરવામાં તેઓ પીડાઈ રહ્યા છે અને તેમ કરીને તેઓ એક (સાહિત્યના) પાપીની જૂઠી ઢાલ બની રહ્યા છે એ જોઈને અમને શરમ ઉપજે છે

• • •

ખરી વાત તો એ છે કે 'માતાને પ્રણામ'ની ચોરીના સાંધનો ગુણ કરનાર "બે ઘડીમોજ" જ છે જે વસ્તુ 'આસિમ'ના નામે છાપી તેજ વસ્તુ 'આરઝુ'ના નામે છાપનાર તંત્રીને અમે પૂછવાની રજા લઈએ છીએ કે તે વસ્તુનો મૂળ માલીક કોણ છે? જો જવાબમાં તે કાવ્ય 'આરઝુ'નું કહેશો તો પછી 'આસિમ'ને ગઝલ ચોર કહ્યા વિના બીજું શું કહેશો? હા! ભાઈ 'શયદા' તે કાવ્ય 'આસિમ' રચિત માની 'આરઝુ'ને ચોર ગણતા હોય તો તે બીજી વાત છે! પણ તે વાત તેમણે ખુલાસા મા લખી નથી એટલે બાઈ 'આસિમ' કેમ છેને?

° ° °

તા ૧લી અપ્રેલ થી ઘડીઆળના ટાઈમમા જે ફેરફાર થયો છે તેના જુના અને નવા ટાઈમના નામો તો બારે વિમાસણ હતી પરંતુ મુંબઈના "ગુજરાતી" સાપ્તાહિકે ફેંઇ બનીને એમના ખાસ નામો પાડી આપ્યા છે એટલે એ મુંઝવણ ઓછી થઈ છે તા ૬-૯-૪૨ના અંકમા જુઓ ત્યા ટાઈમને કર્ઝનીઓ ટાઇમ લેખાવી નવા સ્ટેટાને આખલા ટાઈમનુ નામ આપતા તે લખે છે કે "આ નવો સમય આખના પ્રિય ના૦ નાઈમરોયના રાજકાળમા દાખલ થયો છે, તેથી કેટલાક તેને મગજમા આખના ટાઈમ પણ કહે છે"

આખના ટાઈમ? કેટલુ સુંદર નામ છે કોણ કહે છે "ગુજરાતી'મા બળ નથી, શબ્દો નથી અમે આ નામ શોધવા બદલ ગુજરાતીના તંત્રીને ધન્યવાદ આપીએ છીએ

° ° °

ગુજરાતીનો "મૈનિક" લખે છે કે "લોકોને અનાજના ફાંફા છે ત્યા સાહિત્યના પુસ્તકો ખરીદવાની વાતજ શી કરવી? એને બદલે સાહિત્ય સંસ્થાઓએ માનવતાની સેવા કરનારી સંસ્થાઓમા પલટાઈ જવું જોઈએ"

એ વળી માનવતાની સેવા કરવાની સંસ્થાઓ કઈ હશે? શું સાહિત્યદ્વારા માનવતાની સેવા નથી થતી એમ? શુ સાહિત્યને માત્ર દિલ બહેલાવવાનુ સાધનજ હજી લગી લેખી રહ્યા છો? ત્યા 'મૈનિક'ની એવીજ માન્યતા હોય તો તેમણે કલમ છોડીને કોદાળી પકડી જોઈએ અને ગુજરાતી પત્રની ઑફીસ હિંદી મોઝરોને રહેવા માટે ધર્માદા આપવી જોઈએ પણ આ તો "વાતોના વડા" છે મૈનિક અને "વડા" બનાવે? લા હૌલ વલા

---

**નવું આકર્ષણ**

જેની રીતીના કટાક્ષો તમને ક્યાય જોવા નહિ મળે તેવી માર્મીક અને રમુજી રીતીની મી. શેખચલ્લીની ગઝલો 'કારવાં'મા આ અંકથી ચાલુ થાય છે ઘણા વાચકો અને ચાહકોની ભલામણથી અમે તે શરૂ કરીએ છીએ

—તંત્રી

---

° ° °

"કવિઓ કેમ લખે છે?" એ પ્રશ્નનો ઉત્તર કવિતા માસિકમા (ઑગસ્ટ અંકમા) મુરબ્બી મકરંદ શ્રી બ ક ઠાકોરે આપ્યો છે તેમાથી નીચે મુજબનો મુખ્ય ફકરો રજુ કરુ છુ.

"કવિ પોતે આદરેલા એ કાર્યમા પ્રવર્તે છે એ સર્જન પ્રવૃત્તિ ચાલે છે દરમિયાન કવિનું



શકાય, વગેરે અંધ માન્યતાઓના પ્રવાહમાં તણાતા મુસ્લિમોને ઉગારવા અસ્લમ સાહેબે પોતાની કલમ ઉપાડી હતી કહેવાતો સભ્ય સમાજ એમની કલમનો શિકાર થયો છે રાજદ્વારી બાબતોમાં પણ અસ્લમ સાહેબનો અભ્યાસ કાંઇ જેવો તેવો નથી એમની બંડ ખોર કલમે લખાયના પુસ્તકો 'મિરઝાજી' અને "મઝાપીને અસ્લમ" એ એક વખત ઉત્તર હિંદમાં હાહાકાર મચાવ્યો હતો

° ° °

પોતાની નવલિકાઓમાં અસ્લમ સાહેબ ઘણીવાર આપણને દૂર, દૂર ગામડાઓ સુધી ખેંચી જાય છે સાધારણમાં સાધારણ બનાવને પણ ઘણીજ રસિક શૈલીમાં વર્ણવવાની કળા એમણે હસ્તગત કરી છે લાગણીઓથી ભરપુર વાર્તાઓને તેઓ તદન સાદી પરંતુ રસમય શૈલીમાં રજુ કરી શકે છે, એ એમની વાર્તાઓની વિશિષ્ટતા છે વાંચનાર વાર્તાઓના પ્રવાહમાં એવો તણાઇ જાય છે કે પોતે વર્ણન કરેલ ભૂમિમાંજ વિચરી રહ્યો છે એમ લાગ્યા વિના રહેતુ નથી

અસ્લમ સાહેબ ફક્ત નવલિકાકારજ નથી નવલકથાકાર તરીકેની ખ્યાતિ પણ એમને વરી ચુકી છે એમની નવલકથા 'નઝેમાકી આપવીતી' એ મરદો ઉજળા મનુષ્યના વેશમાં ફરતા સફેદ શયતાનોને ઉઘાડા પાડી દીધા છે "રક્કામદ" વાંચતી વખતે આપણને શ્રી ર. વ. દેસાઇની 'પૂર્ણિમા' યાદ આવી જાય છે આ પુસ્તકમાં સમાજનો શિકાર થઇ પડેલ ગુણિકાઓ ઉપર ઠીક પ્રકાશ પાડવામાં આવ્યો છે

રમુજી લેખો લખવામાં પણ એમની કલમ પોતાનું પાણી બતાવી આપે છે, એમ એમની કૃતિઓ 'મિરઝાજી' તથા 'મઝાપીને અસ્લમ' પોતેજ કહી આપે છે

° ° °

"સાચી હસ્તી" એ એમની અદ્ભુત કૃતિ છે જીવન શું છે? શા માટે છે? ધર્મ શું છે? એક તરફ પ્રેમ દેવના પોતાનું કામ કર્યે જાય છે બીજી બાજુ ધર્મની દીવાલ આડે આવે છે એક બાજુ આશા અભિલાષાઓનું ખૂન થાય છે બીજી તરફ પવિત્ર પ્રેમની વેદી પર જીવનું બલીદાન અપાય છે આ બધી બાબતો રજુ કરતુ અસ્લમ સાહેબનું આ પુસ્તક અદ્ભુત છે

'તફસીરે હયાત' એ પણ એમની અનોખી કૃતિ છે આ એમની ચાળીસ નવલિકાઓનો સંગ્રહ છે આપણા જીવનમાં બનતા નિત્યના બનાવોને અસ્લમ સાહેબે ઘણીજ સુંદર રીતે રજુ કર્યા છે 'રાધાકી કહી' એ આ પુસ્તકનું નાક છે, એમ કહીએ તો ચાલશે આ નવલિકામાં તેઓ ગામડાની એક યુવતિ અને એક અંધ પૂજારીના પ્રેમ પ્રસંગો મઝાની શૈલીમાં વર્ણવી ગયા છે

એમની નવલિકાઓનો બીજો સંગ્રહ 'કારઆરે હયાત' છે આ પુસ્તકની નવલિકાઓ પણ વાંચનારાના હૃદય પર ખૂબ ઉંડી અસર કરી જાય છે

એમના પુસ્તકો 'મિરઝાજી'ના બંને ભાગોએ તો ઉર્દૂ આલમમાં ખરેખર ધૂમ મચાવી દીધી છે એમાં' સાહેબના કસનકાકાની ચોટ 'મીરઝાજી,'એ એમ અસ્લમ સાહેબનું ખાસ પાત્ર છે મિરઝા શફી, મીરઝા બન્દુકચી મીરઝા લોકો વાતે, કુર્બાનીમ



અને પ્રેરણા દેવી અસ્લમ સાહેબની મદારે થાય આમ અસ્લમ સાહેબની ઘણી ખરી નવલિકાઓ રેકોર્ડઝ સાંભળ્યા પછીજ લખાયલી છે ખાસ કરીને મશહૂર રેડિયો સ્ટાર અખ્તરીબાઇ ફૈઝાબાદીએ અસ્લમ સાહેબને આનીજ રીતે લખવામાં ખૂબ મદદ કરી છે

—૦—

અસ્લમ સાહેબની સાહિત્ય સેવાઓ માટે મુંબઇના કેળવણી ખાતાએ એમને ઇનામ આપ્યું હતું, આજે પણ એમની સેવાઓ ચાલુજ છે એમની નવલિકાઓના ભાષાન્તરો અંગ્રેજી, ફ્રેન્ચ અને બીજી પરદેશી ભાષાઓમાં થયા છે, એજ આપણને બતાવી આપે છે કે હિંદના ગણ્યાગાંઠ્યા સારા નવલિકાકારોમાં એમનું સ્થાન ક્યાં હોવું જોઇએ?

ટુંકમાં, એમ અસ્લમ એક ચમકતો તારો છે જે ઉર્દૂ ગગનમંડળમાં ચમકી રહ્યો છે

આ તારો વધુને વધુ ચમકે એમ અમે ઇચ્છીશું

## સ્વીકાર–સમાલોચના

**મુહમ્મદી દર્પણ**–પ્રકાશક 'બઝમે ઇક્બાલ, કઠોર' કિંમત બાર આના

આ પુસ્તક વિખ્યાત વક્તા મૌલાના અહમદ–સઇદ ની ઉર્દૂ સાહિત્ય જગતમાં બેહદ મકબૂલ થએલી "તકરીરે સીરત"નું સરળ ગુજરાતી ભાષાંતર છે

ઇસ્લામી અકીદાઓ, પયગમ્બરી ચરિત્રો, ઇસ્લામના મૂળભૂત સિધ્ધાંતોને વિવિધ સ્વરૂપે, અને લાક્ષણિક શૈલિમાં વર્ણન કરી આજના ધર્મ વિરોધી વાતાવરણથી થતી શંકાઓ અને સંશયોનું પારદર્શક સચોટ અને હૃદયંગમ રીતે ખંડન કરવામાં આવ્યું છે

પ્રત્યેક મુસ્લિમ ઘર આ અતિ ઉપયોગી અને ઇસ્લામી ગૌરવનું ભાન કરાવતા પુસ્તકથી ખાલી નજ રહેવું જોઇએ

સમસ્ત ગુજરાતની એક માત્ર મુસ્લિમ ગ્રંથમાળાના ગ્રાહકો બની ગુજરાત અને દેશ પરદેશના ઇસ્લામીઓએ સંસ્થાની આર્થિક સ્થિતિ સદ્ધર બનાવવી જોઇએ

જ્યારે બીજી ગ્રંથમાળાઓ પોતાના પ્રકાશનો મોકુફ રાખે છે, ત્યારે બઝમના સંચાલકો કાગળની દુષ્કાળ અને મોંઘવારીનો સામનો કરીને પણ સેવા બજાવી રહ્યા છે તે ખરેખર પ્રશંસનીય છે

સંપાદક

**કઠોર મદ્રસએ અન્જુમને ઇસ્લામનો રિપોર્ટ અને હિસાબ.**

૫૪ વર્ષથી ચાલતી બ્હોરા–કઠોરની આ નમુનેદાર તા'લીમી સંસ્થાનો તા. ૧–૮–૪૧થી તા. ૩૧–૭–૪૨ સુધીનો વરસ એકના હિસાબ કિતાબનો રિપોર્ટ અવલોકન માટે અમને મળ્યો છે કઠોરની આ સંસ્થાનો આછો પરિચય ફોટા સહિત અમે અમારા અગાઉના અંકમાં કરાવી ગયા છે કઠોરની આ સંસ્થામાં આદર્શ અને અમનનું આનંદદાયક અને પ્રશંસાપાત્ર સંગઠ્ઠન જોવામાં આવે છે, ટુંકમાં મુસ્લિમ-ગુજરાતની આ આદર્શ અને સુંદર તા'લીમી સંસ્થા ઇમદાદની પુરેપુરી મુસ્તહક છે કોમના ઉદાર દિલ શ્રીમંતોએ કોમની આ સંગીન શિક્ષણ–સંસ્થાને સંપૂર્ણ મદદ કરવી ઘટે છે

—સંપાદક



# દીદારે રસૂલ (સ.અ.વ.સ.)

સપાદક | [સર્વ હક સપાદકને સ્વાધિન છે] | રિફાઇ-"સાબેરી"

અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના વ નબીય્યેના મોહમદીન કુલ્લીમા ઝકરહુ ઝઝાકેરૂના વ કુલ્લીમા ગફલા અ ઝીકરેહિત ગાફેલૂન

દરૂદ શરીફનો વિષય શરૂ કરવા પહેલા દરૂદ શરીફ પઢનારને શુ શુ દીનો–દુન્યવી ફાયદાઓ મળે છે તે ટુકમા લખુ છુ ખુદાપાક આપ (સ અ વ સ.)ના દરેકે દરેક ઉમ્મતીને એની રગબત અતા કરે આમીન

બધા સાહેબોને મુજ નાચીઝ ખાકસારની નમ્રતાપૂર્વક અરજ છે કે પ્રથમ તેઓ પોતાના દિલથી દુન્યવી રોકાણ વગેરેનો ખ્યાલ રાખી કમતીમા કમતી જેટલુ પઢી શકાય તેટલુજ ગણત્રીનુ પઢવુ નક્કી કરે, પછી ભલેને પચ પંદર વખત પણ કેમ ન હોય, તેની કંઇ ફીકર નહી પણ દરરોજ પઢવુ એજ ખાસ જરૂરી છે પ્રથમ ઉમગમાને ઉમગમા વધારે ગણત્રીનુ નક્કી કરી ધીમે ધીમે છોડી દેવુ તેના કરતા તો શરૂઆતથીજ થોડી ગણત્રીનું કાયમ કરી હમેશા પઢતા રહેવુ બેહતર અને અફઝલ છે એ મુજબ કરવાથી ઇ અ ખુદ બખુદ ધીમે ધીમે દિલની મહબ્બત વધતી જઈ ગણત્રીમા પણ વધારો થતો રહેશે

જે માણસ હુઝૂર (સ અ વ સ.) ઉપર દરૂદ શરીફ મોકલે (પઢે) છે તેને નીચે લખેલ ઇનાઅત (બક્ષિશ)થી મુશર્રફ કરવામા આવે છે

(૧) ખુદાપાકની રહમત (૨) નબી (સ અ વ સ)ની શફાઅત (૩) ફરિશ્તાઓનો ઇમામ (૪) મુનાફેકોની મુખાલેફત (૫) ગુન્હાઓની મગફેરત (૬) દીનો–દુન્યવી બધી હાજતો પૂરી થવી (૭) જહન્નમથી નજાત (છુટકારો) (૮) જન્નતમા દાખલ થવુ (૯) દરૂદ શરીફ પઢનારાઓને સલામ અને રેહમતે ઇલાહી નસીબ થવી (૧૦) દુઆનુ કબૂલ થવુ (૧૧) હુઝૂર (સ અ વ સ)નુ દરૂદ શરીફ પઢનારાઓના ઇમાન માટે ગવાહી આપવી (૧૨) નબીએ કરીમ (સ અ વ સ)ની બાતેની તેમજ જાહેરી નઝદીકી હાસિલ થવી (૧૩) કયામતને દહાડે સૌથી પહેલા હુઝૂર (સ અ વ સ) ની ખિદમતથી મુશર્રફ થવુ (૧૪) બધી મોહિમ્માત (મુશ્કેલીઓ)મા હુઝૂર (સ અ વ સ) નું કાફી થવુ (એટલે મુશ્કેલીઓ આસાન થવામા ઝામિન થવુ) (૧૫) ગરીબો અને મોહતાજો માટે સદકા અને ખેરાત તરીકે દરૂદ શરીફનુ કાયમ થવુ (એટલે દરૂદ શરીફ પઢશો તો સદકો આપ્યા અને ખેરાત કરવા બરોબર થશે) (૧૬) દરેક રંજો બલાનુ દૂર થવુ (૧૭) બધી જાહેરી અને બાતેની બીમારીઓથી શિફાયાબ (સાજા) થવુ (૧૮) ખુદાપાકની મહબ્બત અને રઝા હાસિલ થવી (૧૯) નબીએ કરીમ (સ અ વ સ)

ની મહબ્બતમા વધારો થવો (૨૦) કયામતની હોન (બીક)થી નજાત મેળવવી (૨૧) મકરાને મૌત (મરણ વખતની સખ્તીઓ)નુ આસાન થવુ (૨૨) તગદસ્તી અને ફાકકસીનુ દૂર થવુ (૨૩) પુલસરાત પર પુરકળ નૂર હોવુ (૨૪) હુઝૂર (સ અ વ સ) રૂબરૂ દરૂદ શરીફ પઢનારાઓના નામો અઝ થવા (ફિરિશ્તાઓએ ઝાહેર કરવા) (૨૫) કયામતને દહાડે હુઝૂર (સ અ વ સ) સાથે મુલાકાત હાસિલ થવી (૨૬) હુઝૂર (સ અ વ સ)ના જમાલ બાકમાલથી જાગ્રત હાલતમા તેમજ સ્વપ્નમા મુશર્રફ થવુ (૨૭) મલાએકાની મહબ્બત અને દુઆ નસીબ થવી (૨૮) સલામના જવાબથી મુશર્રફ થવુ જેમકે કહેવામા આવે છે કે — "વ અલૈહિસ્સલામ વ રહમતુલ્લાહે વ બરકાતોહુ" (૨૯) નેકીના પલ્લાનુ ભારે થવુ અને ગુનાહોથી નજાત મેળવવી (૩૦) કયામતની પિયાસથી અમનમા રહેવુ (૩૧) જન્નતમા ઔરતોનુ કસરતથી હોવુ (મળવુ) (૩૨) જન્નતમા ખુબ દરજા હાસિલ થવા (૩૩) દુન્યાના રંજ અને રોઝગારની તંગીથી નજાત હાસિલ થવી (૩૪) ભૂલી ગએલી ચીજનુ યાદ આવી જવુ (૩૫) મરણ વખતે કલમએ શહાદતનું યાદ રહેવુ (૩૬) મરણ પહેલા જન્નતની ખુશ ખબરી હાસિલ થવી (૩૭) દરૂદ શરીફ પઢનારાએથી થએલ ગુન્હાને તેઓ તૌબા કરશે, એ ઉમ્મીદમા ત્રણ દિવસ સુધી "કીરામન કાતેબીન"નુ તે ગુન્હાને ન લખવુ (લખવા ચૈભી જવુ) એટલે જો ત્રણ દિવસમા ગુન્હાથી તૌબા કરવામા આવે તો તે ગુન્હાને લખતા નથી (૩૮) અલ્લાહ તઆલાના ગુસ્સાથી અમાનમા આવી જવુ (૩૯) અર્શ પનાહીને નીચે સાયો મેળવવો (૪૦) દરરોજ એકસો વખત દરૂદ શરીફ પઢવુ, આખી રાત અને આખો દિવસ ઇબાદત કરવા બરોબર છે (૪૧) દરૂદ શરીફની બરકતોનું પઢનારાઓ ઉપર ઔલાદમા ઉતરવુ (૪૨) અલ્લાહ તઆલાની નઝદીકી હાસિલ થવી (૪૩ દિલના ઝંગ (મેલ)નુ દૂર થવુ (૪૪) ઘરમા દાખલ થતી વખતે સલામ કરી દરૂદ શરીફ પઢવુ તે ઘરની મોહતાજીને દૂર કરે છે (૪૫) હુઝૂર (સ અ વ સ) ઉપર જફા કરવાથી બચાવ થઇ જવો (૪૬) દરૂદ શરીફ પઢનારાઓની મહબ્બત રે અલ્લાહ તઆલા તમામ આસમાન અને જમીન વાળાઓના દિલમા નાખે છે અને તેઓ બધા પઢનારાઓને દિલથી ચાહે છે (૪૭) દરૂદ શરીફ પઢનારાઓના દરેક કામમા, માલમા, ઉમ્રમા, ઇમાનમા અને બાલબચ્ચાઓમા બરકત થવી (૪૮) કમતીના કમતી ચાર બગીચાર વખત દરૂદ શરીફ પઢનારને એટલો સવાબ મળશે કે ખુદાપાક સિવાય કોઇ જાણતુ નથી (ફકત એક વખત પઢવાનો સવાબ ફરિશ્તાઓ જાણે છે)

દરૂદ શરીફ પઢવાથી મળતો ફાયદો ટુંકમા ઉપર લખ્યા છે એ બાબત લખાણ વીગત આગળ આવશે દરૂદ શરીફ કયા કયા વખતે પઢવુ અફઝલ અને જરૂરી છે તે પણ ટુંકમા લખુ છુ એનુ પણ વીગતવાર વર્ણન આગળ આવશે —

(૧) વઝૂ કરવા પહેલા અને કરી રહ્યા પછી (૨) તયમ્મુમ કર્યા પછી (૩) જનાબત ગુસલ કર્યા પછી (૪) હૈઝ અને જુમ્આ ગુસલ કર્યા પછી (૫) નમાઝમા (૬) નમાઝ પછી (૭) અકામત વખતે (૮) સવાર



પછી (૯) મગરેબ પછી (૧૦) અતહયાતમા
-(૧૧) કુનૂતમા (૧૨) તહજ્જુદને માટે ઉઠતી
વખતે (૧૩) તહજ્જુદ પછી (૧૪) મસ્જિદમા
દાખલ થતી વખત (૧૫) મસ્જિદમથી નીક
ળતી વખત (૧૬) મસ્જિદને જોઇને (૧૭)
મસ્જિદ પાસેથી પસાર થતી (તી) વખત
(૧૮) અઝાનનો જવાબ આપ્યા પછી (૧૯)
જુમ્આની રાત્રે અને દહાડે (૨૦) શની, રવી,
મંગળ અને બુધવારે (૨૧) જુમ્આના ખુત્બામા
(૨૨) ઇદેનના ખુત્બામા (૨૩) થોડી થોડી વારે
પિયાસ લાગતી હોય ત્યારે (૨૪) સૂર્ય અને
ચંદ્ર ગ્રહણ વખત (૨૫) ઇદ્દેની તકબીરોમા
(૨૬) જનાઝામા (૨૭) જનાઝાની નમાઝમા
(૨૮) મૈયતને કબરમા ઉતારતી વખત
(૨૯) રજ્જબ, શઅબાન અને રમઝાન
શરીફમા, આ ત્રણ મહીનામા કસરતથી પઢ-
વાથી બેહદ સવાબ મળે છે (૩૦) કઅબા
શરીફને જુએ ત્યારે (૩૧) સફા-મર્વા પર
(૩૨) હજના વખત લબ્બૈક કહ્યા પછી (૩૩)
હજ અસ્વદને બોસો દેતી વખત (૩૪) મુલ્ત
ઝમની પાસે (કઅબા શરીફમા જ્યા હાજત-
મંદોની દુઆ કબૂલ કરવામા આવે છે તે
જગ્યા જે રૂકને યમાની પાસે છે) (૩૫)
અરફાને દહાડે બપોર પછી (૩૬) મસ્જિદે
હનીફમા (૩૭) મદીના મુનવ્વરાને જુએ ત્યારે
(૩૮) નબીએ કરીમ (સ અ વ સ)ના
રોઝા મુબારકને જુએ ત્યારે (૩૯) તે જગ્યા
કે જ્યા હુઝૂર (સ અ વ સ) ગયા હોય
અથવા બેઠા હોય તે જગ્યા જુએ ત્યારે (૪૦)
કોઇ વસ્તુ વેચતી અગર ખરીદતી વખત (૪૧)
કિતાબ લખતી વખત (૪૨) વસીયત કરતી
વખત (૪૩) નિકાહના ખુત્બામા (૪૪) સુબ્હના
વખત (૪૫) સાંજના વખત (૪૬) સુવાનો
ઇરાદો કરે ત્યારે (૪૭) સફર જવા ઇરાદો કરે
ત્યારે (૪૮) સફર જતી વખત અને મુસાફરીમા
હોય ત્યારે (૪૯) સવારી પર સવાર થતી
વખત (૫૦) ઉંઘ ઉડી જાય ત્યારે (૫૧)
બજારમા દાખલ થતી વખત (૫૨) દઅવતમા
જતી વખત (૫૩) મકાનમા દાખલ થતી વખત
(૫૪) ખુત્બામા બિસ્મિલ્લાહના હિર્રહમા નિર્રહીમ
પછી (૫૫) મુસીબત અને સખ્તીના વખત
(૫૬) મોહતાજી અને તંગદસ્તી વખત (૫૭)
ડુબી જતી વખત (૫૮) વબા, તાઉન અને
એવા બીજી ચેપી બીમારીના વખત (૫૯)
દરેક દુઆની શરૂઆત, વચમા અને છેલ્લે
(૬૦) જ્યારે કાનમા અવાઝ થાય ત્યારે (૬૧)
જ્યારે હાથ પગ સુન મારી જાય ત્યારે (૬૨)
છીંક આવે ત્યારે (૬૩) જ્યારે કોઇ ચીજ
ભૂલી જાય ત્યારે એટલે દરૂદ શરીફ પઢવાથી
ભૂલેલી ચીજ યાદ આવી જાય છે (૬૪) જ્યારે
ગધેડો ભૂકે ત્યારે (૬૫) જ્યારે કુતરા ભસે કે
રડે ત્યારે (૬૬) ગુન્હાથી તૌબા કરતી વખત
(૬૭) જ્યારે કોઇ હાજત પેશ આવે ત્યારે
(૬૮) જ્યારે કોઇના ઉપર કંઇ તોહમત લગાડ
વામા આવે અને તે તમોને બુરી માલૂમ પડે ત્યારે
(૬૯) દોસ્તો સાથે મળતી વખત (૭૦) કોઇ મજ-
લિસમાથી થોડા માણસો જવા લાગે ત્યારે (૭૧)
મજલિસ ખતમ (પૂર્ણ) થાય ત્યારે (૭૨) જે
મજલિસમા અલ્લાહપાકના ઝિક્ર માટે ભેગા
થયા હોયે ત્યા (૭૩) વાત શરૂ કરતી વખત
(૭૪) ઇલ્મ પઢતા-પઢાવતી વખત (૭૫)
વાઅઝ કરતી વખત (૭૬) ફત્વા દેતી વખત
(૭૭) હુકમ કરતી વખત (૭૮) ફૂલ સુંઘતી
વખત (૭૯) ખુશબૂ સુંઘતી તેમજ લગાડતી



વખત (૮૦) નવુ કપડુ પહેરતી વખત (૮૧) હુઝૂર (સ૦અ૦વ૦સ૦)નુ મુબારક નામ સાભળે ત્યારે (૮૨) હુઝૂર (સ અ વ સ)નુ મુબારક નામ લખે ત્યારે લખવુ અને પઢવુ (૮૩) દરેક હેનાલ કામ કરવા પહેલા (૮૪) રાત્રે ઉઘમાથી આખ ખૂલી જાય અને ઉઘ ન આવે ત્યારે પઢતા રહેવાથી ઉઘ આવી જાય છે (૮૫) મુસલમાન સાથે મુલાકાત કરતી વખત (એ મુજબ કરવાથી બન્નેના ગુન્હા માફ થઈ જાય છે)

દરૂદ શરીફ એવી નેઅમત છે કે એને સમજવા માટે લાબી ઉમરની જરૂર છે એને માટે ઘણી કિતાબો છે મારાથી બન્યા તેટલા મે સગ્રહ કર્યા છે ખુદાપાક હિંમત આપે તો એ બાબતની કિતાબોમાથી મેળવી શકો છો ખુદાપાક દરેક ઉમ્મતીને એ નેઅમત માટે રહમત આપે ઉર્દૂ અરબી નહી જાણનાર સાહેબો માટે ખાસ કરી આ કોશિશ કરી છે ખુદાપાક એને કબૂલ કરે

દરૂદ શરીફ તથા એ બાબતની વિગતવાર હદીસો વગેરે માટે "કારવા"ના હવે પછીના અકો જોતા રહેવા વિનતી છે

[અપૂર્ણ]







# જ્યારે હિંદમાં મુસ્લિમો આવ્યા



[ હિન્દના હિન્દુ–મુસ્લિમોના એક હજાર વર્ષના એકત્ર નિવાસ છતા એ બને જાતિઓ બહુ ગાઢ સમાગમમા આવી શકી નથી એમના વચ્ચે બિરાદરીની ઘણી કડીઓ મુસ્લિમોના આગમન પછી જોડાઇ કેટલીકની અસર સ્થાયી રહી અને કેટલીક ભાગી પણ ગઈ એ બને જાતિઓના વિદ્વાન કે સસ્કારી પુરૂષોને બનેની સસ્કૃતિ જીવનસર ી અને આત્મનિરીક્ષણ કરવા થોડીક સુદર તકો મળી પણ કાળના પ્રવાહને અગે, કાળના સસ્કારને અગે એ બહુ ખીલી શકી નહિ આજે એ પ્રવાહ બદલાઇ રહ્યો છે જગતના નવા વિચારો અને સસ્કારની અસર હિન્દુ–મુસ્લિમ જાતિઓ ઉપર થઈ રહી છે જુના પુર્વગ્રહો, હઠાગ્રહ ઓછા થતા જાય છે છતા હજી એ નવી દ્રષ્ટિની ભૂમિકાનો આરભજ થઈ રહ્યા છે હિદુ–મુસ્લિમ જાતિઓના પક્ષે એવા થોડા વિદ્વાન લોકો આધુનિક દ્રષ્ટિએ સાચા ઇતિહાસિક બળો અને સસ્કાર બળોને તાવીને એમાથી નવનીત ઉતારવાનો પ્રયત્ન કરી રહ્યા છે એવા લખનારાઓમા અધ્યાપક જદુનાથ સરકાર પણ એક છે અલીગઢ ને બનારસના ઈતિહાસ–મડળો પણ હવે એ દિશામા આગળ વધવા માડયા છે, એમનો આશય હિન્દુ–મુસ્લિમ વિદ્વાનો અને સામગ્રીઓના એકત્ર સહકારથી હિદનો હિદી ઇતિહાસ તૈયાર કરવાનો છે જદુનાથ સરકાર પ્રતિભાવાન હિદુ વિદ્વાન હોવા છતા જુના સસ્કારો ને અસર હજી એમની મનોભૂમિમાથી છેક ભુસાઇ ગયા નથી અને હિદ હજી ઈબ્ને ખલ્દૂન કે બકલની કક્ષાનો કોઈ ઈતિહાસકાર ઉત્પન્ન કરી શક્યુ નથી, ત્યા સુધી નિરીક્ષણની માનસિક ઊણપો આપણને ચલાવી લેવીજ પડશે એમાથી ધીમે ધીમે નક્કર હકીકતો અને વાસ્તવિકતા બહાર આવતા જશે અને જુના સસ્કારો કે પુર્વગ્રહો ભાગતા જશે, તેમ તેમ હિદની હિદુ–મુસ્લિમ ઇતિહાસ દ્રષ્ટિ નિર્મળ બનતી જશે હિદના રાજકીય ભાવિનુ ગમે તે થાય, છતા ઇતિહાસલેખનનુ ભાવિ તો ઉજ્જવળ છે, એમ લાગ્યા વિના રહેતુ નથી હિદુ–મુસ્લિમ ઇતિહાસકારોને નવી દ્રષ્ટિ સાપડતી જાય છે એ એક શુભ ચિહ્ન છે અનેક રીતે આ પ્રવાહ પોતાનુ કાર્ય કરી રહ્યો છે શ્રી જદુનાથના આ વ્યાખ્યાનોમા પણ નવી દ્રષ્ટિ સાથે જુના માનસિક સસ્કારો અથડાતા જણાઈ આવશે, પરતુ, આધુનિક યુગની બદલાતી અસર આટલે સુધી વિકસી છે અને તે ભવિષ્યમા વધુ વિકસશે, એવુ આશ્વાસન લઇને મુસ્લિમ દ્રષ્ટિ ધરાવતા વાચકોએ આટલુ સહી લેવાનુ દુરદર્શીતાભર્યુ થઇ પડશે ]

**એક રાજતંત્ર :**

મોગલ રાજ્યે હિદને આપેલો વારસો કયો ? મોગલ સામ્રાજ્ય જ્યારે ઘણામા ઘણું વિસ્તર્યું હતુ, ત્યારે તેણે અશોક અને સમુદ્રગુપ્તના કરતા પણ આપણા દેશનો વધારે મોટો ભાગ રોકાયો હતો આ હિદુ સામ્રાજ્યના એકરસ થયા વિનાના સ્વતત્ર પ્રાતોના ઢીલા બધનોથી જોડાયેલા વિસ્તારો હતા અને તેમની પ્રજાઓમા રાજકિય ઐકય કે રાષ્ટ્રિયતાની સમજ તેમણે ઉત્પન્ન કરી નહોતી દરેક પ્રાત પોતાનો જુદો

જીવન-વ્યવહાર ચલાવતો પોતાની પ્રાચીન પરિચિત રાજ્યપદ્ધતિ (જો કે મધ્યસ્થ સરકારના પ્રતિનિધિની સત્તા નીચે) ચાલુ રાખતો અને પોતાની સ્થાનિક ભાષા વાપરતો, તેથી ઉલટુ, અકબરના રાજ્યાભિષેકથી મુહમ્મદ શાહના મરણ સુધીના, મોગલ સત્તાના બસો વર્ષોએ (૧૫૫૬-૧૭૪૮) ઉત્તર હિંદ અને દક્ષિણના પણ ઘણા ભાગને, દરબારી ભાષાની એકતા, રાજવહીવટનુ તંત્ર, નાણા વ્યવસ્થા, હિંદુ-ધર્મગુરુઓ તથા ગામડાના લોકો સિવાય બાકીના વર્ગોને સર્વ સામાન્ય ભાષા અર્પ્યા હતા મોગલ બાદશાહોના સીધા કાબુ હેઠળ નહિ તેવા પ્રદેશોમા પણ પાડોશી હિંદુ રાજાઓએ મોગલાઇના રાજવહીવટનુ તંત્ર, સરકારી લખાણોની પરિભાષા દરબારી અદબ અને આર્થિક વ્યવસ્થા—એ બધાની નકલ કરી હતી

મોગલ સલતનતના ત્રીસેત્રીસ સુબાઓ (પ્રાંતો) ઉપર બરાબર સરખા વહીવટી તંત્રથી, સામાન્ય પદ્ધતિથી અને એકજ જાતના હોદ્દાઓ સાથે રાજ્ય ચલાવવામા આવતુ હતુ બધા સરકારી લખાણોમા, ફરમાનોમા, સનદોમા, જાગીરીના ઇનામી લેખોમા પરવાનાઓમા, ખરીતાઓ અને પાવતીઓમા માત્ર એકની એક ફારસી ભાષાનો ઉપયોગ થતો હતો માત્ર ટકશાળોના ગામના નામના કે ફારવાળી પરતુ સરખી જાતના, શુદ્ધિવાળા અને સરખા નામ વાળા નાણા—સિક્કાઓ સાથેનુ અર્થતંત્ર આખી સલતનતમા એકજ ધોરણ ઉપર ચાલતું હતુ

અમલદારો અને સૈનિકોને એક પ્રાતમાથી બીજા પ્રાતમા વારવાર બદલવામા આવતા હતા આ પ્રમાણે એક પ્રાતના વતનીને બીજા પ્રાતમા ઘર જેવુ લાગી જતુ વેપારીઓ અને મુસાફરો એક શહેરથી બીજે શહેર એક પ્રાતથી બીજે પ્રાત સરળતાથી ફરતા અને આ વિશાળ દેશની રાજકીય એકતા અને ભાવના, તેમ છતા આ રાજકિય એકતામાથી રાષ્ટ્રિયતા જન્મી શકી નહિ, કારણ કે, લોકોને એકજ રાજતંત્રમાં હતી નહિ પોતાના દેશના રાજતંત્રમા હિસ્સો હતો નહિ, તેઓ નાગરિક હતા નહિ, પરતુ માત્ર એક સાર્વભૌમના સમાન પ્રજાજનો એટલે શિરછત્રના પ્રજાજન હતા

## ઇતિહાસ સાહિત્ય.

મુસ્લિમોની હિંદને બીજી ભેટ તે ઐતિહાસિક સાહિત્ય છે હિંદુઓમા કાળક્રમગણનની બુદ્ધિનો વિકાસ થયો ન હતો એનું કારણ કદાચ એમ હશે કે એમની નજર અમરતા ઉપર ચોટી રહેતી અને આ મિથ્યા જગત અને માયાના આવરણ પ્રત્યે તેમને તિરસ્કાર રહેતો મુસ્લિમ સમય પહેલાના કાળમા હિંદુઓએ સાચો ઇતિહાસ-ગ્રંથ રચ્યા નથી અને સસ્કૃતમા માત્ર ચારજ રાજકીય જીવનચરિત્રો સચવાઈ રહ્યા છે અને એ ચારેમા હકીકતો તો અલંકારો, શૈલીના મરોડ અને આડી અવળી ઉક્તિઓના ઢગલામા દટાયલી છે એમા તારીખો તો છેજ નહિ હિંદુઓ ફારસી શીખ્યા અને ફારસી નમુના પ્રમાણે એ ભાષામા પોતાના સમયના ઇતિહાસો અને નોંધવહીઓ લખતા થયા ત્યારે પણ તેમના ગ્રન્થોમા તારીખોનો તો અભાવજ રહ્યો હતો

તેમની બધી નોંધોમા કાળાનુક્રમનુ ચોકકુ હોય છે અને એમના કાગળોમા હમેશા તારીખો અને મહિના લખેલા હોય છે મુસ્લિ



મોના ઐતિહાસિક સાહિત્યમા ગમે તે ખામીઓ હશે, પરંતુ તેઓ તારીખોની સમૃદ્ધિ તેમા ભરવાને ચુકતા નથી. આ પ્રમાણે આપણા ઐતિહાસિક અભ્યાસનો પાયો દ્રઢ બને છે એકજ મનનો ઉપયોગ–પયગમ્બરની હિજરતથી શરૂ થતો અને ચાંદ્ર વર્ષ પ્રમાણે ગણતો–મુસ્લિમોને ઘણો કામ લાગો થયો હતો, કારણ કે તેનાથી મુસ્લિમ અમલ તળેની આખી દુનિયા તારીખોના સરખા ધોરણની અસર નીચે આવી હતી.

## એશિયાઈ સંપર્ક :

બૌદ્ધધર્મની પડતી પછી હિંદ અને તેની બહારના એશિયાના દેશો વચ્ચેનો સંપર્ક તુટી ગયો હતો. તે મોગલ સલતનતમા અને તેના પુર્વગામી પઠાણ સમયમા પણ ફરી પાછો ચાલુ થયો હતો. અફઘાન સરહદના ઘાટો મારફતે બુખારા અને સમરકંદ, બલખ અને ખુરાસન, ખ્વારિઝમ અને ઈરાનમાથી હિંદુસ્તાનમા જનસખ્યા અને વેપારનો પ્રવાહ શાંત રીતે વહ્યા કર્યો હતો, કારણ કે, મોગલ સામ્રાજ્યના અંત સુધી અફઘાનિસ્તાન દિલ્હીના સુલ્તાનના તાબામા હતું. બોલનઘાટમા થઈને દક્ષિણ અફઘાનિસ્તાનના કંદહાર અને ત્યાંથી ઈરાન જતાં રસ્તે જહાંગીરના રાજ્યમા સત્તરમા સૈકાની શરૂઆતમા દર વર્ષે માલથી ભરેલા ચૌદ હજાર ઉંટ પસાર થતા હતા. આપણા પશ્ચિમ કિનારાના બંદરો–ઠઠ્ઠા, ભરૂચ, સુરત, ચૌલ, રાજાપુર, ગોવા, (પોર્ટુગીઝોએ છળમા પડેલા.) અને કારવાર–અરબસ્તાન ઈરાન, તુર્કી, મિસર, બારબરી, હબસિસ્તાન, અને ઝંગબાર એ દેશોમાથી હિંદુસ્તાનમા દરિયા માર્ગે આવવાના દરવાજા હતા.

## વાણિજ્ય

પુર્વ કિનારાનું બંદર મછલીપટ્ટણ ઇ. સ. ૧૬૮૭ સુધી ગોળકોંડાના સુલતાનોને અને ત્યાર પછી મોગલોને તાબે હતું. આરબો એમના પિત્રાઈ યહુદીઓની માફક જન્મસિદ્ધ વ્યાપારીઓ છે અને એમને દરિયો ખેડવાનું બહુ ફાવે છે. Perplus of the Erythrean Sea નામના પુસ્તક પરથી જણાય છે કે, ઇ. પૂ. પી સનના પહેલા સૈકામા હિંદના પશ્ચિમ કિનારાનો વેપાર તેમના એકહથ્થુ કાબુમા હતો અને હવે પશ્ચિમ એશિયા, મધ્ય એશિયા અને મલાયાના કેટલાક ભાગોમા તેમના ધર્મ અને પવિત્ર ભાષા ફેલાવો પામ્યાથી એશિયા અને આફ્રિકાના દરિયાઈ વેપારમા તેમને મોટામા મોટી અનુકુળતા પ્રાપ્ત થઈ હતી.

જે મુસ્લિમોએ શરૂ કર્યું તે અંગ્રેજોએ પુરું કર્યું. આજે હિંદની એકમાર્ગી પૂર્ણતા ભંગ થયો છે અને તે અત્યારે બહારની સમસ્ત દુનિયાના આર્થિક, સાંસ્કૃતિક અને રાજકિય પ્રવાહોમા પુર જોશથી તણાયે જાય છે.

## મહસૂલી પદ્ધતિ

પડેલા હિંદમાના મુસ્લિમોને સામાન્ય ભાષા, સામાન્ય પ્રણાલિકાઓ, સામાન્ય ધર્મ અને જિતાયેલી અને પરદેશી પ્રજાની વચ્ચમા સામાન્ય રાજકીય દરજ્જાનો લાભ હતો. ન્યાતોના ભેદનો અભાવ અને ઈસ્લામનો પ્રજાસત્તાક જુસ્સો–એ એનાથી વિજેતા જાતિમા બંધુતાનો ભાવ પ્રસર્યો હતો, આથી અઢારમી સદીઓમા પાયમાલી થઈ તે પહેલાના સમયમાં મુસ્લિમ હિંદની રાજસત્તા પરદેશી હુમલાની સામે વારવાર અદ્વિતીય એકસંપી બતાવતી મુસ્લિમ



સત્તાધીશોના બગડવું બીજું એક કારણ એ હતું કે, તેમણે ડહાપણથી ગામડાના વહીવટનું તંત્ર યથાસ્થિત રહેવા દીધું હતું અને હિંદુ સમયની મહેસૂલી પદ્ધતિમાં ફેરફાર કર્યો નહોતો અને મહેસૂલી ખાતાઓમાં હિંદુ અમલદારો એકલાનેજ નોકરીમાં રાખ્યા હતા એનું પરિણામ એ આવ્યું કે રાજધાનીના રાજ્યક્રમમાં થતા ખટાશથી કરોડો ગામડીયાના જીવન ક્ષોભ પામતા નહિ અને તેમના નવા માલિકોથી અસંતુષ્ટ થવાનું અને તેમની સામે થવાનું તેમને કારણ મળતું નહિ

## મુસ્લિમોનું હિંદીત્વ

હિંદમાં ચઢાઈ કરીને આવેલી મુસ્લિમ જાતિઓના લાંબા વસવાટને લીધે તેમનું પરદેશી સ્વરૂપ ધીમે ધીમે નષ્ટ થતું ગયું અને આખરે સત્તરમી સદીની પછી તો બુખારા, ઇરાન અને અરબસ્તાનથી આવનારા નવા માણસોને પોતાના સમાજમાં સહેલાઇથી મેળવવાનું કામ હિંદના મુસ્લિમોને ઘણુંજ મુશ્કેલ થઇ પડ્યું હિંદુસ્તાનની આબોહવાથી તેમના શરીરના બાંધામાં અને રંગમાં પડેલો ફેરફાર આનાથી તદ્દન જુદો હતો હિંદી મુસ્લિમોએ ઘણા હિંદી મતભેદો ખોરાકની વાનીઓ અને હિંદી ભાષા નામે હિંદુસ્તાની (ઝમાને હિંદવી કે જેનું વ્યાકરણ કેવળ સંસ્કૃત છે, જો કે તેનો શબ્દકોશ હિંદી ઉપરાંત ફારસી અને અરબી શબ્દોથી ભરેલો છે) એ તત્વોને અપનાવ્યા હતા

આ પ્રમાણે સૈકાઓ વ્યતીત થતા હિંદી મુસ્લિમો બહારના એશિયા પ્રદેશમાના તેમના ભાઇઓથી લગભગ પૂર્ણ રીતે જુદા પડી ગયા હતા પાછળથી હિંદમાં આવતા મુસ્લિમ આગતુકો દેશની પ્રજામાં ભળી જતા હતા ખરા, પરંતુ તે તો એ કે ત્રણ પેઢીઓ પસાર થયા પછી એટલા વખતમાં તો તેઓ સ્પષ્ટ રીતે હિંદી ખાસિયતો મેળવી લેતા અને પોતાની પરદેશી વિશિષ્ટતાઓનો ત્યાગ કરી દેતા

વિશાળ સંખ્યાવાળા હિંદુઓની વચ્ચે અને શુધ્ધ હિંદી વાતાવરણ નીચે આ દેશની પ્રજામાં કેટલીક રીતે તેઓ સમરસ થઇ ગયા હતા હિંદી મુસ્લિમોની મોટી સંખ્યા સ્થાનિક સ્ત્રીઓને પરણતી અને હિંદુધર્મમાંથી (અથવા વિકૃત બૌધ ધર્મમાંથી) વટલાયેલા વિશાળ સંખ્યાના મનુષ્યોને પોતાની અંદર દાખલ કરતી તેનું પરિણામ એ આવ્યું કે તેમણે પોતાની રક્તશુધ્ધિ અને પૃથક જાતિ વિશિષ્ટતા ગુમાવી દીધી તેમોએ હિન્દુઓ રિવાજો, મતભેદો અને જિન્દગીની રસમો પણ અપનાવ્યા, મધ્ય કાળના હિંદના ધર્મો, સૂફીવાદ ઉર્દૂ ભાષા અને હિન્દી શાસનકળા એ બધા જીતનાર અને જીતાયેલી પ્રજાની સહિયારી માલિકીના હતા અને વર્ણવ્યવસ્થાની કાળમીંઢ પથ્થરની દીવાલોને અનુકૂળ થાય તેટલી હદ રીતે તેઓ એક બીજામાં ભળવાના વલણવાળા હતા હિન્દુઓની કેટલીક કોમો મુસ્લિમ પીરોને પુજતી અને મશહુર મુસ્લિમ ઓલિયાને તે શિવાજી જેવા હિન્દુ જીવનવટના હિમાયતીઓ પણ સન્માનતા બંગાળના નિરક્ષર મુસ્લિમ ખેડુતો અને જ્યાં ખબરદાર અને સુધારક મુલ્લાની ગેરહાજરી હોય તેવા બીજા પ્રાંતોના મુસ્લિમ ખેડુતો પણ હિન્દુ ધાર્મિક ઉત્સવોમાં અને લોકપ્રિય માગ દેવોની પુજામાં ભાગ લેતા હતા જેમ અત્યારે બિહારની હલકી (?) કોમના હિન્દુઓ મુસ્લિમોના જેટલાજ ઉત્સાહથી મહોરમના વરઘોડાઓમાં ભાગ લે છે ૨૮



**રાષ્ટ્રિય સભા :**

જો કે, જુના ધર્મ પુસ્તકો અને દૃઢ સિદ્ધાંતો બન્ને કોમોને જુદી રાખતા, તો પણ આ પ્રમાણે હિંદના એકજ સૂર્યના છત્ર નીચે તેમનુ સમાન ભાગ્ય અને જીંદગીના સમાન સુખ દુખો તેમને એક બીજાની વધારે ને વધારે નજીક હડસેલતા અને ચાલુ વર્તતી રહેલી ક્રિયાઓમા કોઇ ધર્મ સુધારક સુલતાન કે બાદશાહ 'જેહાદ' ઉઠાવે તેટલા ટુકા સમયનોજ વિક્ષેપ અવારનવાર શરૂ થઈ પાછો શાંત પડી જતો

મુસ્લિમ અમલે હિંદુઓનો કુદરતી વિકાસ પણ રૂંધ્યો હતો વિજયના પહેલા હુમલા વખતે આપણા બધા આશ્રમો અને સમૃધ્ધ મંદિરો ઉપર આક્રમણ થયા હતા આ પ્રમાણે હિન્દુ ધર્મના વિદ્યાધામોનો નાશ થયો હતો સંસ્કૃત વિદ્વાનો અને ગ્રંથકર્તાઓના પોષણનુ કામ કરનારો કોઇ સબળ હિન્દુ રાજા જીવતો રહ્યો નહોતો પરિણામે મધ્યકાળના હિન્દુમા સંસ્કૃત વિદ્યા લગભગ લોપ થઇ ગઇ હતી તેમાથી જે થોડુંક બચ્યુ હતુ, તે તો તદ્દન નિરસ હતુ અને તેમા માત્ર ન્યાયવાદની નાજુક દલીલબાજી, કર્મકાંડોની ઝીણી વિગતો, ધર્મશાસ્ત્રોની નવી આવૃતિઓ અને ટીકાઓની ટીકાઓ અને તેના પાછા વિવરણજ હતા આ પ્રમાણે ઈ સ ૧૨૦૦ થી ૧૫૫૦ સુધીમા ઉત્તર હિંદ બુધ્ધિ પ્રદેશમા વેરાન બની ગયુ હતુ માત્ર અકબરના અમલમા હિંદીમા તુલસીદાસ અને બંગાળીમા વૈષ્ણવ લેખકોને લીધે હિંદુ સાહિત્યનો પુનરૂદ્ધાર થયો, પરંતુ, તે દેશી ભાષામાજ થયો હતો. તેજ બાદશાહે મોટા અર્થની રાષ્ટ્રિય સભા સ્થાપી હતી અને તેના અમલમા હિંદી બુધ્ધિનો ઘણો ઉત્કર્ષ થયો હતો

[શુ વ સોસાયટીએ છપાવેલા શ્રી જદુનાથના વ્યાખ્યાનોમાથી - ઇસ્માઇલની માથી]





# સં ઇ્દે......ના......સ ન્મા ર્ગ

રજુ કરનાર "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૪૭૧

રસિકતાદ્વારા પ્રફુલ્ત દ્રષ્ટિ સાંપડે છે, એ ખરૂ છે પણ અમર્યાદીત રસસ્ફુરનની અભિલાષા માનવજીવનને અવળે માર્ગે દોરતી જાય છે રસિકતા જ્યારે વિલાસમા ફેરવાઈ જાય છે, ત્યારે તત્કાળ ન પારખી શકાય એવી મલિનતા જીવનમા પ્રવેશે છે માટે વિલાસના વમળમા અટવાઇ જતા, આજના યુવકોએ અટકવુ જોઇએ

૪૭૨

જો આપણને સુઘડ, સરકારી ને રને હાગ ઉપરાત આપણી આવકને લક્ષમા રાખી ખર્ચ કરનાર પતિ મળે, તો સ્વર્ગનીયે આપણને દરકાર ન રહે આ લોકમાજ સ્વર્ગીય સુખ શાતિ આપણને મળી રહે

૪૭૩

ખુશામતીઓના માર્ગ મોકળા કરવામા, આગ્રહપૂર્વક અન્ય પાસે પોતાની માન્યતાઓ સ્વીકારનારાઓ ઠીક ઠીક મદદરૂપ પુરવાર થાય છે જ્યા પોતાની માન્યતાઓ પરાણે સાચી ઠરાવવાના પ્રયત્નો થય છે, ત્યા ખુશામતીઓ સારી રીતે ફાવે છે

૪૭૪

ખુશામતીઓ જ્યારે પોતાનુ ધાર્યું કામ કરાવવાના વિષય ઉપર આવે છે, ત્યારે સામાવાળાને પ્રસશાના થોડાક પુષ્પો વડે વધાવી લ્યે છે, અને એ રીતે તેઓ પોતાનુ ધાર્યું સહજ કરાવી શકે છે

૪૭૫

શિક્ષણ કરતા સરકારી વિશેષ આવશ્યકતા છે શિક્ષણ આપવાજ પોતાના કર્તવ્યની સમાપ્તિ થઇ જાય છે એમ જો મા-બાપો માનતા હોય તો તે ભૂલ ભરેલુ છે સરકાર વિનાના M A થયેલા બાળકો પણ વ્યવહારિક જ્ઞાનના અભાવે જીવન જગમા જીત મેળવી શકતા નથી એ પ્રત્યક્ષ નિહાળેલી બીના છે માટે બાળકોને શિક્ષણ કરતા સરકારી વધારે જરૂર છે એ નિર્વિવાદ સત્ય છે

૪૭૬

મ્હોટા કુટુબના બે માણસો જ્યારે વાતચીતમા રોકાયેલા હોય, ત્યારે ત્રીજા માણસે (આપણે જો ત્યા હાજર હોઈએ તો આપણે પણ) ત્યાથી ખસી જવુ એ એક પ્રકારનો વિવેક છે ને તે દર્શાવવામા કોઇએ પછાત રહેવુ જોઇએ નહિ

૪૭૭

પોતાને જે વિના ન ચાલે તે મેળવવામા થોડોક પ્રપચ રચવામાયે લોકો પાપ માનતા નથી, પણ એ ભોળા હગારી છે પ્રપચથી એકજ પાસો ફેકનાર વખતના વહેવા સાથે પ્રપચથી ટેવાઇ જાય છે, અને પછી તો તે મહાપ્રપચી થતા મથે છે પ્રપચ દ્વારા પ્રાપ્ત થયેલી સફળતાથી સતોષ માનનારાઓ પોતાનેજ ઠગે છે એમ કહીએ તો ચાલે

૪૭૮

શહેરોની સાદાઇ પણ દભથી ભરપૂર હોય છે કૃત્રિમતાના વાતાવરણમા સતત રહેતા જનોની નિરભિમાની વૃત્તિમા પણ આરોભ ભય કરતા છુપ એની હોય છે એ યાદ રાખજો

૪૭૯

જીવન નૌકાના બન્ને સુકનીઓને હૃદય મેળના અભાવે જ્યારે જીવન ભારરૂપ લાગતુ હોય, કે જીવન પર કટાળો આવતો હોય,

ત્યારે તેમણે જીવનનો નાશ ઇચ્છવો જોઇએ નહિ, પણ છુટાછેડા કરી લેવા જોઇએ આપઘાત કરવો એ નૈતિક નબળાઇ હોવા ઉપરાંત મર્દાનગીથી પણ વિરૂધ્ધ છે આપઘાત કરતા છુટાછેડાનો માર્ગ સર્વશ્રેષ્ઠ છે

૪૮૦

કેટલાક પુરૂષો પોતાની જીવનસહચરી, અર્થાત સ્વપત્નિની લાગણીઓ સમજવામા સદંતર નિષ્ફળ નીવડે છે પણ અન્યને આશ્વાસન આપવામા એકકા હોય છે

૪૮૧

સ્ત્રીના જીવન સર્વસ્વનો પોતાની દેહભૂખની અગ્નિ જ્વાળાઓમા હોમી દેતા અજનો પુરૂષ વર્ગ જરાયે અચકાતો નથી

૪૮૨

પરસ્પર વિરોધ સ્વભાવના એવા સખ્યાબધ સ્ત્રી અને પુરૂષો, લગ્ન સાકળમા જકડાયા પછી લોક મર્યાદા જાળવવાની ખાતર પણ એ લગ્નરૂપી બધનમા બધાએલા રહીને જીવનજળ સૂકવી નાખે છે જે સજોગોમા પરસ્પર બન્નેનો મેળ મળવાની સદંતર આશા ન હોય, એવા ચોક્કસ સજોગોમા અયોગ્ય લોકલજ્જા રાખવી, એ ઘાતક છે યોગ્ય મર્યાદા રાખવી એ મનુષ્ય ધર્મ છે પણ અયોગ્ય લજ્જા રાખીને, સામટા બે માણસોના જીવનનો ભોગ આપવો, એ પાપ છે

૪૮૩

દાંપત્ય જીવનના ઉદ્દેશો સિધ્ધ થાય, એ અત્યત આવશ્યક છે લગ્નની મહત્તા, અને લગ્ન પછીની જવાબદારીઓ અમાપ હોય છે, એ સમજ્યા પછીજ, પરણવા કે પરણાવવાના પ્રયત્નો થવા જોઇએ

૪૮૪

પ્રત્યેક સજોગોમા પતિની સપૂર્ણ કાળજી રાખનાર, જ્યારે પોતે મરણ પથારીએ હોય છે, ત્યારે પતિને તે પોતાની ચિંતા ન કરવા માટેજ વિનવે છે

૪૮૫

કલ્પના પણ થકી જાય, એવા ભ્રામક ખ્યાલો સાથે પરણનાર સખ્યાબધ યુગ્મો, પાછળથી માનસિક વેદનાઓમા વલોવાતા નજરે પડે છે લગ્નનો હેતુ માત્ર મોજ-શોખજ છે, એ માન્યતાના આધારે પરિણિત જીવનની શરૂઆત કરનાર યુગ્મોની વૃત્તિઓના ઓટનો આરભ થતા વધુ વાર લાગતી નથી આવી રીતે પોતાની જવાબદારીઓનુ જેમને ભાન ન હોય, તેવા પરણનારાઓના જીવન ટુક વખતમાજ ભાર રૂપ બને છે એ કલ્પનાના કિલ્લા ગણીને ઉતાવળે પરણનારાઓએ ભૂલવુ જોઇતુ નથી

૪૮૬

આજે જેને પ્રેમની ઉપમા અપાય છે, તે પ્રેમ નર્યા ઝેર જેવી વસ્તુ છે આ પ્રેમ રૂપી ઝેર સ્ત્રી અને પુરુષ બન્નેને હણી નાખે છે પ્રેમનો ભોગ પ્રથમ સ્ત્રી થય છે અને પછી પુરૂષનો વારો આવે છે બન્નેમાથી કોઈ બચી શકતુ નથી

૪૮૭

પરણ્યા પછીના દાંપત્ય જીવનના, કલ્પના દ્વારા બાંધી લીધેલા કેટલાક ખ્યાલો, પાછળથી બદલવા પડે છે પરણ્યા પછીનો સઘળો સમય, આનદ અને ઉલ્લાસમાજ વ્યતિત થવો જોઇએ, એમ કેટલાક લોકો માને છે અને જો એમ ન થાય, તો તેના માટે ફક્ત સ્ત્રીજ જવાબદાર છે, એવી માન્યતાઓ પણ અનેકની



હોય છે, પણ એ સદંતર ભૂલભરેલી માન્યતા છે કારણ કે પરસ્પરની સરખી જવાબદારીનું ભાન બન્નેને હોવું જોઇએ. લગ્ન પછી સર્વ દ્રષ્ટિએ માત્ર સ્ત્રીજ જવાબદાર હોય, તો લગ્ન પહેલા કુંવારા રહેનારાઓ કે લગ્ન ન કરનારાઓ, પોતે એકલા હોવા છતા કાં સદાય સુખી નથી હોતા? એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે

૪૮૮

જ્ઞાનમાંજ સર્વ પ્રકારના સુખનો સમાવેશ થઇ જતો નથી કેટલીક વખતે કેટલીક બાબતોના અજ્ઞાનમાંજ સુખ રહેલું હોય છે અન્યની ખાનગી બાબતોમાં પ્રવેશવાનો પ્રયત્ન કરનારને જાણવાનું ઘણુંયે મળે છે, છતા સુખના બદલે દુઃખ થાય છે

૪૮૯

લગ્ન પછીના એક બે વર્ષ પ્રેમની ભરતી જેવા હોય છે, પછી એ ભરતી ઓટમા ફેરવાઇ જાય છે કુદરતના અટલ નીયમાનુસાર પ્રેમ ભાવનામા આવતો એ ઓટ કોઇને ગમતો નથી પણ એ અનીવાર્ય છે

૪૯૦

પુરુષનો સ્ત્રી પ્રત્યેનો પ્રેમ, અને પ્રેમ સબંધીનો સર્વ વ્યવહાર ખરી રીતે તો શરીર ભૂખને સતોષવા માટેજ હોય છે વિશુધ્ધ પ્રેમમા દેહભૂખ કે વાસનાઓને સ્થાન હોતુ નથી, પણ એવા નિર્મળ પ્રેમની આજે કોને પડી છે? સ્ત્રીનુ સૌંદર્ય સુકાઇ જતા પુરુષને તેના પ્રત્યે આકર્ષણ રહેતુ નથી, એ એનો પુરાવો છે સ્ત્રી સૌંદર્ય-દીપક જેવી હોય, ત્યા સુધી પુરુષ પતંગીયાની પેઠે તેમા બળી મરવા તત્પર હોય છે, અને પછી? એ દીપકનો સ્ત્રીના સૌંદર્યતાનો અંત આવતાજ પુરુષ દૂર ખસી જાય છે સાચો પ્રેમ હોય તો આવુ ન બને અને એટલા માટે પ્રેમને જો તેના સાચા સ્વરૂપમા સમજવાની શક્તિ ન હોય તો પુરુષોએ જીવનમા પ્રેમને બહુ ગાંભીર્ય ન આપવુ જોઇએ

૪૯૧

પરસ્પરના દૈહિક આકર્ષણદ્વારા જન્મતી વિકારવૃત્તિને, પ્રેમની ઉપમા આપવી એ નરી મૂર્ખતા છે નિર્મળ ચાહનામા દૈહિક સુખ પ્રાપ્તિના સ્વપ્નને યે સ્થાન હોતુ નથી આજે સર્વત્ર ચાલી રહેલા શરીર-ભૂખના વ્યાપારને પ્રેમ સાથે કશોજ સબંધ નથી







ખાકસાર
ઝાર રાંદેરી

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમા મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામા તેમા ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલુ પુરૂષત્વ (મર્દાઇ) પાછુ મેળવવામા અમારા લાંબા અનુભવમા આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી બેજ દિવસમા જિર્યાન, પાચનશક્તિ, રૂઝાનટમા પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે અને શરીરમાથી સુસ્તી, ઢીલાપણુ, કમર, માથા, સાંધા અને રગોના દુખાવાઓને દૂર કરે છે એમા કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતા માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો

**ઝાર તિલા**—આ તિલામા સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બંધવાનીયે અગત્ય નથી મસાનીતાજ ચામડીમા ઘુસી જાય છે રગોની નબળાઇને દૂર કરવામા આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમા મેળવી શકાય છે કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્યસ્તંભન) માટે ખાસ છે ગરીબોને ખાસ લક્ષમા રાખીને આ ફકીરી તિલો જાહેરમા મુકયો છે એના ઉપયોગથી ખાસ જગ્યામા સખ્તી અને ઇમ્સાકમા બેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂા ૧) પોસ્ટ ખર્ચ જુદો

**સુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામા આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્યવિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમા દૂર કરે છે રોગીઓ માટે આ દવા ખાસ છે એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે હજારો માણસો સાજા થયા પછી આ દવા પબ્લીક સામુખ ધરી છે એક શીશી સાત દિવસ ચાલે છે સાધારણ બીમાર માત્ર એકજ શીશીમા સારો થઇ શકે છે ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે ઇન્જકશનો વડે પોતાનુ ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો (રૂબરૂમા પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશુ)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો ફાર્મસીમા મળતી દરેક દવાઓનુ સૂચિપત્ર મુફત મોકલવામા આવશે

લખો અથવા મળો

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist Surat

આફ્રીકાના એજન્ટ -Union Printing Works 91, Victoria Street Durban (Natal)

# પિયા મિલન

મૂળ લેખક ખલીલ જિબ્રાન
અનુવાદક હુઝી રાંદેરી

વરકન્યા બાદશાહી ઠાઠથી રાજવંશી નૌકામાંથી ઉતર્યાં રંગબેરંગી બત્તીઓ દૂર દૂર અલૌકિક પ્રકાશ વિખેરી રહી હતી આનંદ મસ્ત સાજનિયાઓ ડોલી રહ્યા હતા ટીખળી નવજવાનો મદમસ્ત સંગીત આલાપી રહ્યા હતા ગજગામીની નવયૌવનાઓ હૃદયસ્પર્શી ગીત લલકારી રહી હતી

વરઘોડો વરરાજાના નિવાસસ્થાને આવી પહોંચ્યો વરરાજાનું આલીશાન મકાન અમૂલ્ય ઝગઝગિત વસ્તુઓ વડે શણગારવામાં આવ્યું હતું અત્તરની સુવાસ વાતાવરણને મસ્ત બનાવી રહી હતી વરકન્યા માટે ખાસ યોજવામાં આવેલા ઉંચા આસન ઉપર તેઓએ જગ્યા લીધી મહેમાનો રેશમી સોફા અને મખમલ જડિત ખુરસીઓ પર બિરાજમાન થયા જોત જોતામાં રાજવંશી ઓરડો મહેમાનોથી ઉભરાવવા લાગ્યો

હજુરીઆઓ મનહર પચરંગી સુરાહીમાં મદિરા લઈ હાજર થયા મહેમાનો શરાબની પ્યાલીમાં ડૂબવા લાગ્યા પ્યાલીના રણકાર અને હર્ષનાદથી વાતાવરણ ગુંજી રહ્યું

વળી સંગીતકારે બીનના તાર ઝણઝણાવી મેહમાનોને મસ્ત બનાવી મૂક્યા બીનના સુરિલા અવાજથી તેમના હૃદયમાં હર્ષની એક મીઠી લહેર દોડી ગઈ તબલાની થાપ અને સાભળનારની વાહ! વહ! અનેરી બહાર દેખાડી રહી હતી

અને પછી આવી નાચનારીઓ! તેમણે પોતાના કળામય નૃત્યથી મેહફિલને વધુ મસ્ત બનાવી મૂકી તેમના લચકદાર શરીર એવી રીતે વળ ખાઈ રહ્યા હતા કે જાણે સવારના ઠંડા પવનમાં ઝાડની કુમળી ડાળીઓ ઝૂમી રહી ન હોય! તેમનો શ્વેતવર્ણી બારીક પોશાક પવનની લહેરોમાં એવી રીતે ઉડી રહ્યો હતો કે જાણે ચાંદના રૂપેરી કિરણોમાં સફેદ વાદળીઓ રમી રહી ન હોય! મેહમાનોની આંખો તેમને ઘૂરકી રહી હતી ગરદનો ઝૂકી ગઈ હતી યુવાનોનો આત્મા તેમનામાં લીન થઈ રહ્યો હતો! વૃદ્ધ તેમના યૌવનનું રસપાન કરી રહ્યા હતા!

પ્યાલીઓનો રણકાર વધી ગયો મેહમાનોની અભિલાષા મદિરામાં ડૂબવા લાગી! શોરબકોર વધી ગયો રક્તવર્તા ઉદાર બની ગઈ! મગજ વિચારોથી આઝાદ થઈ ગયા! નસોમાં લોહીની ગતિ વધી ગઈ હૃદયની વ્યાકુળતા હદ ઓળંગવા લાગી આખું ઘર તાર તૂટેલ વિણા માફક ઝણઝણી ઉઠ્યું! જાણે તે કોઈ દીવાનાના હાથમાં આવી ગયું ન હોય! અને તે જોરજોરથી ગજ મારી તેમાંથી સંગીત ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરી રહ્યો ન હોય!

આ તરફ એક યુવાન બેઠો છે તે પોતાની પ્રિયતમાના પ્રેમમાં મસ્ત છે પેલી તરફ એક તરુણ પ્રેમ અને સૌંદર્યનો રાગ આલાપી રહ્યો છે! એક તરફ એક વૃદ્ધ જામ ઉપર જામ ઢીંચીને એક એવી ગઝલ ગાતો કહી રહ્યો છે

કે તેની મદભરી જવાનીના મસ્ત દિવસો તેના સ્મૃતિ પટ પર નાચવા લાગે! પડદાના ભાગમા એક સ્ત્રી એક નવજવાન તરફ જોઇ આખો નચાવી રહી છે, જે તેને પ્રેમની નજરે ઘૂરકી રહ્યો છે! પેલા ખુણામા એક આધેડ વયની સ્ત્રી બેઠી છે તે ગજગામીની કુમારીકાઓમાથી પોતાની પુત્રવધુ પસદ કરી રહી છે પેલી બારી પાસે એક સૌભાગ્યવતી બેઠી છે તે પોતાના ધણીના નશાનો લાભ લઇ, પ્રિયતમ સાથે પ્રેમચેષ્ટા કરી રહી છે ખરૂ જોતા બધજ મદિરા અને સગીતના દરિયામા ડૂબકી ખાઇ રહ્યા હતા તેમને ક્ષણભગુર દુનિયાનુ ભાન નો'તુ તેઓ મસ્ત વાતાવરણમા લીન થઇ ગયા હતા•

બધા પોતપોતાની ધૂનમા ડેલી રહ્યા હતા, જ્યારે સુદર કન્યા પોતાની હરણ જેવી મોટી મોટી આખોએ એ દ્રશ્ય એક નિરાશ કેદીની ઉદાસીનતાએ નિહાળી રહી હતી તેની દ્રષ્ટિ ઘડી ઘડી મદમસ્ત મેહમાનોથી અલગ દૂર ખૂણામા બેઠેલા વીશેક વરસના એક નવજવાન પર પડતી હતી તેના ઉદાસ ચહેરા ઉપરથી એમ લાગતુ હતું કે એક નિર્દોષ પખી પોતાના ટોળાથી વિખુટુ પડી પારધીના હસ્તે ચઢી ગયુ છે તેણે છાતી ઉપર હાથ મૂકી પોતાના વ્યાકૂળ હૃદયને એટલી જોરથી દાબી રાખ્યું કે જાણે તે ઉછળીને બહાર નીકળી આવતું ન હોય! તેને ઓરડાનું વાતાવરણ કોઇક અગમ્ય વસ્તુથી ભરપૂર લાગતું હતું તેનુ પ્રાણ પખેરૂ આત્મ પિંજર તોડી ગતની તિમિરતામા ઉડ્ડયન કરી રહ્યું હોય એમ લાગતુ હતુ

રાત ॥ બાર વાગી ચૂક્યા વાતાવરણ વધુને વધુ મોહક બનતુ ગયું મેહમાનો શરાબના નશામા લથડિયા ખાવા લાગ્યા તેમની જીભ તોતડાવા લાગી ઘુવડ જેવા સુદર (?) વદનવાળા વરરાજા પોતાની જગ્યાએથી ઉઠી મેહમાનોમા ફરવા લાગ્યા નશામા એમનુ ભાન ઠેકાણે નો'તુ

કન્યાએ ઇશારો કરી એક છોકરીને બોલાવી છોકરી પાસે આવી બેસી ગઇ કન્યા છોકરીને કોઇક ભેદની વાત કહેવા માગતી હોય તેમ આજુબાજુ એક તિવ્ર દ્રષ્ટિ નાખી જોઇ લીધુ કે કોઇ તેમની તરફ જોઇ રહ્યુ તો નથી તેણે ધ્રુજતા અવાજમા છોકરીના-કાનમા કહ્યુ

"અય સખી! હુ તને આપણી તે મહબ્બતની કસમ આપુ છુ જે આપણા હૃદયમા કિશોર વયથી પ્રેમનો અમૃત ઝરો વહેવડાવી રહી છે હુ તને તે વસ્તુની કસમ આપુ છુ, જે તને દુનિયામા સૌથી વધારે વહાલી છે હુ તને તારા દિલની છૂપી વાતોની કસમ આપુ છુ હુ તને તે પ્રેમની કસમ આપુ છુ, જેના અમારો એક થઇ સ્નેહ સિમ ઉત્પન્ન કરી રહ્યો છે હુ તને તારા હૃદયની શાતિ અને માગ દદપની વ્યાકૂળતાની કસમ દઇ આજીજી કરૂ છુ કે અત્યારે ને અત્યારે તુ સલીમને જઇને કહે કે તે મેહમાનોની આખમા ધૂળ નાખી બગીચામા જઇ ચીનના ઝાડ નીચે મારી રાહ જુએ અય સોસન! તેના કાનાવાલા કર જા! એટલા બધા કાલાવાલા કર કે તે છુપાઇને બગીચામા જવા રાજી થઇ જાય તેને અમારા ગત જીવનની યાદ અપાવ મારો નિસ્વાર્થ પ્રેમ તેના આગળ જાહેર કરી કહે કે તે રડી રડી આધળી થઇ જાય છે તે રાતના અધકારમા લીન થઇ જાય તે પહેલા પોતાનું હૃદય તારા



આગળ દાનવના માગે છે કહે કે તે અભાગીની નર્કની આગમા બળવા પડેના તારી આખેનુ નૂર મેળવવા માગે છે અને કહે કે તે ગુનાહગાર છે, અને ચાહે છે કે તારી સામે પોતાનો ગુનોહ કબુલ કરે અને માફી માગે જલ્દી કર મારી બ્હેન! મારા વતી તેના આગળ હૈયાફાટ રુદન કર પેલા વરૂઓથી બીવાની કશી જરૂર નથી તેઓ નશામા ચૂર છે તેમના આખ કાન પોતાનુ અસ્તિત્વ ગુમાવી બેઠા છે”

સોસન કન્યા પાસેથી ઉઠી સનીમ પાસ જઈ બેઠી તે સલીમના કાનમા મહબ્બતનો મીઠો ઝરો વહેવડાવવા લાગી સનીમ ગરદન ઝુકાવી સોસનની વાતો સાભળતો રહ્યો સોસનની વાત પુરી થતા સનીમે તેના તરફ એક ઉદાસ દ્રષ્ટિ ફેંકી ધીમે અવાજે કહ્યુ

‘સારૂ હુ ચીનના ઝાડ નીચે તેની રાહ જોઇશ’

સનીમ પોતાની જગ્યાએથી ઉઠી બગીચા તરફ ચાલ્યો ગયો ચાર–પાચ મિનિટ પછી કન્યા પણ લપાતી છુપાતી અધકારમા લીન થઇ ગઇ તે ફરી ફરી નિર્દેય મૃગની પેઠે પાછળ ફરી જોતી હતી કે જે વરૂઓના ટોળામાથી સદ્‌ભાગ્યે નાશી છુટી ન હોય! જોત જોતમા તે ચીનના ઝાડ નીચે આવી પહોચી સનીમને પાસેજ ઉભેલો જોઇ, તે તેના ગળામા વીંટળાઇ પડી તેની આખમાથી ગગા જમુના વહેવા માડી દર્દભર્યા શબ્દો એક પછી એક તેના ધ્રૂજતા હોઠોમાથી સરવા લાગ્યા

‘સાભળ! મારા હ્રદયની શાતિ સાભળ! ધ્યાનપૂર્વક સાભળ! હુ મારી અજ્ઞાનતા અને ઉતાવળને લીધે તમારી સાથે આખો પણ મેળવી શકતી નથી શરમથી મારી ગરદન ઝુકી ગઇ છે અય સનીમ! પશ્ચાતાપે મારા હ્રદયને બેકાર બનાવી મૂક્યુ છે હુ હજીપણ તમનેજ ચાહુ છુ મે તમારા સિવાય કોઇને પ્યાર કર્યો નથી અને જીવન પર્યંત કરીશ પણ નહિ લોકોએ મને કહ્યુ કે તમે મને ભૂલી ગયા છો તમે મને તરછોડી દીધી છે, અને બીજી કોઇ સાથે વહેવાર પણ બાંધ્યો છે લોકોએ તે સ્ત્રીની રતીથી પતી સુધીની વાતો મારા કાનમા રેડી, મારા હ્રદયને નિર્ભય બનાવી મૂક્યુ તે લોકોએ મારા હ્રદયને ફોલી નાખ્યુ પોતાની ખોટી વાતોથી મને આકુળ વ્યાકુળ બનાવી મૂકી તે ડાકણ સ્ત્રીની વાતોએ મારા પ્રેમનુ સત્યાનાશ વાળી નાખ્યુ હુ એક પરાયા માણસને મારો ધણી બનાવવા રાજી થઇ પરતુ અય સનીમ! મારો ધણી તમારા સિવાય બીજો કોઇ નથી અને હવે મારી આખો પરથી પરદો ઉઠી ગયો હુ તમારી પાસે આવી છુ કે તમારી સોડમા લપાઇ જાઉ દુનિયાની કોઇ પણ શક્તિ મને હવે તે માણસ પાસે લઇ જઇ શકતી નથી જેના હાથમા મને બળજબરીથી સોપવામા આવી છે હુ તે માણસને કે જેને મે આમન્તોજ મારો ધણી બનાવ્યો છે તે કૂતોને જે ધર્મ ગુરૂએ મને આપ્યા છે, તે ધર્મિક કાયદાઓ કે જેણે મને બધનમા જકડી લીધા છે તેમજ બીજી દરેક વસ્તુને શરાબીઓથી ભરેલા ઓરડામા છોડી આવી છુ કે હુ તમારી સાથે દૂર દૂર કોઇ બીજીજ દુનિયામા નિકળી જાઉં, આપણે દુનિયાના બીજે છેડે ચાલ્યા જઇએ નાગ લોકની વસ્તીમા ચાલ્યા



જઈએ મૃત્યુ શરણે ચાલ્યા જઈએ સલીમ આવો, જલ્દી કરો, રાતના અંધકારમા આ મકાન છોડી જઈએ વહાણ ઉપર સવાર થઈ કોઈ ગુમનામ દેશમા ચાલ્યા જઈએ આવો, સવાર થતા પહેલા શત્રુના ફોલાદી પંજામાથી નાશી છુટીએ જુઓ! જુઓ! આ મારી સોનાની બંગડીઓ! આ હાર! આ રહી અમુલ્ય વીંટીઓ! આ રહ્યા અનમોલ ઝવેરાતો આ બધી વસ્તુઓ અમારા ઉજ્જવળ ભવિષ્ય માટે પૂરતા છે અમે માલદાર જેવુ જીવન વિતાડીશુ ? "

"તમે બોલતા કેમ નથી સલીમ! મારી સામે જોતા કેમ નથી! મને ચૂમતા કેમ નથી! શું તમે મારૂ હૈયાફાટ રૂદન, મારા નિસાસા નથી સાભળતા? શુ તમને શ્રધ્ધા નથી કે હુ વરરાજા અને મારા માબાપને છોડી લગ્ન પોશાકમાજ તમારી સાથે જવા આવી છુ બોનો! બોનો! આ પળ હીરાની રજકણ કરતા વધારે કિંમતી છે અને બાદશાહોના તાજ કરતા વધારે મૂલ્યવાન!"

કન્યાના દર્દભર્યા શબ્દોમા એક ગીત હતુ જે જીવનના તૂફાન કરતા વધારે તૂફાની મોતની ફરિયાદ કરતા વધારે દર્દમય, અને સમુદ્રની ઉંડાઈ કરતા વધારે ઉંડુ આ ગીત તેના હૃદયમા આશા-નિરાશા, સુખ-દુઃખ અને ખુશી-ગમીની મિશ્રિત લાગણી ઉત્પન્ન કરી રહ્યુ હતુ

યુવાન તેની વાતો સાભળી રહ્યો હતો, તેના હૃદયમા પ્રેમ અને સભ્યતા વચ્ચે દારૂણ યુધ્ધ જામ્યુ હતું તે પ્રેમ જે અશક્યને શક્ય બનાવી શકે છે, અંધકારને પ્રકાશમા ફેરવી શકે છે તે સભ્યતા, જે મનુષ્ય હૃદયમા પ્રવેશ કરી તેને પોતાની દુષ્ટ ઈચ્છા અને ઈરાદામા નિષ્ફળ કરે છે તે પ્રેમ, જે કુદરતે હૃદયમા ઉત્પન્ન કર્યો તે સભ્યતા, જેનો બુદ્ધિ સાથે સબંધ છે

કેટલોક વખત સલીમ ચુપચાપ તે અંધકારમય ઘૂમતી છબી બની રહ્યો જેમા ચડતી, પડતી વચ્ચે અથડાયા કરતી તેની ઈચ્છા ઉપર તેની સભ્યતા છાઈ ગઈ તેણે કન્યા સામે જોયુ તે ધ્રૂજી ઉઠી છતા વ્યાકૂળ હૃદયે આતૂરતાથી જવાબની રાહ જોઈ રહી સલીમનો ચહેરો લાલચોળ થઈ ગયો શબ્દો આપમેળે તેના હોઠ ઉપર આવી નાચવા લાગ્યા

"ઓ સ્ત્રી જા તારા ધણીના છાયડામા જા કુદરતનો એજ ઈન્સાફ છે જાગરણે સ્વપ્ન સૃષ્ટિનુ સત્યાનાશવાળી નાખ્યુ દુશ્મનો તને જોઈ લે તે પહેલા તારી ઉલ્લાસમય દુનિયામા ચાલી જા, નહિ તો લોકોને કહેવાની તક મળી જશે કે કન્યાએ મિલન-રાત્રીએ પોતાના ધણીને દગો દીધો, જેવી રીતે ગત જીવનમા તેના પ્રિયતમે બેવફાઈ કીધી હતી"

કન્યા આ સાભળી થરથર ધ્રૂજવા લાગી

"જીવનના છેલ્લા શ્વાસ લગી હુ તે મકાનમા જવાની નથી, જ્યાથી હમેશ માટે નિકળી આવી છુ તે મકાન અને તેમાની બધી વસ્તુને એક કેદી કેદખાનાને છોડી દે છે, એવી રીતે છોડી આવી છુ મને હવે એક પળ પણ તમારાથી છુટી ન કરો અને એ પણ ન કહો કે હુ દગાબાજ બેવફા છુ કારણ કે તે પ્રેમ જેણે મારા આત્માને તમારા આત્મામા લીન કરી દીધો છે, પેલા ધર્મગુરૂના હાથ



કરતા એાૈક ધણો વધારે સશક્ત છે જેણે મારૂ શરીર વરતાજાને સોપી દીધુ છે આવો! મને મારા હથ તમારી ગરદનમા વીંટાળવા દો જેને દુનિયાની કોઈ પણ તાકત છોડાી શકતી નથી આવો અમે એવી રીતે મળી જઇએ કે મોત પણ અમને એક બીજાથી જુદા કરી શકે નહિ"

યુવાને ઝટકો મારી પોતાની ગરદનમા વીંટાળેલા કન્યાના હાથ દુર કર્યા

'દૂર થા ઓ નાદાન છોકરી! મે તને કુમારનીએ તરછોડી દીધી છે હુ તને ધિક્કાર છુ, અને બીજી સ્ત્રીના પ્રેમથી મારૂ હૃદય પણ મે આબાદ કર્યું છે લોકો જુઠુ બોલતા નથી હુ તને બિ કુલ ભૂલી ગયો છુ હુ તને ધિક્કારૂ છુ હુ તારૂ મેઢુ પણ જેવા માગતો નથી જા દૂર થઇ જા મને મારા રસ્તે જવા દે તુ તારા ધણી પાસે જા અને તેની વફાદાર પત્નિ બન"

કન્યા થરથરવા લાગી 'નહિ! નહિ!! હુ તમારી વાતનો ભરોસો કરી શકતી નથી તમે મને પ્રેમ કરતા હતા મે તમારી આખોમા પ્રેમની ગંગા વહેતી જોઈ છે જ્યારે પણ હુ તમારા શરીરને અડકુ છુ ત્યારે મને એમ લાગે છે કે હુ પ્રેમને અડકી રહી છુ તમે મને પ્રેમ કરો છો. કરો છો અને કરો છોજ જેવી રીતે હુ તમને પ્યાર કરૂ છુ તમારા વગર હુ આ જગ્યા છોડવાની નથી હુ તમારી પાસે એટના મરિજ આવી છુ કે અપણે દૂર દેશાવર નીકળી જઇએ આટે આગળ વધો, નહિ તો ઉઠાવો હાથ અને વહાવો મારૂ ખૂન"

યુવાને વધારે ઉંચા અવાજમાં કહ્યુ "ઓ નાદાન છોકરી! મારો પીછો છોડ નહિતર હુ તોરનગાર કરી મેહમાનોને અહીંઆ બોલાવીશ જેઓ તારા લગ્નની ખુશી મનાવવામા ભાન ભૂલ્યા છે લોકો આવશે તો શુ થશે તેની તને ખબર પણ છે? તેઓ તારી નિર્લજ્જતા જોઈ લેશે તને ભૂડુ ભલુ કહેશે અરે! જરા વિચાર તો કર તે વખતે પણ અહીંઆ તારી સામેજ હશે અને તે તારી હાર અને પોતાની જીત ઉપર મલકાતી હશે'

યુવાને કન્યાના હાથ પકડી લીધા સ્પેર્શથી તેની ગરદનમા વીંટાળ્યા કન્યાના ચેહરાનો રંગ બદલાવા લાગ્યો તેની આખો લાલ ચોળ થઇ ગઇ, તેનો પ્રેમ તફાન અને આંધીમા બદલાઇ ગયો તેની ગાડથી વાતાવરણ ગુજી ઉઠ્યુ

'મારા મૃત્યુ પછી તમારી પ્રેમ ગંગામા સ્નાન કરવાવાળી તે કોણ આવી? મારા હૃદય સિવાય કયુ હૃદય તમારા ચુબનોથી ઝૂમી રહે છે"

હજી ઉપરોક્ત શબ્દો પુરા થયા ન થયા તે પહેલા તેણે પોતાના કપડામા છુપાવેલુ પાણીદાર ખજર કાઢી વિજળીની ત્વરાથી સદીમની છાતીમા ભોકી દીધુ તે ધબ દઇ જમીન ઉપર પડયો કન્યા હાથમા લોહી નિતરતુ ખજર લઇ તેની પાસેજ ઉભી હતી સદીમે પોતાની ફિક્કી આખો ઉઘાડી જેના ઉપર મૃત્યુનિદ્રા છવાઇ રહી હતી ધીમે ધીમે એક પછી એક શબ્દો તેના હોઠ ઉપર નાચવા લાગ્યા

"મારી વ્હાલી! દૂર ઉભી ન રહે આવ, હવે મારી બિલકુલ નજદીક આવ અય મારી લયલા! આવ મારી પાસે આવ મને છોડી



જાઇશ નહિ જીવન, મોત કરતા વધારે કમજોર છે અને મોત, પ્રેમ કરતા વધારે કમજોર. સાભળ તારા સજનિયાએનું અટ્ટહાસ્ય! સાંભળ પ્યારી! પ્યાલીઓનો રણકાર! લયલા! તે આ અટ્ટહાસ્ય અને રણકારથી મારો પીછો છોડાવ્યો હતો, હું તે હાથનું ચુંબન લઉં, જેણે મને બંધનમુક્ત કર્યો હું મારા હોઠોને ચુમુ કે જેણે જાદુ બોલવામા કચાશ રાખી નથી, અને મારા હૃદયની વાત હૃદયમાજ છુપાવી રાખી મારી આંખોને, જે ખૂનમા તર છે, તારી કોમળ આંગળીઓ વડે બંધ કર અને મારો આત્મા જ્યારે જગતની ખોળીયાને ત્યાગી દે ત્યારે તારા ખંજરને મારી સોડમા મૂકી દેજે અને લોકોને કહેજે કે ઓ, માણસે પ્યાર અને નિરાશાને લીધે આત્મહત્યા કરેલી છે પ્રાણેશ્વરી! હું તારોજ હતો હું તારા સિવાય કોઇને પણ પ્યાર કરતો ન હતો મારી સભ્યતા અને વિવેકે ઉચિત નો'તુ ધાર્યું કે જગતની સોહાગણી ગને તારી સાથે નાશી જાઉં ઓ મારી લયલા! લોકો મારી લાશ પાસે આવે તે પહેલા મને ચૂમ ચૂમ મને ઓ મારા લૈલા!"

તેણે પોતાના વ્યાકુળ હૃદય ઉપર હાથ મૂક્યો તેની આંખો ફાટી ગઇ તેનો આત્મા ઉડી ગયો.

કન્યાએ ગરદન ઉઠાવી મકાન તરફ એક તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ ફેંકી શોરબકોર કરવા માંડ્યો,

"અહીંઆ આવો અમારા સાજનિયાઓ, અહીંઆ આવો, અને જુઓ આ રહ્યો વર રાજા! અને આ રહી કન્યા! જલદી કરો હું તમને વરરાજાની મુનાસબ સેવા બતાઉં"

કન્યાની બૂમ મકાનના ખૂણેખૂણામા ગુંજી ઉઠી મદમસ્ત મેહમાનોના કાનના પરદા ધ્રુજી ઉઠયા તેમનો આત્મા થરથરી ગયો તેઓ એ ઘડી થંભી ગયા રખે તેમના કાન તેમને ધોકો દઇ રહ્યા હોય! બીજીજ પળે તેઓ બગીચા તરફ દોડવા લાગ્યા તેમના કાન અને આંખ એક ધારૂં કામ કર્યે જતા હતા એકાએક તેમની નજર કન્યા અને સલીમની લાશ ઉપર પડી આ દ્રશ્ય જોઇ તેઓ હિંમતહાર ગયા, અને ઉલટા પગે પાછા ખસવા લાગ્યા પાસે જવાની કોઇની હિંમત ચાલતી ન હતી લાશની છાતીમાથી લોહીની ધારા વહી રહી હતી કન્યાના હાથમા પાણીદાર ખંજર ઝળકી રહ્યુ હતુ. તેઓ અનિમેષ નયને ક્રૂર દ્રશ્ય જોઇ રહ્યા

કન્યાએ તેમના તરફ એક તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ ફેંકી તેનો ચહેરો અસહ્ય વેદના છતા ઝળકી રહ્યો હતો તેણે ગર્જના પાડી કહ્યું,—"આગળ આવો બીકણો! મોતના વિચારે લગારે ગભરાશો નહિ મારા પાણીદાર ખંજરથી ધ્રુજો નહિ આ પવિત્ર હથિયાર તમારા અપવિત્ર શરીર અને અંધકારમય હૃદયને અડકી પોતાની પવિત્રતા ગુમાવશે નહિ. પેલા યુવાનને જુઓ જેણે વરરાજાનો પોશાક પહેર્યો છે, તે મારો પ્રિયતમ છે મેં એને એટલા માટેજ મારી નાખ્યો કે તે મારો પ્રિયતમ છે! તે વરરાજા છે! અને હું તેની નવવધુ! અમે માર્ગ ખોળતા હતા, પરંતુ અમને નિષ્ફળતાજ મળી કારણકે તમારી અજ્ઞાનતા અને બંધનોએ અમારો જીવન માર્ગ સંકુચિત બનાવી મૂક્યો



આવો માય કાગલાઓ! અને જુઓ કે તમને અમારા ચેહરાથી આ નાહની સુરત નજર આવે સાભલો કે અમારા દિલની ફરિયાદ તમારા દિલમા પહોચે કયા છે તે ડાકણ! જેણે મારા પ્રિયતમ વિરૂદ્ધ ગાગ કાન ભભેર્યા હતા મને સમજાવી હતી અને કહ્યુ હતુ કે તેણે મને તરછોડી દીધી છે મને બિલકુલ ભૂની ગયો છે! જ્યારે ધર્મગુરૂએ આશિર્વાદ આપના પોતાનો હાથ ગાગ, અને તમે લોકો જેને મારો ધણી માની બેઠ છો, તેના માથા ઉપર લબાવ્યો હશે ત્યારે તેણે એમજ ધાર્યું હશે કે વિજય તેનોજ છે! પરતુ કયા છે તે નર્કની નાગણ! હુ તેને ધન્યવાદ આપુ છુ કે તેણે તમને બધાને મારા પ્રિયતમના લગ્નની ખુશી ઉજવવા કવી અનોખી રીતે એકઠા કર્યા છે મારા પ્રિયતમના લગ્ન! તે માણસના લગ્ન નહિ, જેને મે મારો ધણી બનાવ્યો!"

"તમે મારૂ કહેવુ સમજતા નથી પરતુ તમે તમારી ઓલાદને કહેશો કે એક સ્ત્રીએ પોતાની લગ્ન-રાત્રીએ પોતાના પ્રિયતમને કતલ કરી નાખ્યો તમે મારી વાતો કરશો અને પોતાના પાપી અત કરણથી મારા ઉપર શ્રાપનો વરસાદ વરસાવશો પરતુ તમારા પૌત્ર મને અભિનદન આપશે અને કહેશે કે—

"ઓ આલદાર ડાકુ! તે પ્રપચથી, દૌલતથી, મતલબ કે દરેક ખરાબ રસ્તે મને તારી મેહર ાર બનાવવાનો પ્રયત્ન કર્યો દેખીતી રીતે તેમા તુ સફળ પણ થયો! કદાચ તને એમ લાગતુ હશે કે આખરે બુલબુલ હાથ આવ્યુ ખરૂ તુ તે કોમની બરબાદી ઉપર નજર નાખ, જે અધકારમા પ્રકાશ ખેળી રહી છે, જે પથ્થરમાથી પાણીગ ઝરો ફૂટવાની રાહ જોઈ રહી છે, અને રણમા ફૂલ ઉગાડવાની ઇચ્છા સેવી રહી છે! તે વસદતને જો, જે પોતાને અભણુતાની ગર્તામા ઢોળી રહી છે, જેમ એક આધળો માણસ પોતાનો હાથ બીજા આધળા માણસના હાથમા આપે તમે તે હિમતના પુતળા છો, જેઓ હાર અને ચુડીઓ માટે ગરદન કાપતા ફરે છે હુ તમને માફ કરૂ છુ કારણ કે સુખી આત્મા આ દુનિયાને છોડી જતા પહેલા દરેકના ગુનાહ માફ કરે છે"

કન્યાએ ખજર ઉચુ કર્યુ અને હસતે મોઢે પોતાની છાતીમા ભોકી દીધુ

(સમાપ્ત)





# ઇબ્ને માજિદ

(એક મહાન મુસ્લિમ વહાણવટી અને
વાસ્કો ડી ગામાનો માર્ગદર્શક)

અનુવાદક સાલેહ બદીલી.

કહેવાય છે કે વાસ્કો ડી ગામાનું વહાણ આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર ઝન્જિબારની પાસે માલન્દીમા પહોચી ગયા પછી એને હિન્દુસ્તાનના કિનારા સુધી પહોચવાને માટે માર્ગની શોધ થઈ, ત્યારે એને એક મુસલમાન વહાણવટી મળી ગયો તેનાજ માર્ગદર્શનથી વાસ્કો ડી ગામા તથા એના સાથીઓ સુખરૂપ હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા સુધી પહોચી ગયા અને એમના વહાણે મલબારની બદરગાહ કાલી ટમા લગર નાખ્યા

આ મુસલમાન વહાણવટીનુ વર્ણન પ્રથમવાર એક પોર્ટુગીઝ વહાણવટીએ પોતાના પુસ્તકમા કર્યુ છે, જે વાસ્કો ડી ગામાનો પ્રવાસ-સાથી હતો એ પછી સોળમી સદી ઇસ્વીના પોર્ટુગીઝ ઇતિહાસકારો દામીયો દી ગોઝ, (Damiao De Goes) કાસ્ટનહેડ, (Castanheda) અને બારોસે (Barros) વિશેષ સવિસ્તર વર્ણન કર્યુ છે એમણે એનુ નામ "માલેમો કાનાકા" (Malemo Cana qua) બતાવ્યું છે પરતુ ખરી રીતે એ નામ નથી પરતુ એક સામાન્ય લકબ છે, જે એ સમયે તમામ વહાણવટીઓ વિષે પ્રચલિત હતુ

'માલેમો' મૂળ અરબી શબ્દ 'મુઅલ્લિમ'નુ અપભ્રશ છે વહાણવટાના રૂઢી પ્રયોગમા નૌકા નિષ્ણાતને મુઅલ્લિમ કહેવામા આવે છે 'કાનાકા' સસ્કૃત ભાષાનો શબ્દ છે, જે તામિલ ભાષા મારફતે વહાણવટાની પરિભાષામાં દાખલ થયો એનો ભાવાર્થ છે 'જ્યોતિષી' આમ રીતે 'માલેમો કાનાકા' વહાણવટાના રૂઢી પ્રયોગમા તેને કહેવા લાગ્યા જે ગ્રહવિદ્યા વડે વહાણવટુ કરતો હોય

અરબી ભાષાની એક ઇતિહાસિક કૃતિ "અલબર્કુ લ યમાની ફી ફત્હેન ઉસ્માની" ઉપરથી જણાય છે કે, આ મુઅલ્લિમનુ નામ અહમદ બિન માજિદ છે આ પુસ્તક સુલ્તાન સલીમ બિન સુલેમાન (હિ સ ૯૭૪–૯૮૨) ને માટે મિસરના ગવર્નર સનાનપાશા (હિ સ ૯૭૫–૯૮૦)ના સમયમા લખાયુ છે એના લેખક અ'નામદ કુત્બુદ્દીન મુહમ્મદ બિન અહમદ નહરવાલી છે ગુજરાતનુ શહેર નહરવાલા (અણહિલવાડ) એમનુ વતન હતુ મક્કા મુઅઝ્ઝમમા રહેતા હતા ગુજરાતના સુલ્તાનોએ આ સ્થળે જે મદ્રેસા સ્થાપ્યો હતો, તેના મુદર્રિસ અને વ્યવસ્થાપક હતા હિ સ ૯૮૮મા એમની વફાત થઇ

ઉપરોક્ત વિદ્વાને હિ સ ૯૦૦ના બનાવોમા વાસ્કો ડી ગામાના પ્રવાસ અને મજિદના માર્ગ બતાવવાનુ વર્ણન આ રીતે કર્યુ છે

'દસમી સદી હિજરીના આરભમા જે મહાન બનાવો બન્યા, તમા ફિરગી કોમો માથી એક પોર્ટુગીઝ કોમનુ હિન્દુસ્તાનના દર્યામા પહોચવુ છે એમનામાથી એક ગિરોહ સબ્તિસ્તાના ઝમાકથી સમુદ્રમા સવાર થતો હતો અને ખહરે ઝુલમાત (એટલાન્ટિક)માથી થઇને

તે કુમરના પહાડો પાછળ આવી જતા હતા, જે કિનારાથી પાસે એક ખાડીમાં છે જેની એક તરફ પહાડ અને બીજી તરફ એટલાન્ટિક છે અહિંયા મોજા ઘણા ભારે હતા એમના વહાણો અહિ થોભી શકતાં ન હતા અને ભાગી જતા હતા એમાથી કોઇ બચતુ ન હતું તેઓ આવીજ રીતે કરતા રહ્યા, અને આ રસ્તે તબાહ થતા રહ્યા એમાથી કોઇ હિન્દી મહાસાગરમા બચીને પહોંચી શક્તુ ન હતુ છેવટે એમનુ એક વહાણ હિન્દુસ્તાન સુધી પહોંચી ગયું તો તેઓ બરાબર હિન્દી દર્યાની હાલત માલૂમ કરતા રહ્યા એટલે સુધી કે વહાણવટીઓમાથી એક નિષ્ણાત શખ્સે જેનુ નામ અહમદ બિન માજિદ હતુ—એમને માર્ગ બતાવ્યો

આ ફિરંગીઓ (યૂરોપીઅનો)ના અફસરે, જેને એમનન્દી (એડમીરલ—અમીરૂલ બહર) કહેતા હતા—એને પોતાની સાથે રાખ્યો, અને નિશામા એની સાથે ઘણી છૂટથી વાતો કરી, ત્યારે એણે નિશાની હાલતમા રસ્તો બતાવી દીધો એણે કહ્યુ કે અહિંથી કિનારાની પાસે જાવ નહિ, બલ્કે સમુદ્રમા ઉંડા ઉતરતા જાવ અને પછી પાછા ફરો, ત્યારે સમુદ્રના મોજા તમને નડશે નહિ જ્યારે તેમણે આ વાત જાણી લીધી ત્યારે એ ભાનમા આવવા લાગ્યો એ પછી પોર્ટુગીઝોના ઘણા વહાણો હિન્દી મહાસાગરમા એક પછી એક આવવા લાગ્યા અને એમણે ગોવામા પોતાનુ દર્યાઇ થાણુ બનાવ્યુ

ઇબ્ને માજિદ અરબનો પ્રખ્યાત વહાણવટી, વહાણવટાની કળાનો મહાન વિદ્વાન અને આ કળાની અનેક કિતાબોનો લેખક છે એને અરબો 'અસદુલ બહર' (સમુદ્ર-સિંહ)ના નામથી ઉદ્દેશે છે હાજી ખલીફાના કથન મુજબ, આ સમયે પણ અરબોની નૌકાઓ જ્યારે કિનારાથી રવાના થાય છે, ત્યારે રવાનગી પહેલા એના નામથી ફાતિહા પઢવામા આવે છે

ઇબ્ને માજિદનું નામ અને વંશાવળી ખુદ તેની કૃતિઓમા આવી રીતે લખેલી છે "શહાબુદ્દીન અહમદ બિન માજિદ બિન મુહમ્મદ બિન ઉમર બિન ફઝલ બિન દવીક બિન યૂસુફ બિન હસન બિન હુસૈન બિન અબી મુઅલ્લક સઅદી ઇબ્ને અબી રકાઇબ નજ્દી " એના પૂર્વજો નજ્દના રહેનારા હતા બાપ, દાદા, પરદાદા બધાય મશ્હૂર વહાણવટીઓ હતા, ખાસ કરીને માજિદ બિન મુહમ્મદને શાતા સમુદ્રના વહાણવટામા બેહદ ફત્તેહ પ્રાપ્ત હતી અરબના વહાણવટીઓ એને "રબ્બાનુલ બર્રૈન" કહેતા હતા એણે "હિજાઝિયહ" નામે એક પદ્યકાવ્ય છે જેમા હજાર શૅર છે અને તેમા સમુદ્ર-વિદ્યાના સિદ્ધાંત અને દર્યાઇ માર્ગોના કઠો વર્ણવ્યા છે

ઇબ્ને માજિદનો જન્મ ઓમાનના ઝૂલ્ફાર શહેરમા થયો હતો જન્મ તારીખનુ ખરી રીતે ઠેકાણુ નથી છે પણ ખુદ ઇબ્ને માજિદના બયાન ઉપરથી જણાય છે કે એણે "કિતાબુલ-ફવાઇદ" પોતાની વયના પચાસ વર્ષ પુરા થયા પછી હિ સ ૮૯૫ માં લખી છે આ હિસાબે હિ સં ૮૪૫ મા અથવા એના થોડા સમય પહેલા એનો જન્મ થયો હોવો જોઇએ મૃત્યુ એનુ પચાવન વર્ષની વયે હિ સં ૯૦૧ મા અથવા એ પછી થયુ છે

ઇબ્ને માજિદે વહાણવટા વિષે સત્તર અગાર પુસ્તકો ગદ્ય અને પદ્યમા લખ્યા છે જેની તફસીલ નીચે મુજબ છે

અલ ફવાઇદ ઉસૂલુલ બહર વલ કવાઇદ એમા વહાણવટાનો ઇતિહાસ અને



તેના સિદ્ધાંત વર્ણવ્યા છે આ પુસ્તકના બાર પ્રકરણો છે જેમાં હોકાયંત્રની સોઇ, ચન્દ્રની અઠ્ઠાવીસ મંઝિલોની તફસીર અને વાયુની બત્રીસ દિશાઓનું વર્ણન કર્યું છે આ ચર્ચા પછી હિન્દી મહાસાગર, ઇરાની અખાત, રાતા સમુદ્ર અને પશ્ચિમ ચીનના દર્યાઇ માર્ગો બતાવ્યા છે પશ્ચિમ હિન્દના કિનારાના સ્થળો અને દસ મ્હોટા મ્હોટા ટાપુઓ કુમર (માડાગાસ્કર) સુમાત્રા, જાવા, અનગોર (ફોર્મોસા) સિલોન, ઝન્જિબાર બહરૈન, ઇબ્ને કાવાન, (ઇરાની અખાતમાં આવેલુ છે) અને સોકોત્રાની મોસમી હવાઓનુ પણ વર્ણન છે વાયુની દિશાઓ ફાસી પચાગ ઉપરથી કેરવી છે રાતા સમુદ્રમા કિનારની પાસે પાણીની અંદર જ્યાં જ્યાં પહાડો આવેલા છે, તેની જગ્યાઓ બતાવી છે આ કિતાબ હિ સ ૮૯૫ માં લખાઇ છે એની હિ સ ૯૮૮ મા લખાયેલી લેખકના હાથની પ્રત પેરીસની નેશનલ લાયબ્રેરીમાં સભાળપૂર્વક રાખેલી છે

હ દિયતુલ ઇખ્તિસાર ફી ઉસૂલ ઇલ્મુલ બહહાર આ પુસ્તક પદ્યમા છે એમા પ્રસ્તાવના સિવાય અગ્યાર પ્રકરણ છે પહેલા પ્રકરણમા તે ચિન્હોનું વર્ણન છે, જે દર્યાઇ સફરમા કિનારો પાસે આવ્યા પછી માલૂમ પડે છે બીજા પ્રકરણમાં દર્યાઇ હવાઓની દિશાઓ વર્ણવી છે ત્રીજા પ્રકરણમા અરબી કિબ્તી, રૂમી અને ફારસી પચાગનુ બયાન છે ચોથા પ્રકરણમા વહાણવટા સાથે સબંધ ધરાવતા સ્થળો, હવાઓના ચાલવા અને રોક વાની મોસમ અને તેમની તારીખો ફારસી પચાગ પ્રમાણે દર્શાવી છે પાચમા પ્રકરણમા અરબસ્તાનના કિનારાથી મલાબાના ટાપુઓ અને હબશના કિનારા સુધીના દર્યાઇ માર્ગોનું વર્ણન છે છઠ્ઠા પ્રકરણમા તે માર્ગોનુ વર્ણન છે, જે હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા સુધી અને ત્યાંથી પૂર્વ તરફ કિનારે કિનારે તે દેશો સુધી જાય છે જે ઝેરબાર પ્રદેશમા આવેલા છે સાતમા પ્રકરણમા તે રસ્તાઓ બતાવેલા છે જે અરબસ્તાનના કિનારાથી કુમર ખેડ, હબશના દર્યાઇ ટાપુઓ અને પૂર્વના ટાપુઓ એટલે સુમાત્રા, સિલોન અને દીબતુન મહલ સુધી જાય છે આઠમા પ્રકરણમા અરબસ્તાનના કિનારાથી હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા સુધીના માર્ગોનો અંતર બતાવ્યો છે નવમા પ્રકરણમા પ્રખ્યાત બંદરગાહોના સ્થળ અને સમુદ્રની ઉંડાઇ વિષે ચર્ચા કરી છે દસમા પ્રકરણમાં વહાણવટાના કાયદા બયાન કર્યા છે અને સાથેજ તે બંદરે મુકીતની મંઝિલનુ વર્ણન છે, જે હબશથી શરૂ થઇને પશ્ચિમ હિન્દ અને ચીન સુધી પ્રસરેલો છે અગ્યારમા પ્રકરણમા વહાણવટાની તે વાતો વર્ણવી છે જે ગ્રહો સાથે સબધ ધરાવે છે આ પુસ્તક હિ સ. ૮૬૬ મા લખાયુ છે

કસીદતુલ મુકય્યહ એમા જિદ્દહથી દક્ષિણ અરબસ્તાનની રાસ ફર્તક સુધી, ત્યાંથી હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર કાલીકટ, દાગલ, કન્કન (કોકન), અને ગુજરાત સુધી, પછી અહિંથી દક્ષિણ અરબસ્તાનના કિનારા અને ત્યાંથી ઇરાની અખાતમાં હરમુઝ સુધીના દર્યાઇ માર્ગોનુ વર્ણન છે

એ સિવાય ઇબ્ને માજિદની કૃતિઓમા ચઉ. અ જુઓ અને કસીદા બીજા પણ છે એમાંથી કેટલાકમા તે ગ્રહોનુ વર્ણન છે, જેના ઉદય અને અસ્ત અથવા ભ્રમણની બિના ઉપર વહાણવટામાં માર્ગદર્શન થાય છે કેટલાકમાં



ચંદ્રની ગતિનું વર્ણન છે. કેટલાકમાં દર્યાઇ માર્ગોનો ખુલાસો છે કેટલાકમાં સમુદ્રોની લંબાઇ પહોળાઇ અને ઉંડાઇ વિષે ચર્ચા કરી છે આ પદ્યોના નામ નીચે મુજબ છે

(૧) અલ્‌જૈઝહ બર્રૂલ અરબ ફી ખલીજ ફારસ (૨) મુખમ્મિસહ ફી ઇલ્મુન બહર (૩) અન ખાવીગહ ફી કયાસુસ સહલ વસ રામહ (૪) અજજમસહ ફી ઇલ્મુન બહર (૫) અલ ઝહીબહ ફી ઇલ્મુન બહહાર (૬) અરસબીઅહ ફી ઝિક સમવા ઉલૂમ મિન ઉલૂમુન બહરાર (૭) દર્જાતુન દરાઇબ ફી કૈફીયતુલ ઇસ્તદલાન અલા તર્કુસ સહર ફિલ બહર (૮) અલફાઇકહ ફી કિયાસ ઝફદઅ (૯) કબલતુલ ઇસ્લામ ફી જમીઉદ દુન્યા (૧૦) કનઝુલ મઆમિલહ (૧૧) ઇન્તિખાતુન બર્રૂલ હિન્દ વ બર્રૂલ અરબ (૧૨) મયમીયહ અલબહલ અલમકા સિનાહ અલા સિતહ ઓબહ (૧૩) અલહદિયહ ફી ઇલ્મુલ બહર

ફ્રેન્ચ વિદ્વાન ગેબરીઅલ ફેરન્ડે (Gabriel Ferrand) ઇબ્ને માજિદની આ બધીય કૃતિઓને ત્રણ દળદાર ભાગોમાં એકત્ર પછી ઝેન્કોગ્રાફી વડે પેરીસમાં છપાવીને પ્રગટ કરી છે એમાં 'એક બીજા' અરબ વહાણવટી સુલેમાન બિન અહમદ અલ-મહરીની પણ પાંચ કૃતિઓ શામિલ કરેલી છે

પૂર્વના તુર્કી અમીરૂલ બહર (એડમીરલ) સીદી અલી કેદાને તુર્કી ભાષામાં એક વિદ્વતા પૂર્ણ પુસ્તક વહાણવટાની વિદ્યા વિષે લખ્યું છે, જેનું નામ "મુહીત" છે ઇબ્ને માજિદની 'અલ ફવાઇદ' અને 'અલ હાવિયહ'માંથી મ્હોટે ભાગે અવતરણ કરેલ છે પ્રસ્તાવનામાં આ બન્ને કિતાબોનો હવાલો પણ આપેલો છે

આ લેખના આધાર (૧) ખૈરદીન ઝરકાલી કૃત, અલ-અઅલામ ભાગ ૧ લો (૨) જુરજી ઝૈદાન કૃત તારીખ આદાબ અલ લુગતુલ અરબીયહ ભાગ ત્રીજો પાનું ૨૨૪ (૩) અનવાસ સરકૈસ, મુઅજિમુલ મતબૂઆત (ઇબ્ને માજિદ) (૪) મુહમ્મદ કિરામ અલી કૃત મુજિલહ અલ મજમૈઉલ ઇલ્મી અલ અરબી ભાગ ૧૬ લો પાનું ૨૮૫ (૫) ફહરિસ્ત દારૂલ કુતુબ અલ-અરબીયહ ભાગ છઠ્ઠો

(તારીખના તંત્રી હકીમ સૈયદ શમ્સુલ્લાહ કાદરીના લેખ ઉપરથી)





ઉર્દૂ સાહિત્યમાં નવયુગની વાણીના પ્રથમ ગાયક
અને મુસદ્દસના મશહૂર શિલ્પી

# કવિ હાલી

[ ૧૮૩૭-૧૯૧૪ ]

લેખક
ધીરેન્દ્ર મુખોપાધ્યાય

અનુવાદક
મણિલાલ અલગારી



ઉર્દૂ સાહિત્યમા કવિ હાલીનુ નામ અમર છે, પરંતુ આપણે તેમના વિશે ખાસ કાઈ જાણતા નથી આજના સાંપ્રદાયિક અંટસ વખતે તેમની કથા ખાસ કરીને સ્મરણીય છે કારણ કે તેઓ રાષ્ટ્રીયતાના કવિ હતા–"અખંડ ભારત"ના સેવક હતા

મારૂ એમ માનવુ છે કે ભારતની વિધ-વિધ ભાષા અને સંપ્રદાયોની વચ્ચે ભાવોની આપલે સાંપ્રદાયિક મિલનમા મદદકર્તા છે આજે આપણે પરસ્પર પ્રેમથી મળી શકતા નથી તેનુ પ્રધાન કારણ આપણો આંતરિક અપરિચય અને પરસ્પર પ્રતિની શ્રદ્ધાહીનતા

તો પણ એકવાર આપણી વચ્ચે વિચારોની આપલે નિરંકુશપણે ચાલતી આજે આપણો મળવા હળવાનો બાહ્ય સુયોગ વધ્યો છે પરંતુ અંતરમા આપણે ઉત્તરોત્તર વિછિન્ન થઈ જઈએ છીએ

સેંકડા કરતા વધારે વર્ષો પહેલા ઈ સ ૧૮૩૭ મા એક જૂનવાણી મુસ્લિમ પરિવારમા કવિ હાલીનો જન્મ થયો હતો બાળપણથીજ તેઓ સનાતન પદ્ધતિની દેશી કેળવણી પામ્યા હતા પછી મોટા થયા ત્યારે અંગ્રેજીનો અભ્યાસ કર્યો અને આધુનિક ભાવ જગતની સાથે પરિચિત થયા આજીવિકા અર્થે પહેલવહેલા થોડો વખત દિલ્હીમા "યંગ અરબી વિદ્યાલય"મા શિક્ષકગીરી કરી એ વખતેજ એમની કવિ તરીકેની કીર્તિ સમાજમા પ્રસરી ગઈ અને નિઝામ બહાદુર પાસેથી તેમને માસિક રૂા ૭૫)ની શિષ્યવૃત્તિ (સ્કૉલરશીપ) મળી પાછળથી એ વધીને ૧૦૦ રૂા થઈ હતી છવીસ વરસની વયે એમના જે કાવ્યો પ્રગટ થયા હતા તેમા 'ગાલિબ' અને 'શાઇફતાર"નો પ્રભાવ નજરે પડે છે ઉર્દૂ ભાષામા તેમણે અનેક સુંદર ગઝલો રચી છે "દીવાન" એ એમનો પ્રથમ કવિતાગ્રંથ એમા આપણને પ્રેમવિલાસી અને રૂપમુગ્ધ કવિનો પરિચય મળે છે 'શેર બા શઇરી" નામના ગદ્ય ગ્રંથથી તેઓ કવિતાના સમાલોચક તરીકે વિખ્યાત થયા છે "બરખા ઋતુ"એ એમનુ ઋતુલીલાનુ કાવ્ય છે તેમાંનો કેટલોક ભાગ ટોમસનની "સીઝન્સ" અને કાલિદાસના ઋતુ સંહારને અનુરૂપ છે "નિશાતે ઉમ્મીદ" આશાનુ જયગાન છે 'હુબ્બે વતન'મા પ્રવાસીની હૃદયવેદના અને કવિનો દેશાનુરાગ સુંદર રીતે વ્યક્ત થયો છે સ્વદેશને અનુલક્ષીને તેઓ કહે છે –

"સ્વર્ગ મળે તો પણ તારી એક મૂઠી ખાકનો વિનિમય નથી કરવા ચાહતો"

ભારતનેજ તેઓ પોતાનું વતન માનતા અને ઘણી કવિતાઓમા એનેજ વંદના કરી છે ભારતના આદિમ અધિવાસીઓની દેશ-પ્રીતિએ તેમની કલ્પનાને ઊર્ધ્વગામી કરી હતી આર્યોને હાથે અનાર્યો પરાજિત થયા હતા પરંતુ દેશની માટી છોડી નહોતી સેંકડો કષ્ટો વેઠવા છતા પણ તેઓ દેશની માટીને વળગી રહ્યા હતા

ચંદ્રની ગતિનું વર્ણન છે કેટલાકમા દર્યાઇ માર્ગોનો ખુલાસો છે કેટલાકમા સમુદ્રોની લંબાઇ પહોળાઇ અને ઉંડાઇ વિષે ચર્ચા કરી છે આ પદ્યોના નામ નીચે મુજબ છે

(૧) અલ્‌ગૈઝહ બર્ઇલ અરબ ફી ખલીજ ફારસ (૨) મુખમ્મિસહ ફી ઇલ્મુલ બહર (૩) અલ બલીગહ ફી કવાઇદુલ મજહુલ વલ રામહ (૪) અલ્જમસહ ફી ઇલ્મુલ બહર (૫) અલ ઝહીબહ ફી ઇલ્મુલ બહહાર (૬) અસ્સબીઅહ ફી ઝિક્ર સમ્આ ઉલૂમ મિન ઉલૂમુલ બહરાર (૭) દર્જતુન્ નાઇબ ફી ફૈઝીયતુલ ઇસ્તદલાલ અલા તર્ફુસ સફર ફિલ બહર (૮) અલફાઇકહ ફી કિયાસ ઝૈદઅ, (૯) કબલતુલ ઇસ્લામ ફી જમીઉદ્દુન્યા (૧૦) કનઝુલ મઆલિમહ (૧૧) ઇખ્તિલાફુલ બર્ઇલ હિન્દ વ બર્ઇલ અરબ (૧૨) મયમીયહ અલબહલ અલમકા સિનહ અલા સિતહ અૌજહ (૧૩) અલહાદિયહ ફી ઇલ્મુલ બહર

ફ્રેન્ચ વિદ્વાન ગેબરીઅલ ફેરન્ડે (Gabrial Ferrand) ઇબ્ને માજિદની આ બધીય કૃતિઓને ત્રણ દળદાર ભાગોમા એકત્ર કરી ફોટોગ્રાફી વડે પેરીસમા છપાવીને પ્રગટ કરી છે એમા 'એક બીજા' અરબ વહાણવટી સુલેમાન બિન અહમદ અલ-મહરીની પણ પાંચ કૃતિઓ શામિલ કરેલી છે

પૂર્વના તુર્કી અમીરૂલ બહર (એડમીરલ) સીદી અલી રઇસે તુર્કી ભાષામા એક વિદ્વતાપૂર્ણ પુસ્તક વહાણવટાની વિદ્યા વિષે લખ્યુ છે, જેનું નામ "મુહીત" છે ઇબ્ને માજિદની 'અલ ફવાઇદ' અને 'અલ હાવિયહ'માથી મોટે ભાગે અવતરણ કરેલુ છે પ્રસ્તાવનામા આ બન્ને કિતાબોનો હવાલો પણ આપેલો છે

આ લેખના આધાર (૧) મૈઇદીન જરકાલી કૃત, અલ-અઅલામ ભાગ ૧લો (૨) જુરજી ઝૈદાન કૃત તારીખ આદાબ અલ લુગતુલ અરબીયહ ભાગ ત્રીજો પાનુ ૨૨૪ (૩) અલબાસ સરકેસ, મુઅજિમુલ મતબૂઆત (ઇબ્ને માજિદ) (૪) મુહમ્મદ કિરાધ અલી કૃત મુજિદનાત અલ મઝ મૈફલ ઇલ્મી અલ અરબી ભાગ ૧લો પાનુ ૨૮૫ (૫) ફહરિસ્ત દારુલ કુતુબ અલ-અરબીયહ ભાગ છઠ્ઠો

* (તારીખના તન્ત્રી હકીમ સૈયદ શમ્સુલ્લાહ કાદરીના લેખ ઉપરથી)





... ... ...નાણુના પ્રથમ ગાયક
અને મુસદ્દસના મશહૂર શિલ્પી

# કવિ હાલી

[ ૧૮૩૭-૧૯૧૪ ]

લેખક
ધીરેન્દ્ર મુખેપાધ્યાય



અનુવાદક
મણિલાલ અલગારી

ઉર્દૂ સાહિત્યમા કવિ હાલીનુ નામ અમર છે, પરતુ આપણે તેમના વિશે ખાસ કાઇ જાણતા નથી આજના સાપ્રદાયિક અટસ વખતે તેમની કથા ખાસ કરીને સ્મરણીય છે કારણ કે તેઓ રાષ્ટ્રીયતાના કવિ હતા—"અખડ ભારત"ના સેવક હતા

મારુ એમ માનવુ છે કે ભારતની વિધ વિધ ભાષા અને સપ્રદાયોની વચ્ચે ભાવોની આપલે સાપ્રદાયિક મિલનમા મદદકર્તા છે આજે આપણે પરસ્પર કેમેય મળી શકતા નથી તેનુ પ્રધાન કારણ આપણો આતરિક અપરિચય અને પરસ્પર પ્રતિની શ્રદ્ધાહીનતા

તો પણ એકવાર આપણી વચ્ચે વિચારોની આપલે નિરકુશપણે ચાલતી આજે આપણો મળવા હળવાનો બાહ્ય સુયોગ વધ્યો છે પરતુ અતરમા આપણે ઉત્તરોત્તર વિછિન્ન થઇ જઇએ છીએ

સૈકા કરતા વધારે વર્ષો પહેલા ઈ સ ૧૮૩૭ મા એક જૂનવાણી મુસ્લિમ પરિવારમા કવિ હાલીનો જન્મ થયો હતો બાળપણથીજ તેઓ સનાતન પદ્ધતિની દેશી કેળવણી પામ્યા હતા પછી મોટા થયા ત્યારે અગ્રેજીનો અભ્યાસ કર્યો અને આધુનિક ભાવ જગતની સાથે પરિચિત થયા આજીવિકા અર્થે પહેલવહેલા થોડા વખત દિલ્હીમા "એગ અરબી વિદ્યાલય"મા શિક્ષકગીરી કરી એ વખતેજ એમની કવિ તરીકેની કીર્તિ સમાજમા પ્રસરી ગઇ અને નિઝામ બહાદુર પાસેથી તેમને માસિક રૂ ૭૫)ની શિષ્યવૃત્તિ (સ્કૉલરશીપ) મળી પાછળથી એ વધીને ૧૦૦ રૂ થઇ હતી ત્રીશ વરસની વયે એમના જે કાવ્યો પ્રગટ થયા હતા તેમા 'ગાલિબ" અને 'શાઇફતાર"નો પ્રભાવ નજરે પડે છે ઉર્દૂ ભાષામા તેમણે અનેક સુદર ગઝલો રચી છે "દીવાન" એ એમનો પ્રથમ કવિતાગ્રથ એમા આપણને પ્રેમવિલાસી અને રૂપમુગ્ધ કવિનો પરિચય મળે છે 'શેર બા શાઇરી" નામના ગદ્ય ગ્રથથી તેઓ કવિતાના સમાલોચક તરીકે વિખ્યાત થયા છે "બરખા ઋતુ"એ એમનુ ઋતુલીલાનુ કાવ્ય છે તેમાનો કેટલોક ભાગ ટોમસનની "સીઝન્સ" અને કાલિદાસના ઋતુ સહારને અનુરૂપ છે "નિશાતે ઉમ્મીદ" આશાનુ જયગાન છે "હુબ્બે વતન"મા પ્રવાસીની હૃદયવેદના અને કવિનો દેશાનુરાગ સુદર રીતે વ્યક્ત થયો છે સ્વદેશને અનુલક્ષીને તેઓ કહે છે –

"સ્વર્ગ મળે તો પણ તારી એક મૂઠી ખાકનો વિનિમય નથી કરવા ચાહતો"

ભારતનેજ તેઓ પોતાનુ વતન માનતા અને ઘણી કવિતાઓમા એનેજ વદના કરી છે ભારતના આદિમ અધિવાસીઓની દેશપ્રીતિએ તેમની કલ્પનાને ઊર્ધ્વગામી કરી હતી આર્યોને હાથે અનાર્યો પરાજિત થયા હતા પરતુ દેશની માટી છોડી નહોતી સેકડો સકટો વેઠવા છતા પણ તેઓ દેશની માટીને વળગી રહ્યા હતા

'હિંદુ, મુસલમાન, બ્રહ્મ, બૌદ્ધ જે હોય તેને તું પારકા ન ગણીશ એ બધાં સ્વદેશના સંતાનો છે સ્નેહ દૃષ્ટિથી બધા તરફ જુઓ તેઓ નયનના મણિ છે સ્વદેશનું મંગલ ઇચ્છતો હો તો સૌને પોતાના ગણજે"

નિઃસત્વ અને ઊંઘતા રાષ્ટ્રને કવિ કહે છે—

"અરસ છોડી સૌ જાગૃત થાઓ નિદ્રા અને અપમાનમાં તમે બહુ દિવસ ગુમાવ્યા હવે સૌને જગાડો ને સન્માનપૂર્વક તેમને જીવતા શીખવો"

ભારતના કુસંપ અને ગૃહવિચ્છેદ એની અધોગતિના પ્રધાન કારણો છે આ શોચનીય હીનતાથી કવિ વ્યથા અનુભવે છે તેઓ કહે છે—

'જગતમાં ક્યાંય આવું રાષ્ટ્ર શોધ્યું નહિ જડે—જ્યાં ભાઈ ભાઈની સાથે ઝઘડે છે અને શત્રુ બની સામે ઊભો રહે છે પોતાનો હોવા છતાં પારકાની પેઠે તકરાર કરે છે જેઓના પ્રાણમાં પ્રેમ નથી તેઓને માટે સાચું શ્રેય ક્યાં છે"

આત્મકલહ એ રાષ્ટ્રના સર્વનાશનો પથ છે, એ વાત તેમણે વારંવાર દેશવાસીઓને સંભળાવી છે આપણામાંના કેટલાક એ સાંભળી છે—કેટલાક હજી નથી સાંભળી

"મુસદ્દસ' રચનામાં એમણે પોતાના અસાધારણ કૌશલ્યનો પરિચય આપ્યો છે 'મનુષ્ય જાગરે ઇન્સાન' અગર ઇસ્લામનું ઉત્થાન—પતન નામના ગ્રંથમાં ઇસ્લામની વર્તમાન અવનતિ માટે તેમણે દુઃખ પ્રગટ કર્યું છે અને ભૂતકાળના ગૌરવનો પુનરુદ્ધાર કરવાનું સ્વપ્ન જગાડ્યું છે એમના જીવનના અંતિમ વર્ષોના કાવ્યોમાં ઇસ્લામની વાતનું જ પ્રાધાન્ય છે પણ એમાં સંકુચિતતા કે ભેદનીતિનું સમર્થન નથી

ઉર્દૂ સાહિત્યમાં તેમનું સ્થાન અસાધારણ છે તેમની ગઝલો અને મુસદ્દસો ઉર્દૂ શાયરીની પરમ સંપદ છે પ્રકૃતિપ્રીતિ અને માનવપ્રેમ તેમના કાવ્યોમાં ઠેર ઠેર ઝળકી રહ્યો છે ઉર્દૂ સાહિત્યમાં તેમણે જ નવયુગની વાણી પ્રથમ સંભળાવી છે ગતાનુગતિક રૂઢ રીતિમાંથી ઉર્દૂ કવિતાને તેઓએ જ મુક્તિ આપતા ગયા છે ત્યાર પછીના ઇકબાલ વગેરે કવિઓના તેઓ પથપ્રદર્શક છે રાષ્ટ્રીયતાના ઉદ્બોધક તરીકે પણ તેઓ સ્મરણીય છે

સ્વાધીનતાના સાચા દીવાનો તેઓ સ્વાધીનતાના રાજમાર્ગે બહાર પડવા તેમણે આહ્વાન કર્યું હતું તેમના અવસાન પછી આજે ૨૭ વર્ષે પણ આપણે એ આહ્વાનનો જવાબ આપી શક્યા નથી

૦ ૦ ૦

રાષ્ટ્રીય પ્રગતિના જેઓ અભિલાષી છે તેઓનું કર્તવ્ય છે કે રાષ્ટ્રના ભાવનાયોગીની સાથે રાષ્ટ્રના લોકોનો પરિચય કરાવવો પ્રજા વચ્ચે સંપ્રદાયો વચ્ચે, જો આ ભાવગત મિલન મેળ સાધી શકાય તો મેળ પરસ્પરની તીવ્રતા કદાચ શમે બંગાળી લેખકોની આ વિષયમાં જવાબદારી છે સમગ્ર ભારતીય ભાષાઓ બંગાળી ભાષામાં વહેવડાવવાનું તેઓનું કર્તવ્ય છે બંગાળી મુસ્લિમ લેખકો જો અરબી ફારસી અને ઉર્દૂ ભાષાના ઉન્નત ભાવોને સર્વસાધારણ અને ઉપયુક્ત બનાવી બંગાળી ભાષા મારફતે આમ જનતામાં પ્રચાર કરે તો તેઓ પોતાના રાષ્ટ્રનું તેમજ અન્ય રાષ્ટ્રનું પણ યથાર્થ કલ્યાણ સાધશે *

* બંગાળી પરથી



તેલુગૂ ભાષાની ટૂંકી વાર્તા

# ગોદાવરી

મૂળ લેખક
શ્રી ચિન્તાદીક્ષીતુલૂ ગારૂ.

અનુવાદક
જનાબ ગુલામ હુસૈન મુસ્તુફા સાહેબ

સંધ્યાનો સમય હતો. સૂર્ય, સોહાગણની જેમ મૂખ ઉપર હળદર-કૂમકૂમ ચોપડી ગોદાવરી નદીના પવિત્ર નીરમાં સ્નાન કરવા ઉતરી રહ્યો હતો. પંખીગણો પોતાના માળા તરફ પાછા ફરી રહ્યા હતા, પશુઓ પણ ઘરના માર્ગે પડ્યા હતા. પરસેવો નીતારતા મજૂરો પણ, શહેરના શોરબકોરમાંથી પોતાના ગામ ભણી આરામ માટે આવી રહ્યા હતા, નાગરિકોના જૂથના જૂથ, નિજ કુનબોમાં માણીઓ જેમ ભેગા થતા હતા. તેઓમાંથીજ એક હું, ગોદાવરી નદીના કાંઠાની સહેલ માટે નીકળી પડયો.

ઘણી દૂર સુધી શહેરની હવા વાતી રહી. એક સ્થળે કોઇ પ્રતિષ્ઠીત પુરૂષ, ઉચ્ચ કૂળની એક સન્નારીને સમજણ કરી રહ્યો હતો કે, ડૉરીની જગાએ બેગાન કેમીકલનું 'પનાયન' ઉત્તમ હોય છે. બીજી બાજુ બે શરાફો, હિંદમાંથી દર અઠવાડિયે મોટા પ્રમાણમાં ઘસડાઈ જતા સોના ઉપર વાતચીત કરી રહ્યા હતા. અને એક જ બાજુએ કોઇ ડૉનેજીયન પોતાના જાપાની રેશમનો પાયજામો અને 'પૉનો કૉલર'ના શર્ટ ઉપર ગૌરવ માની, સાથીદારોના પોષા ની મજાક ઉડાવી રહ્યો હતો.

થોડેક દૂર ગયા પછી શહેરનો વાયરો બંધ પડ્યો અને એક નવીન પ્રકારની સોડમ આવવા લાગી, જેમાં ગામડાની ખુશ્બુ હતી. મનને ગલગલિયા ઉપજાવે એવી એ હવા, ગોદાવરીની સપાટી ઉપરથી વૃક્ષોના પાંદડાંઓ સાથે ગેલ કરતી હતી, વૃક્ષોના લીલાછમ પર્ણો, સંધ્યાના સોનેરી તડકામાં રંગાયા હતા, એની કુદરતી ચિત્તાકર્ષક રંગત, શહેરની મોટરોથી ઉડતી ધૂળથી પવિત્ર હતી. કાંઠાની બંને બાજુએ આઝાદીથી વધેલી વનરાજીમાં ત્રણ બાળાઓ ફરી રહી હતી. એવું દ્રશ્યમાન થતું હતું કે, એમના અંતરમાં લજ્જાને સ્થાનજ નહિ હતું એમના પગોમાં દેશી ચંપલ હતી. શહેરની નાજુક નારીઓ જેવા 'મખમલી સ્લીપર' નહિ. ચંપલ પગની રક્ષા માટે હતી તેથી તેમના પગોની શોભા તો નહિ વધી શકે, પરંતુ એમના ચરણોએ એ ચંપલની શોભા વધારી મૂકી હતી. ગરીબોના જેવા ચિંથરેહાલ એમના વસ્ત્રો હતા, પણ જાપાની નહિ. મારી આંખો શહેરની સન્નારીઓના સુશોભિત પોષાકો જોવા ટેવાયલી છે, પરંતુ આ બાલિકાઓના ખાદીના જીર્ણ વસ્ત્રોમાં સાચું સૌંદર્ય દ્રશ્યમાન થતું હતું. માગી-ભીખેલી અને પોતાના ઘરની વસ્તુઓમાં એટલો તફાવત હોય છે. શહેરની સન્નારીઓની જેમ એમના ચહેરાની કુદરતી ખૂબસુરતીએ, કોઇ શ્રેષ્ઠ પ્રકારની સુંદર દાબડીમાં બંધ પડેલા પાવડરની પનાહ-ઓથ નથી લીધી, એમના શણગારમાં જાપાન કે ઇંગ્લંડના નમૂના

હતા, હું એમને ગામાયણનો અર્થ કેવી રીતે સમજાવીશ? મારા માટે એ અસંભવિત હતું એટલે મગની એ ફાક કર્યા વિના હું ત્યાંથી ચાલી નીકળ્યો.

સંધ્યાનો તે સમય, ગોદાવરીની તેજ પગદંડી, ગામ પ્રતિ જનારા તે સ્ત્રી-પુરૂષોના ટોળા, નિત્યક્રમાનુસાર મારી આંખો પુન તે વનરાજી ઉપર પથરાઈ ગઈ, પરંતુ મારી સાચી આંખો સ્પષ્ટ જોઈ રહી હતી કે વનરાજી મારી સ્થિતી ઉપર અટ્ટહાસ્ય કરી રહી હતી. આ વનરાજી વચ્ચે વનદેવી જેવી ફરતી પેલી કિશોરીને એક વાર જોઇ લેવાની તમન્નાએ મારી દ્રષ્ટિ નદી તીરની શોધમાં પડી. તે એક ઉંચા વૃક્ષની ડાળે બેસીને સુકાં લાકડાં ભાંગી નીચે ફેંકી રહી હતી. પેલો કિશોર પણ બાજુમાંથી આવીને આ વૃક્ષના નીચે આવીને ઉભો રહ્યો અને ઉપરથી પડતા તેણીના નીણીને ટોકરીમાં સાચવી રહ્યો હતો. એટલામાં બાજુ ઉપરથી કૂદકો મારી નીચે આવી ડાળ ઉપર કૂદકા મારતા પંખીઓને તમે જોયા હશે. ચડ સવે વીજળીને ઉપર ચડતી વેલીઓ ઉપર તમે વિચાર કર્યો હશે. ઝાડના ઉપરથી ખરી પડતા પુષ્પ ઉપર લક્ષ આપ્યું હશે, બસ, અહિં પણ એજ વાત હતી.

આનંદમાં એ નાનેઓએ કિશોરના હૃદયની ગુપ્ત વાત કહી. કિશોરે થોડીક વાર ટગરમગર જોયા કર્યું, કરીને બાંધેલું ધોતીયું, ખભા ઉપર જુનો એના ટુંકા પગના કંઠ, એનો પરંતુ સ્મિત અને સ્થિર નયનનો આ ભર્યાં લક્ષણો એની ખાનગી વાતને જાહેર કરી રહ્યા હતા. કિશોરે હાથ દઇને એના માથે ટોકરી ચડાવી બન્ને જણ મીઠે સ્વરે લગ્નના ગીત ગાતા જઇ રહ્યા હતા. વૃક્ષોના પુષ્પો એકેક કરીને એમના ઉપર વરસી પડ્યા. નદીના કાંઠે ઉગેલા ગુલમોરના બે ફૂલ તોડીને કિશોરે એની વેણીમાં મુકી દીધા. પંખીગણો કલ્લોલ કરી પોતાનો આનંદ જાહેર કરી રહ્યા હતા, સુરજના લાલ લાલ કિરણોએ નદી કાંઠો સોનેરી રંગે રંગી દીધો. સંધ્યાની દીપ્તિમાં એમની મૂખમુદ્રા પ્રકાશી ઉઠી. ગોદાવરીએ સુભિત્ત્કાઓ એમને આશીર્વાદ આપ્યા. જ્યારે તેઓ મારી નિકટ આવી ગયા ત્યારે મેં એમને મન ભરીને નીરખી લીધા અને તેમનાથી જવાની રજા માગી. કિશોરે ચાલતા ચાલતા કહ્યું – "પંડિતજી! નહિ અમને ભુલશો નહિ" નીચી ડોક કરી કિશોરી બોલી, "અને ગામ! અમારા ગામમાં પણ ક્યારે આવશો?"

મને તે એમ લાગ્યું કે કિશોરીએ નિજ દેહ અને તેના પ્રત્યેક અવયવો દ્વારા મારી મજાક ઉડાવી. જ્યારે તેઓ ઘણી દૂર નીકળી ગયા અને આંખો આગળ, સંધ્યાના અંધારા અંધકાર સિવાય સર્વ અદ્રશ્ય થયું ત્યારે મેં ગોદાવરી તરફનો માર્ગ લીધો. પરંતુ મને સ્પષ્ટ દેખાઇ રહ્યું હતું કે મારા ઉપર ગોદાવરી પણ હસી રહી હતી.

* વગર જાણ્યું





### સાક્ષરોના અભિપ્રાયોમાંથી -

મુંબઇ. (૪)

ગીરગામ પોસ્ટ તા ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યા આજથી ચાળીસ વર્ષ પર મે Persian Prosody with Figures of Speech નામનુ એક નાનુ પુસ્તક લખેલુ, એજ ધારી ઉપર તમારૂ પુસ્તક લખાયલુ છે તે અગ્રેજીમા છે તમારૂ ગુજરાતીમા છે એટલો ફેર અને ગુજરાતીમા આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલુ એમને હુ રા રણછોડભાઇ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજુ કાઇ બતાવી શકેયો નહિ મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબ ધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતુ, તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે તે પુસ્તકમા ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણુ કે તફાવત બતાવવાની કંઇ જરૂર ન હતી તમે ઉંડા ઉતરી એ બને ભાષાઓનુ પિંગળ શાસ્ત્ર પરસ્પર કયા મળતુ આવે છે અને કયા કયા તેમા ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીમત ને ઉપયોગીતા વધારી છે

આપણા હાલના ગુજરાતી સાહિત્યમા તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે એની જોડીનુ બીજુ પુસ્તક મારી જાણમા નથી

(દી. બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
(એમ એ એલ એલ બી)



અમદાવાદ તા ૨૦-૯-૩૬

તમે મોકલેના શાયરીના બે પુસ્તકનુ બુક પોસ્ટ મોકલ્યુ છે તે મળ્યુ છે ફારસી અરબી પિંગળ ગુજરાતીમા ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઇ હુ ઘણો ખુશ થયો, તમારા એ પ્રયત્નને સંપૂર્ણ સફળતા ઇચ્છુ છુ

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
(બી એ)

### સાક્ષરોના અભિપ્રાયોમાંથી -

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે અરબી પર્શિયન છંદ રચનાના રણછોડભાઇ ઉદયરામ અને દી બ કૃષ્ણલાલ ઝવેરીના પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઇનુ પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી અરબી પર્શિયન છંદ રચનાની ભાઇ 'ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છંદો સથે સરખામણી કરી યાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે અરબી પર્શિયન પદ્ય રચના સબંધી કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.

૪ ૧૦-૩૬ M A
કોલેજ, સુરત Professor of English
& Gujarati
M T. B College, Surat

તમારૂ પુસ્તક હુ ઉતાવળે વાચી ગયો છુ અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણુ ઉપયોગી થઈ પડે તેવુ લખાયુ છે પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમા યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સંપુર્ણ સમજણ આપેલ મે વાચી નથી એ માટે હુ તમને મુબારકબાદી આપુ છુ, અને ઇચ્છુ છુ કે તમને આ તમારા પ્રયાસમા સંપુર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી॰ શુભેચ્છક
૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી
ખબરદારના ખરા હાકિમ

 Registered No. B. 4327

## માહે રમઝાનુલ મુબારક સને ૧૩૬૧ હિજરીનુ સેહરી અને ઇફ્તારી માટે



# ટાઇમ ટેબલ



ચાંદ દેખાઈ અથવા એક દીનના પાબંદ માણસની ગવાહી મળેથી રોઝા રાખવા ફરજ છે જો વાદળાને વગેરેને લીધે ચાંદ જોવામા ન આવે તો એક માણસની ગવાહીથી રમઝાનનો ચાંદ સાબીત થશે નહિ તે માણસ ગમે તેટલો મોઅતબર હોય તો પણ સાબિત થશે નહિ બલ્કે જ્યારે બે મોઅતબર અને પરહેઝગાર મર્દ અથવા એક દીનદાર મર્દ અને બે દીનદાર ઓરતો ચાંદ જોવાની ગવાહી આપે ત્યાર ચાંદ સાબિત થશે, જો એકલી ઓરતો ચાંદની ગવાહી આપે તો ચાંદ સાબિત થશે નહિ

| વાર | ઇસ્લામી તારીખ | ઇસ્વી તારીખ | સેહરીનુ વખત | સુબેહ સાદિક | આફતાબ તુલુઅ | આફતાબ ગુરુબ |
|---|---|---|---|---|---|---|
| | | | મુંબઇ ટાઇમ | મુંબઇ ટાઇમ | મુંબઈ ટાઇમ | મુંબઈ ટાઇમ |
| | રમઝાન | સપ્ટેમ્બર | કલાક–મી | કલાક–મી | કલાક–મી | કલાક–મી |
| ઇતવાર | ૧ | ૧૩ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૮ |
| પીર | ૨ | ૧૪ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૭ |
| મંગળ | ૩ | ૧૫ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૬ |
| બુધ | ૪ | ૧૬ | ૪–૧૪ | ૪–૧૯ | ૫–૪૯ | ૬–૫ |
| જુમેરાત | ૫ | ૧૭ | ૪–૧૪ | ૪–૧૯ | ૫ ૪૯ | ૬–૩ |
| જુમ્આ | ૬ | ૧૮ | ૪–૧૪ | ૪–૧૯ | ૫–૪૯ | ૬–૨ |
| સનીચર | ૭ | ૧૯ | ૪–૧૪ | ૪–૧૯ | ૫–૪૯ | ૬–૧ |
| ઇતવાર | ૮ | ૨૦ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૬–૦ |
| પીર | ૯ | ૨૧ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૯ |
| મંગળ | ૧૦ | ૨૨ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૮ |
| બુધ | ૧૧ | ૨૩ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૭ |
| જુમેરાત | ૧૨ | ૨૪ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૬ |
| જુમ્આ | ૧૩ | ૨૫ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૫ |
| સનીચર | ૧૪ | ૨૬ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૪ |
| ઇતવાર | ૧૫ | ૨૭ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૩ |
| પીર | ૧૬ | ૨૮ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૨ |
| મંગળ | ૧૭ | ૨૯ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૨ |
| બુધ | ૧૮ | ૩૦ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૧ |
| જુમેરાત | ૧૯ | ઓક્ટો ૧ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૧ |
| જુમ્આ | ૨૦ | ૨ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૦ |
| સનીચર | ૨૧ | ૩ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૦ |
| ઇતવાર | ૨૨ | ૪ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૯ |
| પીર | ૨૩ | ૫ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૮ |
| મંગળ | ૨૪ | ૬ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૭ |
| બુધ | ૨૫ | ૭ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૬ |
| જુમેરાત | ૨૬ | ૮ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૫ |
| જુમ્આ | ૨૭ | ૯ | ૪–૧૯ | ૪–૨૪ | ૫–૫૪ | ૫–૪૪ |
| સનીચર | ૨૮ | ૧૦ | ૪–૧૯ | ૪–૨૪ | ૫–૫૪ | ૫–૪૩ |
| ઇતવાર | ૨૯ | ૧૧ | ૪–૨૦ | ૪–૨૫ | ૫–૫૫ | ૫–૪૨ |

ઉપલા લખેલા ટાઇમથી સેહરી કરવામા તાખીર (ઢીલ) કરશો તો રોઝા રાખનારનો રોઝા થશે નહિ, કારણ કે ઉલમાઓના કહેવાથી છેવટનો ટાઇમ લખ્યો છે.

*Printed by Maganlal Mangaldas Patel* at The 'Gangotri' Printing Press
*Kanpith Khand Bazar*, Surat
*Published by Azum Ahmed Esmail Vahshi* for Vahshi Sahitya Karyalaya

## માહે રમઝાનુલ મુબારક સને ૧૩૬૧ હિજરીનું સેહરી અને ઇફતારી માટે



# ટાઇમ ટેબલ



ચાંદ દેખાઈ અથવા એક દીનના પાબંદ માણસની ગવાહી મળેથી રોઝો રાખવો ફરજ છે જો વાદળાને લઇ ઇદનો ચાંદ જોવામાં ન આવે તો એક માણસની ગવાહીથી ઇદનો ચાંદ સાબીત થશે નહિ તે માણસ ગમે તેવો મોઅતબર હોય તો પણ સાબિત થશે નહિ પણ કે જ્યારે બે માનતેબર અને પરહેઝગાર મરદ અથવા એક દીનદાર મરદ અને બે દીનદાર ઓવરતો ચાંદ જોવાની ગવાહી આપે ત્યાર ચાંદ સાબિત થશે જો એકની એ વરતો ચાંદની ગવાહી આપે તો ચાંદ સાબિત થશે નહિ

| વાર | ઇસ્લામી તારીખ | ઇસ્વી તારીખ | સહરીનું વખત | સુબેહ સાદિક | આફતાબ તુલુઅ | આફતાબ ગુરૂબ |
|---|---|---|---|---|---|---|
| | | | મુંબઇ ટાઇમ | મુંબઇ ટાઇમ | મુંબઇ ટાઇમ | મુંબઇ ટાઇમ |
| | રમઝાન | સપ્ટેમ્બર | કલાક–મી | કલાક–મી | કલાક–મી | કલાક–મી |
| ઇતવાર | ૧ | ૧૩ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૮ |
| પીર | ૨ | ૧૪ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૭ |
| મંગળ | ૩ | ૧૫ | ૪–૧૩ | ૪–૧૮ | ૫–૪૮ | ૬–૬ |
| બુધ | ૪ | ૧૬ | ૪–૧૪ | ૪–૧૯ | ૫–૪૯ | ૬–૫ |
| જુમેરાત | ૫ | ૧૭ | ૪–૧૪ | ૪–૧૯ | ૫ ૪૯ | ૬–૩ |
| જુમ્મા | ૬ | ૧૮ | ૪–૧૪ | ૪–૧૯ | ૫–૪૯ | ૬–૨ |
| સનીચર | ૭ | ૧૯ | ૪–૧૪ | ૪–૧૯ | ૫ ૪૯ | ૬–૧ |
| ઇતવાર | ૮ | ૨૦ | ૪–૧૫ | ૪ ૨૦ | ૫–૫૦ | ૬–૦ |
| પીર | ૯ | ૨૧ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૯ |
| મંગળ | ૧૦ | ૨૨ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૮ |
| બુધ | ૧૧ | ૨૩ | ૪–૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૭ |
| જુમેરાત | ૧૨ | ૨૪ | ૪–૧૫ | ૪ ૨૦ | ૫–૫૦ | ૫–૫૬ |
| જુમ્મા | ૧૩ | ૨૫ | ૪ ૧૫ | ૪–૨૦ | ૫–૫૦ | ૫–૫૫ |
| સનીચર | ૧૪ | ૨૬ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૪ |
| ઇતવાર | ૧૫ | ૨૭ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૩ |
| પીર | ૧૬ | ૨૮ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૨ |
| મંગળ | ૧૭ | ૨૯ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૨ |
| બુધ | ૧૮ | ૩૦ | ૪–૧૬ | ૪–૨૧ | ૫–૫૧ | ૫–૫૧ |
| જુમેરાત | ૧૯ | ઓક્ટો ૧ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૧ |
| જુમ્મા | ૨૦ | ૨ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૦ |
| સનીચર | ૨૧ | ૩ | ૪–૧૭ | ૪–૨૨ | ૫–૫૨ | ૫–૫૦ |
| ઇતવાર | ૨૨ | ૪ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૯ |
| પીર | ૨૩ | ૫ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૮ |
| મંગળ | ૨૪ | ૬ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૭ |
| બુધ | ૨૫ | ૭ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૬ |
| જુમેરાત | ૨૬ | ૮ | ૪–૧૮ | ૪–૨૩ | ૫–૫૩ | ૫–૪૫ |
| જુમ્મા | ૨૭ | ૯ | ૪–૧૯ | ૪–૨૪ | ૫–૫૪ | ૫–૪૪ |
| સનીચર | ૨૮ | ૧૦ | ૪–૧૯ | ૪–૨૪ | ૫–૫૪ | ૫–૪૩ |
| ઇતવાર | ૨૯ | ૧૧ | ૪–૨૦ | ૪–૨૫ | ૫–૫૫ | ૫–૪૨ |

ઉપલા લખેલા ટાઇમથી સેહરી કરવામાં તાખીર (ઢીલ) કરશો તો રોઝા રાખનારનો રોઝો થશે નહિ, કારણ કે ઉલમાઓના કહેવાથી છેવટનો ટાઇમ લખ્યો છે.

*Printed by Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press. *Kanpith, Khand Bazar*, Surat

*Publ ᷊ed Az A Fema l 'Val l'* for Vaishi Sahitya Karyalaya





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનુ ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૨૧૪) ખુદાપાક જો પોતાની રહમત (વરસાદ ઇત્યાદી) લોકો પર ખોલી દે તો તેને કોઈ રોકનાર નથી, અને જો બંધ કરી દે તો તેના સિવાય કોઇ તેને ખોલનાર નથી, અને તેજ જોરાવર હિકમતવાળો છે (કુર્આન)

*  *  *  *

(૨૧૫) હે મોમેનો ! ખુદાથી ડરતા રહો, અને સીધી વાત કહ્યા કરો તો તે તમારા સર્વ કામ દુરૂસ્ત કરી દેશે અને તમારા પાપો માફ કરી દેશે અને જે કોઇ અલ્લાહ તથા તેના રસૂલના ફરમાન પ્રમાણે ચાલશે તો તેણે મહાન સફળતા મેળવી (કુર્આન)

*  *  *  *

(૨૧૬) તુ કહી દે કે ફેસલા (કિયામત)ના દિવસે કાફિરોને તેમનુ ઇમાન લાવવુ કઈ પણ કામ નહિ લાગે અને ન તેમને મોહલત મળશે (કુર્આન)

*  *  *  *

(૨૧૭) જે લોકો ખુદાને તથા તેના રસૂલને સતાવે છે તેઓના ઉપર ખુદાપાક દુન્યા અને આખેરતમા લાનત કરે છે અને તેમના માટે તેણે હલકાઈ કરનાર અઝાબ તૈયાર રાખ્યો છે (કુર્આન)

*  *  *  *

(૨૧૮) તુ કહી દે આપણો પરવરદિગાર આપણને સઉને એકઠા કરશે ફરી આપણી વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરશે. અને તેજ ખરો ચુકાદો આપનાર (અને) સઘળુ જાણનાર છે (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનુ ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક માહુબ



(૨૧૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ' કે ખુદાની રહમત સિવાય તમારામાથી કોઇને તેનો અમલ જન્નતમા દાખલ કરશે નહિ અને જહન્નમથી તેને બચાવશે નહિ. અને ન મારો અમલ કોઇને જન્નતમા લઈ જશે અને દોઝખથી બચાવશે (મુસ્લિમ)

× + × ×

(૨૧૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે કોઈ બંદો કોઈ બંદાની એબ છુપાવશે તો કિયામતના દિવસે અલ્લાહ જરૂર તેની એબ છુપાવશે (મુસ્લિમ)

× × × ×

(૨૧૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે બંદો એવો હોય કે તેના ગુસ્સાથી પાડોશી અમનમા ન હોય તે જન્નતમા દાખલ થશે નહિ (મુસ્લિમ)

× × × ×

(૨૧૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ' કે બે દિવસ, બકર ઇદના દિવસમા અને રમઝાનની ઈદના દિવસમા રોઝો રાખવો દુરસ્ત નથી (મુસ્લિમ)

× × × ×

(૨૧૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ' કે જે લોકોમા તેઓની બાયડી હાકેમ હોય તેઓનુ ભલુ થશે નહિ. (બુખારી)

" કુલ્લે નફ્સીન ઝાએકતુલ મૌત "
(કુર્આન શ૦)

" કુલ્લો નફ્સી ઝાએકતુલ મૌત "
(હદીસ શ૦)

## સ્મરણાંજલિ !

" મા! મા!! મા!!! "

પણ મા હોય તો જવાબ આપેને ?

' બેટા આવ્યો ? સારો તો છે ? " આમ હુ જ્યારે નોકરીએથી ઘરે જતો ત્યારે માતા કહેતી, એના એ વ્હાલ ભર્યા શબ્દો મને છેકજ નાનો બાળક બનાવી દેતા આજે ' બેટા આવ્યો ? " એમ વ્હાલ સોયા શબ્દોની નવાજનાર માતા નથી

પવનમ ખાની પડયો છે બાળકોના ભયો ભાવ્યાં મરમા વ્હાલ સોયા શબ્દો વડે બાળકોના રોળાને કલાવનાર દાદીમા વહુઓને કામ સુચવનાર સાસ, આશગ ગરીયાને ભરેની મુઠ્ઠીથી મનોરંજનાર, અને કોઇને પણ પોતાના આ રોથી પાછા ન કાઢનાર અનેક ગરીબોની 'રોઇમા, અને મારી મા ખરેખર જન્નત નશીન થઈ છે !

તા ૪-૧૦-૪૨નો દિવસ માગ મારે કમનસીબ ઉગ્યો પોસ્ટમેન પત્ર આપી ગયો, તેમા ભાઇએ લખ્યુ હતુ તા ૨-૧૦-૪૨ ની રાત્રે ' અમ્મા સાહેબ ગુજરી ગયા છે ને તા ૩-૧૦-૪૨ રોજ સવારે દફનાવ્યા છે " હુ કમનસીબ મરતી માનુ મુખ પણ જોઈ ન શકયો, ને તેની કબ્ર પર મુઠ્ઠી માટી નાખવાથી પણ અભાગ્ય રહ્યો !

" શુ મા મરી ગઈ ? " હૃદય નિરુત્તર રહ્યુ અને આખોએ જવાબ આપી દીધો જગત પર કનમ કગસો કરનાર અને અનેકની ઠેકડી ઉડાવનાર પથરીયા જિગર પીગળ્યુ ને ઉમરમા કોઇ વેળા ભાગ્યેજ રોનાર ' બેકાર ' નાના બાળકની પેઠે રડી પડયો

દિલ માનતુ નથી " શુ મા મરી ગઇ હશે ? " આટલી મોટી ઉમરે મા જતા મને જણાયુ કે મારે કોઇ નથી હુ ખરેખર યતીમ છુ !

ખુદા કોઇની માને ન મારે !

" મા! મા!' ઓ, મા!!! હુ તારો એકનો એક દીકરો કબ્ર પર ફુલ ચઢાવવા આવ્યો છુ તુ જવાબ કેમ નથી આપતી ? શુ આ ફિકરથી તુ પણ રિસાઈ છો ! જગત પર હસનાર રોગી દીકરાના પાપ તુ નહિ માફ કરે ? જવાબ નહિ આપે ? "

" મારી મા કબ્રમાથી પણ મને જવાબ ન આપે એ કેમ બને ? "

" મા! મા! તુ જીવતી છો મરી નથી ગઈ, એમ મારૂ દિલ કહે છે દેહ કફનલીન થયો, રૂહ જન્નતનશીન થઈ બને પણ માતા તારી મમતા તો જીવતીજ છે ને ! "

માતાની મમતા અમર રહેવા નાજાઇ છે, છતા "હે અમ્મા ! તુ જન્નત નશીન થઈ ? હે એ ! ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન. '

—" બેકાર "

## અઠવાડિક દુનિયાનું



૧ આવાઝથી દુન્યા કે શેતનો! 'સોનીના સો ને લુહારનો એક!" એ કહેવતનું ચર્ચિલના નિવેદનથી સાચી પડી છે આપણા સેંકડો આગેવાનોના નિવેદનોને એ નિવેદન ટપી ગયું છે. ચર્ચીલે સિગાર પીધા વગર એ નિવેદન કેકર્યું હશે! અને તેથીજ જરા ગરમ હતું ને? જયકર સપ્રુ કે સર ચીમનલાલ સેતલવડ જેવા ઠંડા માટલા પણ જરા દાઝયા, તો બીજાની શી વાત કરવી? સમાધાન કરનાર અનેક આસામીઓ અંતે દોડી દોડીને થાકી ગયા છે કારણ સરકાર આ વખતે વધુ મક્કમ બની છે કોઇ પણ ઉપાયે કૉંગ્રેસની ચળવળને દાબી દેવાનો સરકારે નિરધાર કર્યો છે ભરવાડ વિનાના ઘેટા જેવી કૉંગ્રેસના અનુયાયિઓની હાલત છે આગેવાનો જેલમાં જતા પાછના-ઓને કંઇ ગમ પડતી નથી તોફાનો હજુ થયાજ કરે છે સરકાર સત્તાના જોરે તોફાની તત્વોને દબાવવા ચાહે છે તો સ્પ્રીંગના દડાની જેમ ક્યાંય પાછો ઉછળો આવે છે! મતલબ કે દેશમાં હજુ શાંતિ સ્થપાઇ નથી હાલ તો મડાગાંઠનો ઉકેલ આવે એમ જણાતું નથી જેથી હાલ તો આપણે દુઆ માગીનેજ બેઠી રહેવું ઠીક છે કે,

"કરમ કર મેરે હાલ પર અય કરીમ!"



૨ બીજા મોરચાની વાત રોજ ચર્ચાઇ ચર્ચાઇને ઘસાઈ ગઈ છતાં બીજો મોરચો ઉભો ન થયો તે ન થયો! અંતે લાગતા વળગતાઓએ કહી દીધું કે કોણે કહ્યું હતું કે ચાલુ વરસમાં બીજો મોરચો ઉભો થશે? મોરચો એ કંઇ વગનગો માળવો નથી કે એકજ દિવસમાં ઉભો કરી શકાય? છતા ટાઢક છે કે અંતેય ભારેલા અગ્નિની જેમ ટીમોનીકો વૉલ્ગાના તીરમાં કુબકી મારીને આવ્યા પછી વધુ જોર પર આવ્યો છે ત્રીસ-ત્રીસ દિવસની ધમપછાડ પછી પણ ટીમોનીકોના લશ્કરે સ્ટેલીનગ્રેડના પાધરમાં ફૉનબોકને ફાવવા દીધા નથી બબ્બે અઠવાડિયા સુધી તો હથીઆરબંધને બાથંબાથની ધરખરની લડાઇ થઇ છતાં હજુ હીટલરનો ગજ ખાવો નથી! ઉલટું ટીમોથી કાએ વાયવ્યમાંથી વેતરવા માંડ્યું છે જો આ એકાદ અઠવાડીયામાં હીટલરના સૈનિકો કંઇ મેળે તો ઠીક નહિંતર પુન: બંધ પડતા હીટલરની બેસ કેનના પાણીનાજ બેસો જવા સર્જાઇ છે! બહુ દોડીને કોઇ થાકી જાય તેમ બધેય મોરચે જર્મન ધાક ઘટી ગયા છે ગીમરને મોરચે રોમેલને પણ ટાઢીઓ તાવ ચડી ગયો છે પણ બહુ ગવાએલું આપણું આખું લશ્કર આક્રમણ કરે તો પણ પરાયાને? અમે તો હજુય કહીએ છીએ કે હાલ બનવા કરતા તૈયાર બનવામાં મઝા છે!



તો ટંકશાળમાં સોના મહોરોના સીક્કા છાપીને બહાર પાડતા, રાત દિવસ ટંકશાળ ચલાવીએ અને મિનિટે મિનિટે એક એક સોના મહોર બહાર પડે તો એ કરજ પુરૂં થતાં ૩ લાખ વર્ષ વીતે !" આ બધા આંકડા વાંચ્યા પછી અફસોસ થાય છે કે આપણે ભણીને ગધેડે ચડ્યા છે. જો ભણ્યા ન હોત ને આવા આંકડા ગણવા કે છાપાંય વાંચવા ન આવડતું હોત તો કેટલા સુખી હોત ? આજે ભણેલામાંથી સેંકડે ૭૫ ટકા માણસોને તો 'લડાઈનું શું પરિણામ આવશે !' 'આપણું શું થશે ?' એ ચિંતાનાજ ઉંઘ આવતી નથી. ત્યારે લડાઈ કયાં ચાલે છે ? જગતમાં શું થાય છે ? યુધ્ધનો શું ખર્ચ થાય છે ? એવું કશુંજ ન જાણનાર માણસ આખો દિવસ મજુરી કરી થાકી જઈ નચીંત બની ઊંઘે ત્યારે આરામથી ઉંઘી શકે છે. આજે યુરોપના ભણેલાઓએ જગતને એવું ભડકાવી માર્યું છે કે શાંતિ-પ્રેમીઓ તો હવે અભણ રહેવામાંજ સલામતી સમજે છે !

◉

સિલોન સંરક્ષણથી માંડીને નિભાવ સુધીની બાબતોમાં ઘણું ખરૂં હિંદનું ઓશીંગણ છે, છતાં "હું તારી આંખમાં આંગળી ઘાલું ને તું મારા મોંમાં આંગળી ઘાલ" જેવી નીતિ દર્શાવી રહ્યું છે. હિંદી મજુરોને સિલોનમાંથી દેશવટો દેવાનો ધારો તો પસાર થઇ ગયો છે. એ ઉપરાંત હજુય હિંદ વિરોધી ધારા તો થતાજ જાય છે. એક તરફથી તો આમ સિલોન હિંદની સાથે વાંધો રાખે છે અને બીજી બાજુથી હિંદના ચોખા ઉપર આધાર રાખે છે. હિંદમાંથી ચોખા લેવા માટે સિલોનના વડા પ્રધાન બેરન જયતિલક હિંદમાં આવી પહોંચ્યા છે અને હંમેશાં સિલોન પર ચારે હાથ રાખનાર હિંદી સરકારે "ઘરના છોકરા ઘંટી ચાટે" તેની પરવા કર્યા વગર એ ઉપાધ્યાય આટો દેવાનું નક્કી કર્યું છે. હિંદમાં ચોખાના અછતનો પોકાર ઉભો છે, તે છતાં આ કવેળાની સખાવત કરવામાં આવી છે. સિલોન ચોખા આપવાનું વચન હિંદી સરકારે દઇ દીધું છે. હિંદી સરકાર પોતાનાને આપખામણું ગણી, પારકાને વહાલા ગણવાની નીતિ કયાં છોડશે ?

◉

ધનવાન અને વિદ્વાનની સરખામણી જુની સમસ્યા ઉકેલવી મુશ્કેલ છે. હાલની બે બાજુ જોવો એ પ્રશ્ન છે. ધનવાન પોતે સુખી હોઇ બીજાને દુખી કરવાની શક્તિ ધરાવે છે ત્યારે વિદ્વાન પોતે દુખી હોઇ બીજાને સુખી કરવાના સ્વપ્નાં સેવી શકે છે. બજારમાં પૈસા લઇને જઇએ તો જવાબ મળે છે. બેંકમાંય પૈસા જમા કરાવી શકાય છે. મનીઓર્ડર કરવામાંય પૈસા આપવા પડે છે. આમ બધેબધ પૈસાની જરૂર પડે છે. પોસ્ટવાળા મનીઓર્ડરને બદલે અક્કલનો ઓર્ડર સ્વિકારતા નથી ! કોઇની પણ દુકાને તમે અક્કલ આપીને શેર આટોય લાવી શકતા નથી ! બેંકના કાઉન્ટર પર જઇને તમે ગમે તેટલી અક્કલ ઠાલવો, પણ બેંકવાળા હરગીજ તમારા સેવીંગ ખાતામાં અક્કલ જમા કરવાના નથી ! મતલબ કે બધેય વ્યવહારમાં પૈસા ચાલી શકે છે, અક્કલ ચાલતી નથી. એટલે કે ધનવાનનું ગેરીએ ને ચૌટે, બજારમાં કે બેંકમાં, પોસ્ટમાં કે હોટલમાં બધેય ચાલે



છે, ત્યારે એવી જગ્યાએ એકમાં હોશ વિદ્વાનોને કોઇ ભાવ પૂછતું નથી. અલબત્ત એવા મુલ્કો કે જ્યાં ધનની જરૂર પડતી નથી અથવા ધનને કોઇ પૂછતું નથી એવા મુલ્કોમાં અક્કલનું ચલણ હોય છે, એવા મુલ્કોમાં વિદ્વાન જીવી શકે છે.

ધરતી પર ભલે ધનવાનનું રાજ હોય પણ ગગનમાં વિદ્વાન રાજ ચલાવી શકે છે! પૃથ્વી પર ધનવાનનું રાજ હોય તો ગગન પર વિદ્વાન રાજ ચલાવી શકે. મતલબ કે જ્યાં ધન નથી જતું ત્યાં અક્કલ જઇ શકે છે. સામાન્ય રીતે જોતાં ધરતી પર અક્કલ કરતાં ધન ઉપયોગી વસ્તુ દેખાય છે, પણ બારીક નજરે જોશો તો સમજાશે કે ધન એકઠું કરવા માટે અને તેને જાળવી રાખવા માટે અક્કલની જરૂર પડે છે. મતલબ કે અક્કલ વડે ધન મળી શકે છે, પણ ધન વડે અક્કલ વેચાતી મળતી નથી. ધનવાનની મોટર જ્યાં અટકે છે ત્યાં વિદ્વાનનું ગાડું ધમધમાટ આગળ વધી શકે છે. ઉદાહરણ તરીકે ધનવાન પરનેટની ફાનસ સમાન છે. એ ફાનસમાં જ્યાં સુધી ધારૂપિ પારનેટ હોય ત્યાં સુધીજ એ પ્રકાશ આપી શકે છે, પછી નહિંજ. પણ વિદ્વાન તો આગીયા જેવો છે, અંધકારમાં પણ એ મદમ સ્વયંપ્રકાશ આપ્યાજ કરે છે. ત્યારે ધનવાન અને વિદ્વાનની વધુ કસોટી કરવી હોય તો એમને પહેરેલે લુગડેજ કોઇ અજાણ્યા પ્રદેશમાં ચલાવી દેો. ત્યાં જેની કીમત વધુ અંકાય તે ખરો.

० ●

માણુ જ્યારી ઝંખનાઓ હાય, હાય;

રૂપની તારી જફાઓ હાય, હાય;
પ્રેમની મારી નફાઓ હાય હાય!
જોઇ તમને મારૂં દિલ બોલી ઉઠે;
આ ગુનાની આ સજાઓ હાય, હાય.
ચૈન મુજને ક્યાંય પણ મળતું નથી;
પ્રેમમાં પણ વેદનાઓ હાય હાય!
આપના આધાર પર ઝોલી હતી;
માણુ પ્યારી ઝંખનાઓ હાય, હાય.
કાળથીએ દૂર થઇ ગ્યાં બદદુઆ;
મીઠ નાખી મુજ દુઆઓ હાય હાય,
-આ સમય એ ગેખકા તીગા કરે!
આ હવા, કાળી ઘટાઓ હાય હાય,
રૂપમાં પણ મારૂં દિલ દેખે વફા,
હાય, દિલની વેદનાઓ હાય, હાય;
પ્રેમમાં "શૌકીન" સફળ અંતે ન થઇ,
મુજ દુઆઓ કે દવાઓ હાય, હાય.

'શૌકીન' ] [ જેતપુર



## ભુલ સુધારો

ઑગસ્ટ ૧૯૪૨ પૃષ્ઠ ૭૦૯ પહેલી કોલમમાં નંબર ૧૧ માં હકીમુરઉકુલ છપાયું છે તેને બદલે મઃ હકીમુર્ઉકુલ પઢવું.








**સવાલ** રમઝાન શરીફનો ચાંદ નજરે પડે ત્યારે "સૂરહ ...." ને જાણનાર પઢવાથી આખા વરસ સુધી રોઝી મળતી રહેશે. જે જગ્યાએથી ચાંદ જુએ ત્યાંજ એ સૂરહ પઢવી કે ઘેર અથવા મસ્જિદમાં જઈ પઢી શકાય કે કેમ? કારણ મોઢે આવતી નથી.

**જવાબ**–જે જગ્યાએ ચાંદ જોવામાં આવે ત્યાંજ તેજ વેળા પઢવું વધારે બેહતર અને અફઝલ છે. અને તેમ ન બની શકે તો મસ્જિદમાં અથવા ઘરમાં પઢી લે ઈન્શા અલ્લાહ ફાયદાથી ખાલી નથી.

**સવાલ**–અમુક સૂરતો ઘરમાં પઢી મુરદાઓને બખ્શે તો શું પઢનારને પણ એનો સવાબ મળશે કે?

**જવાબ**–તિલાવત કરનારને પણ સવાબ મળશે.

**સવાલ**–એક માણસ ઓરતને ફારગતી આપે ફારગતી પછી બચ્ચું થાય તો તે વારેસ થશે?

**જવાબ**–તે બચ્ચું અગર ફારગતી આપનાર મર્દથી છે તો જરૂર વારેસ થશે.

**સવાલ**–ધન દોલતનું સુખ મેળવવા "સૂરહ વાકેઅહ" પઢે અને મુર્દાને પણ એના પઢવાનો સવાબ બખ્શે તો શું બને મતલબો પાર પડે?

**જવાબ**–અલ્લાહપાકનો ખઝાનો ઘણો ભરપૂર છે ઈન્શા અલ્લાહ બને હેતુઓ પાર પડશે. નિય્યત ખાલિસ રાખવી અને ખુદાપાકની રહમતથી નાઉમ્મેદ ન રહેવું.

**સવાલ**–અમારી સંસ્થા અત્રે ફિત્રા વસૂલ કરી હકદારોને પહોંચાડી આપે છે. આ ફિત્રા ઈદના કેટલા દિવસ અગાઉ વસૂલ થઈ શકે છે? મજકુર ફિત્રા જેના ઉપર લાઝીમ છે તેઓ ઈદની નમાઝ પહેલા આપી દીએ પણ હકદારને અમારી સંસ્થા ઈદની નમાઝ બાદ મજકુર ફિત્રા આપી શકે કે કેમ? અગર આપી શકે તો કેટલા વખત સુધી આપી શકે?

**જવાબ**–સંસ્થામાં ફિત્રાઓ જમા કરી પાછળથી પણ હકદારોને આપી શકો છો. ફિત્રો ઈદુલફિત્ર પહેલા પણ આપવો દુરસ્ત છે તેમજ આપવો રહી ગયો હોય તો ઈદ પછી પણ યાદ આવેથી આપવો જોઈએ મતલબ કે આગળ પાછળ પણ અદા થઈ જશે એને અદા કરવા માટે અફઝલ અને બેહતર ટાઈમ ઈદુલફિત્રના દિવસે ફજરની નમાઝ બાદ અને ઈદની નમાઝ પહેલા છે.

**સવાલ**–એક શખ્સ તરાવીહ પઢવા જાય છે તરાવીહ બાદ વિતરની જમાઅત થાય છે તે વખતે તે જમાઅતમાં શરીક થતો નથી. અને તે તહજ્જુદમાં મજકુર વિતર પઢવી

અફઝલ છે એમ માને છે અને છેલ્લી બે રકાઅત નફિલ પઢે છે પણ વિતર વખતે જમાઅતમા શરીક ન થતા સફમા બેઠો રહે છે તેનો ખુલાસો સમજાવશો

જવાબ—જે માણુસને પાછલી રાતે ઉઠવા વિષે પોતાના ઉપર પૂરેપૂરો ભરોસો હોય તો તહજ્જુદની નમાઝ પછી વિતરની ત્રણ રકાઅતો પઢે પણ જે માણુસને પાછલી રાતે ઉઠવાની આદત ન હોય અથવા પોતાના નફસ પર ઉઠવા વિષે પુરો યકીન ન હોય તો જમાઅત સાથેજ આગલી રાતે પઢી લેવી જોઇએ કારણુ કે વિતરની નમાઝ વાજિબ છે અને કદાચ પાછલી રાતે ઉઠી ન શકાશે તો કઝા થઇ જવાનો સંભવ છે અને જો તહજ્જુદ સાથે પઢવાનો ઇરાદો હોય તો ફરી તે વેળા સફમા બેસી રહેવુ ન જોઇએ ત્યાથી ચાલ્યો જાય કે તેની જગ્યામા બીજો માણુસ ઉભો રહી નમાઝ પઢી શકે

સવાલ—અત્રે એક મસ્જિદમા કુર્આને શરીફનો ખતમ તરાવીહમા થાય છે પણ હાફિઝની પાછળ લુકમો આપનાર કોઇ નથી તો, અગર પઢવામા હાફિઝ કઇ ભૂલી જાય તો કોઇ ઉજર છે કે કેમ ? અથવા આવી રીતે નમાઝ પઢવી કે નહિ ?

જવાબ—વધારે જરૂરી અને બેહતર તો એ છે કે તરાવીહ પઢાવનાર પાછળ એક બીજો સાંભળનાર હાફિઝ હોવો જોઇએ પણ જ્યારે સાંભળનાર મળી શકતો ન હોય અથવા તે વસ્તીમા બીજો કોઇ હાફિઝ ન હોય તો કઇ વાંધો નથી પણ પઢાવનાર હાફિઝ ખૂબ સારી રીતે યાદ કરે છતા તેને કઇ ભૂલ પડે અથવા શક પડે તો સલામ બાદ કુર્આને શરીફમા જોઇ લે અને ભૂલ થઇ હોય તો તેને બાકીની તરાવીહમા સુધારી લે

સવાલ—અત્યાર સુધી અહીંયા બજારમા સરકારે બાંધેલા ભાવ પ્રમાણે ઘઉં મળતા હતા હમણા થોડા દિવસ થયા વ્યાજબી ભાવે વેચાણ કરનાર વેપારીઓને ત્યા ઘઉં ખલાસ થયા છે એટલે હવે કેટલાક લોકો ઘઉંનો ભાવ પોતાની મરજી મુજબ બતલાવે છે સાંભળવામા આવ્યુ છે કે કેટલાક પાંચ રૂપીઆ બતલાવે છે, તો કેટલાક છ રૂપીઆ ! સરકારે સારામા સારા દેશી ઘઉંનો ભાવ રૂપીઆ ચાર બાંધ્યો છે સવાલ આ છે કે સદરહુ સંજોગોમા સદકએ ફિત્ર કયા ભાવના હિસાબે આપવો ?

જવાબ—સદકએ ફિત્ર દરમ્યાના ભાવના હિસાબે આપવો આમ તૌર પર બધાઓ માટે આસાન અને મુનાસિબ છે કારણુ કે મોટે ભાગે સાર્વજનિક જનતા દરમ્યાની હાલતની હોય છે પરંતુ માલદાર માણુસ વધારે કીમતી ઘઉંના ભાવે સદકએ ફિત્ર આપશે તો તેને માટે વધારે બેહતર છે અગર ચાર રૂપીઆના ભાવના હિસાબે પણ સદકએ ફિત્ર આપવામા આવશે તો અદા થઇ જશે પણ આસુદા માણુસને જરા સારા ઘઉંના ભાવના હિસાબે આપવુ જોઇએ

સવાલ—કોઇ માણુસ આજે સત્તાવીસમી રમઝાને ફિત્રો આપે અને છેલ્લી રમઝાને ઘઉંનો ભાવ આજના કરતા વધી જાય તો આજે આપેલો ફિત્રો અદા થઇ જશે કે વધારો આપવો પડશે ?

જવાબ—ફિત્રો અદા થઇ જશે એમા કઇ વાંધો આવશે નહિ વધારાનો ફિત્રો આપવો જરૂરી થઇ પડશે નહિ

સવાલ—રોઝાની હાલતમા દતમંજન ઘસે તો રોઝામા કઇ નુકસાન આવશે કે નહિ ?



# એઅતેરાફે મહબ્બત

જનાબ અખ્તર શીરાની*

તો આઓ કે રાઝે પિન્હાંકો રુસ્વાએ હિકાયત કરતા હૂં,
દામાને ઝમાને બામીરીકા લબરેઝ શિકાયત કરતા હૂં,
ઘબરાકે હુજૂમે ગમસે આજ અફશાએ હકીકત કરતા હૂં
ઇઝહાર કી જુર્અત કરતા હૂં,
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

હકીકતકી ઉન્હી 'મોહૂમ' રાતોંકી કસમ તુમકો,
મહબ્બતકી ઉન્હી માસૂમ રાતોંકી કસમ તુમકો
તો ઉન રાતોંકી રંગીં રૂમાનોંકી કસમ તુમકો
આજ ઇસકી જસારત કરતા હૂં,
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

રાતોંકો મેરે રોનેકા સમા બેદાર સિતારે દેખતે હૈં,
ઔર મેરે જુનૂંકે આલમકો આલમકે નઝારે દેખતે હૈં,
બાગોંકે મુનાઝિર દેખતે હૈં દરિયાકે કિનારે દેખતે હૈં
યૂં શઉં મુસીબત કરતા હૂં,
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

હસરત ભરી ફર્યાદોંકો મેરી બાગોંકી ફિઝાએં જાનતી હૈં,
ફર્યાદોંકો લબરેઝ આહોંકો સહરાકી હવાએં જાનતી હૈં,
ઔર મેરે મચલતે આંસુઓં સાવનકી ઘટાએં જાનતી હૈં
ઇઝહાર હકીકત કરતા હૂં
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

તુમ ચાંદસે બઢકર રૌશન હો કહેકશાંકી કસમ તારોંકી કસમ,
તુમ ફૂલસે બઢકર રંગીં હો, ફિતરતકે ચમનઝારોંકી કસમ
તુમ સબસે હસીં હો દુનિયાકી દુનિયાકે નઝઝારોંકી કસમ
મૈં જાનસે તુમ પર મરતા હૂં
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

ઇસ મહકમા દુનિયામેં કે જહાં મેઅયારે સદાકત કુછ ભી નહીં
દો અશ્કોંસે બઢકર સચ્ચા ઔર ઇઝહારે મહબ્બત કુછ ભી નહીં
રોતા હૂં તુમ્હારી યાદમેં જો રોનેકી સદાકત કુછ ભી નહીં
પેશ ઇતની સદાકત કરતા હૂં,
મૈં તુમસે મહબ્બત કરતા હૂં

---

* કૃત 'સુબ્હે બહાર'માંથી પૃષ્ઠ ૭૧, ૭૨, ૭૩, ૭૪
બન્દ ૨ જો, પૃષ્ઠ ૧૧૨

# પ્રેમનો એકરાર

રચનાર આસિમ રાંદેરી

મુદ્દતથી જે છાનો ભેદ હતો તે ભેદ હું આજ ઉઘાડું છું,
જે આજ સુધી પર્દામાં હતો, તે પરથી પર્દો ઉપાડું છું.
લ્યો હાથે કરી જગ આંખ ચઢી, એક એવું ખંડ જગાડું છું
ઉર આજે ખુલ્લું પાડું છું,
હું 'લીના' તુજને ચાહું છું

હું 'લીના' તુજને ચાહું છું, નિર્દોષ મુનાજાતોની કસમ,
હું 'લીના' તુજને ચાહું છું, તે ચાંદરડી રાતોની કસમ,
હું 'લીના' તુજને ચાહું છું તે પ્રેમ ભરી રાતોની કસમ,
લ્યો સાચું સાચ જણાવું છું,
હું 'લીલા' તુજને ચાહું છું

મુજ અર્ધી રાતે રોવાનું સૌ જાગતા તારા જુએ છે,
સૃષ્ટિની સર્વે દ્રષ્ટિઓ, મુજ હાલ એ ન્યારા જુએ છે
ઉપવનના ક્યારા જુએ છે, નદીઓના કિનારા જુએ છે!
રે કડા શ્વાસો ખાઉં છું
હું 'લીના' તુજને ચાહું છું

મુજ દર્દભરી ફર્યાદોને, કંઈ દર્દીલાઓ જાણે છે,
મુજ આગ ઝરતી આહોને, જગતની હવાઓ જાણે છે,
મુજ અશ્રુ તણા તુફાનોને, શ્રાવણની ધારાઓ જાણે છે!
રે! અશ્રુ—નદીઓ વહાવું છું,
હું 'લીલા' તુજને ચાહું છું

તું ચાંદથી બેશક રોશન છો, આકાશના તારાઓની કસમ,
તું ફુલથી ચડતર કોમલ છો, દુન્યાના બગીચાઓની કસમ,
તું રૂપમાં સૌથી સુંદર છો, સૌંદર્ય જનેતાઓની કસમ,
એ તન મન તુજ પર વારું છું,
હું 'લીલા' તુજને ચાહું છું

આ દંભી જગમાં કોણે 'આસિમ' સત્યની કિંમત આંકી છે?
મુજ પ્રેમની સાચી સાક્ષીમાં, અશ્રુ ધાર બાકી છે!
બે આંખ ગવાહી છે એની, જે રડતાં રડતાં થાકી છે!
આ સાચી વાત જણાવું છું,
હું 'લીલા' તુજને ચાહું છું

કવિના અપ્રગટ પુસ્તક "પ્રેમ-લીલા"માંથી (પ્રગટ તા ૨૦-૧-૧૯૪૦)

તેમનુ ઉર્દૂ સાહિત્યનું જ્ઞાન કેટલુ છે તે અમે જાણતા ન હતા પરંતુ હવે એમ લાગે છે તેઓ પોતે પણ પોતાના ઉર્દૂ જ્ઞાનથી અજ્ઞાત છે જો તેમ ન હોય તો તેઓ સઆદત હુસનને સઆદત હુસેન લખતજ નહિ પોતે મુસ્લિમ હોવા છતા તેઓ હસન-હુસેનનો ફર્ક દેખી અને સમજી નથી શકતા શુ ? ત્યારે કયા જ્ઞાન બળ ઉપર તેઓ કરબલાના શહીદના કાવ્યો લખતા રહે છે 'હુસેન ડે' ની મુસદ્દસ લખનાર તેઓ હસન અને હુસેન શબ્દોની જોડણી પણ નથી જાણતા શુ ?

પણ તેમણે પોતાના ઉર્દૂ જ્ઞાનનુ તળીઉં તો સઆદત હુસેનની "મન્ટો" લખીને બતાવી આપ્યુ છે બિચારા સઆદત હસન, સઆદત હુસેનજ સહી પણ એમની "મન્ટો" શુ બલા છે ? નરગીસનુ કથાનક લખનાર એ સઆદત હુસેનની 'મન્ટો' ગઝલની હોવી જોઇએ સઆદત હુસેનથી પણ અજાણતી અમે તો એમજ જાણતા હતા કે અત્યાર લગી જે કાઇ લખે છે તે સઆદત હસનજ લખે છે પણ હવે ખબર પડી કે તેઓ તેમની "મન્ટો" પાસે લખાવી પોતાને નામે ચડાવે છે હુ ધારુ છું ત્યા લગી સઆદત હસન મુબઇમાજ હશે વ ચકો પૈકીમાથી કોઇ તેમના સંસર્ગમા આવતુ હોય તો તેણે તેમને કાને આ વાત નાખવી જોઇએ કે ' તમભી કયા મિયા સઆદત ! "મન્ટો" કે પાસ લિખવા કે અપના નામ મશ્હૂર કર રહે હો !'

સઆદત હુસેનની 'મન્ટો" વાચ્યા પછી અમારા મિત્ર અડવાણી, શેખચલ્લીને શેખની 'ચ ની' અને મને વધુની "નરી" કહી રહ્યા છે ! અને હુ તેમને અડવાની 'જી'

• • •

કેસુડા અને સોનેરું તથા કોજાગ્નિ નામનુ હરિશ્ચંદ્ર ભટ્ટનું એક કાવ્ય પુસ્તક બહાર પડયુ છે તેનું રિવ્યુ કવિતા માસિકે આમ લીધુ કે "આ કાવ્યો વાચીએ છીએ એટલે નથી એમા કશી વિશેષતા, કવિત્વ કે ભાવ દર્શન લાગતા અત્યંત સામાન્ય કોટિની પદ્ય કૃતિઓ છે." હવે એજ પુસ્તકનુ રિવ્યુ "રેખા" માસિક આમ લે છે કે "સાસ્કૃતિક પડદા પાડતી આવી કૃતિઓ ગુજરાતી સાહિત્યની શોભા છે એ નિ શકીત બાબત છે"

સમજાતુ નથી કે આ બન્ને માસિકો-માથી સાચુ કોણ ? એ કાવ્ય પુસ્તક માટે વાચવુ કે નહિ તે હજી સુધી હુ નકકી કરી શકયો નથી કેમકે "સાસ્કૃતિક પડદા પાડતી કૃતિઓ" જોવા જાઉ ને કયાક "અત્યંત સામાન્ય કોટિની પદ્યકૃતિઓ" નીકળે ! અને તેથી દિમાગને ગદ્દુ કરી નાખે બનવા જોગ છે કે તેથી ઉલટુ પણ નીકળે કૃપા કરીને એ બ ને માસિકના સમાલોચકો એક મત પર આવી સાચુ શબ્દદર્શન કરે તો સારુ ઓછામા ઓછુ તે આજના યુગને જરૂરની કવિતા છે કે નહિ એટલુજ દર્શાવે તો બસ

અમે ધારીએ છીએ ત્યા લગી એ કાવ્ય પુસ્તકને લગતુ 'કવિતા'નુ રિવ્યુજ ખરુ હોવુ જોઇએ અને 'રેખા' જે કાઇ કહી ગયુ છે તે મિત્રભાવ છે

• • •

સાહિત્યમા ચાલતી તડફડાચીનો બચાવ એક આશાવાદિક નીચેની ભાષામા કરી રહ્યુ છે

"ભાઇ, માગ તડફડાચી કયા ધધામા નથી થતી એ મને કહેશો ? અને સાહિત્ય એ તો ઉઘાડી પરબ છે એટલે એમાથી તો જેને લાગ ફાવે એ પોતપોતાના ગજા પ્રમાણે હાથ મારી લીયે અને ખરૂ જોતા તો માણસ માત્ર



તફડંચીની નીતિ વધીને જન્મેલો હોય છે મોટાપણે એ એક મહાન તફડંચીબાજ બનીને ઉભો રહે છે કુદરતે પણ માણસનું ઘડતર તફડંચી કરીનેજ કરેલું છ”

(વેણી તા ૧૨-૯-૪૭)

પોતાની તફડંચીબાજીનો બચાવ કરતા મટે જે વ્યકિત, મનુષ્ય માત્રને તફડંચીબાજ કહેતા ન અચકાય તેને અમે વધુ કશું કહેવા નથી ચહતા પરંતુ એટલું જરા યદ દેવડાવાની ગુસ્તાખી કરીએ છીએ કે થોડા સમય ઉપર મા આડવીઆ અને દુર્ગેશ શુકલને એમણે શાય કયા મુખે તફડંચીબાજ કહેવા નીકળ્યા હતા? જ્યારે એમની નજરમાં કુદરત અને આખું જગત તફડંચીબાજ છે તો પછી મિયાન આડવીઆ અને દુર્ગેશ શુકલની પાઘડી ખેચવાની શી જરૂર હતી?

## આહ શું ભરે કોઇ

જ્યારે દિલમાંજ ઘર કરે કોઇ,
કેમ મુજને ન સાંભરે કોઇ?
આજ ઉત્સુક છુ પ્રાણ દેવાને,
કત્લ આવીને બસ કરે કોઇ!
ચાર ગમ છે વમળ તણા મોજા,
જઇને કયાં નાવ લાંગરે કોઇ
જ્યાં અમર આહ? આહનીજ નથી,
આહ પર આહ શું ભરે કોઇ
જખ્મ તેના રહે અનામત રૂપ,
દૂર મુજ દિલથી થા સરે કોઇ
કત્લ મુજને કરે એ કાતિલ શું?
તેગ શમશીર કયાં કરે કોઇ!
તેને એની ફીકર પડી કયાં છે,
કોઇ જીવે કે યા મરે કોઇ!
નિત નવા સંકટો પધારે છે,
ધૈર્ય પણ કયાં લગી ધરે કોઇ
જેનો ઉપચાર નવ મળે “મિસ્કીન”,
ચોટ એવી દે ‘ઉર પરે કોઇ

—“મિસ્કીન” ] [ પોરબંદર



# "પ્રતિજ્ઞા"

લખનાર
"ઉન્મત"

ઝયણુ ખરેખર ગ્રરૂપની ખાણુ હતી કુન્દન જેવો રંગ, સુન્દર મુખ, મોટા મોટા રસીના નયનો, એને સુન્દરીઓમા શ્રેષ્ટ પદ અપાવનારા હતા, કિન્તુ એ ગરીબ હતી, એથી એના સર્વ રૂપ-રંગ ક્યા હતા એની કોકિલને લજાવનારી વાણી-મધુર વાણી કોઇને પ્રિય ન હતી એવુ કોઈ સાંભળનાર ન હતુ એની મનોહર ગતિ-ચાલને જોવાવાળા કામી પુરૂષો સિવાય કોઇ ન હતુ એના રસીના નેત્રો બહુના હ્રદયમા દુખ પેદા કરી શકતા હતા કિન્તુ પ્રેમ નહિ, કારણ કે એ ગરીબ હતી

એ ગરીબ હતી એજ એનો દોષ હતો એ કારણથી કોઇ એનો આદર સત્કાર ન કરતુ, કોઇ એને સહાનુભૂતિના બે શબ્દ ન સંભળાવતા એને જોઇને પુરૂષો કહેતા - 'આહ! કદી જો આ કોઇ ધનવાનને ત્યા જન્મી હોત!' અને સ્ત્રીઓ કહેતી - 'અગર જો એ ગરીબ ન હોત!' પરંતુ હુ આ કદી ન કહેતો, હુ વિચારતો હતો કે જો આ કોઇ ધનવાનને ત્યા પેદા થઇ હોત તો એને એટલુ અભિમાન હોત કે તેના સોમા ભાગનુ પણ અત્યારે નથી એની પ્રાકૃતિક સુન્દરતા બાહ્ય શણગાર થી ઢકાઇ જાત એનામા લજ્જા હતી, પવિત્રતા હતી અને સુચારિત્ય હતુ એ કદી પણ કોઇથી વાત ન કરતી જ્યારે એ આવતી જતી ત્યારે ઘણાએ મનુષ્યો એને જોઇને ઉડો નિશ્વાસ નાખતા, તરેહ-તરેહની વાતો કરતા, કિન્તુ ઝયુબ! ઝયણુ તો ચુપચાપ ચાલી જતી એના નયનો ઉંચા ન ઉપડતા

અમારા ઘરનુ એ કામ-કાજ કરતી, મારા ઘર સિવાય અન્યના ઘરે ન જતી, અને જતી તો કદાચ બોલાવ્યાથીજ એનામા આત્મિક ગર્વ-અભિમાન હતુ છતા પણ એ ગરીબ હતી મારા ઘરે એ હમેશા સવાર-સાંજ બે વખત આવતી મારી માનો વહેવાર બહુ સારો હતો એમ તો નહિજ! છતા એ મારા ઘરે પોતાનુ સમસ્ત ભાન ભૂલી જતી હતી આવતા જતા એકાદ વખત પણ એ મને જોઇ લેતી કદાચ અમારી નજર મળી જતી, તો એ શરમાઇને નાસી જતી મને બહારની બેઠકમા ન જુએ તો એ અંદર આવતી ખુદા જાણે એના હ્રદયમા કેવો ભાવ હતો એટલુ તો ચોક્કસ હતું કે એ મને જોઇને પ્રસન્ન હતી મારૂ વર્તન એના તરફ સર્વ રીતે પવિત્ર અને સત્ય હતુ હું એને જોઇને પ્રસન્ન થતો હતો કિન્તુ કોઇ પણ જાતના ખરાબ વિચાર વગર હુ એને ગરીબ સમજીને તિરસ્કારતો નહોતો મને એની દરિદ્રતા પર દયા આવતી હતી એના આત્મિક ગર્વ પર મને પણ અભિમાન હતુ જ્યારે હુ અન્ય મત

બીજા દિવસે દરરોજની પેઠે એ મારે ત્યાં આવી મે જોયુ તો એના પગે પાટો બાંધ્યો હતો અને સ્હેજ સ્હાજ લંગડાતી હતી હુ એના તરફ જોઉ છુ એવુ જ્યારે તેણે જોયુ ત્યારે લંગડાવુ બંધ કરી દીધુ, પરતુ એ દર્દને મોંમાથી એ છુપાવી ન શકી એણે મારા તરફ જોઈ હસી દીધુ મારા હૃદયમાં ઝટકો લાગ્યો કે, આટલુ વાગ્યા છતાયે પોતાને થયતુ દુ ખ છુપાવવા માગતી હતી આહ! કેવી સહનશીલતા! કેટલી ક્ષમા? છતાંએ દુનિયાની નજરમા તે ગરીબ!!

આ દિવસોમા એનો પિતા તાવમા પડ્યો હતો તાવ અને શરદીએ એને કમજોર બનાવી દીધો હતો મજદુરી પર જીવન ગુજારનાર કઠિન પરિશ્રમ કરી રોજનુ કમાનાર મનુષ્ય જ્યારે બિમાર પડે ત્યાર તેની શી ગતિ થાય? આ વસ્તુસ્થિતિની અન્યને ક્યાથી ખબર પડે? ચાર છ દિવસ તો જેમ તેમ કરી કામ ચલ્યુ પરતુ ત્યાર બાદ તો અપવાસ થવા લગ્યા સાધારણ ખોરાક માટે પણ અન્યની મુહતાજી કરવી પડતી હતી એની બીમારીની વાત અમારા મહોલ્લાવાળાઓ જાણતા હતા એની દરિદ્રતા-કંગાલાઈ અન્યથી અજાણી ન હતી આટલુ છતાંએ કોઈએ એના ઘરે જઈને ખબર અંતર ન પૂછ્યા! ન આશ્વાસનનો એક શબ્દ પણ કહ્યો! હુ એના ઘરે દિવસમા બે વખત જતો હતો, અને દવા વિગેરેનો બંદોબસ્ત કરતો હતો ઝયણુ એટલી શરમાળ હતી કે એ દવા લેવા જવા માટે શરમાતી

ઝયણુ અને એના પિતા દિલાવર ઉપર મારા આ વ્યવહારથી, મારી મહાનુભૂતિથી ઉડી અસર થઈ, બિચારો દિલાવર મને હજારો આશીર્વાદ દેતો, ઝયણુ એક શબ્દ બોલી ન શકતી કયારેક કયારેક એના નેત્રોમાથી કૃતજ્ઞતાના અશ્રુ એના સુન્દર કપોલને ભીંજવી દેતા હુ એની આ મૂગી કૃતજ્ઞતાથી મનમા ને મનમા મુઝાતો દરરોજના નિયમ મુજબ હુ એને ત્યા જતો દિલાવરની બીમારીને આજે સાતમો દિવસ હતો આજે મે ઝયણુને દિલાવરના ખાટલા પાસે બેસી રોતી જોઈ મને જોતાજ એણે આસુ લુછી નાખ્યા અને કહ્યુ —

"જુઓને, આજ તો મારા પિતાની હાલત બહુજ ખરાબ છે, સવારના હોશમા નથી"

મે કહ્યુ —"ત્યારે મને જાણ કેમ ન કરી?"

ઝયણુના નેત્રોમા આસૂ આવી ગયા એણે ધીમેથી કહ્યુ —"હુ માથી ડરૂ છુ, મને એમ પણ વિચાર આવે છે કે મહોલ્લાવાળાઓ તમારી હાસી કરશે મારે તો બદનામીએ શુ? અને નેકનામીએ શુ?" આટલુ કહેતા-કહેતા પાછી એ રોવા લાગી

હુ મારા હૃદય સાથે વિચારવા લાગ્યો —

"ઝયણુ! તુ ગરીબ છો છતાએ લાખો કરતા ઉંચ્ચ છો તારા વિચાર જેટલા પ્રશસનીય છે, એટલાજ અન્યના વર્ણિત" મે ઝયણુને સબોધીને કહ્યુ —"ઝયણુ! મને તારી બદનામીનો વિચાર આવે છે નહિતર આખો દિવસ અહીંજ રહુ"

હવે તો ઝયણુ ધ્રુસકે-ધ્રુસકે રોઈ પડી-રોવા લાગી મે એને બહુ બહુ સમજાવીને શાન્ત કરી, અને જ્યારે હુ દવા લેવા જવા માટે તૈયાર થયો, ત્યારે તેણીએ મને જતા અટકાવ્યો અને પોતાનુ ચાંદી-રૂપાનુ ઘરેણુ મારા હાથમા મુકતા કહ્યુ —'આ વેચીને રૂપીઆ લાવી દો,



મને થયું કે, "વાહરે સંસારના ઉચ્ચ મનુષ્યોની સજ્જનતા! સંસારમાં આવા નીચ અને કૃતઘ્ન મનુષ્યો છે, જે બીજાના દુઃખથી દુઃખી થવાના બદલે તેઓને સતાવે છે અને છતાએ પોતાને ઉચ્ચ મનાવે છે એક અસહાય બાલિકા સાથે આવું વર્તન ?"

મને દુઃખી થતો જોઇને ઝયણુ બોલી –

"આપ શા માટે ઉચાટ કરો છો ? ગરીબી એ એક પાપ છે ગરીબો સાથે આવું વર્તન ન થાય તો બીજું શું થાય ?"

"ઝયણુ! આ અપમાનનો બદલો લીધા વગર હું રહેનાર નથી "

ઝયણુએ ગંભીર થઇને કહ્યું –'નહિ રે, આપ કોઇને કંઇ કહેશો નહીં એની ઇજ્જતમાં બટ્ટો લાગી જશે મારી વિનતિ માનીને આપ ચુપજ રહેજો"

"ઝયણુ! ધન્ય છે તને!" મારા મુખમાંથી આ શબ્દો નીકળી પડયા

ધીરે-ધીરે સર્વને માલુમ પડયું કે મારી આન-જાન ઝયણુને ત્યાં છે આથી તરેહ તરેહની વાતો થવા લાગી

"આટલા માટે તો ભાઇસાહેબ દિલાવરની સહાયતા કરવા સૌને ભારપૂર્વક કહી રહ્યા હતા મને કંઇક પહેલાથીજ શક હતો "

જ્યારે બીજો એમ કહેતો હતો કે, "અરે એમ તો શું તમોએ એને પરોપકારી માની લીધો હતો ?"

ત્રીજો વળી બોલતો હતો કે –"અરે! ઝયણુની જાળમાં ભાઇસાહેબ ફસાયા છે છે તો રૂપરૂપની પુતળીને ?"

આવી આવી અનેક વાતો મારા કાને આવવા લાગી મેં મારા મન સાથે વિચાર કર્યો કે –"વાહરે પાખંડીઓ! હૃદયમાં નીચ વાસનાઓ! કુત્સિત વિચાર, ઘૃણિત અભિલાષા, અને બહારથી ધર્માવલમ્બી હોવાનો ગર્વ!"

મારી માથી પણ આ વાત છુપી ન રહી એનો ક્રોધ મારા પર વર્ષ્યો હતો એણે એક દિવસે મને કહ્યું –"કેમ શમ્સુ! આટલી હદ સુધી નીચતા ? આખો મહોલ્લો તારી વાતો કરે છે, પણ તને તો કંઇ નથી આ બધો અંગ્રેજી ભણતરનો પ્રતાપ છે ના ?"

મેં કહ્યું –"મા! હું પોતે તો આ બગના ભગતો તરફ ઘૃણાની નજરથી જોઉં છું જો હું એ સર્વની વાતો તને કહું તો તું આશ્ચર્ય પામે! આટલું છતાયે મારા પર દોષ મુકતા શરમાતા નથી હું મારૂં કર્તવ્ય પાલન કરીશ ગરીબોની સેવા કરીને હું મારી જાતને પુણ્યવાન સમજીશ "

આ વાતથી મારી માને દુઃખ થયું છતાએ મેં તો મારા મન સાથે નિશ્ચય કર્યો હતો કે આ બાબતમાં મારે કોઇનું સાંભળવું નહિ. ઝયણુની પવિત્ર મૂર્તિ હર વખત મારા નયનો સામે નાચ્યા કરતી અને મારામાં ઉત્સાહ પેદા કરતી એનું મંદમંદ હાસ્ય કરતું સુંદર મુખડું સદાય મારા હૃદયમાં રહેતું

દવાના ચાલુ સેવનથી દિલાવર સારો થયો અને એ પોતાનું જુનું કાર્ય કરવા લાગ્યો આખો દિવસ મહેનત-મઝદુરી કરીને પૈસા લાવતો અને પોતાનું ગુજરાન ચલાવતો આટલું છતાએ મારૂં ૠણ ચુકવવા ઇચ્છતો હતો કેટલાક દિવસ પછી ઝયણુએ મારા હાથમાં બે રૂપીયા મૂકયા

"આ શાના રૂપીયા ?"

"આપે મારા પિતાની બીમારીમાં ઘણા



આગળ આવી થોભી અન્યાય થઇ ગએલો હોવાથી ઘરની પ્રત્યેક વસ્તુ જાણે શરમથી નીચુ જોઇનેજ "આવ બ્હેન આવ" કહી આવકારી રહી હોય એમ તેને લાગ્યુ હળવેથી તે મકાનના ઓટલા ઉપર આવી, દરવાજો ઉઘાડયો ને તે આગળ વધી સુલયમાનના રૂમ આગળ આવી થોભી ઘરના પ્રત્યેક ખૂણાથી પરિચીત સુરૈયાને આટલે સુધી આવવામા જરાએ મુશ્કેલી ન પડી પણ હવે તેને લાગ્યુ કે કદાચ સંકટનો સામનો કરવો પડશે પણ એ નિશ્ચય તો તેણે પહેલાથીજ કર્યો હતો સુલયમાનના રૂમનુ દ્વાર બંધ હતુ તે રૂમમા વાતો થતી હોય એમ તેને લાગ્યુ તે બારણાની નજીક જઇ ઉભી રહી અંદર વાતો થતી હતી

' મા તુ તેને નહિ તેડાવે " એ ક્ષીણ થતો જતો અવાજ સુલયમાનનો હતો

"બેટા, હવે એ વાત શા માટે કરે છે?" મા બોલી

બા'ર ઉભેલી સુરૈયા તૂરતજ કળી શકી કે માતા-પુત્ર વચ્ચે એ વાત થતી હતી

"મા, તુ મારૂ નામ દઇશ તો તે જરૂર આવશે કહેવડાવજે કે સુરૈયા તને એક અભાગ્યો છેલ્લા સલામ કહેવા બોલાવે છે"

વાત સાંભળીને સુરૈયા ધ્રુજી

"તુ સુઇજા બેટા તે નહિ આવે" મા બોલી

'નહિ આવે કેમ? મા! આપણથી અન્યાય થઈ ગયો હતો માટે?" અને દર્દીએ એક નિશ્વાસ નાખ્યો 'બેટા હુ હમણા આવુ છુ હો! જરા વાર સુઇ રહેજે" કહેતા માતા દ્વાર ખોલી બહાર આવી એ વખત સુરૈયા જરા બાજુએ હતી તેથી નજર ન પડે તેમ ઉભી રહી જેવી તે બહાર ગઇ કે તરત તે રૂમમા પ્રવેશી અને દ્વાર અંદરથુ વાસી દીધુ

આજે એને પરિણામની દરકાર નહોતી દર્દીની વાતોથી તેનુ હૃદય દ્રવી ઉઠયુ હતું એના અધિકાર ઝૂંટવાઇ ગયો હતો છતા એ ખંડમા પ્રવેશી તેના પલંગ આગળ જઇ ઉભી રહી

હાડપીંજર સુરૈયા ઉપર પોઢેલુ હોય એમ તેને લાગ્યુ

'સુરૈયા' આંખો મીંચેલી રાખી દર્દી લાગ્યો

સુરૈયાએ હળવેથી દર્દીના કપાળ ઉપર હાથ મૂકયો

"મા તુ આવી? તુ મારી વાત નહિ માને? ત્યારે સુરૈયાને મળવાની મારી ઝંખના અધુરીજ રહેશે ત્યારે?" દર્દી સુરૈયાના હાથને માતાનો હાથ સમજી લવ્યો અત્યાર સુધી હૃદયને કાબુમા રાખી રહેલ સુરૈયાથી આ શબ્દો ન સંભળાયા આંખમા રોકી રાખેલ અશ્રુબિંદુઓ પોતાની મેળેજ ખરી પડયા અશ્રુબિંદુઓ દર્દીના કપાળ ઉપર પડયા દર્દીએ આંખો ઉઘડી

બંધ આંખે કલ્પેલી સુરૈયાની મુર્તિ જાણે એણે પોતાના આગળ આવી સજીવ થતી જણાઇ સુરૈયાને એણે નિહાળી એની આંખો બંધ કરી અને અશ્રુઓ નીચવાઇને સરી પડયા

'સુરૈયા તુ આવી?" આંખો બંધ રાખી સુલયમાન બોલ્યા

'એક વાર આ અભાગી "

'સુરૈયા તુ ન બોલ જો, આ મારા હૃદય તરફ જો એ કેવુ બળી ગયુ છે" કહેતા દર્દીએ હાથને ઉંચકી છતી ઉપર મૂકયો

'સુરૈયા તારા અન્યાયનો આ બદલો " ન દર્દી ફીકકુ હસ્યો

'તમને મે " સુરૈયાએ બોલવા ચાહ્યુ પણ દર્દીએ આગળ ચલાવ્યુ



મૂળ વાત તો એ છે કે આ નહેરને ખોદવામાં પૂરી મદદ ફ્રાન્સે આપી છે તે વખતે કોઇ પણ દેશના અધીકારીનો સવાલ ન હતો. કોઇ પણ દેશે ફ્રાન્સને નહેર બનાવવામાં મદદ કરી ન હતી એમ આ ઉપરથી માલમ પડે છે ઇ. સ. ૧૯૦૯માં કંપનીએ મીસર ગવરનમેન્ટને અરજી કરી હતી કે આ કોન્ટ્રાક્ટની મુદ્દત ઈ. સ. ૨૦૦૮ સુધી વધારવામાં આવે. ગવર્નમેન્ટ રાજી હતી પણ મીસરની કૌન્સલ રાજી નહતી. પહેલાં મીસર બ્રિટનના કબજામાં હતું અને હાલમાં આઝાદ છે. મીસરમાં એટલી તાકત નથી કે તે નહેરનો પૂરેપૂરો બંદોબસ્ત કરી શકે પણ મીસર અને બ્રીટીશના કોન્ટ્રાક્ટમાં એક શર્ત છે નહેરનો પૂરેપૂરો ફોજ વગેરેનો બંદોબસ્ત બ્રિટને પોતાના માથે લીધો. કંપનીનો કાયદો છે કે આ નહેરમાંથી દરેક દેશના જહાજો પસાર થશે પણ તેઓને ટેક્ષ આપવો પડશે અને આપવો પડે છે.

આ પ્રમાણે યુરોપ અને એશિયા વચ્ચેના રસ્તાની પોરી નસ આ નહેર છે અને તેથીજ તેના પર પગ ડો જમાવવા ઘણી રાજ્યો પણ પછાડી રહ્યા છે હાલ તો દરિયની મહારાણી બ્રિટાનીયા પોતાના બાહુબળથી એ નહેરનું રક્ષણ કરી રહી છે, અને ક્યાં સુધી કરશેજ

(ઉર્દૂ પરથી)

## ફૂલ ચાર ચડાવીને

સાકી ન સુરા પાશે કંઈ રંગ જમાવીને?
આવુજ હતું કરવું શું પ્રેમ લગાવીને?

શમઆએ પતંગ બાળ્યા, કોઇ હદ ન અરે રાખી,
એક રાત જીવન જીવી નિજ દેહ જલાવીને

આશિક બનીને આશિક સંતોષ ધરી બેઠા,
માટી મળી સુરાલય સાકીનું મિટાવીને

માની ન સનમ માની, પથ્થર–હૃદય ન માની,
માની ખરી પણ મુજને માટીમાં દબાવીને

જીવતાં ન મરમ આવી, આવી હવે તુરબત પર,
આવી ખરી પણ મુજને દુન્યાથી સુવાડીને

શમ્શીર તારી કાતિલ જ્યારે ચલાવ ત્યારે
પાઈ મદિરા પહેલાં મસ્તાન બનાવીને

એ તૂરની તજલ્લી "રફ્તાર" અકેલા રે,
આવ્યા હતા ગયા સો ફૂલ ચાર ચડાવીને

"રફ્તાર" મર્હૂમ ]                                        [ ભાવનગર





અલ્હકીમ ઝાર રાંદેરી

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમા મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામા તેમા ખાસ કરી મરદાઇ માટે ઉંચટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી અને સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલુ પુરૂષત્વ (મર્દાઇ) પાછુ મેળવવામા અમારા લાંબા અનુભવમા આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી એજ દિવસમા જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમા પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે અને શરીરમાથી સુસ્તી, ઢીલાપણુ, કમર, માથા, સાંધા અને રગોના દુખાવાઓને દૂર કરે છે એમા કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતા માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો

**ઝાર તિલા**—આ તિલામા સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કાઇપણ જાતની જલન કે ફોલીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મસાળતાજ ચામડીમા ઘુસી જાય છે રગોની નબળાઇને દૂર કરવામા આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમા મેળવી શકાય છે કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે ગરીબોને ખાસ લક્ષમા રાખીને આ ફકીરી તિલો જાહેરમા મુકયો છે એના ઉપયોગથી ખાસ જગ્યામા સખ્તી અને ઇમ્સાકમા બેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂા ૧) પોસ્ટ ખર્ચ જુદો

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામા આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય [illegible]ની દરેક ફરીયાદો આ દવા માત્ર એક દિવસમા દૂર કરે છે શોખીનો માટે આ દવા ખાસ છે એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સામુખ ધરી છે એક શીશી સાત દિવસ ચાલે છે સાધારણ બીમાર માત્ર એકજ શીશીના સારો થઇ શકે છે. ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે ઇન્જેકશનો વડે એનાતુ ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી સલાહ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો (રૂબરૂમા ૫ મિનિટનો શર્તીયા ઇલાજ કરીશુ)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો ફાર્મસીમા મળતી દરેક દવાઓનુ સૂચિપત્ર મુફત મોકલવામા આવશે

લખો અથવા મળો

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, *Rander*, Dist Surat

આફ્રીકાના એજન્ટ-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

નવેમ્બર
૧૯૪૨



તંત્રી
'નહુરીી' સદરી.

## અનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ–હિન્દ અને સીલોન રૂ ૪, બર્મા રૂ ૫ પરદેશ શી ૮

છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની તારીખ ૫ દરમીએ પ્રગટ થઇને તેજ દીવસે પોષ્ટ કરવામાં આવે છે રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે છે પત્રવ્યવહાર વેળા તે લખવા ચુકશો નહીં અંક નહી મળવાની ફરિયાદ હિંદના ગ્રાહકોએ તા ૨૫ણી સુધીમાં કરવી





# ઈસ્લામી શિક્ષણ

અ લાહ તઆલાના ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૨૧૯) જ્યારે મનુષ્યને સખ્તી પહોચે છે ત્યારે પોતાના પરવરદિગારને તેનાજ તરફ રજુ થઇને પોકારે છે ફરી જ્યારે ખુદા તેને પોતાના તરફથી કોઇ નેઅમત (સુખશાતી) આપે છે તો જે વાત માટે પ્રથમ તેને પોકારતો હતો તેને ભૂલી જાય છે અને અલ્લાહ માટે શરીકો ઠેરવે છે કે જેથી ખુદાના માર્ગથી (લોકોને) ભમાવે, તુ કહી દે પોતાના કુફ્ર સાથે થોડા દિવસ લહેર કરી લે (છેવટે) તુ દોઝખવાળાઓમાથી હશે (કુર્આન)

* * *

(૨૨૦) જ્યારે માણસને કઇ તકલીફ પહોચે છે તો અમને પોકારે છે ફરી જ્યારે અમે અમારા તરફથી તેને કોઇ નેઅમત બક્ષીએ છીએ તો તે કહે છે એતો મારી યુક્તિથી મને મળી છે, એમ નથી બલ્કે એનો એક અજમાયશ છે પરતુ ઘણા લોકો સમજતા નથી (કુર્આન)

* * * *

(૨૨૧) પોતાના પરવરદિગાર તરફ રજુ થઇ જાઓ અને તમારા ઉપર અઝાબ આવે તે પહેલા (ઇમાન લાવી) તેની તાબેદારી કરો (નહિ તો) ફરી કોઇ તમારી મદદે આવશે નહિ (કુર્આન)

* * * *

(૨૨૨) તમારા પરવરદિગારની પાસેથી તમારા તરફ જે બેહતર કલામ (કુર્આન) ઉતર્યુ છે તે પ્રમાણે ચાલો, એ પહેલા કે તમારા ઉપર અચાનક અઝાબ આવી રહે અને તમને ખબર ન હોય (કુર્આન)

* * *

(૨૨૩) (હે રસૂલ મારા તરફથી લોકોને) કહી દે હે મ્હારા તે બન્દાઓ જેમણે પોતાની જાન પર બેહદ ગુનાહ કર્યા છે ખુદાપાકની રહમતથી નિરાશ ન થાઓ, બેશક ખુદાપાક (પાછલા) સહુ ગુનાહ બક્ષે છે, બેશક તેજ (ગુનાહ) બક્ષનાર દયાળુ છે (કુર્આન)





## ઈસ્લામી શિક્ષણ

રસુલુલ્લાહ સલ્લ૦નુ ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૨૧૯) રસૂલુલ્લાહ સલ્લ૦એ ફરમાવ્યુ કે જ્યારે જન્નતવાળા જન્નતમા દાખલ થઈ જશે ત્યારે અલ્લાહ તઆલા ફરમાવશે તમો ઇચ્છો છો કે હુ તમને કઈ વધારે આપુ તો જન્નતવાળા કહેશે શુ તે અમારા મ્હો તેજસ્વી નહિ કર્યા? શું તે અમને જન્નતમા દાખલ નહિ કર્યો? અને અગ્નિથી અમને મુકિત નહિ આપી? આપે (સલ્લ૦) ફરમાવ્યુ કે ફરી પડદો ઉઠી જશે (એટલે ખુદાના દીદાર થશે) તો જન્નતની મળેલી કોઈ પણ નેઅમત પોતાના પરવરદિગારના દીદારથી વધુ પ્યારી લાગશે નહિ (મુસ્લિમ)

× × × ×

(૨૨૦) રસૂલુલ્લાહ સલ્લ૦એ ફરમાવ્યુ કે જ્યારે તમો ઝિલહજ્જનો ચન્દ્ર જુઓ અને તમારામાનો કોઇ કુરબાની કરવાનો વિચાર રાખતો હોય તો તેને જોઇએ કે પોતાના વાળ અને નખ (કાપવા)થી બાઝ રહે. (મુસ્લિમ)

× × × ×

(૨૨૧) રસૂલુલ્લાહ સલ્લ૦એ ફરમાવ્યુ કે જ્યારે તમારામાથી કોઇએ પોતાના ઈસ્લામને શણગાર્યું તો જે નેકી તે કરશે તે દસથી કે સાતસો ગણી લખાશે અને જે બદી તે કરશે તે જેટલી કરી છે તેટલીજ લખાશે એટલા સુધી કે ખુદાની મુલાકાત કરે (સહીહૈન)

× × × ×

(૨૨૨) રસૂલુલ્લાહ સલ્લ૦એ ફરમાવ્યું કે જ્યારે તુ કઈ અનાજ ખરીદે તો જ્યા સુધી તેને કબજે કરે નહિ (અને તોળી નહિ લે) ત્યા સુધી તુ તેને વેચ નહિ. (મુસ્લિમ)

× × × ×

(૨૨૩) રસૂલુલ્લાહ સલ્લ૦એ ફરમાવ્યુ કે જ્યારે અલ્લાહ કોઈ કોમ ઉપર અઝાબ નાખે છે તો જેટલા તે કોમમા હોય છે તે સર્વેને લાગે છે ફરી કિયામતમા પોતાની કરણી પ્રમાણે ઉઠાવવામા આવશે (સહીહૈન)

કહેવાય છે ક્રોધથી માણસ અંધ બને છે, ત્યારે તેને સારૂં નરસું કશું સુઝતું નથી હાલમા દેશમા મચી રહેલા ઉત્પાતો તેનું સરસ ઉદાહરણ છે સરકાર પર ગીસ વાળના પોસ્ટમેન પાસેથી કાગળો ઝુંટવીને બાળી દેવા કે ટપાલ પેટીમા આગ લગાડવી એ 'પાડાને રોગ ને પખાળીને ડામ' દેવા જેવું ગણાય તાર તોડવાથી કે રેલના પાટા તોડવાથી સરકાર કરતા પ્રજાનેજ વધુ નુકસાન થાય છે દેશનો વાહન વ્યવહાર ખોળાય તેથી લોકોનેજ વધુ અડચણ નડે છે ટ્રેન ઉંધી પડે તો તેમા પ્રજાનાજ માણસો મરે છે કંઇ સરકાર મરતી નથી ! અને બૉમ્બોના કેસમાય ઘણા ખરા બૉમ્બ બનાવનારાઓજ ઘવાય છે કે મરે છે આવું આંધળું ઝનૂન શા માટે ? આમ "ઓઝા ઓઝી લડે ને ગધેડીના કાન આમળવાથી" કંઇ લાભ થવાનો નથી સારાસારના વિવેક વિનાનું ઝનૂન દેશને બરબાદીના પંથે દોરી રહ્યું છે ને દોરશે



હોલીવુડમા કે હિંદની સીનેમા કંપનીઓમા વેશપલ્ટો કરવામા ઘણાય કુશળ નટો જોયા પણ સિંધી પ્રધાન મંડળના એક્ટરો આગળ તે બધાય ઝાંખા પડે છે અને તેમાંય ખાસ સર ગુલામ હુસેન હિદાયતુલ્લાહ તો વેશપલ્ટામા એક્ષપર્ટ સાબીત થઇ ગયા છે સિંધનું પ્રધાન મંડળ અસલથીજ નાટક જેવું વેશપલ્ટાનું સ્થાન હતુંજ પણ તેને સર ગુલામ હુસેન જેવાએ વધુ દીપાવ્યું છે એક પક્ષને છોડી બીજા પક્ષમા અને બીજા પક્ષને છોડી ત્રીજા પક્ષમા જવું એ ત્યાં રમત વાત મનાય છે સ્વતંત્ર હિંદુ પક્ષ, કૉંગ્રેસ પક્ષ, લીગ પક્ષ ને સ્વતંત્ર મુસ્લિમ પક્ષ, આ ચારે પક્ષમાથી ગમે તે આસામી ધોળે દાડે છુટા પડીને બીજાના તંબુમા જઇને બેસી શકે છે મતલબ કે કોઇ પણ સંજોગોમા પ્રધાનપદાની ખુરસીઓને વિધવા બનવા દેતા નથી ! સિંધ દેશ ભલે અરબી સમુદ્રમા જઇને પડે, સિંધી પ્રજા ભલે સિંધુ નદીમા જઇને પડે પણ પ્રધાનપદાની ખુરસીઓ સલામત રહેવી જોઇએ એ ત્યાના પળપળે પલ્ટાતા પ્રધાનોનું મૂખ્ય ધ્યેય હોય છે જનાબ ઝીણા જેવા મક્કમ વિચારના માનવીને પણ બબ્બેવાર હાથતાળી આપનાર સર ગુલામહુસેનની મુત્સદ્દીગીરી અથવા વેશપલ્ટાની કળા કોઇ પણ કળાપ્રેમી તરફથી અભિનંદનની હકદાર ઠરે છે અરે ! બિચારા અંગ્રેજો પણ અંજાઇ ગયા ને માણસ નીકળ્યા ને ! ખિતાબોને એક નિરર્થક પૂંછડા સમજીને તે ફગાવી દીધા પણ એ તો શિંગડા બનીને તેમનેજ ભેટ્યા ! 'ખિતાબ એ નિરર્થક વસ્તુ છે દાળના વધારમાય કામે આવતા નથી' એવું કોઈ હવે ન સમજે !



ઉગ્રતા—અમેરિકાના કેટલાક રાજદ્વારી દારૂ પેચથી અબુધ આસામીઓ, અને હિંદના "નહિ ત્રણમા નહિ તેરમા, ને છપ્પનના મેળામા" જેવા પત્રકારો ના માટે 'યુરોપમા બીજો મોરચો ઉભો કરો' 'બીજો મોરચો ઉભો કરો'ની બાંગો પોકારતા હતા ? જો કે ખરી રીતે જોતા મોરચા તો ચાર ચાર ઉભા છે ! છતા એમને ખબર નહિ હોય કે નવો મોરચો ઉભો કરવો તે માચડો ઉભો કરવા જેવું વિકટ કાર્ય છે પણ હવે તો શિયાળો આપોઆપ બીજા મોરચાનું કામ બજાવી લેશે ! રશાનલીન



પણ હવે બીજા મોરચા માટે અધિરાઇ નહિ રાખે કારણ કે સ્ટાલીનગ્રેડના રક્ષકોએ એવો બહાદુરીપૂર્વક એ નગરનો બચાવ કર્યો છે કે જગતની લડાઇઓના ઇતિહાસમાં રશિયનોની વીરતા અમર અંકાઇ ગઇ છે

અરે ખુદ અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટ અને તેમના પત્નિની સહીઓ સાથેનો સંદેશો રશિયનોની વીરતાના સર્ટિફિકેટ તરીકે વૉશિંગ્ટનથી મોસ્કો પહોંચી ગયો છે અને ચાલુ વરસની આખર સુધીમાં તો એ સંદેશા પર અમેરિકાના દસ લાખ માણસોની સહી થવાની છે હવે કહો હવે દસ દસ લાખ માણસ શાબાશીનો સંદેશો મોકલે બહાદુરીનું સર્ટિફિકેટ મોકલે પછી બીજા મોરચાની જરૂર ક્યાં રહી? દસ દસ લાખ માણસોની સહી થાય અને દસ લાખ સૈનિકો જેટલું ભૌતિક નહિ પણ નૈતિક બળ તો સાંપડ્યું ગણાયને? બસ હવે તો ટીમોસીંકો એ સંદેશાને માદળીયામાં મઢાવીને ગળામાં પોરવે એટલીજ વાર છે!

●

અમેરીએ જોયું કે હિંદ વિષનું બ્રિટીશ રોનું દ્રષ્ટિબિંદુ અમેરિકનોને સમજાવવામાં હેટવાળાઓ નિષ્ફળ નિવડે છે તેથી હવે ફેંટા-પાઘડીવાળાઓને મોકલ્યા છે-મોકલાઇ રહ્યા છે એક ફેંટાવાળો બાજપાઇ તો અમેરિકાની હવા ખાઇને જાણે ટાઢા બોળ જેવા થઇ ગયા તેથી ફેંટા-પાઘડી ને એસ નામ વાળા સાજ નીયાઓનો એક વરઘોડો અમેરિકામાં તો જોતરમાં રવાના થઇ રહ્યો છે સર રામસ્વામી મુદલીયર એમાં વરના બાપ બનવાના છે ને મહંમદ ઝફરૂલ્લાહ વગેરે સાથે જવાના કે ન ગાનો માના બેગમ શાહનવાઝ પણ જવાન છે જો દહીં ખાઇને અને સારા શુકન જોઇને નીકળે અને વચ્ચે કંઇ કાળી બિલાડી આડી નહિ ઉતરે તો જરૂર એ વરઘોડો સફળ થશે! અને કેમ ન સફળ થાય એમેરીના આશિર્વાદ પણ એમની સાથેજ હશેને? આતો થઇ હિંદી સરકારના મંડપની વાત પણ પેલા ડૉ. મુંજેએ પરદેશોમાં પોતાની હિંદુ મહાસભાનું ઢોલ વગાડવાને લોકોના કાન ઉઘડવા એક પ્રતિનિધિ મંડળ મોકલવાના છે આમ છે તો પછી લીગ શા માટે બાકી રહી જાય? લીગે પણ એક શુભેચ્છક મંડળ પરદેશોમાં મોકલવાનો ઇરાદો રાખ્યો છે

આમ રીતે જુદા જુદા ત્રણ ત્રણ આખા ડાઓ પરદેશોમાં જુદા જુદા જઇને પોતાની શક્તિ વેડફી નાખે અને સીમેન્ટના પ્લાસ્ટર પર છાણનું લીંપણ કરી આવે તેના કરતાં એ બધાય કસાયતના કસરતબાજો જેવું એક સરકસ બનાવી જગતને પોતાની શક્તિનો પરચો બતાવી વસ કરી આવે તો કેમ?

●

છતાં ઘીએ લુખ્ખુ કોણ ખાય? એક ગુજરાતી કોપાણી કહેવત છે આજે એ ઉપરથી એક બીજી કહેવત ઉપજાવી શકાય કે 'છતે પૈસે ભૂખે કોણ મરે?' આજે ઘણાય ગરીબોના હાથમાં રૂપિયા કે રૂપિયાની નોટ હોય છતાં પરચુરણને અભાવે ભૂખે મરવું પડે છે! દુકાનદાર પ્રથમ સવાલજ એ કરે છે કે પરચુરણ છે? જો પરચુરણ ન હોય તો તે માલ આપતો નથી મતલબ કે આજે રૂપિયા કરતાં પરચુરણનું મહત્વ વધી ગયું છે અને તે થોડાક માણસોની અંધાધૂંધીનુંજ પરિણામ છે જેમ પૈસાદાર લોકોએ ખાંડ ઘાસલેટ અનાજ, સણ આગપેટી વગેરેનો સંઘરો કરીને ગરીબોને વલખાં મારતા કરી દીધા



હના, તેમ અમૂક માણસોએ પરચુરણનો સંઘરો કરીને બીજાઓને પરચુરણ વગર ટળવળતા કરી દીધા છે. આપણા લોકોની આવી સ્વાર્થી સંઘરાવૃત્તિ ક્યારે અટકશે?

## આભાર

જે જે પત્રકાર મિત્રોએ તથા સંસ્થાઓએ મારી માતાના અવસાન અંગે નોંધ લીધી છે અને અમારા જે જે લેખક તથા કવિમિત્રો અને 'કારવાં'ના વાચકોએ મારી માતાના અવસાન બદલ દિલગીરી દર્શાવી મારી ઉપર દિલાસા પત્રો લખ્યા છે તે સર્વનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

—'બેકાર'

## દિલગીરીની નોંધ

અમને જણાવતા બેહદ દિલગીરી થાય છે કે ભાઈબંધ 'હુમદર્દ' અઠવાડિકના તંત્રી સૈયદ મોહમદ સહમનો ઈન્તેકાલ થયો છે (ઈન્ના) મર્હૂમ ભૂતપૂર્વ 'વફાદાર' અઠવાડિકના પણ તંત્રી હતા. એમના ગુજરી જવાથી મુસ્લિમ-ગુજરાતે એક ખામોશ તંત્રી ગુમાવ્યો છે. મર્હૂમ ધાંધલ ધરપચ વગર ખામોશ કાર્ય કરવામાં માનનારા હતા. મર્હૂમ પોતાની પાછળ વિશાળ કુટુંબ છોડી ગયા છે. ખુદા મર્હૂમને ગરીકે રહેમત કરે અને તેમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે! આમીન.

—તંત્રી








નોટ—અરજન્ટ વગરના સવાલ પુછી સમય બગાડશો નહીં ફતાવાના જવાબ માટે ટીકીટવાળુ કવર મોકલવુ તેમજ કવર પર પુરેપુ સરનામુ લખવુ

**સવાલ**—અહીં વ્યારામાં બે મસ્જિદો છે તે પૈકી ૧ માં પાચે વખત નમાઝ થાય છે અને જે મસ્જિદ જુમ્મા મસ્જિદના નામથી ઓળખાય છે ત્યાં ફકત જુમ્માની નમાઝ પઢવા માટે જાય છે માટે તેવી સુરતમાં જ્યાં દિવસમાં એક વખત પણ અઝાન થતી નથી, દીવસમાં એક પણ માણસ નમાઝ પઢવા માટે જતો નથી, તો એ મસ્જિદમાં જુમ્માની નમાઝ પઢવા જવાય કે કેમ? અને ગામમાજ મહોલ્લામાં એક મસ્જિદ છે જ્યાં પાચે વખત નમાઝ થાય છે અને નમાઝ પઢવા માટે મુકતદીઓ પણ આવે છે ત્યાં આ મસ્જિદમાં જુમ્માની નમાઝ પઢવી કે જ્યાં દિવસમાં એક વખત પણ અઝાન થતી ન હોય ત્યાં પઢવી?

**જવાબ**—જે મસ્જિદ મ્હોટી હોય અને જેમાં લોકો વધુ સમાઇ શકે તેમાં એક મ્હોટી જમાઅતથી નમાઝ પઢવી જોઇએ અને એજ શરીઅતની ફરજ છે અને એમાંજ મુસલમાનોનો મ્હોટો લાભ સમાયેલો છે, પરંતુ નાહક તકરાર થવી ન જોઇએ જો મતફેર પડે તો વારાફરતી બન્ને મસ્જિદોમાં જુમ્માની નમાઝ પઢવામાં આવે અને હનફી મઝહબ પ્રમાણે શહેર અને કસ્બા સિવાય નાના ગામડામાં જુમ્માની નમાઝ થતી નથી (દુર્રે મુખ્તાર, ઇમદાદુલ ફતાવા) એ વિષે વધુ ખુલાસો દરકાર હોય તો ગુજરાતી ફતાવા આરેફિયહ અશરફી વઢમાં વિગત જોઇ લેશો

**સવાલ**—મારા મનમાં બહુજ ખરાબ વિચારો આવે છે અને તે વિચારો એટલા બધા ખરાબ થાય છે કે ઘણી વખતે કુફ્રમાં દાખલ થઇ જાય છે આવા વિચારોથી હું હમેશાં દિલગીર રહું છું મહેરબાની કરીને કોઇ એવી ચીજ પઢવાની અથવા અમલ કરવાની બતાવો, કે જેથી મારા મનમાં કદી પણ ખરાબ વિચારો આવે નહિ નમાઝમાં પણ આવાજ વિચારો આવ્યા કરે છે અને ઘણી વખતે નમાઝ તોડીને બીજી-ત્રીજી વખતે પઢવી પડે છે અને હું બહુજ વહેમી છું માટે એવી કોઇ ચીજ બતાવો કે જેથી મારૂ દિલ પાક સાફ થઇ જાય અને કોઇ પણ ખરાબ વિચારો આવે નહિ

**જવાબ**—ખુદાપાક ઉપર પુરો ભરોસો રાખો અને એવા વહેમી ખ્યાલો પર ધ્યાન આપો નહિ, ગુન્હાઓથી બચો વધુ પ્રમાણમાં ઇસ્તિગફાર પઢ્યા કરો દિલની કમઝોરીને લઇ ખરાબ ખ્યાલ અને ગભરાટ પેદા થાય છે માટે કોઇ

સાગ હકીમગા બીમારીનો ઇલાજ પણ કરશો ઇન્શાઅલ્લાહ જાહેર અને બાતેન દુરસ્ત થઇ જશે

**સવાલ**-વરસાદ ઘણોજ વરસતો હોય અને તે બંધ રહેવાની આશા ન હોય તે વખતે યાસીન શરીફ પઢી અને દરેક મોમીન ઉપર સાત વખતે ઇશાની નમાઝ પછી અઝાન દેવી એનો સબુત કઇ કિતાબથી છે તેનો ખુલાસો લખી જણાવશો

**જવાબ**-વરસાદ ઘણોજ થતો હોય અને બંધ ન પડે જેથી નુકસાન થતું હોય તો તે બંધ પડવા માટે દુઆ કરવી જોઇએ સહીહ બુખારીમા છે કે હઝરત (સ૦અ૦)ના મુબારક ઝમાનામા એક વેળા બીલકુલ વરસાદ થયો ન હતો અને વરસાદની જરૂરત હતી તો જુમ્માના દીવસે હઝરત (સ૦અ૦) ખુત્બો પઢી રહ્યા હતા, તો એક સહાબી (રદી૦)એ અરઝ કરી કે વરસાદની ઘણી જરૂરત છે માટે આપ દુઆ ફરમાવો ત્યારે આપની દુઆથી વરસાદ ઘણોજ વરસ્યો અને બારે પણી પાણી થઇ ગયું ત્યારે બીજી જુમ્માના દિવસે ખુત્બા વખતે તેજ સહાબી (રદી૦)એ અરઝ કરી કે સરકાર હવે વરસાદ બંધ પડવાની દુઆ કરો, કારણ કે વરસાદ ઘણોજ થયો છે, ત્યારે આપે વરસાદ બંધ પડવાની દુઆ માગી તો વરસાદ બંધ પડી ગયો માટે એવી હાલતમા લોકો નમાઝ બાદ ખુદાની જનાબમા દુઆ ગુજારે કે વરસાદ બંધ પડી જાય, અને એ સમયે ઇશાની નમાઝ બાદ યાસીન શરીફ પઢવું ને દરેક મોમીન ઉપર અઝાન આપવી કાઇ માતબર કિતાબની મઝબૂત રિવાયત વિષે અમારી જાણમા નથી

**સવાલ**-કિતાબોથી સાબીત છે કે મૈયતને કબરમા દફનાવ્યા પછી તેનો હિસાબ લેવાય છે પરન્તુ કોઇ માણસ ઘરમા બે દિવસ સુધી મરેલી હાલતમા રહે છે અને ત્રીજે દિવસે જાણ થતા તેને કબરમા દફનાવે તો તેનો હિસાબ કબરમા થશે કે ઘરમા થયા હશે?

**જવાબ**-આ વાત સહીહ હદીસોથી સાબિત છે કે કબરમા મુર્દાહને સવાલ કરવામા આવે છે અને જે માણસ દરિયામા મરે છે તેને દરિયામાજ સવાલ કરવામા આવે છે અને જે જંગલમા અથવા કોઇ પણ જગ્યાએ ખુશ્કી પર મરે છે અને દફન કરવામા આવ્યો ન હોય તો તેને ત્યાંજ સવાલ કરવામા આવે છે સહીહ બુખારી શરીફની હદીસ છે કે બની ઇસરાઇલમાંથી એક માણસે ખુદાનો ખોફ ખાઇ પોતાની ઔલાદને વસીયત કરી હતી કે હું જ્યારે મરી જાઉં તો મને બાળીને મારી રાખનો અમુક ભાગ દરિયામા નાખવો અને અમુક ભાગ ઉડાવી દેવો તો જ્યારે તે માણસ મરી ગયો તો તેની ઔલાદે તેની વસીયત પ્રમાણે એમજ કર્યું ત્યારે અલ્લાહપાકે પોતાના હુકમથી તેની રાખ ભેગી કરાવી અને તેનાથી સવાલ પૂછવામા આવ્યા મતલબ કે અલ્લાહ પાક કાદિરે મુત્લક છે બધી જગ્યાએ સવાલ કરવા પર તાકત ધરાવે છે માટે એ બાબતમા લાંબી બહસ કરી અને ઉંડાણમા ઉતરવું કાંઇ પણ લાભ કારક નથી પરન્તુ એટલો અકીદો ઝરૂર રાખવો જોઇએ કે મુર્દાહને સવાલ-જવાબ ઝરૂર થાય છે શેખ જલાલુદ્દીન સયૂતી (રહે૦)એ પોતાની કિતાબ 'શર્હુસ્સુદૂર''મા એ વિષે ઘણી વિગતથી વિવેચન કર્યું છે જેનો ટુંકમા આ જરૂરી ખુલાસો લખવામા આવ્યો છે

**સવાલ**-સજદએ તિલાવત કેવી રીતે કરવો અને તેનો શું હુકમ છે? જરૂરી છે કે નહી



અને કેમ કરવો જોઇએ? એ બાબતનો હુકમ લખી જણાવશો.

જવાબ—કુરઆન શરીફમાં ૧૪, આયતો છે તેના પઢવાથી અને સાંભળવાથી સજદએ તિલાવત વાજિબ થાય છે જો પઢનાર એકજ આયતને એકજ જગ્યાએ વારંવાર પઢે તો છેવટમાં એકજ સજદો વાજિબ થશે અને આયત બદલશે તો બીજો સજદો લાગુ પડશે અને આયત એકજ પઢશે અને જગ્યા બદલતો રહેશે તો જેટલી જગ્યા બદલી હશે તેટલાજ સજદા કરવા પડશે નમાઝમાં ઇમામે આયતે સજદહ પઢી હશે તો ઇમામ અને મુકતદીઓ પર સજદએ તિલાવત વાજિબ થશે મુકતદીના પઢવાથી કોઇ પર વાજિબ થતો નથી નમાઝમાં કે નમાઝ બહાર એ વાજિબને અદા કરવું ઝરૂરી છે તકબીર ગુન્હેગાર થશે ઉભા રહી તકબીર કહીને સજદો અદા કરે અને તકબીર કહીને સજદાથી ઉઠે હાથ કાનો સુધી ઉઠાવ્યા વગર અને અત્તહીયાત અને સલામ વગર કિબ્લા તરફ સજદો કરે તેમજ વઝુ સહીત સજદએ તિલાવત કરવો જરૂરી છે તુરત અદા કરવો બેહતર છે થોડીવાર પછી કરવાથી વાંધો નથી પરંતુ વધારે વાર લગાડવી મકરૂહ છે તેમજ પઢતી વેળા આયતે સજદાની તિલાવત ન કરવી મકરૂહ છે બીજા લોકો પર વાજિબ ન થાય તે ખ્યાલથી તિલાવત કરનાર આયતે સજદહને ધીમે દિલમાં પઢી શકે છે એ વગેરેક અમર કેઇ બાબત પુછવી દરકાર હોય તો લખી જણાવશો બાકી રહેલી સુરતનો પણ વિગતવાર જવાબ લખી મોકલવામાં આવશે. (બદરે હિદાયત)





તો તેઓ પોતાનીજ દાખનો લે. કેટકેટલીવાર તેમણે ઇદો ઉજવીને ઇદી અને એવો મેળવી છે પરણ્યા પહેલા અને પરણ્યા પછી તેઓ બની ઠની ઇદને દહાડે "સુસરાલ" જતા હતા અને ત્યાંથી પેટ અને ખીસ્સાનો ખાડો પુરી લાવતા હતા તે શુ ભૂલી ગયા ક!

ઇદને છોકરી સમજવાની તેમની મનોદશા, ઇકબાલી વાણીમા કહીએ તો **"આધુનિક લેખકના દિમાગ પર સ્ત્રી સવાર છે"** નું સુદર ઉદાહરણ પુરૂ પાડે છે, એથી વધુ કહેતા મને એબ લાગે છે!

ઇદ વિષેના તેમના ઉપલા બન્ને દ્રષ્ટિબિંદુ વાચી ધર્મચુસ્ત મુસ્લિમો તેમને ઉર્દૂ નિયાઝ ફતહપુરીની ગુજરાતી આવૃત્તિ તરીકે કલ્પતા જાય તો નવાઇ નહિ પણ મારે એ અજાણ્યા ગાને ઉતરવુ ન જોઇએ

° ° °

સુરતના મુસ્લિમ વિદ્યાર્થીઓનું ચાલુ સાલનુ વાર્ષિક પ્રકાશન "ધ ક્રેસન્ટ" એક મિત્ર મને જોવા માટે આપી ગયા છે એની કિંમતની એના કદ સાથે નિરાશી કરી જોતા આ મોંઘવારીમા તેમણે 'ગઝબ' કર્યો કે એમ સહસા બોલી દેવાયુ પણ મ્હારા આ પહેલીવારના 'ગઝબ' શબ્દનો અર્થ તેમની સાહસિકતાની પ્રસંશા તરીકે તેઓ ગણે કેમકે મારે બીજીવાર પણ 'ગઝબ' કર્યો છે એમ લાચારીએ કહેવુ પડે છે આ બીજી વારના 'ગઝબ'નો અર્થ 'જુલ્મ' સમજવાનો છે અને એ જુલ્મ ગુજરાતી વિભાગના તંત્રી ભાઇ 'બેખુદ' કરેલો છે આ જુલમનુ સ્પ- ષ્ટીકરણ એટલે જનાબ "બેખુદ"નુ "પરિચય- પરિમલ-પરખ,-પુષ્પપ્રકરણ" અગાધ અને કાગળ નો એ વધુ પડતો વ્યય કેટલેક સ્થળે તો "મોઢુ નાનુ ને નાક મોટુ"ની પેઠે લેખ કરતા પરિચય લાંબો કરીને તેમણે કર્યો છે વળી ભાષાશુદ્ધિની બીમ્નઓને નસોદન કરના એ ભાઇ ('નવચેતન' અને બીજા માસિકોમા લખતા હોવા છતા)ના પોતાના લેખમા "કાચ્ચા, પાક્કા, થલી, વાદલા, રૂપાલા, જેવા અશુદ્ધ શબ્દો છે એ શુ કહેવાય? મારે આટલુ જ કહેવાનુ છે એમ નથી, પણ હુ વધુ કહીશ તો વિદ્યાર્થી મિત્રો પર મે "ગઝબ" કર્યો લેખાશે માટે આટલુંજ બસ

° ° °

"નવચેતન"ના ઓકટોબર અંકમા એક નવલિકા છપાઈ છે એ નવલિકાનુ નામ છે "પટાક-પટાક" નવા વિષયો અને નવા તખ્ખલુસોની શોધખોળ સાથે નવા નવા મથા ળાઓ શોધવામા, આપણો લેખક વર્ગ કેટલી જહેમત લઇ રહ્યો છે, અને તેની રસિકતા કઈ તરફ ઘસડાઇ રહી છે-તે આવા નવન નામોથી સહેજે જાણી શકાય છે હુ ધારૂ છુ કે હવે પછી તે લેખકની વાર્તાનું નામ હશે "ખટાક, ખટાક" એના પછી આવશે ટાક, ટાક, પછી વળી ઢાક, ઢાક, અને એ કાફિયા પુરા થતા હોય વળી બીજી ઢબ "આવ, આવ" જાવ, જાવ, ખાવ, ખાવ, વગેરે

'કારવાં' સબધ ચાલુ વર્ષના પહેલા અંકમા જે અપીલ કરવામા આવી હતી તે તરફ ઝાઝુ લક્ષ દેવાયુ નથી બહારગામનો વ્યવહાર બધ થતા અને પરદેશીનો વ્યવહાર કપાતા 'કારવાં'ને ફક્ત ગુજરાત પરજ નભવાનું રહ્યુ છે કાગળોની અનહદ મોંઘવારીને લીધે ખપ પુરતાજ અંકો કાઢીએ છીએ જેથી છુટક કૉપી ખરીદનારાઓને છેલ્લા બે માસમા અમારે નિરાશ કરવા પડ્યા છે તો છુટક કૉપી ખરીદનારાઓને વિનતિ છે કે વરસ દિવસનુ લવાજમ ભરી કાયમના ગ્રાહક બની જાય અને કારવાના વાચકો તથા હમદર્દ મિત્રોને ભલામણ છે કે તેઓ ગ્રાહકો વધાર- વાની કોશિશ કરી ચાલુ મોંઘવારીમા ટકી રહેવા જેટલા 'કારવા'ના પગ મજબૂત કરે

—તંત્રી



# સુલતાના ચાંદ બીબી

લખનાર "મઝાક" (જલુસર)

સુલ્તાના ચાંદબીબી, હુસેન નિઝામ શાહની પુત્રી થાય ચાંદબીબીનુ લગ્ન સુલ્તાન અદિલશાહ જોડે નક્કી થયુ અને અદિલશાહની બ્હેન સુલતાના હદિયાનુ લગ્ન નિઝામ શાહના પુત્ર મુરતુઝા જોડે નક્કી થયુ આ પ્રમાણે નિઝામ અને આદિલશાહને સગપણ થયુ. નિઝામશાહે ચાંદબીબીના જહેઝ તરીકે શોલાપુર આપ્યુ લગ્ન વખતે અહમદનગર અને બીજાપુરને ઘણાજ શણગારવામા આવ્યા હતા ચાંદબીબીએ બીજાપુરની રૌનક વધારી ત્યારે હદિયાએ અહમદનગરની રૌનક વધારી

અહમદનગરના સુલતાન હુસેન નિઝામ શાહને અને અદીલશાહને આ સગપણ થયા પહેલા ઘણીજ દુશ્મનાવટ હતી આદિલશાહે હિ ૯૬૭ ઈ ૧૫૬૦ મા અહમદનગર હતી નિઝામશાહને હરાવ્યો હતો બીજી બાજુ આદિલશાહે પોતાની પહેલી ઔરતની દિકરી જમાનબીબીની શાદી ગોલકોંડાના સુલતાન કુતુબશાહ જોડે કરીને પોતાની તરફેણમા લઈ લીધો એટલે નિઝામ એકલોજ રહ્યો જેથી તે ફરીથી સામનો ન કરી શકયો ઈબ્રાહીમ કુતુબશાહે અહમદનગર અને બીજાપુરના સુલ્તાનો વચ્ચે મેળાપ સ્થાપી તકરારનુ મૂળ મારી નાખ્યુ

બીજાપુરનો કિલ્લો પહેલા ઈબ્રાહીમ આદિલશાહે બનાવ્યો હતો અલી આદિલશાહને કોઈ પુત્ર ન હોવાથી પોતાના ભત્રીજા ઈબ્રાહીમને ગાદી વારસ ઠ સ ૧૫૭૦મા ઠેરવ્યો બીદરના સુલતાન અલી બીદરની બેગમ તાજ બીબી જે આદિલશાહની ખીદમત થાય તેના મરણ બાદ જહેઝ બીદરમા હતુ તેને આદિલશાહે મગાવ્યુ જેથી બીદરના રાજા અલી બીદરે થોડુ પાછુ મોકલ્યુ અને ઝવેરાત મોકલ્યા નહીં જહેઝ જોડે બે ગુલામો પણ પાછા મોકલ્યા આદિલશાહે તેમાથી એક ગુલામને પોતાની ખાસ મહેલમા બોલાવ્યો તે ગુલામે મોકો મેળવી આદિલશાહની પીઠમા ખંજર મારી મારી નાખ્યો બાદ તે ગુલામને પણ પકડી મારી નાખવામા આવ્યો પછી સર્વએ મળી કમાલુદીન ફતેહઉલ્લાને વઝીર ઠેરવ્યો કારણકે સુલતાનનો ભત્રીજો ઈબ્રાહીમ નાનો હતો કમાલુદીન મુરતુઝાખાન મનનીજ ખાન વગેરેએ મળી શેહઝાદા ઈબ્રાહીમને ગાદી ઉપર બેસાડયો આ બાજુ મશહુર થયુ કે મુનસફ કામિલખાનની દગાબાજીથી સુલતાન આદીલશાહનુ ખૂન થયુ છે પણ કામિલખાનનુ જોર વધારે હોવાથી કોઈ બોલી શકયુ નહિ આ બાજુ કામિલખાને રાજની લગામ હાથમા લીધી અને મહારાજા બીજા ઈબ્રાહીમશાહને તેની કાકી સુલતાના ચાંદબીબીને સુપ્રત કરવામા આવ્યો અને તેની તાલીમ માટે દેખરેખ રાખવામા આવી એમ કરતા કરતા એણે પોતાનો પગપેસારો સારા કર્યો અને જમાવટ પણ સારી કરી પોતાનો કાબૂ મજબૂત કર્યો પછી ધીમે ધીમે કામિલખાન રૈયત ઉપર જોરજુલમ કરવા લાગ્યા ઘણાની જાગીરો લુંટી પોતાનુ ઘર ભરવા માંડ્યુ. અને પછી સુલતાના ચાંદબીબીથી પણ ખુલ્લે ખુલ્લી અદાવત કરવા લાગ્યો

કામિલખાનના જુલમથી પ્રજા સરદારો તેમજ રૈયત ચાંદબીબી તરફ થઈ ગઈ જેથી

ચાદબીબીએ હાજી કિશ્વરખાનને કહેવડાવ્યું કે (કે જે વકીલ કમાલખાનનો પુત્ર હતો) "શું તમે મર્દ થઇ ચુડીઓ પહેરી બેઠા છો કે એક ગુલામ કામિલખાનથી ડરો છો બદલો લેવા તૈયાર થાવ નહિ તો હું આ ચુડીઓ મોકલું છું તે પહેરી લ્યો" આ વાત સાંભળતાંજ તેને શૂર ચડયું અને બદલો લેવા તૈયાર થયો લશ્કર ભેગું કરી કિશ્વરખાન લાલ મહેલમાં કામિલખાન જ્યાં દરબાર ભરીને બેઠો હતો ત્યાં ઘુસી ગયો એને આવતો જોઇ કામિલખાન દરબાર છોડી પલાયન થઇ ગયો અને છુપા રસ્તે થઈ પોતાને મકાને ચાલ્યો ગયો આ બાજુ તપાસ કરતા મહેલમાં માલુમ ન પડવાથી કિશ્વરખાન લશ્કર લઇ તેના મકાને પહોંચ્યો પોતાના મકાન તરફ લશ્કર આવતું જોઇ કામિલખાન અહમદનગર તરફ નાસી છૂટયો પણ તેને કિશ્વરખાનના લશ્કરે રસ્તામાં પકડી પાડયો અને ત્યાં તે એકલો લડી મરણ પામ્યો એણે પોતાની હુકૂમત બે મહીના અને વીસ દિવસ ભોગવી. જુનમથી કરી બાદ પાંચ છ જણાની મીટીંગ મળી કે હવે કામિલખાનની જગ્યાએ કોને મૂકવો? આ બે ચનાણુમાં સર્વે અંદર અંદર લડી પડયા છેવટે પોતાના જોરથીજ અફઝલખાન કાયમ રહ્યો હવે તમામ હુકૂમત કિશ્વરખાનની પાસેજ હતી, અફઝલખાનની જોડે મળીનેજ એ કામ કરતો હતો

બીજી બાજુ મુરતુઝા નિઝામશાહ અને કુતુબશાહ બીજાપુર માટે ગીધ માફીનેજ બેઠા હતા બન્નેએ બીજાપુર ઉપર ચઢાઇ કરી અફઝલખાને અને કિશ્વરખાને મળી બન્નેને હરાવ્યા લશ્કરને જે માલ લડાઇમાં મળ્યો હતો તે માલ કિશ્વરખાને પોતાના હુકમથી બીજાપુર મંગાવી લીધો, જેથી લશ્કરે એક કાગળ ચાદબીબી સુલતાનાને લખ્યો કે "હવે અમે કિશ્વરખાનથી નારાજ છીએ માટે બંકાપુરના સુબા મુરતુઝાખાનને બોલાવીને નાયબ બનાવો." ચાદબીબીએ તે પ્રમાણે કર્યું મુરતુઝાખાનને બીજાપુર બોલાવ્યો, કિશ્વરખાનને આ ખબર પડતાંજ તેને પકડી મરાવી નાખ્યો આ બાજુ ચાદબીબી સલ્તનતની લગામ પોતાના હાથમાં કરવા માગતી હતી ત્યારે બીજી બાજુ કિશ્વરખાન જાણતો હતો કે રાજની લગામ ચાદબીબી પાસે જશે તો આપણે કાંઇજ કામના રહીશું નહી તેથી કિશ્વરખાને હુકમ આપ્યો કે રાજમહેલ ખાલી કરી આપો ચાદબીબીએ ખાલી કરવા ઇન્કાર કર્યો, જેથી દાસીઓને મોકલી પકડી મંગાવી અને સતારાના કેદખાનામાં ચાદબીબીને મોકલી આપી આ બાજુ જ્યારે રૈયતે જાણ્યું ત્યારે એક માતમ બરપા થઇ ગયું સરદાર ઇખ્લાસખાન અને દૌલતખાને લશ્કર લઇ કિશ્વરખાન ઉપર હુમલો કરી નસાડી દીધો તે નાસીને અહમદનગર ગયો ત્યાં પણ રયતે તેને ટકવા ન દીધો જેથી ગોલકોંડા તરફ નાસ્યો પણ રસ્તામાં તેને મારી નાખવામાં આવ્યો બાદ ઇખ્લાસખાનને વઝીર બનાવવામાં આવ્યો ચાદબીબીને સતારાના કિલ્લામાંથી ઇઝઝત સાથે બીજાપુર લાવવામાં આવી જ્યારે દીલાવરખાનની વઝીરાત આવી ત્યારે તેણે બીજાપુર, અહમદ નગર અને ગોલકોંડા વચ્ચે પાછો સબંધ જોડી દીધો બીજાપુરના બાળરાજા ઇબ્રાહીમની શાદી ગોલકોંડાના રાજા કુતુબશાહની પુત્રી ચાદ સુલતાનાની જોડે અને ઇબ્રાહીમ આદિલશાહની બહેન ખદીજા સુલતાનાની શાદી અહમદનગરના રાજા મુરતુઝા નિઝામશાહના



# સુલ્તાના ચાંદ બીબી

લખનાર "મઝાક" (જ ણુસર)

સુલ્તાના ચાદબીબી, હુસેન નિઝામ શાહની પુત્રી થાય ચાદબીબીનુ લગ્ન સુલ્તાન અદિલશાહ જોડે નક્કી થયુ અને અદિલશાહની બ્હેન સુલ્તાના હદિયાનુ લગ્ન નિઝામ શાહના પુત્ર મુરતુઝા જોડે નક્કી થયુ આ પ્રમાણે નિઝામ અને આદિલશાહને સગપણ થયુ. નિઝામશાહે ચાદબીબીના જહેઝ તરીકે શોલાપુર આપ્યુ લગ્ન વખતે અહમદનગર અને બીજાપુરને ઘણાજ શણગારવામા આવ્યા હતા ચાદબીબીએ બીજાપુરની રૌનક વધારી ત્યારે હદિયાએ અહમદનગરની રૌનક વધારી

અહમદનગરના સુલ્તાન હુસેન નિઝામશાહને અને આદીલશાહને આ સગપણ થવા પહેલા ઘણીજ દુશ્મનાવટ હતી આદિલશાહે હિ ૯૬૭ ઈ ૧૫૬૦ મા અહમદનગર જીતી નિઝામશાહને હરાવ્યો હતો બીજી બાજુ આદિલશાહે પોતાની પહેલી ઔરતની દિકરી જમાનબીબીની શાદી ગોલકોન્ડાના સુલ્તાન કુતુબશાહ જોડે કરીને પોતાની તરફેણમા લઈ લીધો એટલે નિઝામ એકલોજ પડ્યો જેથી તે ફરીથી સામનો ન કરી શક્યો ઇબ્રાહીમ કુતુબશાહે અહમદનગર અને બીજાપુરના સુલ્તાનો વચ્ચે મેળાપ સ્થાપી તકરારનુ મૂળ કાઢી નાખ્યુ

બીજાપુરનો કિલ્લો પહેલા ઇબ્રાહીમ આદિલશાહે બનાવ્યો હતો અલી આદિલશાહને કોઇ પુત્ર ન હોવાથી પોતાના ભત્રીજા ઇબ્રાહીમને ગાદી વારસ ઇ સ ૧૫૭૯મા ઠરાવ્યો બીદરના સુલ્તાન અલી બીદરની બેગમ તાજ બીબી, જે આદિલશાહની બ્હેન થાય, તેના મરણ બાદ જહેઝ બીદરમા હતુ તેને આદિલશાહે મગાવ્યુ જેથી બીદરના રાજા અલી બીદરે થોડુ પાછુ મોકલ્યુ અને ઝવેરાત મોકલ્યાજ નહીં જહેઝ જોડે બે ગુલામો પણ પાછા મોકલ્યા આદિલશાહે તેમાંથી એક ગુલામને પોતાની ખાનગી મહેલમા બોલાવ્યો તે ગુલામે મોકો મેળવી આદિલશાહની પીઠમા ખંજર મારી મારી નાખ્યો બાદ તે ગુલામને પણ પકડી મારી નાખવામા આવ્યો પછી સર્વેએ મળી કમાલુદીન ફતેહદિનાને વકીલ ઠેરવ્યો કારણકે સુલ્તાનનો ભત્રીજો ઇબ્રાહીમ નાનો હતો કમાલુદીન મુરતુઝાખાન મનનીજ ખાન વગેરેએ મળી શેહઝાદા ઇબ્રાહીમને ગાદી ઉપર બેસાડ્યો આ બાજુ મશહુર થયુ કે મુનસફ કામિનખાનની દગાબાજીથી સુલ્તાન આદીલશાહનુ ખૂન થયુ છે પણ કામિનખાનનું જોર વધારે હોવાથી કોઈ બોલી શક્યુ નહિ આ બાજુ કામિનખાને રાજની લગામ હાથમા લીધી, અને બાળરાજા બીજા ઈબ્રાહીમશાહને તેની માસી સુલતાના ચાદબીબીને સુપ્રત કરવામા આવ્યો અને તેની તાલીમ માટે દેખરેખ રાખવામા આવી એમ કરતા કરતા એણે પોતાનો પગપેસારો સારો કર્યો અને જમાવટ પણ સારી કરી પોતાનો પાયો મજબૂત કર્યા પછી ધીમે ધીમે કામિલખાન રૈયત ઉપર જોરજુલમ કરવા લાગ્યા ઘણાની જાગીરો લુંટી પોતાનુ ઘર ભરવા માડ્યુ, અને પછી સુલ્તાના ચાદબીબીથી પણ ખુલ્લે ખુલ્લી અદાવત કરવા લાગ્યો

કામિલખાનના જુલમથી ઘણા સરદારો તેમજ રૈયત ચાદબીબી તરફ થઇ ગઇ જેથી

ચાદબીબીએ હાજી કિશ્વરખાનને કહેવડાવ્યુ કે (કે જે વકીલ કમાલખાનનો પુત્ર હતો) "શુ તમે મર્દ થઇ ચુડીઓ પહેરી બેઠા છો કે એક ગુ'મી કામિલખાનથી ડરો છો બદલો લેવા તૈયાર થાવ નહિ તો હું આ ચુડીઓ મોકલુ છુ તે પહેરી લ્યો" આ વાત સાભળતાજ તેને શૂર ચઢ્યુ અને બદલો લેવા તૈયાર થયો લશ્કર ભેગુ કરી કિશ્વરખાન લાલ મહેલમા કામિલખાન જ્યા દરબાર ભરીને બેઠો હતો ત્યા ઘુસી ગયો એને આવતો જોઇ કામિલખાન દરબાર છોડી પનાયન થઇ ગયો અને છુપા રસ્તે થઇ પોતાને મકાને ચાલ્યો ગયો આ બાજુ તપાસ કરતા મહેલમા માલુમ ન પડવાથી કિશ્વરખાન લશ્કર લઇ તેના મકાને પહોચ્યો પોતાના મકાન તરફ લશ્કર આવતુ જોઇ કામિલખાન અહમદનગર તરફ નાસી છૂટયો પણ તેને કિશ્વરખાનના લશ્કરે રસ્તામા પકડી પાડયો અને ત્યા તે એકલો લડી મરણ પામ્યો એણે પોતાની હુકૂમત બે મહીના અને વીસ દિવસ જોર-જુલમથી કરી બાદ પાચ ૭ જણાની મીટીંગ મળી કે હવે કામિલખાનની જગ્યાએ કોને મૂકવો? આ બેચનાણુમા સર્વે અદર અદર લડી પડ્યા છેવટે પોતાના જોરથીજ અફઝલ ખાન કાયમ રહ્યો હવે તમામ હુકૂમત કિશ્વર ખાનની પાસેજ હતી, અફઝલખાનની જોડે મળીનેજ એ કામ કરતો હતો

બીજી બાજુ મુરતુઝા નિઝામશાહ અને કુતુબશાહ બીજાપુર માટે મીટ માડીનેજ બેઠા હતા બન્નેએ બીજાપુર ઉપર ચઢાઇ કરી અફઝલખાને અને કિશ્વરખાને મળી બન્નેને હરાવ્યા લશ્કરને જે માલ લડાઇમા મળ્યો હતો તે મલ કિશ્વરખાને પોતાના હુકમથી બીજાપુર મગાવી લીધો, જેથી લશ્કરે એક કાગળ ચાદબીબી સુલ્તાનાને લખ્યો કે "હવે અમે કિશ્વર ખાનથી નારાજ છીએ માટે બકાપુરના સુબા મુરતુઝાખાનને બોલાવીને નાયબ બનાવો" ચાદબીબીએ તે પ્રમાણે કર્યું મુરતુઝાખાનને બીજાપુર બોલાવ્યો, કિશ્વરખાનને આ ખબર પડતાજ તેને પકડી મરાવી નાખ્યો આ બાજુ ચાદબીબી સલ્તનતની લગામ પોતાના હાથમા કરવા માગતી હતી ત્યારે બીજી બાજુ કિશ્વરખાન જાણતો હતો કે રાજની લગામ ચાદબીબી પાસે જશે તો આપણે કાઇજ કામના રહીશુ નહી તેથી કિશ્વરખાને હુકમ આપ્યો કે રાજમહેલ ખાલી કરી આપો ચાદબીબીએ ખાલી કરવા ઇન્કાર કર્યો, જેથી દાસીઓને મોકલી પકડી મગાવી અને સતારાના કેદખાનામા ચાદબીબીને મોકલી આપી આ બાજુ જ્યારે રૈયતે જાણ્યુ ત્યારે એક માતમ બરપા થઇ ગયુ સરદાર ઇખ્લાસખાન અને દૌલતખાને લશ્કર લઇ કિશ્વરખાન ઉપર હુમલો કરી નસાડી દીધો તે નાસીને અહમદનગર ગયો ત્યા પણ રયતે તેને ટકવા ન દીધો જેથી ગોલકોડા તરફ નાઠો પણ રસ્તામા તેને મારી નાખવામા આવ્યો બાદ ઇખ્લાસખાનને નાયબ બનાવવામા આવ્યો ચાદબીબીને સતારાના કિલ્લામાથી ઇજ્જત સાથે બીજાપુર લાવવામા આવી જ્યારે દીલાવર ખાનની વઝીરાત આવી ત્યારે તેણે બીજાપુર, અહમદ નગર અને ગોલકોડા વચ્ચે પાછો સબધ જોડી દીધો બીજાપુરના બાળરાજા ઇબ્રાહીમની શાદી ગોલકોડાના રાજા કુતુબશાહની પુત્રી ચાદ સુલ્તાનાની જોડે અને ઇબ્રાહીમ આદિલશાહની બહેન ખદીજા સુલ્તાનાની શાદી અહમદનગરના રાજા મુરતુઝા નિઝામશાહના



શાહઝાદા જોડે કરી આપી જેથી ફરીથી આ બન્ને રિયાસતો જોડે સગપણ થયુ

ઇબ્રાહીમ નિઝામશાહના મરણ પછી અહમદનગરમા અંધાધુંધી ચાલવા લાગી ત્યાના સિપેહસાલાર મંજુખાને કબજો કરવાનો ઇરાદો રાખ્યો પણ તે કામયાબ થયો નહી જેથી તે નાસી જઇ દીલ્હીના બાદશાહના શેહઝાદા મુરાદને અહમદનગરનો કબજો લેવા લખ્યું જેથી મુરાદ લશ્કર લઇ નીકળ્યો ચંદબીબી બીજાપુરથી અહમદનગર ગઇ કારણકે ઇબ્રાહીમ નિઝામશાહ પોતાનો ભાઈ થતો હતો જેથી તેના રાજની હિફાઝત અને બાળરાજાની હિફાઝત માટે ગઇ ત્યા જઇ બાળરાજા બહાદુર નિઝામશાહને ગાદી ઉપર બેસાડયો કે જેની ઉમર તે વખતે ૬ વર્ષની હતી મુરાદ લશ્કર લઇને આવ્યો અને અહમદનગરને ઘેરો ઘાલ્યો ત્યારે નિઝામશાહનો સરદાર આહંગખાન કે જે પહેલા ગુનામ હતો તેણે મુરાદને મળી કીલ્લાનો દરવાજો ખોલી નખાવવાનો પેતરો રચ્યો પણ તેમા તે ફાવ્યો નહીં મુરાદની જોડે તો ચાંદબીબીએ સુલેહ કરી મુરાદને રવાના કર્યો, પણ નાલાયક આહંગખાને ફરી કિલ્લાને તોડવાનો પ્રયત્ન કર્યો તેમા પણ તે ન ફાવ્યો જેથી કીલ્લાની બારી ખોલી નાખી અંદર ઘુસ્યો અને ધમસાણની લડાઈ શરૂ થઇ તેમા સુલ્તાના ચાંદબીબી અને તેની ભત્રીજી બેગમ સુલ્તાના તે ઇબ્રાહીમ આદિલશાહની પુત્રી બન્ને બહાદુરીથી લડી તેમા આહંગખાન હાર્યો અને માર્યો ગયો

મુરાદ દક્ષીણ ફતેહ કરી ન શકયો અને હિ ૧૦૦૭મા ત્યા મરણ પામ્યો અકબરને એના મરણનો ઘણો રંજ થયો બાદ બીજા શાહઝાદા દાન્યાલને દક્ષીણ ફતેહ કરવા મોકલ્યો અને અકબર બાદશાહ પણ જાતે લશ્કર લઇ આવ્યો અને અહમદનગરને ઘેરો ઘાલ્યો. સુલ્તાના ચાંદબીબી અને બેગમ સુલ્તાનાએ સામનો કર્યો ખૂંખાર લડાઇ થઇ અકબર પણ અચંબો પામ્યો બીજી બાજુ બીજાપુરના રાજા ઇબ્રાહીમ આદિલશાહને દબાણ કરી સુલેહ કરાવી પોતાની પુત્રી સુલ્તાના બેગમની શાદીની વાતચીત શાહઝાદા દાન્યાલ જોડે ચલાવી બન્ને તરફથી મંજૂર થયુ દાનીયાલનુ લગ્ન અહમદનગરમા થયુ પણ અફસોસ એજ વર્ષમા હિ ૧૦૧૪ ઈ ૧૬૦૫મા દાન્યાલનુ મરણ થયુ

( ઉર્દૂ ઉપરથી )

## ક્યા પાપે—પ્રભુ?

તાંડવ જગત સર્જ નાશ ના
રચ્યાં શા, મનુ હાથેજ, જેને
સોંપી માનવતાની ઉચ્ચ પ્રગતિ,
ને મહુ 'અશ્રફુલ'* નિજ સર્જને
વિસરી જગત કર્તા તણો આદેશ,
ખોલી રહી પ્રમત્ત પ્રજાઓ સર્વનાશ
જગત પર નિજ પ્રભુત્વ અર્થે,
સામ્રાજ્ય લાલસા મહા દોરતી
ક્યા પાપે, કયા વાંકે મનુ હે,
નિર્બળ પ્રજાઓ પરાધીન બને
ક્ષુધા-પીડા કળથી વિકરાળ ભાસે,
ને અન્ન વિના લાખો ટળવળે
ઉતરી શાની જગત ઉપર આફ્ત,
કાળની ક્રુર ઠેકડી વા આ કયામત ?

"સાગર"] [ જેતપુર

* અશ્રફુલ મખ્લુકાત સર્જનમા શ્રેષ્ઠ



જગતના છાના ખૂણાની એક કહાણી—

# દવાખાનું બંધ છે!

લખનાર ફીદુભાઈ રાજનાણી

"નીતિ અને અનીતિ એ બહાર બોલવાની ભાષા છે. જબરાઓને ચાલાક ગમતું, અને દુબળા ભોળા લોકોને દબાવવા અને નિચોવવા એજ જીવનનું સાચું નાત્ર છે!"

—કાકા કાલેલકર

સરકારી દવાખાનું હતું. મોટા મોટા ઓરડા હતા. ઓરડામાં દર્દીઓની પથારીઓ હતી. આસપાસ વિશાળ કમ્પાઉન્ડ હતું. કમ્પાઉન્ડમાં દાક્તર અને કમ્પાઉન્ડરો, નર્સો અને પગીઓના રહેવાના મકાન હતાં.

છેટેથી દવાખાનું બહુજ સુંદર લાગતું!

કમર ડોસીનો દીકરો બીમાર હતો. તાવ ન્હોતો, ઉધરસ ન્હોતી, ફક્ત પગ પાક્યો હતો, જે પગ ઉપર કમર ડોસી અને તેના દીકરાના જીવનનો આધાર હતો. તે પગથી તે ગામડામાં ફેરી કરવા જતો. ગામમાં બરફના ગોળા વેચતો. છોકરાઓ "કમુભાઈ! કમુભાઈ!" કરી પૈસા દઈ માલ લેતા, અને એ પૈસાથી તે પોતાનું અને પોતાની બુઢ્ઢી માનું ગુજરાન ચલાવતો.

તેનો પગ પાક્યો હતો. દેશી દવા કરી, ન મટ્યો, એટલે દવાખાનામાં દવા લેવા લાગ્યો. કમર ડોસી ધીરે ધીરે કમુનો હાથ ઝાલીને દવાખાને દોરી જતી. ત્યાં બેએક કલાક ઓટલે બેસતી. કોઈ નર્સ-કમ્પાઉન્ડર દેખી જતો, અને કમુને પાટો બંધાવી ચાલી આવતી.

પછી તો રોજનો નિયમ થઈ પડ્યો. સવારમાં ધીરે ધીરે ડગલા ભરતા, કમર ડોસી અને કમુ ચાલ્યા જતા હોય, બરફના ગોળાઓ લેવાવાળા છોકરાઓ આસપાસ વીંટળાઈ વળેલા હોય, કમુ તેને સમજાવતો હોય, "કાલે લઈ આવીશ-હો!" સામે કોઈ ઓળખીતું મળે તો કમર ડોસી તેના સવાલનો જવાબ આપતી હોય, "હા બ્હેન! હા ભાઈ! આ કમુને પગે ઠીક નથી તે દવાખાને જાઉં છું. શું કરૂં? દવાખાને લઈ જઈશ તોજ આરો આવશેને!"

આમને આમ દિવસો વિતતા જાય છે. પણ કમુનો પગ મટતો નથી. રોજ એક કમ્પાઉન્ડર કંઈક દવા નાખી ઝટપટ પાટો બાંધી જાય છે. કમ્પાઉન્ડરને ઉતાવળ હોય કે ગમે તેમ હોય, પણ ઝડપથી પાટો છોડતા બાંધતા કમુથી સીસકારો નીકળી જાય છે અને કમર ડોસી આંખમાં આંસુ લાવી કહે છે, "ભાઈ દવાવાળા! જરા આસ્તે બાંધને! મારા કમુનો પગ..."

"તમારે માટે નવરા નથી. આમ ચાગા કરો તે ન ચાલે." કહી કમ્પાઉન્ડર જલ્દી જલ્દી ચાલ્યો જતો. કમુ અને કમર ડોસી પાછા વળતા. આંસુની પ્રતિમાઓ ચાલી જતી હોય તેમ!

એક દિ' કમુએ કહ્યું, "માડી! મારે દવાખાને નથી જવું! ત્યાં કોઈ ધ્યાન દેતું નથી. દાક્તર સાહેબને નવરાશ નથી. તેના કામ કરનારાઓને ઉતાવળ છે. આમને આમ કે'દિ આરો આવશે? મા!"

કમુ ડોસી પટાવતા હોય તેમ બોલ્યા, "અરે દીકરા! તું તે કંઈ ન્હાનો ગીગલો છે કે આમ કહે છે? કાલ સવારે મટી જશે! મોટું દવાખાનું છે. ઘણા માણસો હોય એટલે

એમજ ચાને!"

"ના માડી!" કમુએ આર્જવતાથી કહ્યું "બીજા માટે ઉતાવળ નથી આપણે માટેજ છે મા! આપણે ગામમા રામજી દાકતરને ત્યા જઈએ તો?"

"ત્યા પૈસા બેસે છે બેટા! મોટે દવાખાને મફત દવા મળે છે આપણે પૈસા કેમ ખરચી શકીએ?'

'ભલેને મા! પૈસા તો પગ સાજો થતા મળી રહેશે મારે તો રામજી દાકતર પાસે જવુ છે

બન્ને મા દીકરા રામજી દાકતરને ત્યા જઈ ઉભા રહ્યા રામજી દાકતર આસપાસ પચાસ પચાસ ગાઉમા વખણાય છે ગમે તેવુ ગભીર દદ હેય તાયે રામજી દાકતર તે મટાડે છે રામજી દાકતરનો સ્વભાવ પણ સારો ગરીબ અને શ્રીમત બધની લાગણીપૂર્વક દવા કરે તેમ કહેવાય છે કમુ અને કમર ડોસીને આશા છે કે તેઓ અહીંથી નિરાશ નહિ જાય

પણ ત્યાય દરદીઓની અકડકેઠઠ! ક્યાયે બેસવાનો આરમ નહિ! એક ખૂણે ડોસી ઉભ રહ્યા અને કમુ જમીન ઉપર બેઠો ઘણાએ દરદીઓ આવે છે કોઈ મોટરમા કોઈ વિકટોરીયામા, કોઈ ચાલીને બધા દાકતર સાહેબને મળી દવા લઈ ચાલ્યા જાય કે ચરમાનાગા કમ્પાઉન્ડરો બધાને હસી હસીને દવા આપે છે દાકતર બધા સાથે નિરાતે વાત કરે છે!

કમુ અને કમર ડેસી બેઉ હરખાયા અહીં આવ્યા તે સારૂ થયુ જલ્દી ધ્યાન અપાશે, કોઈ ઉતાવળ કરી કમુનો પગ નહિ દુખવે!

દોઢેક કલાક બેઠા દરદીઓ મડ્યા ઓછા થયા, ત્યારે કમર ડોસી જરા આગળ આવ્યા રામજીભાઈ દાક્તરની નજર પડી ડોસી તરફ ફરી બોલ્યા

"કેમ ડોસીમા! શું છે? કેમ આવ્યા છો?

કમુ ધીરે ધીરે ઉભો થયો દાકતર સાહેબને વાત કરી દાકતર સહેબે ધ્યાનથી સાભળી કહ્યુ.

"બેસો પાચ મિનીટ બેસો હમણાજ જોઉ છુ, હા કે!'

પાટો બધાવી મા દીકરો ઘેર આવ્યા કમુ ખાટલામા પડતા બોલ્યો 'કેમ માડી! જોયુને! કેવો પાટો બાધ્યો! હવે તો આરામ દીવામા આરામ!'

'હા માડી! હાને! અને બીજું પૂછ્યુ તો કેવો જવાબ દીધો દીકરા' માડી! તમારા જેવા ગરીબ પાસે હુ ફી નથી લેતો!

ચાર દિવસ થયા પગ મડ્યો સાજો થવા હવે તો કમુ એકનો લાકડીને ટેકે ટેકે રામજી દાકતરને ત્યા જાય છે પાટો બધાવે છે એને નિરાત છે કે હવે ચારજ દિવસમા તે બજારમા વેચવા મડી પડશે!'

પાચમા દિવસે કમુ ગયો તો દાકતર ન્હોતા કમ્પાઉન્ડરો બધાને દવા આપતા હતા. કમુના પેટમા ફાળ પડી પાસેના દરદીને પૂછ્યુ દાકતર સાહેબ કેમ દેખાતા નથી?'

કોણ જાણે ભાઈ! કોઈ જવાબ દેતુ નથી! પણ ઝીણી ઝીણી વાતો થાય છે કે દાકતર સાહેબ તો પાસના શહેરમા ગયા છે કોઈક શેઠનો દીકરો માદો છે તેને જોવા!'

'ક્યારે આવશે?'

'શેઠનો દીકરો માદો છે ભાઈ! એને સતોષ થશે ત્યારે આવવા દેશે!'



"અરે! એમ તે હોય! દાક્તર સાહેબને ધ્યાન તો હશેને કે દવાખાને કેટકેટલા દરદીઓ બેઠા હોય છે! હમણા આવવા જોઈએ!"

"તમે હજી અજાણ્યા છો ભાઈ!" કહી પેલા દરદીએ નિસાસો મૂકયો. એ નિઃશ્વાસમા અનુભવની જાણે કે આગ નિતરતી હતી

કમુ કાંઈ ન સમજ્યો તે તો રાહ જોઈને બેઠો છે કે હમણા દાક્તર આવશે.

દવાખાનું બંધ થવાનો ટાઇમ થયો કમ્પાઉન્ડરે કમુને પૂછ્યુ "કેમ? તમારે પાટો નથી બદલાવવો?"

"બદલાવવો છે. પણ દાક્તર સાહેબ "

"દાક્તર સાહેબ આજ નહિ આવે અને આવે તો કાંઈ તમારા પગ માટે અહીં નહિ આવે ખાવા પીવા ઘેર જશે ચાલો આમ આવો હુ બદલાવી દઉં"

કમુ આગળ આવ્યો પાટો છૂટયો પાછો બંધાયો વચ્ચે વચ્ચે કમુ બોલતો ગયો "આસ્તે હો ભાઈ! દુખે છે!"

"દુખે દુખે એ તો!" કહી કમ્પાઉન્ડરે રજા આપી કમુ ઘેર ચાલ્યો

બીજે દિવસે કમર ડોસી એકલાજ દવાખાને આવ્યા દાક્તર સાહેબને કહ્યુ 'સાહેબ! આજ તો કયાય નથી જવુને?"

"કાં માડી?"

"કાને તમે જોતા મારા કમુનો પાટો બીજાએ બદલાવ્યો તેનો પગ દુખાઈ ગયો છે સાહેબ! તે નથી આવતો તમે કયાય જવાના ના હોત તો તેડી આવુ!"

"અરે માડી! અમારા તો કાંઈ ભરોસા છે? તેડી આવો તેડી આવો"

ચાર પાંચ રોજમા બરફના ગોળા વેચવાની આશા સેવનાર કમુનો પગ પાછો વધુ દુખવા માંડયો દાક્તરને ચાડી કરનાર કમરડોસી ઉપર કમ્પાઉન્ડર ખીજાયો એક દિ દાક્તર બહારગામ ગયા હતા ત્યારે તેણે પાટો બાંધી દીધો ને તે પાટા પછી કમુના બુમરાણથી તેનુ ન્હાનકડુ ઘર ગાજી રહ્યુ

કોઇ કહે, "અરે! કમ્પાઉન્ડરની ચાડી ખાધી તેમાજ તેણે બીજી દવા નાખી દીધી કાંઇ ચાડી ખવાય મા!"

ગમે તેમ હોય, પણ કમુનો પગ ખાટલા બહાર નથી કઢાતો પગને અડાતુ નથી કમરડોસી હાફળા ફાફળા બની અહીંથી તહીં દોડી રહ્યા છે પગને શેક કરે છે પંખો લઈ પવન નાખે છે "દીકરા! દીકરા! આ શું થયુ?"

પાડોશમાથી કોઇ વૈદરાજને તેડી આવ્યુ વૈદરાજે પાટો ઉખેડયો કંઇક લેપ લગાડયો ને ચાલ્યા ગયા પાડોશીએ વૈદરાજને પૈસા આપી દીધા

પણ દરદ ખમાતુ નથી કમુ રાડો પાડે છે કમરડોસીને ખાવાપીવાનુ ભાન નથી "અરેરે! મને શું સુઝયુ કે મે દાક્તર સાહેબને મોઢે વાત કરી? મારા અંતરની વાત જાણે છે કે મે ભોળપણમાજ કહ્યુ હતુ પણ બધા તેને ચાડી સમજે છે અરે! મારા કમુ!"

એક યુવાન તેની બાજુમા રહેતો હતો તે કમુને જોવા આવ્યો બધી વાત સાંભળી તેનુ લોહી ઉકળી આવ્યુ એકદમ સરકારી દવાખાને ગયો મોટા દાક્તરને મળ્યો પહેલેથી છેલ્લે સુધી બધી વાત કરી..



પાણીનો પ્રવાહ મંદ પડયો ]

એક દિવસ બન્ને પિતા–પુત્રએ એક માત્ર અલ્લાહની ઇબાદત માટે કા'બાનો પાયો નાખ્યો, જે જગતમાં અધતન ઇસ્લામની પહેલી મસ્જિદ છે.

અલ્લાહ પાકે એમનો અવાજ સાંભળ્યો અને મુકદ્દસ મકાન બયતુલ્લાહને હિદાયતનો ઝરો બનાવ્યો. કા'બતુલ્લાહ માટે કુરઆનમાં કહ્યું છે કે – "(તૌહીદનું) પ્રથમ ઘર જે માનવ જાતિ માટે બનાવવામાં આવ્યું છે, જે મક્કામાં છે, અને બરકત વાળુ છે અને સારા જગત માટે હિદાયત (રૂપ) છે. કા'બતુલ્લાહ તૈયાર થયા પછી હઝરત ઇબ્રાહીમને હુકમ થયો કે, "લોકોને જાહેર કરી દો કે તેઓ હજ માટે અહીં આવે." આ એ'લાન પછીથી હજની શરૂઆત થઇ અને દૂર દૂરથી હજ માટે પ્રજા આવવા લાગી. પછી સર્જન બને છે તેમ એ પ્રજામાં દુર્મતિ ઉત્પન્ન થઇ. કારણ કે હઝરત ઇબ્રાહીમના વંશજો જેઓ જગતમાં બની ઇસરાઇલના નામે ઓળખાય છે અને જેમાં (અનેક) અંબીયા ઉત્પન્ન થયા છે કે જેઓ પર સહીફા ઉતરતા હતા, તેમણે પોતાનો કિબ્લો 'બયતુલ મુકદ્દસ' બનાવ્યો. ઇસાઇઓનો રાજ અમલ હતો એટલે પ્રજા પણ એમના 'નવા કિબ્લા' પ્રત્યે જવા પ્રેરાઇ જેથી કા'બતુલ્લાહનું આકર્ષણ પ્રતિદીન ઓછું થતું ગયું. ઇસાઇઓની સંખ્યા વધી જતાં ખાનએ કા'બામાં આમ સેંકડો 'ઇશ્વરો' ગોઠવાઇ ગયા.

જ્યારે બની ઇસ્માઇલમાં દુઆએ ઇબ્રાહીમીનો ઉદય થયો અને નબૂવ્વતે કુબરાના વારિસ રસૂલે અરબી હઝરત મુહમ્મદ (સલ્લમ) ઉત્પન્ન થયા તો આપે અલ્લાહના ફરમાનથી પુન આ તૌહીદનું મરકઝ યાને હજને શિર્કયાતથી પવિત્ર કરીને મૂળ સ્વરૂપમાં કાયમ કરી.

હિજરીના ૧૦મા વર્ષે, અહદે ઇબ્રાહીમી તથા ઇસ્માઇલીના પછી આ હઝરતે (સલ) આ મહાન સત્યના બાર સિદ્ધાંતો ઉપર હજની ફરજ અદા કરી. આ હજ ઇસ્લામી ઇતિહાસમાં હજ્જે અકબરના નામથી પ્રસિદ્ધ છે. એ હજના અમીર સૈન્યના સિદ્દીકે આઝમ (રદી) હતા અને નકીબ સૈન્યના અલી મુર્તઝા (રદી) હતા. જે મુસલમાન હજ ઉપર જવાની શક્તિ રાખતો હોય,–પછી તે પુરૂષ હોય કે સ્ત્રી–લાઝિમ છે કે તે ઝિંદગીમાં એકવાર જરૂર આ ફર્ઝ અદા કરે.

હજમાં દીનો–દુનિયાના ઘણા લાભો સમાયા છે. હજની ફરજ અદા કર્યા પછી પ્રત્યેક હાજી એટલો પવિત્ર બની જાય છે કે, જેવો અમ્માની કૂખથી અવતરેલો માસુમ બાળક. હજ કરનારના નામો અલ્લાહને ત્યાં ઝિંદગીના દફતરમાં લખવામાં આવે છે અને અલ્લાહ એ હાજીઓ ઉપર એટલો પ્રસન્ન થાય છે કે તેને અચૂક જન્નત આપે છે. હજમાં કા'બાની પ્રદક્ષિણા તવાફ અને ત્યાંની ઇબાદત નસીબ થાય છે. કા'બતુલ્લાહ જગતની સૌથી પહેલી મસ્જિદ છે અને તેથી તેને ઉમ્મુલ મસ્જિદ કહેવામાં આવે છે, અર્થાત કા'બતુલ્લાહની એક નમાઝ બીજી મસ્જિદોથી એક લાખ નમાઝની બરાબર છે.

હજમાં સમાનતા અને ઐક્યતાનો પાઠ સમાયો છે. ત્યાં ગરીબ કે શેઠ–નોકરનો ભેદભાવ રહેતો નથી. સર્વ જનો એકજ દુર્વેશી પોશાકમાં, ઉઘાડે માથે, પોતાના હકીકી માબૂદના



ઉપર ઉપર હાજર થાય છે

હજમા જગતના પ્રત્યેક ભાગના મુસલમાનો એકત્ર થાય છે જેઓ પરસ્પર પ્રત્યેક પ્રકારના દીન તથા દુનિયાના વિદ્યા તથા બુદ્ધિના લાભો મેળવી શકે છે હજ જેવો મુકદસ મેળો મુસલમાન સિવાય જગતની કોઇપણ જાતિ કે પ્રજા પાસે નથી જેના કારણે સારી દુનિયાના મુસલમાનો એકત્ર થઇ શકે છે અને સર્વેના પ્રોગ્રામનુ એકત્ર ધોરણ અહિંથી તૈયાર થઇ શકે છે હજમા એકયતા સિવાય અન્ય મુલ્કોના માનવીઓ સાથે મળીને અનેક પ્રકારના અનુભવો મેળવી શકાય છે

હજમા સૈનિક આતમા અને લશ્કરી શિસ્ત ઉત્પન્ન થાય છે, કેમકે પ્રત્યેક હાજી એકજ નિવાસમા હોય છે તેઓની ઝભ નિરૂપયોગી વાતો અને અપશબ્દોથી પર હોય છે, તેઓ એક સાથે મળીને અરફાતના મેદાનમા હાજરી આપે છે હજી તો કા'બતુ લાહ સેંકડો માઇલ દૂર હોય છે ત્યા જીદ્દાથી થોડાક માઇલ દૂર યલમલમ પર્વત પાસે સ્ટીમર આવતાજ કેપ્ટન સિસોટી દ્વારા એહરામ ધારણ કરવાની ખબર આપે છે લિબાસમા દેખાતો અમીર-ગરીબનો ભેદભાવ પણ આ એહરામથી નાબૂદ થાય છે સગઠન અને સમાનતાના પ્રતીક રૂપ રજ્જુ । ઇઝઝતના ઉમરા ઉપર જતા બધાજ દુર્વેગો તૌહીદના શ્વાસો ભરી રહ્યા છે 'લબ્બેક લા શરીકા લબ્બેક'ની તરબીદ થઇ રહી છે મનસા, વાચા અને કર્મણાંથી હિંસાનો સખત પ્રતિબંધ, દિન, ઝબાન અને હાથોએ કોઇએ કોઇને દુ:ખવવુ કે દુ:ખી કરવુ નહિ કુર્આનનુ કેટલુ ઉચ્ચ ફરમાન કયા છે ગૌતમ બુદ્ધના તનુજો કયા છે ? 'અહિંસા પરમો ધર્મ'ની આહલેક જગાવનારા, આવો અને જેમને િહ સક નિર્દય કહીને વગોવો છો એ ઇસ્લામના સપૂતોને જૂઓ 'લબ્બેક' પોકારતા તેઓ મક્કા મુનવ્વરામા દાખલ થાય છે અને સ્નાન કરી પવિત્ર થઇ, તે હરમા આવે છે, જ્યા દુનિયાના અનેક માબૂદોથી પણ મોટા માબૂદના ઘરમા આવે છે

હજરે અસ્વદ હઝરત ઇબ્રાહીમ (અ સ) ના સમય દરમ્યાન, લોકમત જાણવાની એક પ્રથા પ્રચલિત હતી કે, સપથ માટે પત્થર મૂકવામા આવતો, એ પાષાણ ઉપર હાથ રાખવાનો અર્થ એ થતો કે, જે અહદ માટે આ પત્થર મૂકવામા આવ્યો છે તે કારણ અમને મન્જૂર છે જ્યારે હઝરત ઇબ્રાહીમે (અ સ) કા'બતુ'લાહનુ ચણતર પુરૂ કર્યું ત્યારે તેના એક ખૂણામા અહદ માટે એ કાળો પત્થર પણ પ્રથા મુજબ મૂકવામા આવ્યો જેને હજરે અસ્વદ કહે છે એ અહદ આ હતો કે —

"કાબતુલ્લાહની બુનીયાદ એકજ ખુદાની ઇબાદત માટે છે, જે કોઈ અંદર પ્રવેશે તેઓ આ કાળા પત્થર ઉપર હાથ મૂકીને તૌહીદનો અહદ બાંધે અને સાત તવાફ કરે"

"જેની ઇબાદત માટે આ મકાન તૈયાર કરવામા આવ્યુ છે તેની તૌહીદ ઉપર પોતાને નિસાર કરી દે અને આ મકાન માટે જો પ્રાણ પણ આપવા પડે તો કદી પાછી પાની નહિ કરે"

એ જડ પત્થરમા કઇપણ શકિત કે કરામત નથી એ અર્શે મુઅલ્લાથી ઉતર્યો હોય કે જન્નતથી સુફેદ રગનો સીધો આવ્યો હોય તે



સાથે પણ કંઈ નિસ્બત નથી (એ માટે મતભેદ છે) અહિં તો આ પથ્થર હઝરત ઈબ્રાહીમીનું એક નિશાન છે એટલા માટે એને ચૂંબન કરવું હાથ લગાડવું કે મેદનીમાં દૂરથી એના પ્રત્યે હાથ ચિંધી ઈસ્તિલામ કરવું આવશ્યક છે કારણકે તૌહીદનું એ મુકદ્દસ ચિન્હ છે

તવાફ તવાફના અપ્રતિમ દ્રશ્યથી આત્મા પ્રજ્વલિત બને છે સેંકડો હજરે અસ્વદ પ્રતિ હાથ ઉંચકી તવાફ શરૂ કરે છે જ્યારે હજારો એના હોય છે જેઓ પરવાના બની અલ્લાહના નામે એની તૌહીદના ઉપર કુરબાન થવા તત્પર થાય છે સીનામાં દિલ તડફડી રહ્યું છે, આંખોમાંથી આંસુઓ ટપકી રહ્યા છે અને ઝબાન ઉપર તવાફની દુઆ છે કેટલાક કાબતુલ્લાહની ચોખટ ઉપર અસ્તગફારમાં મસ્ત છે, કેટલાક કાબતુલ્લાહનો ગિલાફ પકડી કરગરી રહ્યા છે, કેટલાક દીવાનો આગળ ધોધારા પાડતી આંખોએ સિજદામાં દુઆઓ માગી રહ્યા છે અલ્લાહ ક્યાં અને ક્યારે નથી? એ તો સર્વત્ર હાજર નાજર છે પરંતુ કેટલાક સ્થળ અને સમયને તેણે વિશેષતા અર્પણ કરી છે મુકામે ઈબ્રાહીમીમાં બે રકઅત દુગાના અદા કરી દરેક હાજી સઅી માટે નીકળે છે સફા અને મરવા વચ્ચે બે ફર્લાંગનો અંતર છે અહિં અલ્લાહના લાખોના ટોળેટોળાં ભેગા થાય છે કોઈ ગતિમાં કોઈ મંદગતિએ ચક્કર લગાવી રહ્યા છે સઅીમાં પણ એવોજ તનમનાટ દિલમાં હોય કે અને ઝબાન ઉપર હમ્દો સનાના એક બીજાને ખબર પણ નથી હોતી કે સઅીની બન્ને બાજુએ વેપાર માટે દુકાનો લાગી છે કારણકે એમનો તો સંબંધ જુદો છે સઅીમાંથી નિવૃત્ત થઈને ખાની ઉમરાની નિય્યત કરનારાઓ એહરામ ઉતારી મૂકે છે, કારણ કે કરવાના ખાસ કામો એમણે કરી લીધા છે હવે જે દિવસે હજ માટે રવાના થશે તે દિવસે પુનઃ ધારણ કરશે પણ હજ અને ઉમરાની ભેગી નિય્યત કરનારા જ્યાં સુધી મનાસિકે હજ પૂર્ણ નહિં કરી લે ત્યાં સુધી રહેવા દેશે

**અરફાત** જ્યાં હજ અદા થાય છે એ અરફાતનું મેદાન, મક્કા શરીફથી પંદર માઈલ દૂર આવ્યું છે, ઝિલ્હજ માસની આઠમી તારીખે અરફાત પ્રતિ જવાનું હોય છે કીડીયારા જેવો કાફલો જઈ રહ્યો છે, ચાર–ચારની હારમાં ઉંટો ચાલી રહ્યા છે હજારો જનોએ ગધા સ્વારી કરી છે અને લાખો પાયદળ છે સૌ કોઈ એકજ ધૂનમાં હોય છે ન કોઈ સાથે વાત, ન કોઈ સાથે ચીત, નહીં શોરબકોર કે નહિં ગડબડ ગોટાળો, રસ્તામાં મીનામાં આવ્યા, રાતની મંઝિલ અહીંજ કરી, સુબ્હની નમાઝ પછી પુનઃ કૂચની તૈયારી! જાણે અહિંસક સેના ચાલી ઉમ્મતે મુહમ્મદીનું લશ્કર તોપ અને તલવાર વિના જગત સર કરવા જઈ રહ્યું હોય એવો ભાસ થઈ રહ્યો છે બપોર સુધીમાં તો અરફાતના મેદાનમાં સૌ કોઈ દાખલ થઈ જાય છે, જ્યાં હજ થવાની છે, જેનું આકર્ષણ સૌ કોઈને અહિં ખેંચી લાવ્યું છે દ્રષ્ટિ મર્યાદાથી દૂર સુધી તંબૂઓ તાણી ગયા છે અલ્લાહ અઝઝવજલ્લના મતવાલા, ખુદાના મહેમાનો, અલ્લાહના સરશાર હુસ્નના ચાહકો હકીકતના સરમસ્તો દુનિયાની દશે દિશાઓમાંથી ઝમીનો માપતા અને સાગરો ચીરતા અહિં હાજર થયા છે નૌંધના આ ફકરો ૧૨૫૨



ભાઇ-ભાઇ છે, એકજ વેષ અને એકજ રૂપ-રંગ, એકજ ઉમરના પુજારી અને એકજ દ્વારના ભિખારી અગરની ઝરતી ધૂપ અને ધગધગતા પત્થરો ઉપર ઉઘાડે માથે હાથ ઉંચી અલહના તસવ્વુરમાં ધ્યાન મગ્ન ઉભા છે અને દર્દ ભર્યા લહેમામાં આજીજીથી-મિન્નતોથી કરગરીને પોતાના પાપ કર્મોની ક્ષમા ઇચ્છી રહ્યા છે, દુઆ અને ઇલ્તેજા, તસ્બીહ અને તકબીરની જમાવટ ચાલુ છે ગુન્હાનો ઇકરાર અને તૌબાનો ઇસ્તિગફાર ચાલુ છે ઝિંદગીમાં આવી રીતેની તક ભાગ્યશાળીઓનેજ સાંપડે છે, જે કઇ માગવુ હોય તે માગી લો, જે કઇ ઇચ્છા હોય તે જાહેર કરી દો, દીન માટે પણ અને દુનિયા માટે પણ, પોતાના માટે પણ અને પ્યારાઓના કાજે પણ, કોઇ આરઝૂ-તમન્ના કે મહેચ્છાઓ અપૂર્ણ નહિ રહી જાય શક્તિ હોય એટલું માગો આ તો દરબારે કરીમી છે અહિંથી કોઇ ખાલી હાથે નથી ફરતો અને એ દયાળુ નાતાર આપ્યા વિના પણ નથી રહેતો.

પણ અરે રે ! ! ! આ જાત્રામાં આવી વિભિન્નતા ? ભાઇ-ભાઇની ખબર નથી લેતો, એક બીજાને ઓળખવામા પણ નથી આવતા, નથી દિલના દ્વારો ખુલ્યા કે નહિ એક બીજાના દુખ-દર્દ જાણી શક્યા ? કોણે તોડી એ ઉખ્વતની સાંકળને ? આ ઉકુવ્વતના શિરાઝાને કોણે છિન્ન-ભિન્ન કર્યો ?

રસૂલે પાક (સલ્લમ)ના મુબારક મિમ્બર ઉપર ઉભા થએલા ખતીબે પણ મગની બે ફાડ નહિ કરી, એક રિવાજ ખુત્બો અને તે પણ ટૂંકમા અને ઝડપથી બડબડીને ઉતરી ગયો નથી બોલાવા મનની આવશ્યકતા ઉપર બે શબ્દો, કે નથી કહેવાયા ઉમ્મતના માર્ગદર્શન અંગે બે બોલ. જાણે માથે પડેલો રસ્મી રિવાજ શુ આપણી હજ્જે રીવાજનુ બનતી જાય છે? હજ્જનો મૂળ ઉદ્દેશ આજે તો વિસરાતો જાય છે આપણે એ તરફ પાછા ક્યારે વળશું ? અજ્ઞાનમા મૂખ્ય અગસ પરસ્પર ઓળખતી હોવી જોઇએ, દુધ-સાકર જેમ ભાઇઓ મળી જવા જોઇએ, વેર વિખેર પડેલા દાણાઓને એકજ તસ્બીહમા પરોવી લેવા જોઇએ પણ એવુ ત્યા સહેજે નથી

હજ્જ ઉમ્મતે ઇસ્લામીયા માટે એક વિરાટ મજલિસ છે, અને એ માટે દુનિયાના ખૂણે ખૂણામાથી પ્રત્યેક મુલ્કના કૌમના અને જમાતના ભાઇઓ આવે છે એ માટે સૌથી સરળ ઉપાય એ છે કે જે જે મુલ્ક કે કૌમના ભાઇઓ આવે તેઓ સૌથી પહેલા પોતાના અમીરે હજ્જની વરણી કરી લે મક્કા શરીફમા આવીને આ અમીરો પરસ્પર મળીને એક બીજાના વિચારો જાણી લે પછી એ અમીરો પોતાનામાથી એક બુદ્ધિશાળી મુત્સદ્દી અમીર-લીડર ચૂટી કાઢે અને તે લીડર-અમીર અરફાતના મેદાનમા આ વિરાટ મેદની આગળ ઇસ્લામ અને ઇસ્લામીઓની ઉન્નતિનો માર્ગ બતાવે અને એક વર્ષના રચનાત્મક કાર્ય ક્રમની યોજના તેઓ આગળ રજૂ કરે

અય્યામે તશ્રીકમા પ્રત્યેક જમાતના અમીરે, અરફાતમા અપાએલા ખુત્બા-સંદેશો પોતાની ઝબાનમા પોતાની જમાત અમલ કરી સમજાવે જેથી પ્રત્યેક હજી પોતાના ગામમા આવી એ સંદેશો ઘેરઘેર પહોંચાડે અને એકજ દ્રષ્ટિ કોણથી પ્રત્યેક મુસલમાન કામે લાગશે

આખરી વિનાય વેળાએ પણ એક સંઘ સંગઠ્ઠનની જરૂર છે જ્યા પુન ભેગા મળી હમ્દો શુક્રના તરાના અવાયે અરબી પણ અને અજમી-હિંદી પણ ઈરાની પણ અને તુરાની પણ

તો આજે પણ સચા અર્થ-હેતુ એ હજ્જ અદા થાય તો, ઉમ્મતે ઇસ્લામીયા માટે જગત જન્નત રૂપ બની જાય *

*મારહુમ જેરાજપૂરીના એક લેખ ઉપરથી



# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર "ગાફિલ"



### ૫૧૦

ભવ્યતાનો આધાર સંપત્તિ ઉપર નથી સાધનો દ્વારા ટકાવી રાખેલી ભવ્યતાનો સાધનો ખરી જતાજ અંત આવી રહે છે માણસમાંજ ભવ્યતા હોય તેજ સાચી ભવ્યતા કહી શકાય

### ૫૧૧

આપણે સમયને ભયંકર માનીએ છીએ પણ સમય કરતા માણસ પોતે વધારે ભયંકર છે, એ વાત આપણે ભુલી જઇએ છીએ

### ૫૧૨

મૈત્રીનું દુશ્મનીમા ફેરવાઇ જવું એ સહજ છે એકાદ પ્રસંગ કે માત્ર એકાદજ શબ્દ મિત્રને શત્રુ બનાવવા માટે પૂરતા છે માણસ કે વિશ્વાસના વાતાવરણમા પણ છાના ખંજરો છુપાએલા હોય છે કોણ ક્યારે અને કોની મથે તકરારમા ઉતરશે એ અગાઉથી જાણી લેવું આસાન નથી

### ૫૧૩

પ્રસંગ પારખીને દ્રષ્ટાંતો દ્વારા વાતો કરનાર પોતાનો સ્વાર્થ સાધી લેવા અનેક વાતો મઠારીને એક વાતની સાંકળ તૈયાર કરી લેવામા અતિ પારંગત હોય છે

### ૫૧૪

આપણે ભલે સામાન્ય સાધારણ માણસ હોઇએ પણ આપણે મરવું તો જોઇએ અસાધારણ માણસ તરીકેજ આવી મહત્વાકાંક્ષા તો દરેક મનુષ્યમા હોવીજ જોઇએ

### ૫૧૫

આજના સુધરેલા જગતના સંખ્યાબંધ-સુધારાઓ પૈકીનો એક સુધારો એ પણ છે કે પોતાના નજીવા સ્વાર્થની ખાતર પાડોશીનું જંગી નુકસાન કરતા ઇન્સાન અચકાતો નથી

### ૫૧૬

ઘરથી કંટાળેલા માણસો કેટલીક વખતે ગામ બહાર ફરવા જતા હોય ત્યારે જોનારને એમ લાગે છે, કે જાણે તેઓ ઘર ભણીજ જઇ રહ્યા છે અને એવા ઘરથી કંટાળેલાઓ પણ ગામમાંથી બહાર આવતા જાણે ઘેર આવતા હોય ને ! એવો આનંદ અનુભવે છે

### ૫૧૭

દાંભિક વિવેક ખોટી પ્રશંસા કે છૂપા વિરોધથી પરસ્પર ઠગવાની પ્રથાનો અંત આવે તો માનવ જગતની શાંતિ સહજ જળવાઇ રહે

### ૫૧૮

વ્યાપાર વિકાસના બહાના હેઠળ એકાદ નમાલા પ્રજાના અપમાનને આગળ કરી સત્તાધીશો તકરારમા ઉતરી પડે છે એકાદ માનવીના ખૂનના પ્રશ્નને અસાધારણ ગંભીર સ્વરૂપ આપી [illegible] કતલ થવા દેવામા કોઇ પણ સામે પક્ષ વગેરે જોતું નથી હેતુ તો વ્યાપાર વિસ્તારનો હોય છે પણ એકાદ પ્રજાજનના અપમાન સાથે એને સાંકળીને પોતાની મહત્વાકાંક્ષા સંતોષવાના યત્નો થાય છે

### ૫૧૯

ભગર ભારતમા બે વર્ગો એવા છે કે જેઓ કાયદા વિનાના સ્થાપિત હક્કો ભોગવી રહ્યા છે અને એ બે વર્ગ મુલ્લા અને બ્રાહ્મણો છે કે જેમને ખરા પરસેવાનો રોટલો રળી ખાવાની ફરજ પાળવાનું કાર્ય અન્ય સમાજોનું છે

૫૨૦

સાધારણ વાતમા પણ ઉશ્કેરાઇ જાય તેવા માણુસની બ્હીક નકામી છે ધગ્યા વિનાની શાંત ઉગ્રતા ભયકર હાની પહોચાડનારી હોય છે મુસ્લિમો વાત વાતમા ઉશ્કેરાઇ જાય છે, જ્યારે અન્ય લોકોમા ઉશ્કેરાટ વગરની શાંત ઉગ્રતા હોય છે આ વાત મુસ્લિમો સમજી રયે એ એમના માટે અત્યંત ઉપયોગી છે

૫૨૧

પરણવાની ધૂન પદરમે વર્ષેજ સહુને હોય છે, પણ કેમ પરણવુ, શા માટે પરણવુ અને દાપત્ય જીવનની જવાબદારીઓ શી છે? એ જાણવાની તત્પરતા કોઇનામા દેખાતી નથી પરિણામે-ઉતાવળે જીવન જોડનારાઓના જીવન વિગોપન એળે જાય છે.

૫૨૨

પોતાની ત્રુટીઓ પ્રત્યે સદા બેદરકાર રહેનારાઓમા સમયની ફરિયાદ કરવાનો દુર્ગુણ બહુધા નજરે પડે છે કારણ કે જેને કાર્ય કરવાની સાચી ધગશ હોય છે, તે તો પ્રત્યેક સજોગોમા ઓછા કે વત્તા પ્રમાણમા કર્તવ્ય પાલન કરીજ છુટે છે

૫૨૩

મનુષ્યના આતરિક સાચા વિચારોનો પડઘો તેના સતાનો છે વસ્ત્રો, ભાષણો કે કૃતિઓ એ તો માત્ર દેખાવના રમકડા છે

૫૨૪

માણુસની નબળાઇ માપવાનુ યત્ર માત્ર દુ:ખજ છે. માણુસાઇના તેજનુ માપ પણ દુ:ખ દ્વારાજ થઇ શકે છે તમારી કસોટી પણ પ્રતિકૂળ સજોગોમાજ થઇ શકે છે, એ ભૂલી જશો નહિ

૫૨૫

માતાઓ જ્યારે કામના બોઝથી થાકે કે કટાળે છે, ત્યારે અકારણ એકાદ બાળકને તમાચો ચોડી કાઢે છે માટે કટાળો આવે તેટલો બોજો માતાઓ ઉપર ન આવી પડે, એ કુટુમ્બના અધિકારી વર્ગે ખાસ જોવુ જોઇએ

૫૨૬

સિદ્ધાતની ખાતર નહિ, પણ માત્ર ઘડીયાળને જોઇને જાળવવી પડતી નીયમિતતા, જીવનને હણી નાખે છે અસાધારણ ભયકર નીયમિતતા ઇન્સાનને કેટલીક વખતે થકવી નાખવે છે અને આવી રીતે નિયમિતતાનો થાક જેને ચઢે છે, તે એકાદ વ્યસનનો ગુલામ બને છે એવુ પ્રત્યક્ષ દીસે છે

૫૨૭

સહુથી પ્રથમ આવીને સહુથી મોડા જાય, છતા સર્વથી ઓછુ વાચે એવા ઇન્સાનો પણ પુસ્તકાલયોમા અનેક આવે છે.

૫૨૮

સર્વ સદ્ગુણ સપન્ન થવુ હોય, તો પોતાની ત્રુટીઓ કબુલવાની ટેવ કેળવજો

૫૨૯

નબળા માનવીઓ પાપ પ્રગટ થયુ નથી, એવુ જાણુતાજ થાક ઉતર્યો હોય એવો, છુટકારાનો દમ ખેચે છે પણ અતરમા સુતેલા પાપને જ્યારે જાગૃત થતુ જુએ છે, ત્યારે સ્વય ઝાખા પડી જાય છે

૫૩૦

બ્હીકણુ લોકો મેદાનમા આવવા તત્પર થતા નથી, પણ, અતિ દૂર-દૂર રહીને બહાદુર થવાના મનોરથો સેવે છે

૫૩૧

જગતની જીભે કોઇ તાળુ મારી શકતુ



નથી, શ્રીમંત લોકો ખર્ચ ન કરે તો કંજુસ કહેવાય ખર્ચ કરે તો લોકો તેમને ઉડાઉ કહે ત્યારે કરવું શું ? અતિ કરકસર અને અસાધારણ ઉડાઉપણું બન્ને ખરાબ છે મર્યાદામાં રહીને સદા નભાવી શકાય તેવા પ્રકારનો ખર્ચ રાખવું એ સલામતીનો સર્વોત્તમ માર્ગ છે

૫૩૨

પોતે રોગી ન હોય છતાં વારંવાર ડાક્ટરને પોતાની તંદુરસ્તી વિષે પ્રશ્નો પૂછીને, પરાણે શંકાશીલ થવાની કેટલાક લોકોને ટેવ હોય છે, આવા માણસો સદા સર્વદા પોતાને માંદા જેવાજ ગણે છે

૫૩૩

સંખ્યાબંધ લોકોને પોતાનો અનુભવ વધારવાના પ્રાથમિક પ્રયોગો કે પ્રયાસો દ્વારા પરલોકમાં પહોંચાડનાર ડાક્ટરનેજ દુનિયા અનુભવી ડાક્ટર તરીકે પિછાણે છે બે ચાર અક્ષરની ડીગ્રીઓ મેળવીને બ્હાર પડેલા ડાક્ટરોએ કોણ જાણે કેટલાયે ઇન્સાનોની જીવનદોરી ટુંકાવી નાખી હશે ખરેખર જગત વૈચિત્રતાથી ભરપૂર છે

૫૩૪

ચોક્કસ પદ્ધતિએ પ્રમાણપત્ર મેળવ્યા વિનાયે આપણા દેશમાં વૈદ કે હકીમ થઇ શકાય છે એ પ્રથા અતિ ભયંકર છે અન્ય જગતમાં રીતસર અભ્યાસ કર્યા પછીજ દવા વેચનાર તરીકે દુકાન માંડવાનો હક્ક મળે છે કમનસીબ હિન્દમાં દવા વેચવાનો પ્રશ્ન તો દૂર રહ્યો, પણ વૈદ કે હકીમ થવામાં પણ જરાયે અટકાયત થતી નથી પરન્તુ ઇન્સાનોના જીવનની કેટલી કિંમત છે, તે આ એકજ પ્રથા ઉપરથી કલ્પી શકાય છે આપણા દેશમાં જે ઇચ્છે, તે વૈદ કે હકીમ થઇને અનેકના જીવ લઇ શકે છે

૫૩૫

શક્તિઓનો વિકાસ થયા પહેલાં પરણવું પરણીને ઉતાવળે પારણાં બંધાવવાં અને વળી સશક્ત સંતાનોની આશા રાખવી એ બનેજ કેમ ?

૫૩૬

પ્રજોત્પત્તિમાં સહુથી આગળ વધેલા એવા આપણે ભાવી પ્રજા (બાળકો પ્રત્યેની જવાબદારીઓને પહોંચી વળવામાં સર્વથી સર્વ રીતે પછાત પૂરવાર થઇએ છીએ એ આપણી કમનસીબી નથી, પણ બેદરકારી છે જવાબદારીઓને પહોંચી વળવાની જેમનામાં તાકાત ન હોય તેવાઓએ સંયમ પાળવો વધારે ઉચિત છે આર્થિક સ્થિતિ અતિ નબળી હોય તેવા સંજોગોમાં પ્રજાનો વધારો કરીને ભિક્ષુકોની સંખ્યા વધારવી, એમાં આપણી શોભા નથી સંખ્યા ઉપરજ શક્તિનો આધાર નથી સંખ્યાનું પ્રમાણ સાવ નાનું હોય તોયે ત્યાંને માત્ર સ્વપરિશ્રમથી સ્વાવલંબી જીવન ગાળનારા સશક્ત બંધુઓ જોઇએ એક હજાર નમાલા સંતાનો કરતાં માત્ર એકસોજ તંદુરસ્ત સંતાનો હોય તો બસ છે

૫૩૭

આપણી શાળાઓમાં પ્રચલિત એવા કેટલાક પુસ્તકોમાં ભાવી પ્રજા સંપીને ન રહી શકે એવી કેટલીક વાતો છે ઇતિહાસ તો ખાસ કરીને પરસ્પર તિરસ્કાર વધે એવી દ્રષ્ટિએજ લખાય છે એ સહુ કોઇ જાણે છે, છતાં થવાની સેવાની ટેવ પડેલી હોવાથી તત્કાળ સુધારા કરવા જોઇએ તે કોઇ કરતું કે કરાવતું નથી





ઓક્ટર "ઝાર" રાંદેરી

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમા મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામા તેમા ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલુ પુરૂષત્વ (મર્દાઇ) પાછુ મેળવવામા અમારા લાંબા અનુભવમા આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એકે આવ્યો નથી બે-ચાર દિવસમા જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમા પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે અને શરીરમાથી સુસ્તી, ઢીલાપણ, કમર, માથા, સાંધા અને રગોના દુખાવાઓને દૂર કરે છે એમા કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતા માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂ ૬–૦–૦ પોસ્ટ ખર્ચ જુદો

**ઝાર તિલા**—આ તિલામા સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મગજીનાજ ચામડીમા ઘુસી જાય છે રગોની નબળાઇને દૂર કરવામા આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમા મેળવી શકાય છે કીમત ૨–૮–૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે ગરીબોને ખાસ લક્ષમા રાખીને આ કફીરી તિલો જાહેરમા મુકયો છે એના ઉપયોગથી ખાસ જગ્યામા સખ્તી અને ઇમ્સાકમા ખેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂ ૧) પોસ્ટ ખર્ચ જુદો

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામા આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે જિર્યાન, (ધાતુસ્રાવ) દહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફરીયાદો આ દવા માત્ર ગેજ દિવસમા દૂર કરે છે શોખીનો માટે આ દવા ખાસ છે એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે એક શીશી સાત દિવસ ચાલે છે સાધારણ બીમાર માત્ર એકજ શીશીમા સારો થઇ શકે છે ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે ઇન્જકશનો વડે પોતાનુ ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો (રૂબરૂમા પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશુ)

હિન્દ બહારથી મગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો ફાર્મસીમા મળતી દરેક દવાઓનુ સુચિપત્ર મુફત મોકલવામા આવશે

લખો અથવા મળો •

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist Surat

છાપીઆના એજન્ટ -Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

# દીદારે રસૂલ (સ.અ.વ.સ.)

સ પા દ ક | રિફાઈ-"સાબેરી"

[ સર્વ હક સપાદકને સ્વાધિન છે ]

દરૂદ શરીફ પઢવાની તાકીદ માટે ખુ। પાકના ફરમાનનુ વર્ણન ગયા અકમા લખ વામા આવ્યુ છે દરૂદ શરીફ માટે હુઝુર (સ.) શુ શુ ફરમાવી ગયા છે તે લખુ છુ

જે આયત "ઇન્નલ્લાહ વ મલાએકતહુ" ગયા અકમા લખવામા આવી છે તે આયત જ્યારે સાભળવામા તેમજ પઢવામા આવે ત્યારે દરૂદ શરીફ જરૂર પઢવુ જોઇએ હઝરત હસન બસરી (રેહ)થી રિવાયત છે કે – અગર નફીલ નમાઝમા મજકુર આયત ઇન્નલ્લાહ વ મલાએ કતહુ કિરાઅત પઢતા પઢતા આવે તો એ પઢી થોડીવાર થોભી જઈ હુઝુર (સ.) ઉપર દરૂદ પઢી લીએ

ઉપર લખવામા આવ્યુ છે તે મુજબ જ્યારે મજકુર આયત પઢવા તેમજ સભળા વામા આવે તેમજ જ્યારે હુઝુર (સ.)નુ મુબારક નામ તેમજ જે આયતમા આપ (સ.)નુ મુબારક નામ અથવા વર્ણન હોય તે પઢવા, સભળવામ આવે ત્યારે દરૂદ શરીફ જરૂર પઢવુ જોઇએ

**હદીસ (૧)** હઝરત અબુ હુરેરહ (રદી) થી રિવાયત છે કે –જનાબ રસૂલેખુદા (સ.) એ ફરમાવ્યુ છે કે –'ખુદાપાકના ફરિશ્તાઓમાં અમુક ફરિશ્તાઓ એવા છે જેઓ દુન્યામા ફરતા રહે છે જ્યારે તેઓ કોઇ એવા મજમાઅ (જનમા)મા પહોચે છે કે જ્યા ખુદાપાકનો ઝિક થતો હોય ત્યારે તેઓ આપસમા વાત કરે છે કે –"અહીં થોભી જઇએ" જ્યારે જનસા વાળાઓ કોઇ દુઆ માગે છે ત્યારે તેઓ **આમીન** કહે છે અને જ્યારે દરૂદ પઢે છે ત્યારે તેઓ પણ દરૂદ પઢે છે એટલે સુધી કે જ્યારે જનસાવાળાઓ ફારેગ થઇ જાય છે ત્યારે તેઓ કહે છે કે –"આ માણસો કેવા ખુશનસીબ છે કે તેઓ પોતે પોતાને ઘેર એવી હાલતમા પહોચશે કે તેઓના બધા ગુનહા માફ થઇ ગયા હશે"

**હદીસ (૨)** હઝરત અનસ (રદી)થી રિવાયત છે કે –રસૂલે ખુદા (સ.)એ ફરમાવ્યુ છે કે –'જે માણસ દરરોજ એક હજાર વખત મારી ઉપર દરૂદ મોકલશે (પઢશે) તે મરણ પહેલા જન્નતમા પોતાની જગ્યા જોઇ લેશે"

**હદીસ (૩)** હઝરત અનસ (રદી) થી રિવાયત છે કે –જનાબ રસૂલે ખુદા (સ.) એ ફરમાવ્યુ છે કે –"જ્યારે બે દોસ્તો એક બીજા સથે મળતી વખત મારી ઉપર દરૂદ પઢે ત્યારે તેઓના કરેલા ગુનાહ અને આઇન્દાહ ગુનાહ તેઓ છુટા પડે તે પહેલા ખુદાપાક માફ કરી દેશે" મતલબ એ છે કે જ્યારે બે મુસલમાન મુલાકાત કરતી વખત દરૂદ શરીફ પઢશે તો ખુદાપાક તેઓના ગુનાહ માફ કરી દેશે

**હદીસ (૪)** હઝરત અનસ (રદી) થી રિવાયત છે કે –જનાબ રસૂલે ખુદા (સ.) એ ફરમાવ્યુ છે કે –મારી ઉપર દરૂદ પઢવા કરો સબબ મારી ઉપર દરૂદ પઢવાથી તમારા ગુના

(તમારા) ગુનાહ માફ કરે છે તેથી જો કોઇ માણસ સાચા દિલથી માફી માગશે તેના ગુનાહ ખુદાપાક માફ કરશે અને જે કોઇ 'લાઇ લાહા ઇલ્લલ્લાહ'નો વિર્દ કરશે તેનો પલ્લો (કયામતને દહાડે) ભારે થશે અને જે કોઇ મારી ઉપર દરૂદ મોકલશે તેનો કયામતમાં હું શફીઅ થઇશ" (તાફાઅન કબીરા)

**હદીસ** (૧૧) હઝરત આએશાહ સિદ્દીકાહ (રદી૦)થી રિવાયત છે કે – હુઝૂર રસૂલિ નાદ (સ૦)એ ફરમાવ્યું છે કે – ખુદાનો બંદો જ્યારે મારી ઉપર દરૂદ પઢે છે ત્યારે એક ફરિશ્તો તે દરૂદ ખુદાપાક પાસે લઇ જાય છે ત્યારે ખુદાપાક હુકમ કરે છે કે "આ તોહફો મારા રસૂલ (સ૦)ની કબ્ર પર લઇ જાઓ કે જેથી તેઓ પઢનારના માટે દુઆએ મગફિરત કરે અને તેની આંખો ઠંડી થાય"

**હદીસ** (૧૨) હઝરત અબુદ્દરદાઅ (રદી) થી રિવાયત છે કે –જનાબ રસૂલિલ્લાહ (સ૦) એ ફરમાવ્યું છે કે –"જે માણસ દરરોજ સવારે અને સાંજ દશ દશ વખત મારી ઉપર દરૂદ મોકલશે તે મારી શફાઅતમાં દાખલ થશે"

**હદીસ** (૧૩) હઝરત અબુદ્દરદાઅ (રદી) થી રિવાયત છે કે -હુઝૂર રસૂલિ નાદ (સ૦) એ ફરમાવ્યું છે કે "જુમ્આને દહાડે મારી ઉપર વધારે દરૂદ પઢયા કરો કારણ કે એ હાજરીનો દિવસ છે, એ દહાડે ફરિશ્તાઓ હાજર થાય છે કોઇ એવો બંદો નથી જે મારી ઉપર દરૂદ પઢે અને તે હું નહીં સાંભળું?" અમોએ સવાલ કર્યો "શું વફાત શરીફ પછી પણ એજ મુજબ થશે?" આપે (સ૦) ફરમાવ્યું "હા વફાત પછી પણ એમજ થશે ખુદાપાકે અંબિયા (અ૦)ના જિસ્મ મુબારકને ખાવું જમીન માટે હરામ કર્યું છે" (એટલે જમીન ખાશે નહીં)

**હદીસ** (૧૪) હઝરત અબૂ હુરૈરહ (રદી) થી રિવાયત છે કે –જનાબ રસૂલિલ્લાહ (સ૦) એ ફરમાવ્યું છે કે –"મારી ઉપર દરૂદ પઢયા કરો કારણ કે તમારૂં દરૂદ પઢવું તમારે માટે ઝકાતનો હુકમ રાખે છે"

અમુક બુઝુર્ગોને દીન (રેહ) ફરમાવી ગયા છે કે –"જેવી રીતે માલની ઝકાત આપવાથી માલ પાક થાય છે તેવીજ રીતે દરૂદ શરીફ પઢવાથી દિલની ઝકાત અદા થાય છે અને એથી નફસ દરેક બુરાઇઓથી કામિલ પાક સાફ થઇ સંપૂર્ણ પાકી મેળવે છે અને એ પાકી હમેશા તરક્કી કરતી રહે છે અને કમાલાત અને ફઝાઇલે ઇન્સાનીમાં વધારો કરતી રહે છે એથી એ મતલબ છે કે દરૂદો સલાત વગર ઇન્સાન કદી પણ કમાલાત વગેરે મેળવી શકતો નથી, અને કમાલાતના દરજ્જાને મેળવવા દરૂદો સલાત ખાસ જરૂરી છે"

**હદીસ** (૧૫) હઝરત અબૂ સઇદ (રદી૦) થી રિવાયત છે કે –જનાબ રસૂલિલ્લાહ (સ૦) એ ફરમાવ્યું છે કે – જે માણસનો કરાર સદકો દેવાનો લાયક પણ સદકો દેવાની તેની ગુંજાઇશ ન હોય તો તે **"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન અબ્દેકા વ રસૂલેકા વ સલ્લે અલલ મૂમેનીના વલ મૂમેનાત વલ મુસ્લમીના વલ મુસ્લેમાત"** પઢે તો તેને માટે એ સદકો આપવા બરાબર થશે"

**હદીસ** (૧૬) હઝરત અબૂ હુરૈરહ (રદી૦) થી રિવાયત છે કે જનાબ રસૂલિલ્લાહ (સ૦) ફરમાવ્યું છે કે –"તમો અંબિયા અ લાહ અને મુર્સલીન (અ૦) ઉપર પણ દરૂદ પઢયા



કરો કારણ કે અલ્લાહ તઆલાએ જેવી રીતે મને મોકલ્યો છે તેવીજ રીતે તેઓ (અલૈ૦)ને પણ મોકલેલા"

**હદીસ (૧૭)** હઝરત અબૂ તલ્હા (રદી૦)થી રિવાયત છે કે –"એક દિવસ હુઝૂર (સલ૦)ની ખિદમતમા હું હાજર થયો, ત્યારે આપ (સલ૦)ના ચેહરા ઉપર ખુશાલીના ચિન્હો દેખાયા, મેં વિનતિ કરી કે "અલ્લાહના સચા નબી (સલ૦) આપ ઉપર કુર્બાન જાઉં, આજે આ ખુશાલીનો શુ સબબ છે? આપે (સલ૦) ફરમાવ્યુ "ઓ અબૂ તલ્હા (રદી૦) શુ એ ખુશીની વાત નથી કે "આજે હઝરત જીબ્રઈલે (અલૈ૦) આવી મને કહ્યુ કે "હુઝૂર (સલ૦) આપનો કોઇ પણ ઉમ્મતી (મર્દ અથવા ઔરત) આપ (સલ૦)ની ઉપર માત્ર એકજ વાર દરૂદ પઢશે (મોકલશે) તો ખુદાપાક તેના દશ ગુનાહ માફ કરશે, તેના નામએ આ'મા લમા દશ નેકીઓ લખશે અને તેના દશ દરજ્જાઓ બુલંદ કરશે"

સાહેબે મસાબીહે મઝકુર હદીસને એવી રીતે વર્ણવી છે કે "આપે (સલ૦) ફરમાવ્યુ કે "હઝરત જીબ્રઈલે (અલૈ૦) આવીને મને કહ્યુ કે 'શુ તમો આ વાતથી ખુશી નથી કે ખુદાપાકે ફરમાવ્યુ છે કે –"આપ (સલ૦)નો કોઇ પણ ઉમ્મતી (અનુયાયી) આપની ઉપર એકવાર દરૂદ મોકલે તો તેની ઉપર દશવાર દરૂદ હું મોકલુ અને જ્યારે તમારી (સલ૦) ઉપર કોઇ એકવાર સલામ મોકલે તો હું તેની ઉપર દશવાર સલામ મોકલુ?"

**હદીસ (૧૮)** હઝરત અનસ (રદી૦)થી રિવાયત છે કે –જનાબ મોહમદ રસૂલિલ્લાહ (સલ૦) ફરમાવે છે કે "જે મારી ઉપર એકવાર દરૂદ મોકલે છે તેની ઉપર અલ્લાહ તઆલા દશવાર દરૂદ મોકલે છે, તેના દશ ગુનાહ માફ કરે છે અને તેના દશ દરજ્જા બુલંદ કરે છે"

**હદીસ (૧૯)** હઝરત અનસ (રદી૦)થી રિવાયત છે કેઃ-આપે (સલ૦) ફરમાવ્યુ છે કે "જે માણસ મારી ઉપર દરૂદ મોકલે છે તેની ઉપર ફરિશ્તા દરૂદ મોકલે છે, અને જેની ઉપર ફરિશ્તા દરૂદ મોકલે છે તેની ઉપર ખુદાપાક દરૂદ મોકલે છે, અને જ્યારે ખુદા પાક દરૂદ મોકલે છે ત્યારે આસમાન અને જમીનમા કોઇપણ ચીજ એવી નથી કે જે તેની ઉપર દરૂદ નહીં મોકલે, એટલે એનો મતલબ એ છે કે બધી મખલૂકાત દરૂદ મોકલે છે

**હદીસ (૨૦)** હઝરત ઇબ્ને મસઊદ (રદી૦)થી રિવાયત છે કે - જનાબ રસૂલિલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુ છે કે "કયામતને દહાડે તે માણસ બધાઓ કરતા મારી છેક નજદીક હશે કે જે દુન્યામા કસરતથી મારી ઉપર દરૂદ મોકલતો હશે" (કસરતનો અર્થ "બહુ તેમજ હમેશા થાય છે)

**હદીસ (૨૧)** હુઝૂરે અકરમે (સલ૦) ફરમાવ્યુ છે કે "જે બંદો મારી ઉપર એક વખત દરૂદ મોકલે છે તો ખુદાપાક તેની ઉપર દશ વખત દરૂદ મોકલે છે, અને ખુદાપાકના એ દરૂદને સાંભળી પહેલા આસમાનના ફરિશ્તા તે બંદા ઉપર એકસો વખત દરૂદ મોકલે છે, અને એ દરૂદને સાંભળી બીજા આસમાનના ફરિશ્તા બસો વખત દરૂદ મોકલે છે, ત્રીજા આસમાનના ફરિશ્તા એ દરૂદને સાંભળી તે બંદા ઉપર એક હજાર વખત દરૂદ મોકલે છે,



પછી ચોથા આસમાનના ફરિશ્તા બે હજાર
ત દરૂદ મોકલે છે અને છઠ્ઠા આસમાનના
તાઓ દરૂદ સાંભળી તેની ઉપર છ હજાર
ત દરૂદ મોકલે છે અને સાતમા આસમાનના
તાઓ બધા ઉપર સાત હજાર વખત દરૂદ
ને છે એ સાંભળી ખુદા કહે છે કે –એના
ગુનાહો એણે જે દરૂદ મારા હબીબ (સ૦)
ર મોકલ્યુ છે તેની બરકતથી માફ કરી દઉ
(મઆરિજ)

હદીસ (૨૨) હઝરત ઉબૈ બીને કઅબ
૦) ફરમાવે છે કે – એક દિવસ હુઝૂર
)ને મે અરજ કરી કે 'યા રસૂલિ લ્લાહ
) આપની ઉપર હું અકસર (પુષ્કળ) દરૂદ
છુ, આપ મારે માટે કોઇ વખત નક્કી
આપો" આપે (સ૦) ફરમાવ્યુ 'એ
કામને માટે તમારી ખુશી હોય તેટલો
ત નક્કી કરી લ્યો'

મે અરજ કરી ' હુઝૂર (સ૦) ચોથાઇ
ત નક્કી કરૂ ?

આપે (સ૦) ફરમાવ્યુ – ' જેવી તમારી
, અગર વધારે પઢશો તો તેમા તમારૂ જ
અને ફાયદો છે '

મે અરજ કરી – હુઝૂર (સ૦) અર્ધો
ત કક્કી કરૂ ? '

આપે (સ૦) ફરમાવ્યુ તમને અખત્યાર
અગર વધારે પઢશો તો વધ રે સારૂ છે
અરજ કરી અગર આપ (સ૦) ફરમાવો
બધા વખતના ત્રણ ભાગ પાડી બે ભાગ
દરૂદ શરીફ પઢવા માટે નક્કી કરૂ ? '
આપે (સ૦) ફરમાવ્યુ –' તમને અખત્યાર
છે, પણ એથી પણ વધુ પઢશો તો તેમા
તમારીજ બેહતરી છે "

મે અરજ કરી –"હુઝૂર (સ૦) આપના
આ બયાને (વર્ણને) તો મને એવો ઉત્સાહી
બનાવી દીધો છે કે મારો બધો વખત દરૂદ
શરીફનેજ માટે હું નક્કી કરૂ છુ '

આપે (સ૦) ફરમાવ્યુ "દરૂદનુ આ હંમ
હમેશા પઢવુ તમારા બધા ગમ અને દુખના
છુટકારા માટે ઝામિન થશે અને વધુમા તમા
બધા ગુનાહોનો કફ્ફારો પણ થશે "

મઝકુર હદીસનો બધા વખતનો અર્થ એ
છે કે –શરીઅત મુજબના બધા ફર્ઝો વગેરે પૂરા
કર્યા પછીનો જે બાકી વખત રહે તે

હદીસ (૨૩) એક દિવસ હઝરત ઉમર
(અને) હુઝૂરે અકરમ (સ૦)ની સભામા હાજર
થયા અને અરજ કરી કે – એક એવી ખુશ
ખબર લઇ આવ્યો છુ કે આથી પહેલા કોઇ
પણ વખત એવી ખુશી સાથે હુ આવ્યો ન
હતો–અને તે એ છે કે–અલ્લાહ તઆલા ફર
માવે છે કે 'આપ (સ૦)ની ઉમ્મતમાથી
જે બંદો ત્રણ વખત ઉભા ઉભા દરૂદ પઢશે
તો તેના બેસતા પહેલા તેને હુ બખ્શી દઇશ
અને અગર કોઇ બેઠેલી હાલતમા અથવા તો
સુઇને એક વખત ત્રણ વખત દરૂદ
પઢશે તો તેના ઉભા થયા પહેલા તેને હુ
બખ્શી દઇશ

આપ (સ૦) તરતજ સજદામા ગયા અને
આ એહસાન માટે ખુદાપાકનો આભાર માન્યો
(હિસ્ન હસીન)

હદીસ (૨૪) હઝરત અનસ ઇબ્ને માલિક
(રદી૦)થી રિવાયત છે કે –" જે માણસ

જુમ્આ (શુક્રવાર)ની રાત્રે અથવા જુમ્આને દહાડે હુઝૂર (સલ૦) ઉપર એક વખત દરૂદ મોકલે છે તો ખુદાપાક તેની એંસી હાજતો આખેરતમાં અને ત્રીસ હાજતો દુન્યામાં પુરી કરશે અને વધુમાં એક ફરિસ્તો મારી કબ્ર પર આવી તે માણસનું નામ, કબીલો વગેરે બતાવશે જે એક નૂરાની દફતરમાં હું નોંધી લઉં છું."

મજકુર હદીસના ટેકામાં ઇમ્ને ઉમર (રદી૦)થી એક રિવાયત એવી રીતે વર્ણન થઇ શકે છે કે—હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કે "કયામતને દહાડે એક બંદો તેના બુરા અમલને લીધે દોઝખના ફરિશ્તાને સોંપવામાં આવશે તે માણસ ફરિશ્તાને પૂછશે કે—મારે માટે શું હુકમ થયો છે? ફરિશ્તો જવાબ આપશે કે 'તારે માટે દોઝખનો હુકમ થયો છે" તે માણસ અફસોસ સાથે કહેશે કે ઓ ફરિશ્તાઓ મારી હાલત ઉપર રડવા માટે મને થોડો વખત આપો, જે પછી તે પોતાની હાલત ઉપર દરેક રીતનું રૂદન કરે છે જે સાંભળી ફરિશ્તાઓ કહેશે કે—આ હાયપીટની મઝા તો દુન્યામાં હતી, અહીં તારૂં રડવું નકામું છે તે માણસ કહેશે કે "ઓ ફરિશ્તાઓ ખુદાપાકની રહેમતના ભરોસાથી દોઝખની ઉમ્મીદ મને ન હતી, મગર અફસોસ! આજે મારી બધી ઉમ્મીદો નઉમ્મીદોમાં બદલાઇ ગઇ છે" "ફરિશ્તાઓ કહેશે—ઓ અબ્દુલ્લાહના બંદા હુઝૂર (સલ૦) આ વખત શફાઅત માટે ખુદાપાકની હુઝૂરમાં તશરીફ લઇ ગયા છે જ્યારે ત્યાંથી પધારી આ તરફ તશરીફ લાવે ત્યારે તેઓ (સલ૦)ને તું વળગી પડજે તે માણસ હુઝૂર (સલ૦)નું નામ સાંભળતાજ દોઝખને કાંઠેથી બૂમો પાડવી શરૂ કરશે" વા મોહમ્મદાહ્ વા મોહમ્મદાહ્ (સલ૦) — આપ (સલ૦) આ અવાજ સાંભળી બેકરાર થઇ તે માણસ પાસે તુરત પહોંચી જશે અને તેની બધી હાલત તેનું નામ, નસબ વગેરે પૂછશે જ્યારે તેનું નામ માલમ પડશે ત્યારે આપ (સલ૦) ફરિશ્તાઓને કહેશે કે—એના આમાલ નામા એક વાર પાછા વજન કરો જ્યારે ફરિશ્તા બીજી વાર વજન કરશે ત્યારે આપ (સલ૦) એક નૂરાની કિતાબ નેકીના પલ્લામાં મૂકશે જેને લીધે તેની નેકીનું પલ્લું વજનદાર થઇ જશે, અને ખુદાપાક હુકમ કરશે કે "એને (તે માણસને) જન્નતમાં દાખલ કરો"

તે માણસ જન્નતમાં દાખલ થશે ત્યારે દરવાજા પર હુઝૂર (સલ૦) સાથે મુલાકાત થશે, ત્યારે આપ (સલ૦) તેને પૂછશે કે—"તું મને ઓળખે છે? તે માણસ જવાબ આપશે—મારી જાન આપ ઉપર કુરબાન થાવ! આપ (સલ૦)ને હું સારી રીતે ઓળખું છું, મગર હુઝૂર (સલ૦) એ તો ફરમાઓ કે—"પેલી નૂરાની કિતાબ શું હતી?"

આપ (સલ૦) ફરમાવશે કે—તારી આખી જીંદગીમાં માત્ર એકજ વખત મારી ઉપર દરૂદ શરીફ તે મોકલેલું, જે પેલી નૂરાની કિતાબમાં તારા નામ, નસબ સાથે લખ્યું હતું"

તે માણસ આપ (સલ૦)ના કદમ ચુમી અરજ કરશે કે—આજે અગર આપ (સલ૦) અને આ દરૂદ શરીફ હતે નહીં તો હું તબાહ થઇ ગયો હોત"

( અપૂર્ણ )



# કસોટી

ઝઈફીના આરે ઉભેના ઈસ્માઈને હાશિમને એક દિવસે અચનક કહ્યુ –

મ્હારી વાત ઉપર આપ ગરીબ છો એથી ધ્યાન નથી આપતાને ? પણ હું ઈમાનથી કહું છુ અને વીશ વીશ વર્ષની આપણી મીત્રતાના સોગદ ખાઈને કહી રહ્યો છુ કે સાનેહમુહમ્મદ ગમે તેવો સ્વછદી હોય પણ મ્હારી રાબીયા એના લાયક છે ! !

હાશિમ, ઈસ્માઈલ પ્રત્યે શકભરી દ્રષ્ટિએ નિહાળી રહ્યો !

° ° °

ઈસ્માઈલ પૈસાપાત્ર હતો સતાનમા તેને એક પુત્રી હતી પુત્રીનુ નામ રાબીયા હતુ રાબીયા સુરતે અને સીરતે હસીન હતી, ત્યારે હાશિમ એક ગરીબ અને રોજનુ કમાઈ પોતાનુ ગુજરાન કરનાર એક ગરીબ વયોવૃદ્ધ હતો ! સ્વી સદી સુધી સાનેહમુહમ્મદ એ બન્ને ઘરોમા શુમાવી દીધા હતી હાશિમને સતાનમા ફકત એકજ પુત્ર સાનેહમુહમ્મદજ હતો ! રોઝની ઈસ્માઈલની રાબીયા ને સાનેહમુહમ્મ થી લગ્નગાંઠે જોડવાની વાત હાશિમને ખોટી લાગતી હતી રાબીયા હસીન અને કેળવાએલી યુવતિ હતી ત્યારે સાનેહમુહમ્મદ અણઘડ અને સ્વછદી યુવાન હતો ! તેથી આ વાત હાશિમના ગળે કેમ ઉતરે ? વળી હાશિમ ગરીબ અને ઈસ્માઈલ તવગર ! !

° ° °

રાબીયાની રોઝની સમજાવટ અને સદ્‌ગુણોએ સાનેહમુહમ્મદને રાહે ગસ્ત પર લાવવા ફરજ પાડી ! અને સાનેહમુહમ્મદ અને રાબીયાનુ દામ્પત્ય જીવન એક આદર્શ જીવન બની રહ્યુ હાશિમ અજાયબીમા ગરકાવ થઈ ગયો અને ઈસ્માઈલ રોઝની આ હિમ્મત બદલ ત્હેને ધન્યવાદ આપ્યા

° ° °

એક દિવસ રાબીયા પોતાના પિતા સમક્ષ આવી, આખમા આસુ હતા, કઈ પણ ન બોલી પણ ઈસ્માઈલને કહ્યુ બેટા ! ત્હારા સદ્‌ગુણોની આ આખરી "કસોટી" હતી આજ બે વર્ષ બાદ તેમા તુ સફળ થઈ, ત્હારૂ જીવન ધન્ય થયુ–ઈસ્માઈલની આખમા પાણી ભરાયા એ આસુ હર્ષના હતા ! રાબીયા પણ રડી ! બન્ને એક બીજા પ્રત્યે મીટ માંડી રહ્યા હતા, આ સમયે જાણે ઈદચદ્ર દ્રષ્ટિએ પડયો ! થોડી પળો બાદ હાશિમ અને સાનેહમુહમ્મદ આવ્યા, અને સાનેહમુહમ્મદ રાબીયા પ્રત્યે રાબીયા સાનેહમુહમ્મદ પ્રત્યે ! હાશિમ ઈસ્માઈલ પ્રત્યે, ઈસ્માઈલ હાશિમ પ્રત્યે ! સર્વ એકબીજા પ્રત્યે જોઈ રહ્યા ! અને હાશિમ એ સ્મિત હાસ્ય કરતા દોઆ ગુજારી કે –

અય અલ્લાહ ! મુસ્લિમ સમાજને રાહે રાસ્ત પર લાવવા ઈસ્માઈલ શેઠ જેવા મુસ્લિમ નબીરા પૈદા કર આમીન

'ઇઝઝત' (પોરબંદર)

## ડુબે છે તાર, તાર, જવા પેલી પાર દે

દે! દિવ્ય સૂર જેમાં હો એ દિલ-સિતાર દે!!
દે, વિશ્વને જે મસ્ત કરી, એવા તાર દે!!
છેડીશ વિશ્વ—ચિત્રને હું નેત્ર—પરેથી!
દે! આજ આંખ થાવા પ્રિયે બે ની ચાર દે!!
કરવા ગમન ચહું છું અલૌકિક વિશ્વમાં,
"શાહી" છું, ખોલી તારા ગગનના તું દ્વાર દે!!
નિજ દિવ્ય-સ્થાનથી જે રહ્યો બેખબર હજી,
નર એવો હોય તેને બનાવી તું નાર દે!!
નિરખી વસંત અનન્યને મુજ દિલના બાગની,
ઉપવનમાં પાનખર કહે, "એવી બહાર દે!!"
ઝૂકીને, ગર્વે શીશ નમાવી, વદયા સુમન,
"ગુલચીં એ નરની ડોકમાં અમ-પુષ્પ હાર દે!!"
મુજ દિલના દાગ જોઇ પેલી પૂર્ણિમા વદી,
"રોશન રવિ તું એવા મને દે! હજાર દે!!"
સો ચિત્રકારના જે જગે ચિત હરી લીએ,
તુજ ચિત્ર રંગ એવા ચહે 'ચિત્રકાર" દે!!
મુસ્લિમની નાવ કેવી છે ચકરાય આ ખુદા!!
ડૂબે છે, તાર, તાર, જવા પેલી પાર દે!!
"ઉમર" થી કંઇ એ કમ નથી, આ જગે-ઝિંદગી,
"હૈદર"ની શક્તિ આપ ને, દે, ઝુલ્ફિકાર દે!!
તુજ વસ્લના વિચારથી સરમસ્ત દે કરી,
"શબ્બીર" કેફ દેને દિલે-બેકરાર દે!!
કુરબાન છે ફરી હજી "ઇસ્લામ-દીપ" પર,
મુજ દિલ-પતંગને તું થવા બસ નિસાર દે!!
તકદીરના સિતારને ચમકાવી દે ફરી,
"ખાલિદ" સમા તું વીરનરો દે! હજાર દે!!
તુજ પ્રીતની અઝાન હું લલકારું વિશ્વમાં,
જોવા "બિલાલી ઝિંદગી"નો દે ચિતાર દે!!
ગભરાય છે જો કેવો "તરન્નુમ" તિમિરથી,
જોવા પતન—નિશાને તરક્કી—સવાર દે!!

"તરન્નુમ" બી એ (ઓનર્સ)

# "આધ્યાત્મિક-પ્રેમ"

સ્વ. શંભુપ્રસાદ દયાશંકર વકીલ, જુનાગઢ.

અમારા સ્વ લેખક મિત્રની છેલ્લી કૃતિ એમની છેલ્લી યાદ રૂપે
અમે રજુ કરીએ છીએ. તંત્રી.

## પ્રકરણ ૧ લું

માત્ર એકજ પળમાં સૃષ્ટિના તખ્તા ઉપર જે અનેક નાટકો ભજવાય છે તેના પ્રેરક અને સંચાલક સૂત્રધારની અમાપ શક્તિ તથા અવિચ્છીન નિયમને માટે અત્યારે સુધારાને શીખરે પહોંચેલું વિજ્ઞાન તેના યુક્તિવાદથી શો ખુલાસો આપી શકે ?

રંગના એક નાના કુંડામાં કે પાણીના એક નાના ખાબોચીયામાં પણ એ એકજ પળે વિવિધ નાટકો ભજવાય છે, ત્યારે સમગ્ર સૃષ્ટિના વિશાળ પટ ઉપર તો અનેક ખંડો અનેક દેશો, અનેક શહેરો અને અનેક ગામડાઓમાં તેમજ સમુદ્રો નદીઓ અને જંગલોમાં તે એકજ પળે લાખો જન્મતાં હશે લાખો મરતા હશે, લાખો પરણતાં હશે લાખો રડતા હશે, અનેક પ્રકારના રંગરાગો ઉડતા હશે અને અનેક મહાત્મ્યો મંડાતા હશે આ બધું પોતાથીજ થતું હશે કે કોઈ સંચાલકથી, એ કોયડો મનુષ્ય બુદ્ધિને અગમ્ય નથી ?

આજેજ મુંબઈ યુનીવર્સિટીની બી એ ની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું "ડરબીની લૉટરી અને યુનીવર્સિટીની પરીક્ષાઓના પરિણામો એ બન્નેમાં કંઈક તો સામાન્યતા અવશ્ય દેખાય છે" બિલકુલ આશા નહીં રાખનારા કંઈક વિદ્યાર્થીઓના નામો પાસ વર્ગમાં જણાય, જ્યારે સોએ સો ટકા આશા રાખી બેઠેલા કંઈક વિદ્યાર્થીઓ નાપાસ થયા અને તે પરીક્ષાના પરિણામ સાથે સંબંધ રાખનારાને, તેમના ભાવી આશાઓના કિલ્લા જમીનદોસ્ત થતા જણાયા ઘરની બહાર નિરાશાના ખબર જાણનાર વિદ્યાર્થીઓને પગ ઘેર જવામાં ઢીલા થયા ઘેર બેઠા ખબર જાણનાર ઘરેથી બહાર જવામાં મગરૂર જણાયા કોઈક નબળા મનના વિદ્યાર્થીએ તો આપઘાત કર્યાનું પણ સંભળાયું

પાસ થએલા વિદ્યાર્થીઓના સ્નેહી સંબંધીઓ જેમ જેમ સમાચાર જાણતા થયા તેમ તેમ તે વિદ્યાર્થીને અથવા તેમના સંબંધીઓને ખુશાલી જાહેર કરવા જવા લાગ્યા જ્યારે નાપાસ થએલા વિદ્યાર્થીઓ અથવા તેના સંબંધીઓને ખરખરો કરવા અથવા દિલાસો દેવા તેમના સગાવહાલાંઓ આવવા લાગ્યા 'વન ફેઈલીયર હાફ સકસેસ' ' One Failure half Success ' પસ વચન

કયો મુવક ઘેર આનવાનો હતો?" મદ્રાસ ઇનાકામા તો જ્યા જુઓ ત્યા "એમ એ" અને "બી એ" મેટ્રીકને તો પોસ્ટમેનની નોકરી પણ મુશ્કેલીએ મળે મજુરો પણ અગ્રેજી જાણે "હવેની દુનીયા તો બસ હાલીજ નીકળી છે ઘાચી કે મોચી, ઢેડ કે ભગી, બસ જે હોય તે છોકરાને અંગ્રેજી ભણાવવો અને પાસનું પૂછડુ મેળવવુ પછી ભને કોડી ન કમાય, અને દીન દુનિયાના નં રહે" "કુદરત તેને નાપાસ કરીને આખ ઉઘાડે છે" "હવે તો પરીક્ષાઓ પણ આકરીજ થતી જાય છેને?" "બધાને પાસ કરે તો નોકરી ક્યાથી મળે?" "યુનિવર્સિટીની પરીક્ષાનુ હવે કાઇ ઠેકાણુ જ નથી" પરીક્ષકો કઠોર હ્રદયના છે પોતાના આગલા દિવસો તો તેઓ ભુલીજ જતા લાગે છે' આના અનેક ઉદ્‌ગારો વડે તેઓ આશ્વાસન આપ્યાનો સતોષ માનતા રસ્તે પડયા આ વખતની બી એની પરીક્ષામા સ્ત્રી વિદ્યાર્થીઓ પણ ઠીક સખ્યામા પાસ થએલી, જે પાસ વર્ગમા "શાતાલક્ષ્મી" નામની એક ગુજરાતી બ્રાહ્મણ કન્યા પણ હતી તે સારે નબરે પાસ થએલી

"શાતાલક્ષ્મી" તેણીના પિતા ઇશ્વરચદ્રનુ એકનુ એક લાડકવાયુ સતાન હતી તે તેણીને શાતુ"ના ટુકા નામથી બોલાવતા અને તેનુ અનુકરણ કરી કેટલોક સ્નેહીવર્ગ પણ તેણીને શાતુજ કહેતો ઇશ્વરચદ્ર આરેક હતા ઘણા વખતથી તે નિવૃત્ત થએલા હતા ગવર્મેંટમા તમણે લાબો વખત નોકરી કરેલી, જેને પરિણામ અત્યારે તેને માસિક પોણોસો રૂપીઆ પેન્શન મળતુ હતુ તેની ન્યાતિમા, સમાજમા કે કુટુબમા કન્યાઓને આટલી હદ સુધી કેળવણી આપવાની પ્રથાજ નહોતી એટલે ઇશ્વરચદ્રનુ આ પ્રથમ સાહસજ ગણાતુ, કારણ કે તેઓ સુધારક ગણાતા વળી આર્યસમાજી હોવાથી સનાતન ધર્મનો દાવો કરનારા જુની રૂઢીના માણસો તેમને નાસ્તીક માનતા, તથા તેમના વિચારની આડે માથુ મારવામા "પાણી વલોવવા" જેવુ સમજતા પોતાની આ એકની એક પુત્રીને સારી કેળવણી આપી કોઇ સરકારી યુવક સાથે તેણીનુ લગ્ન કરી દેવુ એટલુજ માત્ર તેના જીવનનુ અવશેષ કર્તવ્ય તે માનતા હતા

ઇશ્વરચદ્ર અને તેમના મોટા ભાઇ ગોપીનાથ એ બન્ને અવિભક્ત સ્થિતિમાજ સાથે રહેતા ગોપીનાથ વેપાર કરતા અને વેપારી વર્ગ તથા કેળવાએલા વર્ગ વચ્ચે સસાર વહેવારની બાબતમા જેટલો મતફેર હોય છે, તેટલો મતફેર તો તે બન્ને ભાઇઓ વચ્ચે અવશ્ય હતો વળી ગોપીનાથના ધર્મપત્ની ચચળલક્ષ્મી તો ગોપીનાથ કરતા પણ ચાર ચદા વધી જાય તેવા જુના વિચારના હતા તેમને "શાન્તુ"નો અગ્રેજી અભ્યાસ મુદ્દલ પસદ નહોતો અને તેણીના ઉમ્મર તેર વરસથી જેમ આગળ જવા લાગી તેમ તેમ લગ્નની હદને તે અભ્યાસ આડો આવે છે એમ તેણીને અવશ્ય લાગ્યા કરતુ જુના વિચારનો તેમનો સ્નેહી સબધી વર્ગ તે બાબતમા અનેક વખત તેમનું માથુ કાચુ કરતો અને તેના નિવારણ તરીકે તે ગોપીનાથ પાસે એ નિશ્વાસો મૂકીને કે આખોમા ઝળઝળીઆ લાવીને તેમનુ માથુ કાચુ કરતા ગોપીનાથ તે સાભળી લેતા અથવા બની શકે તેટલી દલીલોથી તેણીને સમજાવતા એટલુંજ



પણ ઇશ્વરચંદ્રને તે બાબતમા એક પણ શબ્દ કહેતા નહી અનબત્ત વ્યવહારની એટલી બધી બેપરવાઇ અને પોતાના મનનુ ધાર્યુંજ કરે રાખવુ એ ઇશ્વરચંદ્રની રીત તેમને જરા વધારે પડતી તો જણાતી પરતુ ઇશ્વરચંદ્ર બુધ્ધિશાળી છે એ તેની માન્યતાને ચલાવમાન કરવી મુશ્કેલ છે એમ પણ તે સારી રીતે સમજતા વળી સસારમા સ્વાર્થની સાકળ પણ એટની મજબુત બની જાય છે કે ગમે તેવુ અસહ્ય પણ સહન થઇ શકે એટને શાન્તુની કેળવણી સબધમા રહેજ પણ અણ-ગમો ગોપીનાથ કે તેમના ધર્મપત્નીએ ઇશ્વરચંદ્રને જણાવા દીધો નહોતો

શાન્તુ પાસ થઇ ત્યા સુધીમા ફકત બે ત્રણ વખત તેણીના લગ્નની વાત ચચળલક્ષ્મીએ ઇશ્વરચંદ્ર પાસે છેડેલી ખરી પરતુ ઇશ્વરચંદ્રે કેવળ નિરુત્તર રહેવામાજ મોટા ભાભીની મર્યાદા જાળવવાનો સતોષ માની લીધો હશે

મનુષ્યોના ઘણા નિર્ણયોના પાયાઓ તો કેવળ સયોગો ઉપરજ ચણાય છે શાન્તુ પાસ થયાની વાત બહાર આવતા તેની કેળવણી માટે ટીકા કરી માથુ કાણુ કરનારની સખ્યા કરતા વિશેષ સખ્યામા માણસો ખુશાની બતાવવા અને વધામણી ખાવા આવવા લાગ્યા એટને ભૂતકાળની મુશ્કેલીઓ તદ્દન વિસારે પડી

ખુશાલી બતાવનારાઓને ગોપીનાથ તો માત્ર એટનોજ જવાબ આપતો "પ્રભુનુ ધાર્યુ થાય છે" પરતુ સ્ત્રી જાતી તો જન્મની સાથેજ સસાર વ્યવહાર શીખીને અવતરતી જણાય છે વળી કેટલીક સ્ત્રીઓને તો કુદરતે એ બક્ષીસ પણ ખાસ કરેલી જણાય છે કે તેઓ મન વચન અને કર્મ આ ત્રણેના પરસ્પર વિરૂદ્ધ પાઠો એકીજ વખતે એવી સરસ રીતે ભજવી શકે કે સુક્ષ્મતાથી નિરક્ષણ કરનારને પણ તેની ખબર કદી પડે નહી ખુશાલી બતાવના આવનારની રૂખ ઉપરજ ચચળલક્ષ્મી ભાગતા જવાબો આપતા તેમા પણ કેળવણીના ખાસ હિમાયતીઓને તો તેઓ જણાવતા કે શાતુને કેળવણીમા આગળ વધારવાનો ખાસ આગ્રહ તેણીનો પોતાનોજ હતો

શાનુ પાસ થયાના ખબર જાણી ગોપીનાથે ઇશ્વરચંદ્રને તો ખુશાલી બતાવવા માત્ર એટલુજ કહ્યુ કે "પ્રભુએ જે કર્યુ તે ઠીકજ કર્યું હવે જ્યા ત્યાથી સારૂ ઠેકાણુ મળી જાય, એટને જાણે ગગા ન્હાયા"

શાતુનુ શરીર ઘાટીલુ અને તદુરસ્ત હતુ વર્ણ ગૌર હતો આખો પ્રકાશીત હતી મુખ ગોળ હતુ વાણી મધુરી અને વિનયી હતી સ્વભાવ કોમળ અને પ્રેમી હતો ઓજસ ખુબ છતા અભિમાન બીલકુલ નહોતુ સમજણો ઘણુ છતા ગભીરતા જાળવી રાકતી બુદ્ધિ તીવ્ર છતા અસ્થીરતા જરા પણ ન્હોતી તેણીના ઉમ્મર અત્યારે અઢાર ઓગણીસ છતા તદુ-રસ્તીને લીધે એકવીસ વરસની જણાતી

ગોપીનાથ અને ઇશ્વરચંદ્ર મુળ તો સુરતના છતા પરતુ કમાવાના ઉદ્યોગની શરૂઆત ગોપીનાથે મુબઇના વેપારીની નોકરીથી કરેલી ધીમે ધીમે ધીરજ અને ખત અને સત્યના ગુણોથી તે વેપારી બન્યા અને થોડાજ વરસો ઉપર મુબઇના એક પરામા ઘરનો બગનો વસાવ્યો તે અરસામા ઇશ્વરચંદ્ર પણ પેન્શન લઇ નિવૃત્ત થયા

પાસ થયાને બગતે દિવસે શાતુની અતરની ત્રણ બ્હેનપણીઓ કે જે કૉલેજમા તેની



સાથેજ ભણતી તેઓ વધામણી ખાવા મુંબઇથી આવી શાંતુ તો તેની પહેલેજ દિવસે રાહ જોતી હતી પણ સમાચાર મોડા મળ્યા હોય અગર સાથે મળીને આવવામા ઢીલ થઇ હોય માટે કાલે તો જરૂર આવવા જોઇએ એમ તેણીએ માની લીધુ હતુ સવારથીજ તે તેઓની રાહ જોતી હતી

આ ત્રણ બ્હેનપણીઓમાથી એક એંગ્લો ઇન્ડીયન ખ્રીસ્તી હતી જેનુ નામ "રોઝા" હતુ બીજી પારસી કન્યાનુ નામ "દીનુ" હતું અને ત્રીજી મહારાષ્ટ્રીય બ્રાહ્મણ કન્યાનુ નામ "સરસ્વતી" હતુ તેઓ શાંતુને ત્યા આવ્યા ત્યારે શાંતુ પાસે તેણી નિજ જ્ઞાતીની એક તરૂણ પણ પરણેલી બ્રાહ્મણ સ્ત્રી "ગવરી" નામની હતી તે સિવાય બીજુ કોઇ ન્હોતુ પ્રેમચંદ તો બંગલાની બહારના તેમના દિવાનખાનામા હતા અને તેમના ભાભી અંદર ગૃહ વ્યવસ્થામા હતા ગોપીનાથ તો હમેશા રાત્રીના આઠ સાડા આઠેજ મુંબઇથી આવતા પાસ થવાના ખબર પોતે જાણ્યા પછી શાંતુ જાણ્યાથી તો આ ત્રણ બ્હેનપણીઓજ વધામણી ખાવાને પહેલી તકેજ આવવાની આશા રાખતી પરંતુ આ ત્રણ બ્હેનપણીઓ કરતા પણ જલદીમા જલદી આવવાની તેણીની આશા અને આતુરતા ખાસ કરીને "સુરેશ" માટેજ હતી કેમકે સુરેશેજ તેણીને આટલે સુધી અભ્યાસ વધારવા પ્રોત્સાહન આપ્યુ હતુ "સુરેશેજ" તેને સાહિત્યદ્વારા ઉચ્ચાભિરૂચી બનાવી હતી અને તેના ભાગ્યો યથી જો કે પ્રેમનુ વધારે રાહ થય તો તે માત્ર સુરેશજ હતા સુરેને અત્યાર સુધી પરિણામના ખબર ન હોય એમ તો નજ બને એનો પરીણામનુ પરિણામ જાણ્યા પછી તુરતની ગાડી પકડવામા તે એક પણ મિનીટ ન લગાડે ત્યારે શુ થયુ હશે? ભગવાન જાણે આવા અનેક વિચારો તેને પાસ થવાને દિવસે આખી રાત સુધી ઘોળાએલા અને વળતે દિવસે પણ સવારથી તેની રાહ જોતા આવા અનેક વિચારો ઘોળાતા જ્યા આ બ્હેનપણીઓ આવતા સુધી પણ સુરેશ તો નજ દેખાયો

"ફ્રેન્ડ" "કોંગ્રેચ્યુલેશન" એ બે ઉદ્ગારો શાંતુના રૂમમા પગ મુકતાજ દીનુ અને રોઝાના મોઢામાથી લગભગ એક સાથે બહાર પડયા જ્યારે સરસ્વતી તો માત્ર મોઢુ મલકાવીનેજ તેમને અનુમોદન આપતી જણાઇ

શાંતુએ ઉભી થઇ તેમને આવકાર આપ્યો અને બાજુએ પડેલી ખુરસી અને કોચ ઉપર જેમને જેમ ઠીક પડયુ તેમ બેઠા "સુરેશભાઇ તો મોટેજ પહોંચી ગયા હશે." દીનુએ ખુરસી ઉપર બેસતા બેસતાજ પહેલો પ્રશ્ન શાંતુને પુછયો "ના" એ ટુંકોજ ઉત્તર શોચિત હૃદયે શાંતુના મુખમાથી નીકળ્યો

"અને આજે!" દીનુ શાંતુના હૃદયને સંપૂર્ણ સમજતી છતા કોઇ ગંભીર ચર્ચા શરૂ કરવા ખાતરજ શાંતુને ફરી સવાલ કર્યો

'ના આજે પણ અત્યાર સુધી તો નહીજ શુ કારણ બન્યુ હોય તે પ્રભુ જાણે" શાંતુએ એવીજ ગંભીર મુદ્રાથી જવાબ વાળ્યો પરંતુ તે જવાબને અંતે ઊંડો પડતો નિશ્વાસ હતો ખરો

"આજે સાંજ સુધી તો તે જરૂર આવવા જોઇએ" દીનુએ આશ્વાસન આપતી હોય તેમ કહેવા માંડયુ "કદાચ અમે ગયા પછીજ



આવી પહોંચ્યે આપણા સ્ત્રીહૃદયો અને પુરૂષ હૃદયમાં આટલો તફાવત તો કુદરતથીજ મળેલો છે"

સુરેશના હૃદય સંબંધી આ ટીકા શાંતુને ઠીક ન લાગી હોય એમ તેના ચહેરા ઉપરથી દીનુ સ્પષ્ટ જોઇ શકી અને ચર્ચાનું સુકાન ફેરવવા માટે બોલી 'શાંતુબ્હેન, અમે-માત્ર તમો પાસ થયા તેની ખુશાલી બતાવવાનેજ મુંબઇ વેરથી અહીં આવ્યા છીએ એમ ન માનતા પરંતુ અમારી ખાસ મકસદ તો કાંઇ જુદીજ છે"

"જુની એટલે યાદ ગીરીનની" આ ત્રણે બ્હેનોના બાલ્ય પરિચયમાં નહિ છતાં પરાણે સહવાસી બની જનાર ગૌરી બોલી "બાપુજીએ મને એટલાજ માટે અહીં બેસવા કહ્યું છે અને તમો આવો કે તુરત તેમને અંદર ખબર આપવા આજ્ઞા કરી છે માટે હું અને બાપુજી આવીએ તે પહેલાં જતા નહીં" એટલું બોલતીજ તે અંદર ગઇ તેની ગેરહાજરીથી સ્પષ્ટ વાતો કરવાનું મેદાન મળેલું જોઇ ત્રણે આનનદીઓને સંતોષ થયો અને ગૌરી અંદર ગઇ કે તુરતજ દીનુએ આગળ ચલાવ્યું 'શાંતુબ્હેન હવે અમો અભ્યાસ આગળ વધારવા સૂચના કરીએ છીએ એકજ દિશામાં નહીં પણ બીજી અને જરા જુદી દિશામાં" શાંતુ કાંઇક અસ્પષ્ટ સમજી તો ખરી પણ તેની અપૂર્ણ સમજે સીધો ઉત્તર દેવા જેવું ન જણાતાં તેણે આશ્ચર્ય પૂર્વક સામો પ્રશ્ન કર્યો "એટલે"?

"એટલે" એમ કે દીનુ બોલી "જેમ તમે અઢળી અવસ્થા પર્યંત કેળવણીની યુનીવર સિટિનો અભ્યાસ કરી પાસ થયા તેવીજ રીતે આ ઉમરે સંસારની યુનિવરસિટિમાં અભ્યાસ કરી પાસ થવાનું તમારી હિન્દુ કોમમાં તો સૃષ્ટિની એ સફર ફરજીઆતજ ગણાય છે

મુંબઇથી શાંતુને ત્યાં આવતા સુધી ટ્રેઇનમાંજ એ ત્રણે બેનપણીઓ વચ્ચે શાંતુના લગ્ન સંબંધી પુષ્કળ ચર્ચાઓ થઇ હતી અને એકબીજાની વાત કેમ ઉપાડી લેવી એનો સંપ પણ તેઓએ કરી રાખેલો એટલે મુખ્ય મુદ્દા ઉપર આવતા સરસ્વતીએ દિનુને જવાબ આપતી હોય તેમ કહ્યું 'બુદ્ધિશાળી ચતુર અને શુદ્ધ હૃદયવાળા નાવિક વિના એ સફર સફળ કરવાની મુશ્કેલ થાય છે"

'પણ આપણી શાંતુબ્હેન માટે તો તેનો નાવિક શોધવાજ જવો પડે તેમ નથી" રોઝએ પોતાનો અભિપ્રાય આપવા કહેવાનું શરૂ કર્યું

'કોણ' સરસ્વતીએ અજાણી બની સવાલ કર્યો

'સુરેશભાઇ' વળી કોણ?' રોઝે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જાહેરાતમાં મૂક્યો અને એ ત્રણે જણીઓ શાંતુ તરફ જોઇ રહ્યા

શાંતુની ગંભીરતા વધતી જતી હતી પોતાને માટે સુરેશ વિના બીજું કોઇપણ પ્રેમનું સ્થાન સૃષ્ટિમાં નથી એમ તો તે સંપૂર્ણ રીતે માનતી હતી પરંતુ ગોપીનાથ અને ચંચળલક્ષ્મી જ્ઞાતી પ્રથાને લપને તે કબુલ રાખે કે નહિ તે વાકાકીન હતું વળી જે મુશ્કેલી તેમના કુટુંબમાં નડતી જણાતી તેવીજ મુશ્કેલી સુરેશના કુટુંબને પણ નડનાર રૂપ છે એમ પણ તે જાણતી હતી અલબત્ત સુરેશ અને તેણીના શરીર માત્ર જુદા હતા પરંતુ મન અને અંતરઆત્મા તો એકજ



થએલા હતા સુરેશ પણ વિશાળ હૃદયથી શાંતુને ચહાતો અને શાંતુ પણ સુરેશનેજ જોતી તેમ છતા અત્યાર સુધી ઘડી સુધી લગ્ન સબંધી એક પણ શબ્દ તેઓ વચ્ચે ઉચ્ચારાએલો નહોતો હવે આ બન્ને પણીઓની વાતોના પરિણામે પોતાની શંકા જો ખરીજ પડી જાય તો તેના જીવનસુખની અસારથીજ સમાપ્તી થઇ જાય એવો તેને ખાસ ભય હતો દિનુએ ઉપાડેલી વાતથીજ તે શંકા અને ભય શરૂ થએલા, તે ઉત્તરોત્તર વધતા જતા તેણીના હૃદયમા અનેક તર્કો ઉઠાવી મારતા હતા

"જોડી તો જોવી જોઇએ તેવી જ બન્નેના હૃદયો તો ક્યારના સંલગ્ન થઇ ચૂક્યાં છે." સરસ્વતીએ વાતની સકળ જાળવતા કહેવા માંડ્યું "મા, સમાજ અને બાપુજી તેમા સંમતી આપી શકે કે નહી એટલુંજ માત્ર જોવાનુ"

રોઝાને સરસ્વતીના છેલ્લા શબ્દથી ભારે અજાયબી થતી હોય તેમ બોલી "કેમ એ બન્ને હિન્દુ નથી?"

"હિન્દુમા તો એક હજાર નાતો જાય છે" સરસ્વતીએ કહ્યું

દીનુ રોઝા કરતા હિન્દુ લોકોના રિવાજો વધારે સમજતી હતી એટલુંજ નહી પણ શાંતુ અને સુરેન એકજ જ્ઞાતિના બ્રાહ્મણ છે એમ પણ તે જાણતી હતી એટલે બોલી, "પણ આ બન્ને તો બ્રાહ્મણજ છે!" "બ્રાહ્મણમા વળી એક હજારથી પણ વધારે નાતો છે" સરસ્વતીએ જવાબ વાળ્યો, એટલે દીનુ વિચારમા પડી

"માઇ લૉર્ડ! આ તમારા હિંદુઓ તે એટલા બધા ક્યારે નવરા પડ્યા હશે? ગણીનતી

સપ્તાહમા પણ ન હોય તેટલા ધર્મો અને તેટલી જાતો!" એટલુ બોલતાંજ રોઝાએ પોતાનેજ હાથે પોતાના બન્ને ગાલો પર હળવી હળવી ટાપલીઓ મારી રોઝાના બોલવામા ઘણું વાજબીપણુ હતું છતા હિંદુઓના નનરાપણાનો બચાવ કરતી હોય તેમ સરુ બોલી, "અમારા મહારાષ્ટ્રમા એટલુ બધુ તો નથી અમે પણ છઇએ તો બ્રાહ્મણ, ને વળી ઉચ્ચામા ઉચ્ચા પરંતુ સગતની બાબતમા અમારૂ ક્ષેત્ર વિશાળ છે"

"તે હોવુ જોઇએ" રોઝાના મતને સરસ્વતીના શબ્દોથી થોડુ અનુમોદન મળતા તેણીને બોલવાની હિમ્મત વધી

'તમારામા કન્યાઓને લગ્ન કર્યા વિના તો ચાલેજ નહી ત્યારે આ સાંકડી ગલીઓમા મનમાન્યુ જોડુ તે કયાંથી મળવાનુ હતું?" રોઝા છેલ્લા શબ્દો બોલી નહી કે તુરત ગૌરી અંદરથી આવી અને તેમની વાતો જાણવાની પરવા ન કરતી હોય તેમ બોલી 'બાપુજીએ કહેવરાવ્યુ છે કે, તમે પેટ ભરીને મળીહળી લ્યો એટલે મને જરૂર ખબર આપશો કે હુ તમોને મળી જાઉ ચાહ ટીફીન પણ તૈયાર છે સુરેશભાઇ આવ્યા કે નહી તે પણ પૂછાવ્યુ છે" આટલુ બોલી જવાબની રાહ જોતી ઉભી

"બારૂ ગૌરીબ્હેન, મને જરા એક જવાબ આપશો?" દીનુએ ગૌરીને પૂછ્યુ, ગૌરીએ જવાબ વાળ્યો "ખુશીથી"

"જુઓ તમે અને આ શાંતુબ્હેન, એકજ નાતના કે નહિ?" દીનુએ સવાલ કર્યો એટલે ગૌરીએ વગર ઢીલે જવાબ વાળ્યો કે -"એકજ નાતના અને કાંઇક સબંધી પણ ખરા" હવે મુખ્ય સવાલ ચાતરડો નહી જણાય એમ માનતી દીનુએ બીજો સવાલ કર્યો, "અને સુરેશભાઇ?"



કરી શકતા એ બોલતા દીનુ મોટેથી હસી અને તેનું અનુકરણ રેખા તથા સરસ્વતીએ પણ કર્યું પરંતુ શાન્તુ તો મૌન અને ગંભીરજ રહી

સુરેશ હજુ પણ ન આવ્યો અને તેમની ગેરહાજરી તો દીનુ ક્યારની જાણી ચુકી હતી એટલે તેમની રાહ જોયા વિનાજ તેણી ઘરની અંદર પડતા દરવાજામાં ઉભી, મોટેથી બોલી "ગૌરીબ્હેન" "ઓ ગૌરીબ્હેન" બાપુજીને કહો તો અમારે જવાની તૈયારી છે" તમારા બોલાવ્યા પહેલાંજ હું આવતો હતો." ઇશ્વરચંદ્રે શાન્તુના રૂમમાં પગ મૂકતા કહ્યું. બધી છોકરીઓ ઉભી થઇ અને તેમની ગરદનો ઇશ્વરચંદ્ર તરફ નમી

ઇશ્વરચંદ્ર આશિર્વાદાત્મક હાથે સૌને બેસવાની ઇશારત કરી અને પોતે બાજુની ઇઝી ચેર ઉપર બેસતાંજ બોલવાની શરૂઆત કરી

"મારી શાન્તુ પાસ થયાનો ખરો યશ તો તમો બ્હેનોનેજ ઘટે છે તેણીની તરફની તમારી લાગણીઓ હું નજરે જોઇ શક્યો છું શાન્તુ પણ હરવખત તેજ વાત કરે છે" કોઇએ પણ જવાબ તો આપવોજ જોઇએ એટલે દીનુ બોલી "બાપુજી ખરેખરો યશ તો આપનેજ ઘટે કેમકે નાતજાતને કે કુટુંબીઓને નહી ગણકારતા આપે તેણીને એટલી હદ સુધી કેળવણી લેવામાં ઉત્તેજન આપ્યું આપની પાસે તે અમારી જે પ્રશંસા કરે છે, કરતી હોય તેના કરતા, સહસ્ત્રગણો આપનો ઉપકાર અમારી પાસે તે વારંવાર પ્રદર્શીત કરે છે અમો વિદ્યાર્થીઓમાં તો ખરો યશ જો કોઇને હોય તો તે સુરેશભાઇનેજ ઘટે છે તેમણે જો શાન્તુબ્હેનને હીંમત, પ્રોત્સાહન અને વિદ્યાની મદદ ખંતથી ન કરી હોત તો શાન્તુબ્હેન એટલી હદ સુધી આગળ નજ વધી શકત" ત્રણે બેનપણીઓ બાપુજીના મોઢામાંથી સુરેશ સબંધી શું ઉદ્‌ગારો નીકળે છે તે જાણવા ઇશ્વરચંદ્ર તરફ નજર માંડી રહી શાન્તુ વધારે ગંભીર બની

"સુરેશ, ભલો લાગણીવાળો અને સંસ્કારી યુવક છે મને તે પોતાના પિતાતુલ્ય માને છે અને હું તેને પુત્રથી અધીક ચાહું છું શાન્તુ તરફની તેની લાગણી બચપણથીજ એવી ને એવી છે" ઇશ્વરચંદ્રે તેણીતેણીને જવાબ આપ્યો અને સુરેશ હજી સુધી પણ કેમ નહિ આવ્યો હોય તે વિચાર આવતા આગળ બોલ્યા "પણ તે ખુશાલી બનાવવા આવી શક્યો નથી એ તો તદ્દન નવાઇનીજ વાત" તમોને બધાને હવે વખત થતો હશે માટે હું અંદર જઇ ચાહનાસ્તો મોકલું છું તમો બ્હેનોને મારી ખાસ ભલામણ છે કે શાન્તુ કોલેજમાંથી છુટી થઇ પરંતુ તમારે તો તેણીને તમારા સહવાસનો લાભ આપનાર આપવાજ કરવાનો મને તો જેવી શાન્તુ તેવાજ તમે" આટલું બોલી ઇશ્વરચંદ્ર ઘરમાં જવા તૈયાર થયા જતા જણાયા પરંતુ દીનુને તો હજી આખું રાજ્ય પણ અત્યારેજ પુરૂં કરવાનું હતું એટલે તુરતજ બોલી "સહવાસ તો અમે કદી નથી છોડવાના પરંતુ અમારો સહવાસ પણ હવે ક્યાં સુધી? હવે તો તેમના જીવનનો ખરો સહવાસ આપેજ પુરો પાડવાનો રહ્યો કેળવણી આપવા કરતા તે બાબતમાં આપની ઉપકારવૃત્તિ, હૃદય અને વિવેક બધાની જરૂર છે" દીનુના આ શબ્દો શાન્તુને જરા તો નજ ગમ્યા પરંતુ પોતા તરફની તેણીની લાગણીનો વિચાર કરતા તેણીના



# મલબારમાં ઇસ્લામ

જનાબ ગાવેદ બકીની સાહેબ

[ શહેનશાહ જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહના રાજ્ય અમલ સમયે હિ. સ. ૯૮૨માં શેખ ઝૈનુદ્દીન અલ-મઅબરીએ લખેલી અરબી કિતાબ 'તુહફતુલ મુજાહિદીન'ના બીજા પ્રકરણનું ભાષાંતર ]

યહૂદીઓ અને ઇસાઇઓની એક જમાઅત કેટલાક સમયથી કદનકોરમાં આવી હતી.* આ શહેર મલબારનું પાટનગર હતું અને આજ સ્થળે રાજા પણ રહેતો હતો. આ લોકો એક મોટી નૌકામાં બેસીને પોતાના પરિવાર સાથે મલબારમાં આવ્યા અને અહિંના રાજા પાસે વસવાટ કરવાને માટે જમીનો, મકાનો અને બાગોની માગણી કરી અને આ દેશને પોતાનું વતન બનાવ્યું.

એના લાંબા સમય પછી મુસ્લિમ ફકીરોની એક જમાઅત આ શહેરમાં આવી પહોંચી. આ લોકો સિલોન હઝરત આદમ (અ૦)ના કદમની ઝિયારત માટે જતા હતા. રાજાને જ્યારે એમના આવવાની ખબર થઇ તો એમને પોતાની પાસે બોલાવ્યા અને તેમનાથી હઝરત પૈગમ્બરે ઇસ્લામ (સ૦)ની હાલત પૂછી. આ જમાઅતમાં એક વૃદ્ધ પુરુષ પણ હતા. તેમણે નબીએ કરીમ (સ૦)ના હાલાત, દીને ઇસ્લામની હકીકત અને મુઅજિઝા શક્કુલ કમરની કેફિયત બયાન કરી. જ્યારે રાજાએ આ બધી વાતો સાંભળી તો પૈગમ્બરે ઇસ્લામ (સ૦)ની સત્યતાનો સ્વીકાર કરી લીધો. તેના દિલમાં નબીએ અકરમ (સ૦)ની મહબ્બત સ્થાપિત થઇ ગઇ અને તેણે સાચા દિલે ઇસ્લામ કબૂલ કર્યો.+

---

* એક પ્રાચીન રિવાયત છે કે ઇરાનના બાદશાહ કેખુસરૂએ જ્યારે યહૂદીઓને ઇરાનમાંથી કાઢી મૂક્યા ત્યારે તે ઇરાની અખાતને માર્ગે મલબારમાં આવીને કોચીનમાં વસી ગયા. ડૉક્ટર ફોરસ્ટર (Forster) એક પોતાના પુસ્તક Godeus de Cochin (કોચીનના યહૂદીઓ)ના હવાલાથી લખ્યું છે કે ઇ. સ. ૩૬૮ની લગભગ યહૂદીઓનું એક ટોળું જેમાં સાત આઠ હજાર માણસો હતા, તે ઇરાનના ટાપુ (Magorea)થી રવાના થઇને મલબારના કાંઠે આવી લાગ્યા અને ૩૮૨ કોચીનમાં વસી ગયા.

સામાન્ય માન્યતા એવી છે કે મલબારમાં ઇસાઇ ધર્મ સેન્ટ થોમસ (St. Thomas)ના પ્રચારથી પ્રસર્યો છે. એ સિવાય સિરિયાના નસરાની (જે નસ્તૂરી ચર્ચના અનુયાયી હતા) અર્મેનીઅન અને કાનડિયાથી આવીને મલબારમાં આબાદ થઇ ગયા હતા.

---

+ વિદ્વાન લેખકે ઇસ્લામ સ્વિકારનાર રાજાનું નામ લખ્યું નથી, પરંતુ ઇન્ડીઆ ઓફીસના પુસ્તકાલયમાં અરબી ભાષાના બે પત્રકો (ચોપનીઓ) રહેલાં છે જે 'તુહફતુલ મુજાહિદીન'થી પહેલાંના લખાયેલાં છે. એમાં રાજાના ઇસ્લામ સ્વિકારવા અને મલબારમાં આવીને મુસલમાનોના વસવાનું વર્ણન કર્યું છે. આ બે ચોપાનીયામાંથી એકમાં રાજાનું નામ 'શકરવતી ફરમાડ' અને બીજામાં શકરવની ફરમાન લખેલું છે. 'શકરવતી' સંસ્કૃત ભાષાના શબ્દ ચક્રવર્તીનું અરબી અપભ્રંશ છે. એનો અર્થ થાય છે રાજા અથવા મહારાજા અને એને તામિલ બોલનારા એક સામાન્ય લકબ પ્રમાણે દરેક રાજ્યકર્તા માટે વાપરે છે. વિદ્વાનોએ તામિલ અને મલયાલમ આધારભૂત સાધનોથી મેળવીને મુસલમાન થનારા રાજાનું નામ ચેરામન પેરૂમલ (Cheroman Perumal) દર્શાવ્યું છે. ચેરામનનો અર્થ છે ચેરો વંશનો રાજા. 'ફરમાડ' અને 'ફરમાન' પેરૂમલના બગડેલા આ બે નામો છે.

રાજાએ ફુકરા (ફકીરો–સંતો)ને કહ્યુ કે જ્યારે તમે કદમ મુબારકની ઝિયારતથી પાછા ફરો, ત્યારે નબીએ અકરમ (સ૦)ની ઝિયારત માટે હુ પણ તમારી સાથે આવીશ અને તેણે તાકીદ કરી કે આ વાત મલબારમા કોઈની આગળ પણ કરશો નહિ ફુકરા જ્યારે સિલોનથી પાછા આવ્યા ત્યારે રાજાએ ગુપ્ત પુરુષને એક નૌકાનો બંદોબસ્ત કરવા માટે ફરમાઇશ કરી કે રાજા અને તેના સાથીઓ તકલીફ વગર સફર કરી શકે બંદર ઉપર ઘણાએ પરદેશી વેપારીઓની નૌકાઓ લાગરેલી હતી એક નૌકાવાળા સાથે બંદોબસ્ત થઇ ગયો રાજાએ જ્યારે પ્રવાસની તૈયારી કરી લીધી ત્યારે પોતાના કુટુંબીઓ અને રાજ્યના પ્રધાનોને બોલાવીને કહ્યુ કે હુ પ્રભુ પ્રાર્થનામા તલ્લીન થવા ઇચ્છુ છુ, જેથી એક અઠવાડિયા સુધી કોઇને પણ મળી શકીશ નહિ. એ પછી રાજ્યનો બંદોબસ્ત જુદા જુદા માણસોને સુપ્રદ કર્યો અને દરેકને નામે આજ્ઞા લખી આપી કે જેથી એક બીજાની સત્તામા કોઈ વાંધો ઉઠાવે નહિ મલબાર વાસીઓમા આ બનાવ આવીજ રીતે પ્રખ્યાત છે રાજાની અમલદારી ઉત્તરમા કન્જરકોટથી શરૂ થઇને દક્ષિણમા કમહરી સુધી પ્રસરેલી હતી

એ પછી રાજા ફુકરાની સાથે નૌકામા સવાર થઇ ગયો નૌકા પહેલા ફન્દરિનામા પહોંચી પ્રવાસીઓએ આ સ્થળે એક રાત વિતાવી, પછી અહિંથી ધરમફતન પહોંચ્યા, અહિં ત્રણ દિવસ રહ્યા પછી અહિંથી રવાના થઇને શહેરમા ઉતર્યા અહિં લાંબા સમય સુધી મુકામ કર્યો એક ટોળુ પોતાના મિત્રોનુ ભેગુ કર્યુ આ સૌએ ઇરાદો કર્યો કે મલબાર જવુ અને ઇસ્લામનો પ્રચાર કરવો ઇબાદત માટે મસ્જિદો બંધાવવી આવા અરસામા રાજા બીમાર પડી ગયો તેને જિન્દગીની કોઇ આશા રહી નહિ, ત્યારે તેણે પોતાના સાથીઓને વસીયત કરી કે હિન્દુસ્તાનના પ્રવાસ માટે અલગ રહે આ લોકો રાજાના સાથી હતા શરફ બિન માલિક, એમના ભાઇ માલિક બિન દીનાર, અને એમના ભત્રીજા માલિક બિન હબીબ બિન માલિક, વી એમણે રાજાને કહ્યુ કે અમે તો ન તમારા દેશને જાણીયે છીએ અને ન તો તેની સરહદોથી વાકિફ છીએ અમે આ ઇરાદો માત્ર તમે સાથે હોવાને લીધેજ કર્યો હતો રાજાએ એમના કહેવા ઉપર ઘણી વાર સુધી વિચાર કર્યો અને તેમને મલબારી ભાષામા એક પત્ર લખી આપ્યો જેમા તેણે પોતાના સગાસ્નેહીઓ અને રાજ્યકર્મચારીઓના પત્તા બતાવ્યા અને શિખામણ આપી કે કદન કનોર, ધરમફતન, ફન્દરીના અથવા કોલમમા ઉતરે એવુ પણ કહ્યુ કે મલબારમા કોઇને પણ મારા બીમાર થવા અને મરવાનો બનાવ કહેવો નહિ છેવટે રાજા મરણ પામ્યો એના બે વર્ષ પછી શરફ બિન માલિક, માલિક બિન દીનાર, માલિક બિન હબીબ અને એમની પત્ની કમરિયહ તથા બીજો પરિવાર મલબાર તરફ રવાના થયો જ્યારે કદન કનોરમા પહોંચ્યા ત્યારે રાજાનો પત્ર ત્યાના અધિકારીને આપ્યો તેણે પત્ર વાંચ્યો અને લખ્યા મુજબ અમલ કર્યો એ લોકોને જમીનો અને બાગો આપ્યા માલિક બિન દીનાર અને તેમના ભત્રીજા માલિક બિન હબીબે કદન કનોરમા વસવાટ કર્યો અને ત્યા એક મસ્જિદ બંધાવી એના કેટલાક સમય પછી માલિક બિન હબીબ પોતાની પત્નિ બાળકો અને માલમતા સાથે



કર્યા કોલમમા પોતાના કેટનાક પુત્રોને રહેના દીધા અને પત્નિને સાથે લઇને કદન કનોરમા આવી વસી ગયા આજ સ્થળે એમની અને એમના પત્નિની વફાત થઇ આ છે ટુંક વર્ણન મલબારમા ઇસ્લામ પ્રચારનુ

આ બનાવની તારીખ નક્કી કરવી અમારે માટે કઠીન છે મ્હોટે ભાગે બનવા જોગ છે કે આ બનાવ હિજરતે નબવીના બસો વર્ષ પછીનો હોય પરતુ મલબારના મુસલમાનોને ત્યા મશહૂર છે કે જે રાજાએ ઇસ્લામ સ્વિકાર્યો હતો તે હઝરત નબીએ અકરમ (સલ૰)નો સમકાલીન હતો જયરે એક રાતે ચાદના બે ટુકડા થતા જોયા, ત્યારે તે હઝરતે રસૂલુલ્લાહ (સલ૰,ની મુલાકાતનો લાભ લેવા મક્કાના પ્રવાસે નીકળી પડયો રાજા અને તેના સાથીઓ મલબારથી નીકળીને શહેરમા પહોંચ્યા અહિ રાજા મરણ પામ્યો આ જમાનામા મશહૂર છે કે આ રાજાની કબ્ર શહેરમા નહિ બલ્કે ઝફારમા છે, અહિના લોકો એને સામરીની કબ્ર કહે છે અને તે ત્યાના આમ અને ખાસ લોકોની ઝિયારતગાહ છે *

રાજાના અલોપ થવાનો બનાવ, મલબારના મુસલમાન અને બિન મુસ્લિમો બન્નેમા પ્રખ્યાત છે અને દંતકથા રૂપે પ્રચલીત છે પરતુ બિન મુસ્લિમોની માન્યતા છે કે રાજા આકાશ ઉપર ચઢી ગયો છે અને આશા રાખે છે કે મુકર્રર સમયે નીચે ઉતરશે એના નીચે ઉતરવાની એ લોકોએ એક જગ્યા ઠેરવી મૂકી છે અને ત્યા એક ઘણો મોટો હોઝ બનાવ્યો છે એક મુકર્રર રાત્રે આ સ્થળે રાજા પ્રગટ થવાની રાહ જોવામા આવે છે

આ વાત પણ પ્રખ્યાત છે કે રાજાએ રવાનગી પહેલા પોતાના સરદારોમા રાજ્યની વહેચણી કરી દીધી હતી પણ એનો એક સરદાર જેનુ નામ સામરી (ઝેમોરીન) હતુ, વહેચણી વખતે મૌજુદ ન હતો પાછળથી જ્યારે હાજર થયો ત્યારે રાજાએ પોતાની તલ્વાર તેને હવાલે કરી અને કહ્યુ કે એના બળ વડે જેટના બની શકે તેટના પ્રદેશ ઉપર કબજો કરી લ્યે થોડા સમય પછી આ સરદારે કાલીકટ ઉપર કબજો કરી લીધો મુસલમાનોએ આ સ્થળે વસવાટ કર્યો, જુદી જુદી જગ્યાઓના વેપારી અને કારીગરો પણ આવીને અહિ વસી ગયા વેપારની ખૂબ પ્રગતિ થઇ છેવટે આ સ્થળ એક મહાન શહેર બની ગયુ અને એને લીધે મલબારમા સામરી (ઝેમોરીન)ની શક્તિ ઘણી વધી ગઇ

મલબારના બધાય વતનીઓ કાફિર હતા એમનામા કેટનાક શક્તિશાળી અને કેટનાક નિર્બળ હતા બળવાન માણસો પોતાની તાકાતથી નિર્બળ લોકોની માલમતા ઝુંટવી લેતા હતા અહિ જે રાજકર્તાઓ હતા તેઓમાથી કેટલાકની સત્તા એક કસબાથી પણ વધુ ન હતી કેટનાકને ત્યા એકસો અથવા એનાથી પણ ઓછા સૈનિકો નોકર હતા કેટનાક મોટા રાજકર્તાઓને ત્યા બસો, ત્રણસો, ચારસો,

* ઝફાર—આ સ્થળ શહેરના પ્રદેશમા હિન્દી મહાસાગરના કિનારા પર છે (મુઅજ્જિમુલ બુલદાન ભાગ ૬) મોલાનાઓની કેટલીક મલ્યાલમ કિતાબો ઉપરથી જણાય છે કે રાજાની કબ્ર ઝફારમા છે કબ્ર ઉપર જે લેખ છે, તેમા એ રાજાનુ નામ અબ્દુર્રહમાન સામરી છે તે મલબારથી રવાના થઇને હિ સ ૨૧૨મા અરબસ્તાનના કિનારા પર પહોચ્યો અને એના ચાર વર્ષ પછી હિ સ ૨૧૬મા મરણ પામ્યો આ આધારે એના મિત્રો એની વફાતના બે વર્ષ પછી હિ સ. ૨૧૮મા મલબારની હદમા દાખલ થયા



આવશે તેમને ચોકીદારો તમારી પાસે પહોંચવા નહિ દે આ દસ્તૂર તો ઇરાની શહેનશાહોનો હતો—શું ? તમો તેનું અનુકરણ કરવા ચાહો છો ? શું તમને હઝરત મુહમ્મદ (સ૦)ની પૈરવી પસંદ નથી ? શું તમને ખબર નથી કે ઇરાનના શાહો ને મહેલોની ભવ્યતાથી પ૦ ભ્રષ્ટ કરવામા આવ્યા અને હઝરત મુહમ્મદ (સ૦)ની કાચી ઝુંપડીવાળાઓને અર્શોબરીની ભવ્યતા બક્ષવામા આવી એટલામાટે તમને જોઈએ કે આ હઝરત (સ૦)નુંજ અનુકરણ કરો કારણ કે એમાંજ તમારૂં આ લોક અને પરલોકનું હીત સમાએલું છે મે મુહમ્મદ બિન મસનમાહને તમારી ચોખટ સળગાવી દેવાનો હુકમ આપ્યો છે જેથી લોકો કોઈના પણ અટકાવ્યા વગર, વગર ખટકે તમારી પાસે સીધા આવી શકે અને જે કંઈ કહેવું હોય તે તમને ખુશીની સાથે કહી શકે

તમારા માટે ફક્ત બે રૂમો કાફી છે એક રહેવા માટે અને બીજી બેતુલ માલના માટે

જ્યારે હઝરત મુહમ્મદ બિન મસનમાહ (રદી૦) કુફામા પહોંચ્યા ત્યારે હઝરત સઅદ (રદી૦) ઘરમા હાજર ન હતા અને હઝરત મુહમ્મદ (રદી૦) ત્યા પહોંચતાની સાથેજ ચોખટને સળગાવી મૂકી

પરતુ એક રિવાયત છે કે હઝરત સઅદ (રદી૦) ઘરમાજ હાજર હતા અને હઝરત મુહમ્મદ (રદી૦) એ તેમને બહાર બોલાવીને હઝરત ઉમર (રદી૦) નો કાગળ સુપરત કરેલ. હઝરત સઅદ (રદી૦)એ તે કાગળને અદબના સહિત સ્વીકારીને પોતે ખુદ ચોખટને સળગાવી દીધી અને તે પછી હઝરત મુહમ્મદ (રદી)ને અંદર લઈ જઈ ખાતરદારી કરી

હઝરત મુહમ્મદ (રદી૦)ને હઝરત ઉમર (રદી૦)એ સોપેલુ કાર્ય પૂરૂં થવાથી તેઓ પાછા જઈ હઝરત ઉમર (રદી૦)ની ખિદમતમા અરજ કરી કે "હઝરત સઅદ (રદી૦)એ આપના હુકમની પુરી તામીલ કરી અને જરા પણ હા-કે-ના ન કહી" એ સાંભળી હઝરત ઉમર (રદી૦) ઘણાજ ખુશી થયા અને ખુદાના શુકરાના અદા કર્યા





 

# સાભાર–સ્વીકાર



**ઔલાદ**–મુસ્લિમ બાળકોમા લોકપ્રિય થઇ પડેના બાળમાસિકનો ઇદ–અંક અમને રિવ્યુ અર્થે મળ્યો છે મુસ્લિમ બાળકોનુ પહેલુ અને એકનુ માસિક હોવાનુ માન 'ઔલાદ' પામી ગયુ છે, એટલુજ નહિ પણ બાળપ્રિય થવાનુ ભાગ્ય પણ પ્રાપ્ત કરી રહ્યુ છે આ ખાસ અંક ૬૬ પાનાનુ વાચન પૂરૂ પાડે છે એમા મુસ્લિમ અગ્રેસરોના જીવન ચરિત્રો ઉપરાત નસીહતભરી વાર્તાઓ અને બાળ કવિતાઓ પણ છે 'ઔલાદ'' હજી વધુ ઉન્નતિ કરે એવી દુઆ સહિત, મુસ્લિમોને આ તેમના એકલાજ બાળ માસિકના ઉત્તેજનની અપીલ કરીએ છીએ વાર્ષિક લવાજમ રૂા ૨–૦–૦ ઔલાદ'' ઓફીસ જુમ્મા મસ્જિદ પાસે, જમ્પોટ

**''ધી ક્રેસન્ટ''**–ધી સૂરત મુસ્લિમ સ્ટુડન્ટસ ફેડરેશન તરફથી પ્રગટ થતા 'ધી ક્રેસન્ટ' નો બીજો ઇદ અંક અમને રિવ્યુ અર્થે મળ્યો છે નાનકડી શરૂઆતથી પ્રગતિ કરી રહેલા આ સાહસને મુસ્લિમો તરફના ઉત્તેજનની ખાસ જરૂર છે એની બધી આવક મુસ્લિમ વિદ્યાર્થીઓને મદદ કરવામા વપરાય છે અને તેથી એના ઉત્તેજનની જરૂરત દેખીતીજ છે અંગ્રેજી, ગુજરાતી તથા ઉર્દૂના આજના તથા આવતી કાલના ઉગતા લેખકોના પ્રસંગનીય પ્રયાસો આ અંકના અભ્યાસ પૂર્ણ લેખોમા દેખાઇ આવે છે એના તંત્રી જ૦ એમ વાય હારવા 'બખ્શી થી 'કારના ના વાચકો સારી રીતે પરિચિત છે અંગ્રેજી વિભાગ માટે જ૦ બી એક્ એડ્રુસ, ગુજરાતી વિભાગ માટે જ૦ યૂસુફ કૈઝુ નાલાઇ 'એખુદ'' તથા ઉર્દૂ વિભાગ માટે જ૦ મહમૂદમીયા કાગઝી જવાબદાર છે અને એમણે ફેડરેશનની આ કોશિશોને અપનાવી લેવા મુસ્લિમોને અપીલ કરીએ છીએ કિં ૭ આના

**'ઉમ્મીદ''**–ધી અન્દે કલમ સુરત તરફની ઉમ્મીદ' નામનુ ત્રીમાસિક દળદાર ઉમ્મીદો સાથે બહાર પડયુ છે આ ત્રીમાસિક બે ભાષાઓમા છપાયુ છે દાઉદી વ્હોરા ભાઇઓએ આ પ્રયાસને સફળતા અપાવવી જોઇએ ઉમ્મીદ'ના સચાલકો પોતાની ઉમ્મીદો પૂરી કરે એવી અમે ઉમ્મીદ રાખીએ છીએ ધી અન્દે કલમ, સૂરતના સરનામેથી મળી શકે છે

**''દીન''**–ઇદ પ્રસંગે અમારા અહમદાબાદી સહચરે ખાસ અંક બહાર પાડયો છે મુસ્લિમ અહમદાબાદી રાજ્યકરણમા 'દીન'એ અગ્ર ભાગ ભજવ્યો છે તેના ખાસ અંકને આવકાર આપતા અમને આનંદ થાય છે આ અંકમા ઇતિહાસિક સામગ્રીઓ પીરસાઇ છે અને ઠીક સારૂ વાચન પૂરૂ પાડે છે

**''નિઝામ''**–ભાઇ નિઝામુદ્દીન કુરેશીના તંત્રીપદ હેઠળ પ્રગટ થતા 'નિઝામ' માસિકનો ઇદ અંક પણ 'દીન'ની જેમ ઇતિહાસિક સામગ્રીઓ પીરસે છે આ ઉપરાત ઉર્દૂ નઝમો પણ આપવામા આવી છે 'દીન'ના નિઝામ માટે તથા 'નિઝામ'ના દીન (રસ્તા) પર સફળતા મળવા માટે જનાબ નિઝામુદ્દીન સા૦ને અભિનંદન !

**''રાહે નજાત''**–ઇરાના અસલી લોકો પરથીઓના આ સાહસે ૫૧ મી વસંત પૂરી કરી છે અને એ પ્રસંગ પર ઇદ અંક બહાર પાડયો છે આ અંક પણ ઇતિહાસિક લેખોથી ભરપૂર છે ''ખૂમજ આર્મ્ડક, નમાજ રગમા' આવતો અંક પ્રગટ કરવાની અભિલાષા તંત્રી સા૦ સેવી રહ્યા છે એ આશાઓ ફળે એવુ અમે ઇચ્છીએ છીએ

—આરેફ બી એ

—०—

મુંબઇ. (૪)

ગીરગામ પોસ્ટ તા ૨૦-૮-૩૧

તમારો પત્ર અને પુસ્તક મળ્યા અત્રથી ચાળીસ વર્ષ પર મે Persian Prosody with Figures of Speech નામનુ એક નાનુ પુસ્તક લખેલુ, એજ ધાટી ઉપર તમારૂ પુસ્તક લખાયલુ છે તે અંગ્રેજીમા છે તમારૂ ગુજરાતીમા છે એટલો ફેર અને ગુજરાતીમા આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પુછેલુ એમને હું રણછોડભાઇ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા નહાનકડા પુસ્તક સિવાય બીજુ કંઇ બતાવી શકેલો નહિ મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબંધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે તે પુસ્તકમા ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણુ કે તફાવત બતાવવાની કંઇ જરૂર ન હતી તમે ઉભા ઉતરી એ બન્ને ભાષાએનુ પિંગળ શાસ્ત્ર પરસ્પર કયા મળતુ આવે છે અને કયા કયા તેમા ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીમત ને ઉપયોગીતા વધારી છે

આપણા હાલના ગુજરાતી સાહિત્યમા તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે એની જોડીનુ બીજુ પુસ્તક મારી જાણમા નથી

(દી બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

(એમ એ. એલ. એલ બી)

[illegible]

અને

**શાઇરને કવિ બનાવનાર**

ફક્ત આજ એકજ પુસ્તક છે

**અરબી પિંગળ સરળ ગુજરાતીમા**

**"ઝાર," રાંદેરી કૃત**

# 'શાઇરી' ભા ૧--

ભાગ પહેલામ -અરબી પિંગળ, ૭૬ નમાર, છંદો ની સરળ સમજુતી, અરબી સંસ્કૃત પિંગળ મિલન કાવ્ય, પરીક્ષાની રીત, ઇત્યાદી

ભાગ બીજામા પ્રાસ (કાફિયહ) તૂકાન્ત (રદીફ),પદ્ય પ્રકાર ઇત્યાદી વર્ણન અને સમજુતી

કીંમત ૯ આના, પરદેશ એક શીલીંગ (પોસ્ટ ખર્ચ સહિત)

પ્રકાશક "વહશી" સાહિત્ય કાર્યાલય, સુરત

એજન્ટ —

**ધી ગદેર સ્ટોર્સ ટાવર રોડ સુરત**

અમદાવાદ તા ૨૦-૯ ૩૧

તમે મોકલેલા શાયરીના બે પુસ્તકનુ બુક પોસ્ટ નોકપુ છે તે મળ્યુ છે ફારસી અરબી પિંગળ ગુજરાતીમા ઉતારવાના આ તમારા પ્રયત્નુ છે તે જોઇ હું ઘણો ખુશ થયો, તમારા એ પ્રયત્નને સંપૂર્ણ સફળતા ઇચ્છુ છુ

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

(દી. બ.)

[illegible]

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે અરબી પર્શિયન ૭૬ રચનાના રણછોડભાઇ ઉદયરામ અને દી બ કૃષ્ણલાલ ઝવેરીના પુસ્તકો હયાત છે અને રણછોડભાઇનુ પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી અરબી પર્શિયન છંદ રચનાની ભાઇ ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છંગ સાથે સરખામણી કરી યાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે અરબી પર્શિયન પદ્ય રચના સબંધી કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.

૪ ૧૦-૩૧ M A

કોલેજ સુરત Professor of English & Gujrati

M T B College Surat

તમારૂ પુસ્તક હું ઉતાવળે વાંચી ગયો છુ અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણુ ઉપયોગી થઇ પડે તેવુ લખાયુ છે પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમા યમક યા પ્રાસ અનુપ્રાસને લગતી આટલી વિસ્તારથી સંપૂર્ણ સમજણ આપેલ મે વાંચી નથી એ માટે હું તમને મુબારકબાદી આપુ છુ, અને ઇચ્છુ છુ કે તમને આ તમારા પ્રયાસમા સંપુર્ણ ફતેહ મળે

મદ્રાસ લી૦ શુભેચ્છક

૧૬-૧૦-૩૧ (કવિ શ્રી) અરદેશર ફરામજી ખબરદારના ખુશ હાફિઝ

*Printed by* *Maganlal Mangaldas Patel*, at The Gangotri' Printing Press

*Kanpith, Khand Bazar* Surat

*Published by* *Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya

## સારૂં નથી હોતું

[ગઝલ]

બહુ સુંદર દીસે છે તે બહુ સારૂં નથી હોતું,
અને સારૂં બધુંએ વિશ્વમાં પ્યારૂં નથી હોતું

નજર લાગી છે મ્હારા દિલને કોઈ ખૂબસૂરતની,
કે બસ જ્યારે જુઓ ત્યારે કદી સારૂં નથી હોતું

અમારી મોડમાનું દિલ, તમારે સાથ આપે છે!
અરે! મ્હારૂં ગણું છું તેય પણ મ્હારૂં નથી હોતું

કમળના ફૂલ જેવા આપને કે'નાર બને છે,
કમળનું ફૂલ પણ કંઈ એટલું સારૂં નથી હોતું

શિખામણ શેખની સારી પરંતુ સાવ ખારી છે,
નમક મીઠું ગણો છો તેય શું ખારૂં નથી હોતું ?

—શેખચલ્લી

# રવિ

ડીસેમ્બર | તંત્રી 'વહશી' | ૧૯૪૨







પુસ્તક ચોથુ ✦ અંક ૪ થો

## અંતરનો આવાઝ

અય, ગોશાનશીન આબિદ! બેશક તુ એક પવિત્ર માણસ છે અને તારો વખત ખુદાની ઇબાદતમા વીતે છે, પરતુ સવાલ એ ઉભો થાય છે કે, તારી આગોશાનશીની અને ઇબાદત ગુઝારીથી ખલ્કે ખુદા (દુનિયા)ને કયો ફાયદો પહોંચી શકે છે? તુ તે મોતી અને હિરા જેવો છે, જેણે દુનિયાની રોશની હજી જોઈ ન હોય ખુદા તને ઇબાદત સાથે ખલ્કે ખુદાની સેવા કરવાનુ પણ ફરમાન કરે છે, કારણ કે ખુદાની નઝદિક ખલ્કે ખુદાની સેવા એ એક શ્રેષ્ઠ કામ છે

■ ■ ■ ■

ન્યાયાધિશે ગુનેહગારને સઝા કરી એ બિચારાનો ગુનેહ એ હતો કે ભયકર મુફલિસી અને ભૂખમરાના કારણે એણે ચોરી કરી એ ગુનેહગાર ઠર્યો અને એને સઝા થઇ પણ સઝા દેનાર ન્યાયાધિશે એ ન વિચાર્યું કે પોતે પણ ખાનગીમા કુદરતના કેટલાએ કાનુનોનો ભગ કરી રહ્યો છે, છતા પણ એ પોતે પોતાને બે ગુનાહ સમજી રહ્યો છે, પણ એક દિવસ એવોએ આવશે કે દુનિયાના ગુનેહગારોને જેમ પોતે ગુનાહોની સઝા કરતો, તેમ તેને પોતાને પણ ગુનાહોની સઝા ભોગવવી પડશે.

■ ■ ■ ■

યુરોપના વૈજ્ઞાનિકો સાયન્સના મુકાબલામા ખુદાને ભૂલી ગયા અને સાયન્સને જ ખુદા સમજી બેઠા એમને એ ખબર નહોતી કે કુદરતનો બદલો અને પકડ કેવી ભયકર હોય છે જ્યારે કુદરતે જોયુ કે સાયન્સના ગુમાનમા એઓ કુદરતને ગણકારતાજ નથી, ત્યારે કુદરતે પણ એમના પોતાનાજ સર્જેલા સાયન્સના હથિયારો વડે હવા, પાણી અને ઝમીન પર આગ વરસાવી અને એઓ અદરો અદરજ એક બીજાનુ ખૂન ચૂસવા લાગ્યા જેને આપણે 'લડાઈ'ના નામે ઓળખીએ છીએ

■ ■ ■ ■

તમને બીજાની બુરાઇઓ અને કમઝોરીઓ તરત નજરે પડે છે પણ તમે કદી પણ તમારી પોતાની હાલતનો વિચાર કર્યો છે? હુ કહુ છુ કે તમે તમારી ગુઝરેલી ઝિન્દગીનુ સરવૈયુ કાઢો, અને પછી જવાબ આપો કે એવો કયો ગુનાહ છે જે તમે નથી કર્યો? બીજાની બુરાઇઓ અને કમઝોરીઓ જોવા કરતા તમારા પોતામાથી એ બદીઓને સાફ કરો તો તમે એક ઉત્તમ મનુષ્ય બની જશો

(ઉર્દુ પરથી) —"મુસ્લિમ"





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનુ ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૨૨૪) (હે પૈગમ્બર!) કહી દે હુ એ (તબ્લીગ)ના ઉપર કઇ બદલો માગતો નથી તેમ હુ બનાવટ કરનારાઓમાથી નથી એ (કુર્આન) તો કુલ જહાનવાળાઓ માટે માત્ર નસીહતજ છે અને એનો અહેવાલ થોડી મુદ્દત (મૌત) પછી તમે જાણી લેશો (કુર્આન)

* * * *

(૨૨૫) તુ કહી દે (ખુદાપાક કહે છે કે) હે મારા ઈમાનવાળા બન્દા પોતાના પરવરદિગારથી ડરો, જેમણે નેકી કરી તેમને માટે આ દુન્યામા પણ ભલાઈ છે, અને ખુદાપાકની પૃથ્વી વિશાળ છે, અડગ રહેનારાઓનેજ તેમનો સવાબ બેશુમાર મળશે (કુર્આન)

* * * *

(૨૨૬) (શુ મુશરિક સારો છે) અથવા તે જે રાતની ઘડીઓમા સિજદા કરીને અને ઉભા રહીને બન્દગી કરે છે (તેમ) આખેરતથી ડરે છે અને પોતાના પરવરદિગારની રહમતની આશા રાખે છે, તુ કહી દે શુ જ્ઞાની અને અજ્ઞાની કઇ સરખા થઇ શકે છે? (અને) બોધ તો તેઓજ ગ્રહણ કરે છે જેઓ બુદ્ધિશાળી છે (કુઆન)

* * * *

(૨૨૭) અમે તારા ઉપર લોકો (ની હિદાયત) માટે સત્યતા સાથે કિતાબ ઉતારી છે, પછી જે કોઈ રાહ પર આવ્યો તો પોતાનાજ ભલા માટે, પણ જે કોઇ ભમતો રહ્યો તે માત્ર પોતાનાજ બૂરા માટે ભમે છે, અને (હે પૈગમ્બર!) તુ તેમના ઉપર રક્ષક નથી. (કુર્આન)

* * * *

(૨૨૮) અલ્લાહ દરેક વસ્તુનો બનાવનાર છે અને તેજ દરેક વસ્તુનો રક્ષક છે આકાશો અને પૃથ્વીની કુચીઓ તેનીજ પાસે છે અને જેઓએ ખુદાપાકની વાતોથી નકાર કર્યો છે તે લોકોજ ટોટામા પડેલા છે (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સ૦નુ ફરમાન (હદીસ)

**મૌલાના અબ્દુર્રહીમ મલિક સાહબ**





(૨૨૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે માણસ રાત દિવસમા બાર રકાત પઢ્યા કરે, તેને માટે જન્નતમા એક મહેલ તૈયાર કરવામા આવે છે, ચાર ઝોહર પહેલા અને બે તેના પછી અને બે મગરિબ પછી અને બે ઈશાની પછી અને બે મગરિબ પછી અને બે ઇશાની પછી અને બે ફજરની પહેલા. (તિર્મિઝી)

× × + ×

(૨૨૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે કોઇ એમ કહે નહિ કે એ અલ્લાહ! જો તુ ચાહે તો મને માફ કર, એ અલ્લાહ! જો તુ ચાહે તો મારા પર રહમ કર, પણ તેને જોઇએ કે પાકો ઇરાદો કરી દુઆ માગે કારણ કે કોઈ તેના પર જબરદસ્તી કરનાર નથી (કે દુઆને કબૂલ કરવાથી અટકાવે) (બુખારી)

× × × ×

(૨૨૬) રસૂલુલ્લાહ સ૦લએ ફરમાવ્યું કે જ્યારે તમારામાનો કોઇ જોડા પહેરે તો તેને જોઇએ કે જમણા પગથી શરૂ કરે અને જ્યારે તે કાઢે તો ડાબા પગથી શરૂ કરે. અને તેને જોઇએ કે બન્ને જોડા સાથે પહેરે અથવા બન્ને સાથે ઉતારે (મુસ્લિમ)

× × × ×

(૨૨૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યારે કોઈ પુરૂષ પોતાની સ્ત્રીને બીછાણા તરફ બોલાવે ફરી તેણી ના પાડે અને તે ગુસ્સામા રાત કાઢે તો સવાર થાય ત્યાં સુધી ફરિશ્તા તેણી પર લાનત કરે છે. (સહીહૈન)

× × × ×

(૨૨૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યારે કુતરૂ તમારા કોઈના વાસણમાં પીએ તો તે (વાસણ)ને સાત વાર ધુએ (મુસ્લિમ)

# આવાઝકી દુનિયાકે દોસ્તો



આવાઝકી દુનિયાકે દોસ્તો! આજે તમને ઇકબાલની એક પંક્તિનું સ્મરણ કરાવીને પછીજ આગળ વધીશ

**'ફૂલકી પત્તીસે કટ સકતા હૈ હીરેકા જીગર!'**

તેમ આજે કાગળની કરાતથી પેપરના જિગરો કપાઇ રહ્યા છે લીટલગની જ્યારેથી ભયંકર લડાઇએ બીજી વસ્તુઓની જેમ કાગળની દુનિયાને પણ તળાપાટ ઝાટક કરી નાખી છે પરદેશથી જરાય કાગળો આવતા નથી દેશના ૪-૫ કારખાનામા જે કાગળો બને છે તેના ૯૦ ટકા તો ગવર્મેન્ટ ખરીદી લે છે બાકીના ફક્ત ૧૦ ટકામા આખા દેશના પેપરો, વહેપારીઓ વગેરેને નભવાનુ છે એટલે જ્યા સુધી સ્ટોકમા કાગળો છે ત્યા સુધીજ ઘણા ખરા પેપરો નભશે અને પછી કડડભૂસ થઇ જશે જાણો છો? જે ૨૬ કાગળ ૩ રૂપિએ રીમ મળતા હતા તે આજે ૪૦-૪૨ રૂપિયે રીમ થઇ ગયા છે કારવામા વપરાતા કાગળો ૮ રૂપિયે રીમના હતા ગઇ દિવાળી પહેલા એનો ભાવ ૨૮ રૂપિયા હતો, અને આજે ૫૫ રૂપિયા છે ધ્યાન કરો ૫૫ રૂપિયે રીમના કાગળોથી કારવા કેમ કરીને ચલાવી શકાય? અને વળી તેય જોઇએ એટલા મળતા નથી! આમ કાગળની કરાતથી બીજાઓની જેમ કારવાનું જિગર પણ વ્હેરાઇ રહ્યુ છે

'કારવા'ના તંત્રી સાહેબે જણાવ્યું કે 'સ્ટોકમા એકજ અંકના કાગળ છે હવે કેમ કરીશુ?' મુસ્લિમ-ગુજરાતનુ એકનુ એક માસિક આમ કાગળની કરાતથી વ્હેરાઇ જાય એ કેમ પરવડે? અને અમારી ઑફિસના એક ખુણે હાથ બનાવટના કાગળો બનાવવાનું સાહસ આરંભ્યુ છે જો ઇન્શાઅલ્લાહ એ સાહસમા અમે સફળ થયા તો આવતો અંક હાથ બનાવટના કાગળથી નીકળશે જો કદાચ કાગળો તયાર થવામા ઢીલ થશે તો અંક કદાચ મોડો પણ નીકળશે પણ અમારા વાચકો ખાતરી કરાર રાખે કે બીજાઓની જેમ બબ્બે ને ત્રણ ત્રણ અંકો એક સામટા પ્રગટ કરવાની બુરાઇથી ખુ। અમને બચાવે દુઆ કરો કે અમે અમારા સાહસમા સફળ થઇ બીજા પેપરોને પણ માર્ગદર્શન કરવાની પ્રેરણા આપી શકીએ ને તેઓ પણ હાથ બનાવટના કાગળના તરપો પાયથી ગુજરાતી સાહિત્યને પાંગળુ થતુ બચાવી લે'

●

શિઆળો પોતાની સાથેજ ધરી લાવ્યો ટાઢાં ભેત જેવા થઇ ગયા છે! સોલોમન ટાપુમા અમેરિકનોએ જાપાનને ટાઢ ચડાવી દીધી છે, તો ગુણુગુણુમા ઑસ્ટ્રેલીયન સોલ્જરોએ પણ જાપાનને ઠીક શિઆળાની મોસમને

અનુકૂળ મેથીપાક જમાડયો છે મીસરને મોરચે ૮મી સેનાના સેનાપતિ મોટગોમરીએ રોમેલ જેવા રોમેલને ટાઢ ચઢાવી છેક ટ્રીપોલી સુધી રેતીમા વહાણ ચલાવતો કરી દીધો છે તો બીજી બાજુથી અમેરિકન અને બ્રિટીશ સૈન્યે એકાએક અલ્જીરીયા-મોરોક્કોને ઝપી લઇને હીટલરને ટ્યુનીસમા ટાઢ ચઢાવી દીધી છે ડાર્લાએ બ્રિટીશ-અમેરિકન છત્રછાયા નીચે આવી સેનાની મોધવારીમાય સ્હસ્તે અલ્જીરીયામા તાજ પહેરી લઇને લાવવ-પોતાને ટાઢ ચઢાવી દીધી છે વળી તુનાના કાફલાએ થોડી ઘણી જગા સમાધી લઇને તથા ઉત્તર અને પશ્ચિમ ફ્રાન્સમા બધા નરકરોએ મિત્ર રાજયોનો સત્કાર કરીને હીટલર-મુસોલીનીને છેકજ ટાઢા બોળ કરી દીધા છે દાર્લાએ ઉત્તર આફ્રિકામા જઇને એવુ ઉંધીયુ-બાફ્યુ છે કે સરમુખત્યારોને આવી ટાઢમાય પરસેવો નછુટી ગયો છે વળી અધુરામા પુરૂ ચર્ચીલ મહાશયે રેડીયો પ્રવચન કરીને મુસોલીનીને તો જાણે બરફની ગાદી પર બેસાડી દીધો ! આતો એવા પ્રદેશની વાત થઇ કે જ્યા શિયાળો ઝાઝો પોતાની જાત બતાવતો નથી, પણ જ્યા સોળે કળાએ શિયાળો ખીલે છે એવા રશિયામા તો સ્ટેલિન, હીટલરને ટાઢ ચઢાવીજ દે એમા શુ નવાઇ ? અત્યાર સુધી જર્મનો રશિયનોનો પોક ઝુડતા હતા પણ હવે રશિયનો જર્મનોને ખૂબ પેટ ભરીને પોક ખવરાવી રહ્યા છે ! લાલ લશ્કરો પાચ પચ અંગીઠીઓ ચેતાવીને નાઝીઓનો પોક પડી રહ્યા છે !

શિયાળાની સીઝનને લાયકનો મેથીપાક અને અડદપાક પણ લાલ લશ્કર નાઝીઓને જમાડી રહ્યુ છે ! તેનો વેગ જોતા મરેલા, ઘવાએલા ને કેદ પકડાએલાઓની જાહેર થતી સખ્યા જોતા આવતી હોળી સુધીમાતો જાણે બધાજ જર્મનો, રશિયામા સ્વાહા થઇ જવાના એમ જણાય છે પછી બા કોણ જાણે ગયા શિયાળાની જેમ પ્રચારના પડઘમ વાગતા હોય તો ભગવાન જાણે ! કદાચ શિયાળાનો બરફ પીગળી જતા નાઝીઓના મુડદા ગ્રીષ્મ ઋતુમા ભૂત બનીને ઉભા થાય તો ? તો શું ? સ્ટેલીન પણ કઇ જેવો તેવો ભૂવો નથીને ?

●

ઉતરાણના પતંગાની કાણી અહીંસી તઇને તંઇસી અહીં પેચ લડાવતા ફરતા રાજાજીને જોઇ વિષ્ટિ કરવા જતા અંગદનુ સ્મરણ થઇ આવે છે હિંદને સ્વરાજ મળે કે ન મળે મડાગાંઠનો ઉકેલ થાય કે ન થાય પણ આ કળિકાળને વિષે રાજાજી જેવો અનંત આશાવાદી માણસ બીજો જન્મવો મુશ્કેલ છે ! આટલી દોડાદોડી તો ત્રેતાયુગમા હનૂમાનેય નહિ કરી હોય ! રાજદ્વારિ ક્ષેત્રના નોરેલ અને હાર્ડી મનાતા સપ્રુ ને જયકરનો રેકર્ડ પણ રાજાજીએ તોડયો છે અનેકને આગળો ધક્કા ખાતા એક બૂટના તળીયા ફાટી જાય તો બીજે બૂટ વસાવીને પણ ધારેલી મુલાકાત કરવી ને તેમા જરાય સફળતા ન મળે છતાય હીમત ન હારવી પરાજયનેજ વિજય માનવો અને 'ના' ને 'હા' સમજવી એતો રાજાજીનુજ કામ બીજાનુ નહિ ! આશાવાદમા તો રાજાજીએ મજનુ ને ફરહાદનો પણ રેકર્ડ તોડયો છે ! જેમ નેપોલીયનની ડીક્ષનરીમા અશક્ય શબ્દ ન હતો તેમ રાજાજીની નોધપોથીમા નિરાશા



પ્રબન્ધ નથી! ભલે એમને એમેરીકી વિમાન આપવાની ને કિનાયત બોલાવવાની ના પાડતા હોય, પણ અમને તો આશાજ છે કે એ છેવટે કોઇ કનકવાની પૂછડી પકડીને પણ વિલાયત જશે ને પાર્લામેન્ટના બારણા ઠચમ-ચાવશે! ભલે અત્યારે બીજા નગારખાનામા એમની પીપુડીનો અવાજ કોઇ ન સાભળતુ હોય પણ એ બનાય નગારખાના વાગી વાગીને ઢીલા થઇ જશે યા ફાટી જશે, ત્યારે સમ્રાટની પીપુડીનો સૂર સારા જમતને કાને સભળાશે અસ્તુ

●

શહેનશાહ અકબરની તાજેતરમા ઉજવાએલી જ્યતિ પ્રસગે પ્રગટ થયેલા થોડાક આકડા જોઇને આજના આપણા અર્ધભૂખ્યા દેશીબનોને જરૂર આશ્ચર્ય થશે, અને જે મુગ્લોને પેટ ભરીને નીદનામા આવતા અને આવે છે તેમના સમયમા હિંદ કેવુ સમૃધ્ધ અને સુખી હતુ તેની કઇંક કલ્પના આ નીચે લખેલા આકડા વાચવાથી આવશે

| અકબરના સમયમા | | ચાલુ સમયમા | |
|---|---|---|---|
| ઘઉ ૧ રૂાના | ૧૮૫ રતલ | ઘઉ ૧ રૂાના | ૬ રતલ |
| જવ ,, | ૨૭૭ાા ,, | જવ ,, | ૯ ,, |
| ચોખા , | ૧૧૧ , | ચોખા ,, | ૫ ,, |
| ઘઉનોઆટ ,, | ૧૮૪ ,, | ઘઉનોઆટ ,, | ૫ાા ,, |
| દૂધ ,, | ૮૯ , | દૂધ ,, | ૮ , |
| ઘી ,, | ૨૧ ,, | ઘી ,, | ૦ાાા ,, |
| ખાડ ,, | ૧૭ ,, | ખાડ ,, | ૫ ,, |

આમ આપ-ઓનાકીના ભાવોમા આસ સાન જમીનનુ અતર પડવાનુ કારણ જાણો છો? ત્યારે હિંદનો પૈસો હિંદમાજ રહતો હતો, ત્યારે ગણ્યા ગણાય નહિ એટના રેલ ન હતા ત્યારે ચાહની હોટલો ને દારૂના બાર ન હતા ત્યારે સીનેમાના થીએટરો ન હતા ત્યારે રોજને રોજ બદલાતી ફેશન, પફ, પાઉડર, લીપસ્ટીક, લવડર, બ્રૂટપાલીસ એવુ કશુય ન હતુ! ત્યારે દરબારીના એ ઘરની શોભા ગણાતી, આજે ફેન્સી ફર્નીચર ઘરની શોભા ગણાય છે ત્યાર આપણે વિચાર કે આચારમા કોઇના ઓશિયાળા ન હતા ને આજે તો બાણુઉન, ગણુતર ને ચણતર એ બધુજ પરદેશથી ઉછીનુ આવ્યુ છે! ત્યારે લોકોમા આન હતી, ભારતની શાન હતી, આજે આન ગઇ શાન ગઇ ને ખાલી દુકાન રહી ગઇ છે! ત્યારે લોકોના દિનમા ઇમાન હતુ, સ્વમાનનુ ભાન હતુ, તો શાતિનુ સ્થાન હતુ આજે દિનમા ઇમાન નથી, સ્વમાનનુ ભાન નથી તો શાતિને સ્થાન નથી! રાજ ગયુ, તાજ ગયુ ને બગલમા વગાડવાનુ સિતાર કે સારગી જેવુ સાજ રહી ગયુ છે! આખોમાથી લાજ ગઇ ને ગળામા પખાજ રહી ગઇ છે! ધરમ, કરમ, ને શરમ ચાલ્યા ગયા છે, ને આખો પર ઉજાગરાનો વહેમ રહી ગયો છે! મરદો ઘુઘરા પહેરીને નાચે, અને બૈરા તાળીયા પાડીને ગરબે એ જમાનામા ભૂખમરો ન હોય તો બીજુ શુ હોય?

ફક્ત, ફેશનના ભ્રમણ ચેપરથી સોસાઇ ગયુ છે, માસને ફેશનના ડાસ ભરખી ગયા છે, પછી હાડ ને ચામ બાકી રહે એમા શુ નવાઇ? ગાડી મોટર ને આગબોટ આવી ગામના ગામ ખાલી કરીને માલ લઇ જઇ પરદેશના ધામ પર ચઢાવ્યુ, પછી ભૂખના



કામ ન દેવાય તો બીજું શું દેવાય? હવે તો રહમ કરે ખુદા, અને ટાળે ભૂખથી આપદા એજ દિલી દુઆ છે

❂

'સાકી' પીવરાવી પીવરાવીને અનેકને મદહોશ બ'કે બેહોશ કરે એવુ તો સાભળ્યુ છે પણ દિલ્હીનુ 'સાકી' નામે માસિક તો જાતે પીને મદહોશને બદલે બદહોશ બન્યુ છે દેહરીયતના જોશમા ને નવિનતાના મોહમા ન છાપવાનુ છાપી બેઠુ છે જરા ધ્યાનથી વાચો ને વિચારો

'એક એ પણ જમાનો હતો કે જ્યારે ગરીબ બિચારી માનવતા, એકલી પોતાની આત્મશુદ્ધિને માટેજ નહિ પણ પોતાની દિલી અને દિમાગી બધીય જરૂરતોને માટે પણ પયગમ્બરે દીન તરફ નજર કરતી કૃષ્ણ, બુદ્ધ, જરથોસ્ત, મુસા, ઈસા, મહમદ વગેરે તરફ જગત ખેચાયુ હતુ એ બધાય પયગબરો ગજ્જારિ બળવાખોર હતા અને જરા વધુ અભ્યાસ કરશો તો જણાશે કે એ બધાય લામઝહબ ધર્મ વગરનાજ હતા! જો કે કાલ સુધી ગમે તેમ ચાલ્યુ, પણ આજે તો ન એ પયગબરોનો ધર્મ આપણી આડે આવી શકે છે કે ન તો તેમની ધર્મથી વિમુખતા આપણને રોકી શકે છે એમનુ કાયમ કરેલુ જીવન પોરણ નિનજ્ઞાપદાકારક કામ, નહકે બિલ્કુલ નુકસાનકારક સાબિત થયુ છે ખુદાની ઉમર કેટલી બધી વીતી ચૂકી છે તેનો પણ વિચાર કરવો જોઇએ! ખુદા અને ખુદાના માનનારાઓએ હવે સસાર પરથી હાથ ઉઠાવી લેવો જોઇએ, એમને હવે એકદમ પેન્શન આપી દેવુ જોઇએ એમણે ઘણા કાળ સુધી જગતની સેવા કરી, હવે એ ભલે આરામ કરે! જરા લામઝહબ-ધર્મને ન માનનારા લોકોને પણ જગતને દોરવાનો મોકો આપે!" આવુ દેહરીયતથી ભરપૂર લખાણ? નઉઝોબિલ્લાહ એક મુસ્લિમ માસિકમા? એક મુસ્લિમ કલમથી લખાય? અને તે પણ કયા? દિલ્હી જેવા એક ઇસ્લામી સસ્કૃતિના પુરાણા ધામમાથી! લીગનુ સેન્ટર સ્થાન, જમીયતુલ ઉલમાનુ મુખ્ય ધામ, અનેક દીની સસ્થાઓનુ ગામ, સેકડો દીન દોસ્તાનુ વિરામ સ્થાન, અને એવી એક મોતેબર જગ્યાએથી આવુ લખાણ પ્રગટ થાય એ કેમ બને? અને છતા બન્યુ છે! એ અણઘડ કલમને એટલુય ભાન નથી કે કૃષ્ણ, બુદ્ધ, ને જરથુસ્તને તો તેમને માનનારી કોમોય પયગબર ગણતી નથી ને એ વિદ્વાન લેખકના મગજમાથી એ તુક્કો ક્યાથી ઉત્પન્ન થયો? ને મૂસા (અ૦) ઇસા (અ૦), હ૦ મોહમદ (સ૦) જેવાને બળવાખોર ને લામઝહબ કહેવા એ સૂર્ય પર ધૂળ ઉડાડવા સમાન છે! ધર્મના સ્થાપનારને જેના કરોડો પયરવો હોય તેમને લામઝહબ કહેવા એ કેવી અધ બુદ્ધિ! અને ખુદા ઉપર આક્ષેપ! દેહરીયતે એ કલમવીરની અક્કલનુ દેવાળુ કઢાવ્યુ છે! અને વળી ખુબીની વાત તો જુવો કે 'સાકી'ના એડીટરે તો એ લેખને દિલચસ્પીથી વાચવાની ભલામણ પણ નોટદ્વારા કરી છે? ગફલતની પણ હદ હોય છે ને? આવી દેહરીયતની નવિનતા એના કદરદાનોને ભલે મુબારક હોય, મુસલમાનોને એની જરૂર નથી એ બેહોશ 'સાકી' ભલે બેહોશ હોય પણ વાચકોને પોતાના જેવા બેહોશ ન ધારે!

❂



# મારાં સ્વપ્નાંઓની દુનિયાં !

—મને મારા સ્વપ્નાઓથી જગાડતા નહી
—કેમકે હું ઝિંદગીને સ્વપ્ના જેવી સમજું છું
—મારાં ખૂબસુરત સ્વપ્ના મને ભૂતકાળ અને ભવિષ્યકાળની ખબરો આપે છે
—મારા સ્વપ્ના વસંત ઋતુના વાદળાની માફક રંગીન હોય છે
—અને જુન મહીનાનાના સૂર્યની માફક ઝળકતા હોય છે
—મારા સ્વપ્નાઓની દુનિયા આકાશમા છે ન જમીનમા છે
—પણ એક છુપાએલી અને ખાસ જગ્યામા છે
—નકકી ત્યા ઉંચા ઉંચા પહાડો છે
—અને દિવાઓ ચમકયા કરે છે
—વહેતી નદીઓમા જે આઝાદીનો રાગ અલાપે છે
—મને મારા સ્વપ્નાથી ન જગાડો
—મારા સ્વપ્ના મને ઝિંદગીનો પાઠ ભણાવે છે
—અને મોતનો નિબંધ શીખવે છે
—મારા દોસ્ત શું એજ ઝિંદગી છે?

# મોહબ્બત !

—મોહબ્બતના ગીતો પહાડોમા ગુંજી રહ્યા છે
—મોહબ્બત, જંગલોમા અને ઝરણાના વહેતા પાણીમા નાચી રહી છે
—મોહબ્બત, ચાંદની રાતોમા પડછાયાની સાથે વિંટળાએલી છે
—મોહબ્બત, અંધારાના પરદામા તારલાઓથી ચીતરેલી છે
—મોહબ્બત, તીતલીઓનું સ્વરૂપ ધારણ કરી ખેલ્યા કરે છે
—મોહબ્બત, આગીયાઓ જેવી બની ઉડયા કરે છે
—મોહબ્બતને, દુનિયાની નેઅમતોથી ખેપરવાઈ છે
—મોહબ્બત, માટે પાયમાલ થવુ નવી ઝિંદગી છે
—મોહબ્બત, સફેદ ચાદરમા ખુશી ખુશી થઈને સૂઈ રહી છે
—મોહબ્બત, મખમલના ગાલીચાઓને આંસુઓથી ધુવે છે
—મોહબ્બત, ઝુંપડાઓમા નિશાથી ચકચૂર રહે છે
—મોહબ્બત, ઉંચા ઉંચા મંદીરોથી દૂર રહે છે !

અનુવાદક 'મઝાક' સાહેબ




"સુરતી, સોથી ગગની ધાચણનેય સંપ એની લોકપ્રિયતાની પરવાજ નથી"

(બ ક ઠાકોર)

મુમ્બાઈથી આપનુ ફરમાન વ્યાજબી છે પરંતુ કેટલાકોને એવી લોકપ્રિયતાની ભારે ખુજલી છે તેનુ કેમ? જુઓને અમારા મિત્ર "આસિમ"નેજ એમની આબની સર્ફ કનાઇ ઉપડી જવા છતા હજી એ "રદિયાળા" રઢ છોડતા નથી! અમે તો તેમને "મુમ્બઇથી દ્વારકા સુધી" લોકપ્રિય (?) લેખાવ્યા ત્યારે તેમણે તેઓના 'વેણી'કાર મિત્ર પાસે પોતાને "**મુમ્બઇથી દિલ્હી સુધી, અને એકી સાથે કિર્તિ મેળવનાર સર્વદેશીય ગુજરાતી જનતામા લોકપ્રિયતા પ્રાપ્ત કરનાર**" લખાવ્યા હવે આપજ કહો કે એમને એ લોકપ્રિયતાની કેટલી બધી ચેળ છે! વળી એ '**સર્વદેશીય ગુજરાતી** જનતા' મઇ હશે? મૂળમા ગુજરાત એક પ્રાન્ત છે, તેને એક દેશ તરીકે પણ માનીએ, તોય તેમા વસતી જનતા **એકદેશીય** ગુજરાતી છે અને ગણાય છતા આ '**સર્વદેશીય**' ગુજરાતીનો શો અર્થ? શુ ગુજરાતમા વસતા અંગ્રેજો, અમેરિકનો, ચીનાઓ વગેરેમા તે લોકપ્રિય હશે? વળી '**એકી** **સાથે** કીર્તિ પ્રાપ્ત કરનાર"માનો "**એકી** **સાથે**"નો શો અર્થ? આ સર્વથી પણ વધુ નવાઇ તો "દિલ્હી સુધી"ની છે ગુજરાત અને દિલ્હી વચ્ચે જે **રાજપુતાના** અને **મારવાડ** આવેલા છે તે 'વેણી'ના સંપાદકના મનમા કઇ વિસાતમાજ નહિ હોય શુ? ત્યા પણ મારવાડીઓને મોઢે "**મા કો આસિમ બાંકો હૈ**" એવુ તે સંભળાયા હશેજ અને દિલ્હીમા તો ગુજરાતી "આસિમ"ના કાવ્યો વાચી વાચીને દિલ્હીગરા "માશાઅલ્લાહ" અને "ખૂબ ખૂબ"ની દાદ દઇ રહ્યા હશે! નહિ વારુ!

હવે આપજ કહો કે આ લોકપ્રિયતાની ખુજલી ગગની ધચણથી ચઢે કે નહિ? જે નથી તે દેખાવાનો દંભ આદમીને કેટલુ જુઠુ બોલાવડાવે છે? હાય! લોકપ્રિયતાની ખુજલી! હત તેરીકી

• • •

" શ્રી આસીમ રાંદેરીના અલબેલીપુ અભણુ હર્ષિકને આ નોંધ અર્પણ કરુ છુ"
(સંપાદક વેણી તા ૧૧-૭-૪૨)

પરશુરામના કુહાડાના આ જમાનામા 'વેણી'વાળાની એ નોંધ અમે એટલા માટે સ્વીકારવાને લાચાર છીએ કે એ નોંધમા જે

સિક્કો યા છાપ મારેલા છે તે હવે મુનશીની એ ત્રણ દુકાનો સિવાય સાહિત્યની દુનિયામાં બીજે ક્યાંય ચાલે તેમ નથી એટલા માટે હાલ તો એ સિક્કાને "વેણી"વાળા પોતાની તિજોરીમાંજ સંઘરી રાખે તો કેવું ?

વધુમાં એ બહુ ભણેલા તંત્રીને અમે એટલુંજ પૂછીએ છીએ કે એ "અલ્સટીપું" આપ કઈ ભાષામાં લખી રહ્યા છો ? ગુજરાતીમાં તો એ જોડણીવાળો શબ્દ ક્યાંય અમે જોયો નથી, જ્યાં પણ જોયો છે ત્યાં એનું સ્વરૂપ બીજુંજ છે અમુક શબ્દો પણ પસંદ લખતા નથી આવડતું એટલા ભણતર ભડોળ પર આપ બીજાઓને અભણ કહેવા કયા મોઢે નીકળ્યા છો ? ગમ્મત હોય તો આ બીજીવાર કહેવું પડે છે કે "ભગવાન થઈને લડવા આવો જેથી વાર ન કરી શકો તો માર તો ખમી શકો"

• • •

"આસિમે આ વેળાની પોતાની 'દિલબીરો'" અમને અર્પણ કરી છે એમની એક ભેટ, જેમાં તેઓ "ચોપાટીને આરે" એકલા બેસી રડી રહ્યા છે તે અમે કબૂલ કરતા નથી, એનું એક કારણ તો એ છે કે તેઓએ અમને હરીફ માન્યા છતાં અમારી સામે આંસૂ સારે શું વળવાનું છે ? બીજું તેના ઉપર 'અર્પણ'ને બદલે 'અપર્ણ' લખેલું છે એટલે તે 'વેણી'ના સંપાદકનેજ અમે અર્પણ કરીએ છીએ

• • •

" જે સંસ્થાના ઇતર અધિકારીઓ,–પોતાના મુખ્યાધિકારી–જે પ્રમુખ મહાશય–તેમની જ એવી દુર્દશા કરી મૂકે છે, તે સંસ્થાના અમારે સભ્ય થવું એ તો એમનાથીએ બુરી વલે અમારી કરાવવાનેજને ? પણ એવી વલેનો ઉપભોગ કરવાની અભિલાષા અમારે દિલે ઉઠી શકતી નથી એટલે લાચાર "

('ગુજરાતી' વિ ક વૈદ્ય)

સાહિત્ય પરિષદમાં ભાગ લેવાની સલાહ આપ્યા કરતા મ્હારા એક મિત્રને ઉપરનું લખાણ ખાસ વાંચી જવાની ભલામણ કરૂં છું "પાકિસ્તાન"નો વિરોધ કરી રહેલા શ્રી મુનશીએ ગુજરાત સાહિત્ય પરિષદમાં પોતાનું "સ્તાન" એવું જમાવી દીધું છે કે તેમા–તેમના મંડળ સિવાયના બીજાઓને માટે સ્થાનજ નથી ત્યાં બાપડા ગુજરાતી મુસ્લિમ સાહિત્યકારોની તો વિસાતજ શી ? વળી આપણે મુસલ્લાઓ તે ગુજરાતી જાણી કે સમજીજ શું શકવાના હતા ?

• • •

"સયાજી વિજય"માં વાંચ્યું કે,

'વડોદરાની સાહિત્ય સભા તરફથી કવિઓનો 'મુશાહીરો' થવાનો છે'

આટઆટલા ગુજરાતી 'મુશાએરા' થવા છતાં હજી જે લોકો એનું ખરું નામ બોલવા યા લખવાનું નથી જાણતા તેમને તે શું કહેવું ? પણ ત્યારે તેઓ શા માટે આવડે તેવું "કવિ સંમેલન" નથી લખતા ! ખરું જોતા તો એ કવિ સંમેલનજ હોય છે, 'મુશાએરો' નહિજ પણ હું ધારૂં છું કે વડોદરામાં જે થવાનું છે તે "મુશાહીરો" જ હશે એટલે કે એક મુશા અને બીજો હીરો એમ બે ભેગા મળીને ગાશે એટલે મુશા + હીરો થઈ રહેશે

• • •

તમારી પાસેના પુસ્તકોને એક એક કરીને જોઈ જાવ ધારી ધારીને બરાબર જોઈ



ગયા પછી હવે દરેક વિષે જરા વિચારો કે એ આપની પાસે ક્યાંથી આવ્યા? કેવી રીતે આવ્યા? કેમ લાગે છે? કે તે કઇંક આવીજ રીતે આવ્યા હતા

(૧) વેચાતા લીધેલા
(૨) માગી આણેલા
(૩) અદલા બદલીમા મળેલા
(૪) બક્ષીસ યા ભેટ મળેલા
(૫) ક્યાંકથી જડેલા
(૬) વારસામા મળેલા

હવે તમારા મિત્રોને એક પછી એક યાદ કરી જાવ અને વિચારો શુ સમજાય છે તમને? મિત્રોનું મળી આવવુ પણ પુસ્તકના મળી આવવા જેવુ—બરાબર તેવુજ—નથી લાગતુ? હજીએ ન સમજાયુ હોય તો વિચારના દોરાને જરા વધુ લાબો કરો

આપે બજારમા એક સુદર પુસ્તક જોયુ, પસદ કર્યુ ખરીદવાનો વિચાર કર્યો પણ વેચાતુ લેવા પહેલા ખિસ્સાને ખૂબ તપાસી જોયા ખરીદવાનુ સભવિત લાગતા છેવટે તે ખરીદ્યુ આજ ઉદાહરણ મારા કેટલાક મિત્રોને લાગુ નથી પડતુ? એમની પસદગી પહેલા તમે તમારી જાતને ખૂબ ખૂબ ટટોળી નહોતી જોઇ? અને સભવિત લાગ્યુ ત્યારેજ તમે તેમની દોસ્તી નહોતી બાધી?

ઉઘાડુ છે કે ભોગ દઇને મેળવેલી વસ્તુ બહુ વહાલી લાગે છે અને તેથી આવા મિત્રોનુ સ્થાન પણ તમારી નિગાહમા ઉચ્ચજ રહેવાનુ

કેટલાક લોકો વાચવાના શોખીન હોવા છતા પુસ્તકો ખરીદતા નથી પણ માગીતુ ગાને પોતાનો શોખ પુરો કરે છે કગોય ભોગ આપ્યા સિવાય મિત્રો મેળવવાની આશા રાખનાર યા મિત્રના ટકાવી રાખવાના ઇચ્છુક મિત્રો પણ આવાજ લેખાયને? જરૂરતના પુસ્તકો, અને પસદગીના મિત્રો ભોગ દઇને દરેક જણે મેળવવા જોઇએ એ તમને વાજબી નથી લાગતુ? શુ પુસ્તકો, કે શુ દોસ્તો, દરેક જણ સપૂર્ણપણે હરહમેશ તેને મેળવીને રાખવાની હાલતમા નથી હોતો એટલે કે ખૂટતા પુસ્તકો અરસપરસ બદલી કરીને વચાય છે મિત્રોની પણ આવી બદલાબદલી કરી શકાય છે કોઇ કવિને કોઇ શેખજી મિત્ર હોય તો તે બીજા શેખજીને આપી તેની પાસેથી કવિ મિત્ર મેળવી શકે છે જો કે એ વિનિમય અઘરો છે પણ અશક્ય નથી

કેટલાક લોકો મિત્રોની સખ્યા એટલી બહોળી ધરાવતા હોય છે કે તેમને "મિત્રોની લાયબ્રેરી" કહી શકાય આવી લાયબ્રેરીમાથી જોઇતા પુસ્તકોની પેઠે જોઇતા મિત્રો પણ મેળવી શકાય છે અલબત્ત એ "મિત્રોની લાયબ્રેરી" તમારી મિત્ર હોવી જોઇએ

બક્ષીસ મળેલા યા જડી આવેલા પુસ્તકોમા દમદાર ઓછા હોય છે, દોસ્તોનુ પણ એવુજ છે એકાએક મળી આવેલા મિત્રો કેટલીકવાર ભારે પડે છે વારસામા મળેલી કિતાબો જેમ ખવાઇ ચવાઈ ગએલી હોય છે તેમ વારસામા મળેલા મિત્રો પણ ઉતરેલા ટાયર જેવા હોય છે

• • •

## રતાવા સબધી

અમારા કતાવા વિભાગના સપાદક મૌલાના અહમદ અશરફ સાહેબ બહારગામ ગયા હોવાથી ચલુ અકે કતાવા પ્રગટ કરી શકયા નથી તે બદલ વાચકો દરગુજર કરી

—તત્રી



# " ઈદ "

[ એક ક્રાન્તિકારી દૃષ્ટિએ ]

**આજે** પૈસાદારોના પ્રસાદોમા ઇદની તૈયારી રહી છે ચારે બાજુએ આનંદ અને ઉત્સાહનુ વાતાવરણ છવાયુ છે વૈભવ અને વિલાસની ઘડીઓ, ભેટ-સોગાતે, ભપકાદાર પોશાકો પાછળ મુસલમાનો હજારો નહિ પણ લાખો રૂપિયા પાણીની માફક વહાવશે, બેગમોના માટે જરી, જ્યોર્જેટ અને રેશમી કપડાં ખરીદાશે બાળકોના માટે રંગબેરંગી પોશાકો, દિલનવાઝ પ્રિયાઓના માટે સોનેરી રિસ્ટવૉચો, રેશમી સાડીઓ, અને ઘર શૃંગારવા અને સુશોભિત કરવા અર્થે સેંકડો રૂપિયાઓનો સરસામાન વસાવશે એ બધુ શા માટે? ઇદના માટે! ફક્ત એક દિનના કૃત્રિમ આનંદ માટે! પરંતુ શુ તમે કદી વિચાર પણ કર્યો છે? કે જેમની ગાઢી કમાણી આજે તમે પોતાના ઐશો આરામ ઉપર નિછાવર કરી રહ્યા છો તેઓ પણ ઇદ ઉજવી રહ્યા છે, યા નહિ?

કેટલા દુઃખની બીના છે, કે લોહી અને પરસેવો એક કરી કમાણી કરનારા મઝદૂરો, ખેડુતો તો ફાકા ઉપર ફાકા કરે, ભૂખે મરે, ફૂટપાથ ઉપર સૂએ અને તમે મહેલો અને બંગલાઓમા રહેનારાઓ સ્વાદિષ્ટ ખોરાક ખાનારા, ગરીબોની કમાણી તવાયફોના નાઝ-નખરા, અને નાચ ગાન ઉપર, અને મદિરા પાનના દૌર ઉપર, શાદીયોની મસ્તી અને આનંદ, વિનાસ અને ઇદની ખુશીયો ઉપર ખર્ચ કરી દો શુ એજ ઇન્સાફ છે?

શુ માનવતા એનુજ નામ છે? અફસોસ! ગરીબ મઝદૂરનુ અંતિમ લોહીનુ ટીપુ ચૂસી લીધા પછી પણ આજ તમે દુન્યામા સભ્યતા વાળા ગણાઓ છો? તમને શી પરવા! ગત દિનનો શ્રમજીવી ફાકા કરે-યા ભૂખે મરે પરંતુ તમને તો બસ વૈભવ-વિલાસથી કામ છે! ખરે! દુનિયા પૈસાદારો માટે છે ગરીબો માટે તો દોઝખ બની ગઇ છે! હે, શ્રીમંતો! તમને આનંદ ઉત્સવમાથી ફુરસત મળતી હોય તો સાંભળો! શુ એ પ્રમાણે તમે ઇદની ખરી ખુશી પ્રાપ્ત કરી શકો છો? નહીં હરગિઝ નહીં! કેમકે તમારા દેશમા હજારો વ્યક્તિઓ ભૂખમરા ઉપરાન્ત તેઓના અંગ ઢાકવા માટે શરીર ઉપર એક તાર વસ્ત્ર નથી! શુ આજે તેઓને ત્યા પણ ઇદ હશે? શુ આજે તેમના બચ્ચાઓ પણ તમારા બચ્ચાઓની માફક ભપકાદાર પોશાકો પરિધાન કરી માત-પિતાને આનંદમગ્ન કરશે?

શુ તમે બતાવી શકો છો? તે અનાથોની દયાજનક ફર્યાદો, જે પ્રાતઃકાળથીજ તમારા કર્ણોમા આવી રહી છે તમને પોકારી પોકારી કહી રહ્યા છે, કે હે! ધનવાળાઓ! હે! માન મરતબાવાળાઓ! શુ અમે તમારી જેમ ઇન્સાન નથી? શુ અમારી કને તમારા જેવુ લાગણીવશ હૃદય નથી? શુ અમારામા ઉમંગ અને આનંદની ઉર્મિઓ નથી? શુ તેજ સર્વશક્તિમાન અલ્લાહે અમને પૈદા કર્યા નથી, જેણે તમને મનુષ્ય બનાવ્યા છે? પરંતુ તમે

તમે ગફલતની નિદ્રામા બેભાન નર્મ નર્મ ગાદીના ઉપર રહેતી નિદ્રાની મઝા લઈ રહ્યા છો! તમને ફાકા મસ્તોથી શુ વાસ્તો? ભૂખડી બારસોથી શુ કામ?

શુ તે વિધવાઓ-જેમના શૌહરોને મોતે તેણીઓથી છીનવી લીધા છે, અને જેમની પાસે એક ટુકડુ પણ ખાવાનું નથી તેઓ પોતાનુ અને પોતાના યતીમ બાળકોનુ પેટ ભરી શકે? ઇદ ઉજવી શકે છે? હરગિઝ નહી, હરગિઝ નહીં! શુ તે મઝદૂર જેણે લાગલાગટ બાર કલાક લગી તડકાની સખ્તીમા કામ

કરી, એટલી મઝદૂરી મેળવી હોય, જે ત્હેના કુટમ્બીજનોને પેટ પુરતુ પ બસ ન હોય આનદ મેળવી શકે છે ? નહિ ! શુ તે નિર્ધન કિસાન, અને મીન મઝદૂર, જે નિશદિન સખ્ત મહેનત ઉઠાવ્યા છના પોતાની સઘળી કમાણી મુડીવાદીઓને ભેટ ધરી દે છે, તે ઇદ ઉજવી શકે છે ? તો પછી ત્હમને શો હક છે કે એક કૃતિમ આનદ ખાતર લાખો રૂપિયા પાણીની જેમ વહાવી દો ? શુ એટલા માટે કે ત્હમારી અલ્મારીઓ, ઝરો જવાહિરાતથી ભરપૂર છે ત્હમારી તિજોરીઓ નોટોના ભારથી હાફે છે ' ત્હમારી કને ગગનચુમ્બિત બિલ્ડીગો અને કાર ખાના છે ? નહી, નહી ત્હમારી અલ્મારીઓમા ખેડૂતોની હસરતો છે ! તમારી તિજોરીમા ગરીબોના નિશ્વાસ છે ! મઝદૂરોની અભિલાષાઓ છે ! અનાથોના આર્તનાદો છે ! અને વિધવાઓના છુપા રૂદનો છે ! ત્હમારી ઇમારતો અને મીલોમા મઝદૂરોનુ લોહી છે-યાદ રાખો, અગર ત્હમે હજી પણ ભાનમા નહિ આવશો, તો 'ક્રાન્તિ'ના તફાની પ્રવાહમા એવી રીતે વહી જશો કે ત્હમારૂ નામ નિશાન બાકી નહિ રહે! કેમકે મઝદૂર અને કિસાન હવે જાગ્રત થઇ ચુક્યા છે એમને પોતાના હકોનુ ભાન થઇ ચૂક્યુ છે માટે સાવચેત થઇ જાઓ હજી પ્રાત કાળ છે મઝદૂરો અને ખેડૂતોના હકોનો લિહાઝ રાખો તેઓની ફર્યાદ સાભળો તેઓને માન–સન્માનની નઝરે નિહાળો તેઓના કામની પૂરેપૂરી મઝદૂરી અદા કરી દો તેઓની 'ઇદો'નો પણ ખ્યાલ રાખો ત્યારે તો ત્હમારી 'ઇદ'–'ઇદ' થશે નહિ તો નહિ જ'

—'મુઝતર' (પોરાજી)





# જાગો અને જગાડો

(ગ ઉ. મ)

'સારે જહાં કા દર્દ' જેના જીગરમા સમાયું હોય અને જેની વેદનાનો અનુભવ એની વાણીમાથી ઝરતો હોય એને હું સાચો કવિ કહું છું એની દષ્ટિ વિશાળ હોવી જોઇએ અને એના હૃદયમા જગત બધુત્વ Universal ની ભાવના હોવી જોઇએ

ઉર્દૂ સાહિત્યમા ૧૯મી સદીના અત સુધી એવી ભાવના નહિ હતી ત્યારે 'સાહિત્ય સાહિત્ય માટેજ' હતુ એ સમયની કવિતા અર્થ વિનાના અલકારોથી લદાએલી હતી એ પછીની ઉર્દૂ કવિતામાં 'કારીગરી' દષ્ટિએ પડે છે

ઉર્દૂ કવિતાના શૈશવકાળથી કિશોરાવસ્થા સુધીના 'આતિશ' અને 'નાસિખ' ની કવિતાઓમા એજ વૃત્તિ વ્યાપેલી હતી જ્યારે મધ્યકાળના 'અમીર' 'દાગ' અને 'જલાલ' ની કવિતામા ભાષાની સુદરતા સાથે આત્મલક્ષીપણુ દષ્ટિએ પડે છે વીસમી સદીના આરભ પછી 'સાહિત્ય સાહિત્ય માટે' છે એ દષ્ટિકોણમા પલટો આવે છે આ પરિવર્તન સમયના કારણે હતો અને 'સાહિત્ય જીવન માટે છે સાહિત્યને જીવનના પ્રત્યેક અગનુ વહન બનાવવુ જોઇએ પરતુ ઉર્દૂના શાઇરોએ કમનીય કાન્તિ અને કામના ઉપરજ વિશેષ લક્ષ આપ્યુ

'સાહિત્ય જીવન માટે છે' એ દષ્ટિકોણે કવિઓની આખો ખોલી નાખી અને એમને દીર્ઘદર્શી બનાવ્યા એટલુ જ નહિ પણ એમને પોતાની રચનાઓની ભૂમિકા સકુચિત લાગી અને એમને સકીર્ણતાનુ ભાન થયુ

ઉર્દૂ શાયરી પ્રથમ ગઝલ અને તગઝઝુલ સુધી સકુચિત હતી આજે તેને નવીન વિચારો અને ચિતન માટેનો વિશાળ માર્ગ મળ્યો અમીરોની ઊચી ઇમારતોથી લઇને ગરીબોની ઝુપડી સુધીના જીવનને સાહિત્યએ સ્પર્શ કર્યો છે ખેડુત, મજુર ગરીબ વિધવા અને અનાથોની વેદના, કવિ અનુભવી રહ્યો છે ગોઝારા મુડીવાદની સામે કવિએ કલમનો જગ માડ્યો છે જે શાયર ગઝલના ઓઝલમા માત્ર સ્ત્રીઓથી વાર્તાલાપમા લીન હતો તે હવે આઝાદીથી મહા ચમરબધીઓ સામે ઝુઝે છે જેમનુ માનસ ગઇકાલે કાલ્પનિક પ્રેમ-સૌંદર્યની મૂર્તિમા મસ્ત હતુ તેમને આજે સત્ય લાધી ગયુ છે

પેગમ્બરોની જેમ કવિઓ પણ પ્રત્યેક દેશ અને કાળમા પ્રજાના સસ્કાર માટે ઉત્પન્ન થયા છે અને સમયને ઓળખીને અલખ જગાવે છે

અઢારમી સદીમા રૂસો અને વોલ્ટેઅર ફ્રાન્સની પ્રજાને હચમચાવી મુકી હતી નસરતી નામના તુર્કી શાયરે જગે અગોરામા તુર્કીઓની માનસિક વૃત્તિઓને પલ્ટી નાખી હતી

ઇરાનમા અહમદશાહના રગ રાગોના કારણે પ્રજા અધોગતિના પથે પડી હતી તેને ઇશ્કી નામના કવિએ ફાસીના માચડે ચઢીને ઉગારી હતી કવિવર ઇકબાલ અને એમના સમકાલીનોએ દેશ-પ્રેમના ગીતો લખીને હિદી મુસલમાનોને પ્રેરણાનુ અનુપાન કરાવ્યુ આજે પણ ઉર્દૂના થોડાક એવા કવિઓ વિદ્યમાન છે જેમના કથનમા ક્રાન્તિના ચમકારા છે

જે ક્રાન્તિ આજે ડોકિયા કરી રહી છે એને આવકારવાની કે વારવાની શક્તિ કવિ

એમાં છે હિંદના કવિઓને યુગનો પુકાર છે કે, કવિઓ જાગો અને પ્રજાને જગાડો બનવાનું બાનીને રહેશે પરંતુ જે કવિ સમય પારખીને આત્માનો અવાજ રજુ કરશે તેનું નામ ઇતિહાસના પાને અમર રહેશે કવિનું કવન પ્રજાના જીવનની આરસી છે. ઉર્દૂ શાયરીને અજરઅમર કરવી હોય તો કવિઓએ વર્તમાન કાળના પોકારને ઝીલવો પડશે મન-રંજની-સભારંજની વાયડી-વેવલી શાયરીને વર્જ્ય ગણવી પડશે

ગઝલ તો શાંતિકાળની ઉપજ છે, કવિઓના દિમાગમાં એવા વિચારો સુરક્ષિત રહી શકે છે, જ્યારે રંગ-રાગનો સમય આવશે ત્યારે પુન તમારી મેહફિલોમાં સાકી અને સુરાનો રંગ જમાવજો, અત્યારે ગઝલનું શિર્ષક 'શૃંગાર'થી બદલી નાખો તગઝ્ઝુલના સ્થાને કલ્પના, લાગણી, સ્વાભિમાન અને ચિંતનની સ્થાપના કરો. એકાંતમાં બેસીને ભાવનાના પુષ્પની કાલ્પનિક સેજ સજાવવા કરતાં માનવીના પોતાના વાસ્તવિક કંટકોને વાળી-ઝુડીને સાફ કરી નાખો ચિંતનનો વિષય નીતિ અને સુધારાનો હોય બાગરૂ બોલીમાં બોલવાના બિભત્સ અલંકારોના મુશાયરા બંધ કરો પુરૂષ અને પ્રકૃતિના સબંધની સાંકળના અંકોડાને મજબુત કરો. જડતાએ ચેતનના ચેહરા ઉપર જે કાળા પડદા નાખ્યા છે તેને ચીરીને આવતી કાલની ઓળખ માટે નવી રેખાઓ દોરો ગઝલની મિલકત જર્જરિત બની ગઇ છે લાખો વાર

સાંભળેલી જરી-પુરાણી કથાઓ હવે કાનને પણ ગમતી નથી માટે જાગો અને વતનને જગાડો આદમીને ઇન્સાન અને ઇન્સાનને ફિરિશ્તા-દેવ બનાવવાનો પ્રયાસ કરો

રાજકારણના ભયાનક હસ્તક્ષેપને પ્રેમના કોમળ અને કમનીય કરો થકી રોકો અને જગતને સુખ શાંતિના ધામ સુધી પહોંચાડવામાં મદદ કરો

આજની કવિતા એવી હોવી જોઇએ જે સાંભળીને માનવ બુદ્ધિ અને હૃદય હચમચી ઉઠે અને તે કર્તવ્ય પરાયણ બને

જગત મહાન સત્ય સુધી પહોંચવાનો એક માર્ગ છે અહિંનો પ્રત્યેક આત્મા એક મુસાફર છે એ મંઝિલ-ધામનું જ્ઞાન કોઇને છે અને કોઇને નથી કવિની "મંઝિલ" એનું "ધ્યેય" હોય છે પરંતુ ઉર્દૂના એંસી ટકા ગઝલગારોનું કોઇ ધ્યેયજ નથી ગઝલકારો માટે નવા વિચારોના માર્ગ બંધ થયા છે અને તેથીજ ગાલિબે કહ્યું છે કે,–

બકદ્રે શૌક, નહિં ઝર્ફે તંગનાએ ગઝલ
કુછ ઔર ચાહિયે વુસ્અત મેરે બયાં કે લીયે

'નિજાનંદ માટે ગઝલનું ક્ષેત્ર સંકુચિત પરંતુ મારા કથનને કાંઇક વિશેષ વિશાળ ક્ષેત્રની જરૂર છે'

આ યુગ નઝમોનો છે અને હવે પછીનો યુગ પણ કદાચ નઝમોનોજ હશે *

–'સીમાબ' અકબરાબાદી.

* ફતેહપુર સિક્રીમાં ૨૦-૬-૪૨ના થયેલા મુશાયરના પ્રમુખપદેથી



# નસીબ શું નિજની નેમ છોડી યુગાંતરોને કરે ગ્રહણ છે?



જગત મરણને શરણ નથી પણ મરણ જગતને ચરણ શરણ છે,
મરણ છે તે એક ઝિન્દગી છે જે ઝિન્દગી છે તે એક મરણ છે

અમારા અરમાન સારા નારા કઇ પ્યારા ન્યારા કઈ ન્યારા ન્યારા,
છણુવણું કાલપણ હતા ને છણુંવણુ હાય આજ પણ છે,

જો તેને મળવાનુ થાય છે મન તો મન કરીને મુંઝાય છે મન,
જે આશ જન્મે છે મનના મનમા નિરાશ તેનુ કરે હરણ છે

કથાઓ મારી હૃદય વ્યથાની ઘણી જફાની ઘણી વફાની,
રહી છે કયા કોઇ જણુથી છાની ન છાનુ એનાથી કોઈ જણ છે.

સિતમ સહુ છુ તો મૌનભજક પરતુ કયા જઇને દાદ ચાહુ?
સિતમ તો એ છે કે દિલ સિતમગરનુ દર્દશૂનું અને કઠણ છે

હુ માર્ગ દર્શકના ચીલેચીલે કરૂ શુ ચાલીને શાને ચાલુ?
પથિકના પગલાનુ પથ પર તે અરે કરે જ્યા અનુકરણ છે

સુરા છલોછલ ભરેલ જામો નજર નિકટ હો છતા વિમુખતા?
મને તો લાગે છે હે! નિષેધક પ્રણયના પાઠોથી તું અભણ છે

ફકીરને મે અમીર જોયો અમીરને મે ફકીર જોયો,
નસીબ શુ નિજની નેમ છોડી યુગાતરોને કરે ગ્રહણ છે?

પ્રસગ સેવી કઈ કાળ કેરા "ફહીમ" જાણું છુ પેતરા હું,
ભલે તે મુજ નાશ–તાકમા છે પરતુ તે પણ તો રજકરણ છે

"ફહીમ" વાકિફી

# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૫૩૮

શત્રુના સદ્‌ગુણો ઉપર પ્રકાશ પાથરવાનુ અને પોતાના નેતાઓની ખામીઓ ઉપરથી પડદો ઉચકી લેવાની નૈતિક હિમ્મત આપણામા કોણ જાણે કયારે જન્મશે ?

૫૩૯

અન્ય દેશો કે પ્રજાઓના તિરસ્કારથી ભરપૂર એવા ઇતિહાસોની આપણને જરૂર નથી પોતાના દેશનો સાચો ઇતિહાસ આપણા બાળકો સમક્ષ રજુ કરવાની અસત આવશ્યકતા છે કોઇ બે સ્વર્ગસ્થ બાદશાહ કે રાજાના ચરિત્રોને ખૂબ કાળા ચીતરવાથી દેશનુ દળદર ફીટવાનુ નથી આજે ચાલતા ઇતિહાસોમા અપરિપકવ વીગતો અને અસબદ્ધ તારીખો સિવાય બીજુ હોય છેજ શુ ?

૫૪૦

આપણી વર્તમાન શિક્ષણ પદ્ધતિ સમય અને શક્તિને વેડફી નાખનારી છે પારકા દ્રષ્ટિબિન્દુએ અપાતા શિક્ષણથી આપણુ ભાવિ ઉજ્વળ થવાની આશા રાખવી એ નરી નાદાની છે શિક્ષણની પદ્ધતિ કોક નક્કી કરે, અને શિક્ષણ લેવા આપણા બાળકો જાય એ પરતુજ વસમી છે શિક્ષણ સ્વતત્ર હોવુ જોઇએ વિદ્યાર્થીને પોતાને શુ ભણવુ અને શુ ન ભણવુ એ નક્કી કરવાનો અધિકાર હોવો જોઇએ અને વડીલોને શાળાઓની વ્યવસ્થા કરવાની સ્વતત્રતા હોવી જોઇએ પરદેશી કપનીઓએ પોતાના દ્રષ્ટિબિન્દુએ તૈયાર કરાવેલા પાઠ્ય પુસ્તકો આપણા બાળકોને ફરજીયાત ખરીદવા પડે, એ પ્રથાજ, સાવ અવળી, અને આપણા માટે હાની કર્તા છે

૫૪૧

આપણી શાળાઓની ઇમારતો ભલે ભવ્ય ન હોય, પણ આપણા બાળકો ભવ્ય થાય, તેવી શિક્ષણ પ્રવ્રુતિની આપણને અસત જરૂર છે સુદર ઇમારતો ઠાઠ અપાતી કુરૂપ કેળવણીથી આપણા બાળકોનો વિકાસ અટકે છે, એ આપણે જાણવુ જોઇએ, જાણતા હોઇએ, તો યોગ્ય એવા એકદર સુધારા કરવા તત્કાળ તત્પર થવુ જોઇએ

૫૪૨

બાળકને કયો વિષય પસદ છે, કયા વિષયને પચાવવા બાળક તત્પર છે, એ બધુ જાણ્યા પછી પ્રત્યેક બાળકને પ્રોત્સાહન મળે એવા માર્ગો ગ્રહણ કરવા જોઇએ ભણે કોક અને વિષયની પસદગી કોક કરી આપે, એ સાવ અનુચિત છે

૫૪૩

ભાષા શીખવાનોજ જેને શોખ હોય, તેને વધારેમા વધારે ભાષાઓ શીખવવામા મદદ કરવી જોઇએ પાચ સાત વિષયોમા બાળક અપૂર્ણ રહે, એ કરતા એકાદ વિષયનો તે અજોડ અભ્યાસી થાય, એ વધુ ઉત્તમ છે

૫૪૪

બાળક સ્વેચ્છાએ પચાવી શકે તેટલુ શિક્ષણજ તેના કામનુ છે શિક્ષણની સુગ ચઢે, એટલુ અથવા એવા પ્રકારનુ શિક્ષણ પરાણે અપાવવાના પ્રયત્ન થવા જોઇએ નહિ વધુ ખોરાકથી જેમ અપચો થાય છે તેમ ઇચ્છા

વિદ્ધ મગાવેલા શિક્ષણનો પણ અપચો થય છે કેટલીક વખતે તો પરાણે નાખેલુ પાણીથી સાવ જુનાઇ જવા પામે છે

૫૪૫

શિક્ષણ પદ્ધતિમા એટલો સુધારો થવો જોઇએ કે બાળકો પોતાને નિત્ય ઉપયોગમા આવતી વસ્તુઓ જાતેજ તૈયાર કરી લેવા સમર્થ નીવડે પેનથી માડી ને પેન્સીલ સુધીના સર્વ વસ્તુઓ પારકા હાથે બનેલી વપરાય એ કરતા બાળકોને પોતાને બનાવતા આવડે એવી વ્યવસ્થા થવી જોઇએ

૫૪૬

જિન કેટલાએક શિક્ષકો શિક્ષણની શરૂઆત ગાળ (સાલા કે એવોજ એકાદ બીજો શબ્દ)થી કરે છે એ પ્રથાનો સત્વર અત આવી જવો જોઇએ મા-બાપ અને શિક્ષકનુ અનુકરણ બાળકો સહજ કરે છે શિક્ષક પોતેજ ગાળ કાઢે તો શિક્ષણ લેનાર છોકરાઓ શુ શીખે એ વિચારી લેવાનો ધર્મ વડીલોનો છે આપણી શાળાઓની ઇમારતો ભલે ઉચી ન હોય પણ શિક્ષકો ઉચ્ચ વિચારના અને આદર્શ હોવા જોઇએ

૫૪૭

અન્ય પાસેથી આપણી શીખી લેવા કરતા જાતે કાઇ પણ ચીજને સમજવાના પ્રયત્ન કરવા એ વધારે ઉત્તમ છે, એવુ બાળકોના મગજમા ઠસાવવુ જોઇએ

૫૪૮

ભાષાનો ઉપયોગ કરતા શીખવવામા આવવો જોઇએ કારણ પોતાનો હેતુ શો છે, એ સમજાવી દેવુ એજ ભાષાનો ખરો ઉપયોગ છે નજરોની માગ-મારીમા પોતાનો અર્થ પણ વ્યક્ત ન કરી શકાય એ શા કામનુ ?

૫૪૯

સ્વદેશની સર્વોત્તમ પેદાશ સર્વોત્તમ પુરૂષો અને આદર્શ જનેતાઓ છે સખ્યાબધ કારખાનાઓ કરતા શાળાઓ રૂપી કારખાનાઓની કિમત વધારે છે કે જ્યા આદર્શ પુરૂષો અને સ્ત્રીઓના ઘડતર થાય છે કમનસીબે આપણા દેશમા શાળાઓ પ્રત્યે બીજા બધાય કારખાનાઓ કરતા અધિક બેદરકારી દાખવવામા આવે છે

૫૫૦

ચોર જેમ બધાયની નજર ચુકાવીને ચોરી કરે છે તેમ ધનવાનોએ પણ સર્વની નજર ચુકાવીને દાન આપવુ જોઇએ ખાનગી રીતે અપાયેલુ દાન સાચુ દાન છે શ્રીમતાઇ દેખાડવા માટે કે પોતે ધનવાન છે, એવુ બતાવવાની દ્રષ્ટિએ અપાયેલુ દાન સાચુ દાન નથી

૫૫૧

જાહેર જીવનમા કૃત્રિમતા આવવાના પ્રયત્નો કરવા કરતા આપણે જેવા છીએ તેવાજ દેખાઇએ, એ વધારે ઉત્તમ છે માટે આડમ્બરથી અળગા રહેવાના પ્રયત્ન કરો

૫૫૨

મુસ્લિમ સમાજોમા લગ્ન અને મરણ પ્રસગે કેટલીક વસ્તુઓ ત્યજવા લાયક હોય છે, એવી વસ્તુઓનો બહુ ઉપયોગ થાય છે એ પ્રથા સદતર બધ થવી જોઇએ અજ્ઞાનવશે શિર્ક કે બિદઅત થય એ વાત જુદી છે પણ જાણી જોઇને શિર્ક કે બિદઅતને અમલમા મૂકવા, એ ભયકર ગુન્હો છે



૫૫૩

મેહમાન થયેલા મૌ તીઓ, ઘરધણીના પ્રત્યેક ધાર્મિક પ્રશ્નનો માઠું ન લાગે, એવો હળવો પ્રત્યુત્તર આપે છે, એ પ્રથા હંગારી છે મૌ તીઓએ બીજી વખતે આમંત્રણ મળે કે ન મળે તેની લેશ માત્ર પણ દરકાર કર્યા વિના રોકડું પરખાવી દેવાની પદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ અર્થાત સ્પષ્ટ જવાબ આપતા અચકાવું જોઇએ નહિ

૫૫૪

બાળાઓની રમતમાંથી ઢીંગલા ઢીંગલીને પરણાવવાની ને એવીજ બીજી રમતોને કે જે નિર્દોષ બાલિકાઓને ઉમ્મર લાયક થયા પહેલા પરણવા કે સાસરે જવાની પ્રેરણા જન્માવે છે સતતર બાકાત રાખવી જોઇએ

૫૫૫

કાળજીપૂર્વક અને નિયમિત ખોરાક લેનાર ભાગ્યેજ માંદા પડે છે છતા જો તમે કયારેક માંદા થાઓ તો મેડીકલ મેનેજમાંથી તગતજ બહાર પડેલા નવા ડૉક્ટર પાસે દોડી જશો નહિ બનત લગી જુનામા જુના અનુભવી ડૉક્ટરનીજ સલાહ લેશો

૫૫૬

સચિત્ર સપ્તાહિકો માસિકો અને ત્રૈમાસિકો સામાજીક નવલકથાઓદ્વારા પીરસતા નામના સાહિત્યે અનેક ઇન્સાનોની વૃત્તિઓને ઉશ્કેરી મૂકી છે માણસો મનનાજ વિષયસૃષ્ટિને ત્યાગી જયા ત્યા ભટકતા ફરે છે અયોગ્ય વાચનદ્વારા માણસોના મનમા એમદ જાતનો સડો પેસી ગયા છે બિભિત્સ સહિત્યનુ વધારે વાચન મનુષ્યને વધારે બગાડે છે માટે નિચ વૃત્તિઓને પોષનારા એક દર વાચનથી અળગા રહેવુ, એમાજ આપણી સલામતી છે

૫૫૭

નિરંકુશ જીવન જીવવાની વાહીયાત પ્રથાએ વ્યભિચારમા અસાધારણ ઉમેરો કર્યો છે અધુગમા પ્ર. આજના કહેવાતા સુધરેલા જગતમા ગર્ભાપાત કરવાના અને ગર્ભાધાન અટકાવવાના નવા નવા સાધનોની ઉત્પત્તિ ઝડપથી વધી રહેલી હોવાથી સ્ત્રી અને પુરુષ નીતિના સર્વ બંધનોથી સાવ મૂક્ત થતા જતા રહ્યા છે, અવળે રસ્તે આગળ વધેલા માનવ જગતનો આ વિનાની સુધારો કયા જઇ અટકશે એ કલ્પવુ મહા મુશ્કેલ છે!

૫૫૮

આર્થિક સ્થિતિ નબળી હોય, ત્યારે વિના હિત સ્ત્રી પુરુષો એ સયમ પાળી મર્યાદિત સતાનો પ્રાપ્ત કરવા એ અયોગ્ય નથી પણ સયમ ન પાળતા છતા વિષયભોગના પરિણામ અટકાવનારા કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો એ મહા પાપ છે

૫૫૯

આજકાલ કેટલીક ઉત્તેજક વસ્તુઓ એવી છે કે ઉમ્મરે પહોચ્યા પહેલાજ યુવક અને યુવતીઓમા વિષયરસ કૃત્રિમ રીતે જાગૃત થતા પામે છે વાતાવરણ એટલુ તો કલુષિત થતા પામ્યુ છે કે છેક નાની વયના બાળકો પણ અવળે રસ્તે દોરવાઇ જાય છે ખોરાક, પોષાક અને વાચન તથા સોસાયટીનો ખ્યાલ રાખવા ઉપરાંત વડીલો પોતેજ વર્તન સુધારે તોજ ભાવિ પ્રજા સલામત રહી શકે આના માટે બીજો એકપણ ઉપાય શોધ્યો જડે તેમ નથી વસ્ત્રોમાથી નિર્લજ્જતાને તથા ખોરાકમાથી ઉત્તેજક પદાર્થો



અને વાચનમાંથી મિલિત્સ સાહિત્યને દૂર કરવામાં આવે, ને પછી ખુદ વડીલો પોતે આદર્શ બને તો ભાવિ પ્રજાનો આ સળગતો પ્રશ્ન પોતાની મેળે ઉકલી જાય

૫૬૦

સદાચારી થવા માટે સયમની જેટલી જરૂર છે, તેટલી બીજી એકેય વસ્તુની જરૂર નથી સયમ એ યુવાનોના શરીર અને આત્માનો રક્ષક છે ચિત્ત ઉપરનો સપૂર્ણ કાબુ એ સનામતીની હાન છે સયમ એ શક્તિને વધારનારી અજોડ ઔષધિ છે જ્યારે નિરકુશ પણ એ શક્તિને હણી નાખનારી વસ્તુ છે સ્વછદી મનુષ્ય પોતાના અધપતનની સાથ નોતરે છે અને કેટલીક વખતે સ્વછદતાનો રોગ વારસામાં પણ ઉતરે છે માટે જો તમો તમારી ભાવિ પ્રજાને આદર્શ બનાવવા ઇચ્છતા હોવ, તો તમો પોતે પ્રથમ આદર્શ થવાના પ્રયત્ન કરજો

૫૬૧

વિષય વાસના એ માનસિક રોગની જનેતા છે, માનસિક રોગના ભોગ થયેનાઓ વિશેષ વિષયી હોય છે યુવાનોએ એ રોગના ભોગ ન થવું હોય તો સયમ પાળવાના શપથ લેવા જોઇએ

૫૬૨

યાદ રાખજો જગત જેને ભયકર રોગ કહે છે તેવા એકદર ભયકર રોગો સ્વછદ તામાંથીજ જન્મે છે સ્વચ્છદી મનુષ્ય નિરોગી હોઇ શકેજ નહિ નિરોગી રહેવુ હોય, તેવાઓએ સ્વછદતા તજવીજ જોઇએ

૫૬૩

પોતાના કૃત્યની જવાબદારીમાંથી છટકી જનારાઓજ સમાજમાં અવ્યવસ્થા આણે છે કુસપના બીજ પણ બિન જવાબદારીમાંથીજ વેરાય છે આપણા પ્રત્યેક કાર્યનો પડઘો પડ્યા વગર રહેતોજ નથી સાવ એકાતમાં કરેના કૃત્યને પણ સમસ્ત માનવ સમાજ સાથે સાધો સબધ છે અધારામાં કે એકાદ ઓરડામાં કરેના કૃત્ય સાથે જગતને કશોજ સબધ નથી એવુ માની લેવાની ભૂલ કરવી એ ભયકર નાદાની છે વ્યક્તિગત સ્વતત્ર થવાની સર્વને ઇચ્છા હોય, એ સ્વભાવિક છે પણ માનવ સમાજ સાથે સકળાએનો માનવી સાવ સ્વતત્ર થઇ શકતોજ નથી ઇચ્છા પ્રમાણે વર્તવાનુ નામ સ્વતત્રતા નથી પણ સ્વછદતા છે સમાજ મર્યાદિત સ્વતત્રતા અર્પી શકે, પણ સ્વછદતાને પોષી શકે નહિ નિરકુશ જીવન ગુજારવાના જેને કોડ હોય, એવાઓ સ્વછદતાને પણ સ્વતત્રતામાં ગણાવે છે પણ એ શક્ય નથી

# "આધ્યાત્મિક-પ્રેમ"

સ્વ. શંભુપ્રસાદ દયાશંકર વકીલ, જુનાગઢ.

અમારા રવ લેખક મિત્રની આ છેલ્લી કૃતિ એમની છેલ્લી યાદ રૂપે અમે રજુ કરીએ છીએ. તંત્રી.

[ ગતાંકથી ચાલુ ]

તેઓ આગળ બોલે તે પહેલાંજ દીનુ તેમના બધા વિચારો સમજી ચુકી એટલુંજ નહિ પણ આ વાંધો તો તે પ્રથમથીજ જાણતી હતી માત્ર ઇશ્વરચંદ્રના મનોબળ તથા હિંમતને મજબુત બનાવવા પુરતોજ તેનો ઉદ્દેશ હતો એટલે બોલી, 'પોતાના એકના એક સંતાનના જીવન કલ્યાણ માટે આપના જેવા સુજ્ઞ અને સંસ્કારી પુરૂષ જો એવા નજીવા કારણ સામે કમ્મર ન કસી શકે તો અજ્ઞાન સંસારીઓની તો વાતજ કયાં રહી ?'

કમ્મર ન કસી શકે તો અજ્ઞાન મનુષ્યોની તો આશાજ શી ? શાંતુને આટલી ઉંચી કેળવણી આપવાનું પણ મોટાબાપુજીને તો નહીંજ ગમ્યું હોય છતાં આપે જે બેપરવાઇથી તેણીને આગળ વધારી તેવીજ રીતે આ લગ્નની બાબતમાં તો ખાસ કરવાનું દીનુના લાગણીભર્યા શબ્દોથી ઇશ્વરચંદ્ર વધારે મક્કમ બન્યા ને બોલ્યા "તમારી બધાની જો એવીજ મરજી હોય તો તમારૂં ધાર્યું જ થવાનું પછી કાંઇ ?"

શાંતુને કાંઇક આત્મસંતોષ થયો પરંતુ બાપુજી પાસે દીનુએ લીધેલી જુંબેશ જરા વધારે પડતી નો જણાઇ, છતાં પોતાનો સુરેશનો અને પિતાશ્રીનો એ બધાનો નિશ્ચય આ પ્રસંગે થઇ ચુકેલો જણાયો "સુરેશભાઇ તો હજુ ન આવ્યા પણ હવે અમારે તેની રાહ જોવાની પણ જરૂર નથી" દીનુએ ઉપસંહાર કરતાં કહેવા માંડયું "તેનામાં એટલું નૈતિકબળ તો અવશ્ય છે કે સંસારની આવી અગત્યની બાબતમાં તે કોઇની સંમતીની પરવાજ ન કરે આપની પરવાનગી મળી એટલે અત્યારેજ અમે શાંતુબ્હેનને ચાંદલા કરી ચુકયા હવે આપ ચાહ ટીફીન મોકલો એ તે શુભ પ્રસંગનીજ ખુશાલીમાં" દીનુના છેલ્લે રાબ્દેજ ઇશ્વરચંદ્ર ઘરમાં ગયા અને બે બાઇઓ ચાહ ટીફીનની રકાબીઓ થાળીમાં લઇ આવી ગવરી સાથેજ હતી તેણે ખુરસીઓની આગળ ટીપાઇઓ ખસેડી તેની ઉપર રકાબીઓ ગોઠવી દીનાએ ગવરી સામે જોઇ કહ્યું "એક કંકાવટીમાં અથવા ન્હાની વાટકીમાં થોડું કંકુ લાવો અને ચોખા લાવો એટલે શાંતુબ્હેનને ચાંદલો કરીએ" ગવરી ઘડીવાર વિચારમાં પડી અને ગઇ

દીનુએજ ટીફીનની શરૂઆત કરી એટલે બીજીઓએ તેનું અનુકરણ કર્યું બે મીનીટ પણ પુરી નહી થઇ હોય ત્યાં સુરેશ આવ્યો

"તમે ત્રણેએ કહ્યુ તે સોળેસોળ આના ખરૂ સગાસબધીઓ કે નાતજાત કરતા જીવ કે જીવનનું રક્ષણ તો મનુષ્ય માત્રનો ધર્મ છે " "અને તે શબ્દો અતરનાજ હોય તો તમોએ ત્યા ચોરીથી મુકેલા પોટલામાનો હાર અમારી હાજરીમાજ શાતુબ્હેનનેજ પણ તમોનેજ પહેરાવવાનો અને તે શાતુબ્હેનનેજ હાથે મારે તમોને બન્નેને ચાદલા કરી મત્ર ભણવાનુ અને મને જેટનુ અપુરૂ આનદે તે આ સરસ્વતીબ્હેને પુરૂ કરવાનુ સપ્તપદીની વેદી ઉપર તો અમે આવી શકીએ કે ન પણ આવી શકીએ માટે તમારે બન્નેએ તે સ્વમુખે બોલી જવાના"

દીનુના શબ્દોથી ભાવી જીવનનો સ્વર્ગ-તુલ્ય લ્હાવો લેતો સુરેશ અતરમા આનદ અનુભવ કરવા લાગ્યો પરતુ આ વિદેશી અને સસાર વ્યવહારથી વિરૂદ્ધ સાહિત્યનો આદર્શ જીવનમા ઉડતી પખીણીઓ ઇશ્વરચદ્રની મુશ્કેલી સમજીને વાત કરતી હોય, એમ તેને હજુએ ન જણાયુ. કદાચ શાતુ સાથે તો તે વાતનો પ્રથમ નીકાલ થઇ પણ ચુક્યો હોય એમ તો તેને લાગ્યુ આવી બાબતમા તેને પોતાને તો રૂઢિના બધનની પરવાજ નહોતી ગોપીનાથ જ્યા સુધી ઇશ્વરચદ્રની સાથે છે ત્યા સુધી તે વટના તેને તદ્દન અસભવિત જણાઇ તેમ છતા આવો અવર્ણનીય લાભ જે માર્ગે મળી શકે તે માર્ગ તો તેને ઇષ્ટજ હતો

દીનુ સુરેશના મનની મુઝવણ સમજી અને બોલી "વકીલભાઈ કેમ મુઝઇ ગયા ? પોતાના કેસની વકીલાત પોતાની મેળે તો મ્હોટા બૅરીસ્ટરે ના કરી શકે ચાલો બે વાતોમા અમો તમોને નીશ્ચિત કરીએ તેમાની એક તો બાપુજીની વાત, તેમની સમતી તો મારા આ ગજવામા છે–બીજી અમારા શાતુબ્હેનની હુ તેની મોટી ગણો તો મોટી અને નાની ગણો તો નાની પણ તેમની સગી બ્હેન અને વાલી હવે રહ્યો એકજ સવાલ તે માત્ર તમારો કહો તમોને તે નામજુર હોય તો કારણ સહિત ના કહો અને નહી તો લાવો હાર

સુરેશ કશુ ના બોલ્યો પણ પળવાર વિચારમા પડ્યો ચાહટીશીન ઉકલી ગયા સમય વધુ ગયો હતો શાતુએ લાઇટનુ બટન દાબ્યુ એટને ઓરડામા બત્તીનો પ્રકાશ થયો અને ગભીર વદને હાર અને ગેનવાળો રૂમાલ સુરેશે દીનુના હાથમા આપ્યો તે હાર અને ગેન શાતુને ખુશાલીમા પહેરાવવાનેજ તે લાવ્યો હતો

રૂમાલ હાથમા આવ્યા પછી દીનુએ શાતુને બોલાવી ઓટોમેટીક મશીનની માફક તે બોલ્યા વીનાજ તેણીની પાસે આવી એટલે તેનો હાથ પકડી દીનુ તેને સુરેશ પાસે લઇ ગઇ સુરેશ સ્હેજભાવે ઉભો થયો દીનુએ રૂમાલમાથી કાઢી હાર શાતુના હાથમા આપ્યો અને શાતુ એને શરમાતે વદને સુરેશના ગળામા પહેરાવ્યો।

## પ્રકરણ ૨ જું

મુબઇથી આવેલી બ્હેનપણીઓ સ્ટેશન પર પહોચવા પગભેર થઇ સુરેશ પણ તેમની સાથેજ જવાનો હતો કારણ કે મુબઇ પહોચી તેને તુરત દેશની ગાડી પકડવાની હતી. આજ સુધી તો એમજ બનતુ કે સુરેશ એકલો મુબઇથી આવ્યો હોય તો પણ શાતુ તેને સ્ટેશન સુધી વળાવવા જતી ત્યારે આજે તો તેની બ્હેનપણીઓ સાથે હતી છતા બન્નેના હૃદયો ઉદ્દના બનાવથી ભારે તો અવશ્ય થયા હતા



દરેકના અંતરમાં એમજ હતું કે સુરેશ અત્યારે અહિં રોકાઈ ન જાતે રોજ દેશમાં જઇ શકત તો વધારે સારૂં હતું કેમકે છેરના બનાવ સબંધી પરસ્પરની સમજી અને વીચારોની આપ લે થઇ શકે અને કોઇને માથે જોખમ ન રહે પ્રભુએ તે બધની અંતરઇચ્છા જુદીજ રીતે પુરી પાડી

ઇશ્વરચંદ્રને મળ્યા વિના સુરેશ બારોબાર જાય એ તો અનકુળ જ ગણાય એ સ્વાભાવિક હતું એટલે બ્હેનપણીઓને ઉભીજ રહેવા દઇ તે અંદર ગયો સામેજ ખુરશી પર ઇશ્વરચંદ્ર બેઠેલા તેમણે માથાની ઇશારતથીજ તેને આવકાર આપ્યો પરંતુ બેસવાને બદલે સુરેશ ઉભોજ રહ્યો ને કાંઈ તર્કમાં પડ્યો હોય એવું તેની મુખમુદ્રા પરથી જણાતા ઇશ્વરચંદ્રેજ બોલવાની શરૂઆત કરી 'આખરે ઇશ્વરેજ તારી ધારણા પુરી કરી સુરેશ? શાંતુની બહેનપણીઓ તો એમજ કહે છે કે આમાં ખરી મહેનત તો તારીજ છે" સુરેશ ચુપજ રહ્યો એટલે ઇશ્વરચંદ્રે વાતનું સ્વરૂપ પલટાવ્યું "તું પણ એ છોકરીઓની સાથે સ્ટેશને જવાનો છે કે શું?" હાજી સ્ટેશન સુધી તો શાંતુ પણ આવવાની અને હું તો તેમની સાથે મુંબઇ જવાનો" ઇશ્વરચંદ્રના સરળ પ્રશ્નનો ઉત્તર સુરેશે સરળભાષામાં આપી દીધો 'પરંતુ તું તો હમણાંજ આવે છે રાત્રે નહીં ને સવારે જાય તો શું ખોટું છે?' વાત્સલ્યભાવથી ઇશ્વરચંદ્ર સૂચવન કર્યું અને સુરેશે તેનો જવાબ વાળ્યો 'ખાસ પ્રસંગ ન હોત તો હું પણ એમજ કરત પરંતુ પીતાશ્રીનો આજેજ કાગળ છે એમાં મને જેમ બને એમ તુરત દેશમાં બોલાવ્યો છે, કાઇક જરૂરી કામ છે એમ લખે છે' ઇશ્વરચંદ્રને આગળ કાઇ કહે તે પહેલાં જરૂરી કામ બાબત વિચારમાં પડ્યા અને બોલ્યા, "સંસારના વ્યવહારો એવાજ હોય છે જરૂરી કામ વીના તો તેઓ બોલાવેજ નહિ પણ રાતની મુસાફરી કરતા સવારની ટ્રેઇન શું ખોટી છે? નીકળવાનું પણ દિવસમાં અને પહોંચવાનું પણ દિવસમાં અહિંથી સવારની પહેલી બીજી ગાડીમાં જઇ મુંબઇથી ટાઇમસર ખુશીથી રવાના થઇ શકાય" સુરેશ ઘડીક વિચારમાં પડ્યો દેશમાં જતા પહેલા શાંતા સાથે ઘડીક વાતો થાય એ તો ગમતી વાત હતી એટલે ઇશ્વરજ ઇશ્વરચંદ્રને બોલાવે છે એમ સમજી તેણે સંતોષપૂર્વક જવાબ વાળ્યો "ભલે તેમ કરીશ" આટલુંજ બોલી તે શાંતુના રૂમમાં પાછો ગયો સુરેશ દેશમાં ચાલ્યો જાય તે પહેલાં કાઇપણ વાત ચીતની તક ના મળે એ મુશ્કેલી તો શાંતુના હૃદયમાં સુરેશ કરતા પણ વધારે જણાતી હતી ત્યાં તો ઉંબરમાં પગ મુકતાજ તે બોલ્યો

"બાપુજીની ઇચ્છા છે કે આજની રાત તો મારે અહીંજ રોકાવું અને દેશમાં જવા માટે કાલે સવારની ટ્રેન લેવી ચાલો સ્ટેશન સુધી તો આપણે બધા સાથેજ છીએ"

બધા રૂમની બહાર નીકળ્યા, અને "એ તો અમે જાણતાજ હતા," એમ બોલી દીનુએ પોતાની છુપાનું રૈવુ હળવેથી હોઠોએ કરડ્યું સ્ટેશન ત્રણ મીનીટનેજ રસ્તે હતું પ્લેટફોર્મ ઉપર પહોંચતાજ ગાડી આવી એટલે બંને બ્હેનો રવાના થઇ સ્ટેશનમાંથી બહાર નીકળતાજ સુરેશે શાંતુને કહ્યું "આજે તો હું એકલો થાકી ગયો છું" બાપુજીનો

રોકાવાનો આગ્રહ મને આશીર્વાદ જેવોજ જણાયો." સ્ટેશનમાથી બહાર આવતાજ બાજુ ઉપર લોકોને ફરવા આવવાનો બગીચો હતો બે ચાર લોઢાના કોચો સિવાય સુવાળા ઘાસની ઘણી બેઠકો તેમા હતી ચાની રાત હતી અને ઘેર જતા પહેલા થોડી મીનીટો બેસવાથી પુષ્કળ શાતી મળે તેવુ હતુ એટને સુરેશેજ દરખાસ્ત મુકી "બગીચામા થતા જશુ?" શાતુએ કાઇ જવાબ ન આપ્યો પરતુ સુરેશની દરખાસ્તને પુરેપુરી સમતી આપતી હોય તેમ પ્રથમજ તેણે બગીચા તરફ પગના ભર્યા

બગીચાના અદરના ભાગમા ઝાડોની ઘટાઓ નીચે પડેલા કોચ ઉપર તેઓ બન્ને બેઠા ચદ્રમા તેમની સામેજ જોતો હતો બોલવાની શરૂઆત સુરેશેજ કરી 'શાતુ આ બધું નાટક દીનુએ કોની પ્રેરણાથી ભજવ્યું?" શાતુ એ શબ્દોથી સુરેશના મ્હો સામે તાકી રહી અને બોલી, "પ્રભુ જાણે તમારા કરતા હુ કશુ પણ વિશેષ નથી જાણતી મને કઇક અતિશયોક્તિવાળુ તો જણાયુ" "નહીં કઇ અતિશયોક્તિવાળુ કશુ નહી"–સુરેશ વિચાર કરતો કરતો બોલવા લાગ્યો "માત્ર બપુજીની સમતીની તેમા પહેલી જરૂર હતી કદાચ તેમને ખોટુ લાગે એટનેજ હું નથી ધારતો કે તુ તેમા નારાજ હોય, હુ તો સપૂર્ણ રાજી છુ" "અને હુ નારાજ શા માટે? સુરેશ, મારૂ આખુ જીવન તારી સાથેજ વ્યતીત થાય અને તુજ મને કલ્યાણને માર્ગે દોરનારો બને તો એથી અધીક બીજુ શુ હોઇ શકે? એમ સ્પષ્ટ કહેવાથી હુ કાઇ મર્યાદાભગ તો નથી કરતીને" સુરેશના અતરમા સતોષના ફુવારાઓ ફુટ્યા અને બોલ્યો "નહીજ એવી જુઠી મર્યાદાને તો હુ દભજ માનુ છુ શાતુ' આપણે કેટલા કેટના વરસોથી આ સ્વપ્નાઓ સેવતા આવ્યા છીએ તો હુ તને ગણાવી પણ ના શકુ છતા એ પ્રેમમા બીકતા અને શકા તો દરેક વખતે ઉભીજ હોય, હજુ પણ તારી છાતી ધડકે છે ખરી શા માટે? મને લાગે છે કે તને તારા પિતાશ્રી અને કુટુબીઓ તરફનો ભય જરૂર હોવો જોઇએ 'નહિ બીલકુલ નહિ" જરા પણ વિચાર કરવાની જરૂર જોયા વિના સુરેશે ઉત્તર વાળ્યો, "છાતી ધડકવાનું તો માત્ર એકજ કારણ કે પુરુષો કરતા સ્ત્રીઓ ઓછી સ્વતત્ર હોય છે અને જો આપણુ લગ્ન યોજવામા બાપુજીની ઇચ્છા નજ હોય તો આપણી બધી ધારણા ઉંધી પડે અત્યારની ઘડી સુધી મે તને મારી ઇચ્છા નથી જણાવી દીધી તેનો પણ એજ સબબ હતો" સુરેશનુ અતર ઘડી પણ ચિતાતુર રહે તે શાતુથી ન ખમી શકાય એમ હતુ એટલે તુરતજ તે બોલી, બાપુજીની સમતી તો દીનુએ પહેલેથીજ મેળવી લીધી છે. હવે તો જોવાનુ માત્ર એટલુજ રહ્યુ કે મોટાબાપુ અને મોટા બા તેમા કેટલુ મથુ મારે છે અને બીજુ એ કે તારા પીતાશ્રી તેમા કાઇ અડચણ ઉભી ના કરે અત્યાર સુધીના આપણા આ સ્વપ્નો તેઓ કદાચ ન પણ જાણતા હોય અને દેશમા બોલાવવાનુ જરૂરી કારણ આવુ તો કાઇ નહી હોય?

ઇન્દ્રચદની સમતી મળી ગઈ છે એ જાણી સુરેશને સપૂર્ણ સતોષ થયો પરતુ પોતાના પીતાશ્રીની અડચણની શકા શાતુના બોલવા પછી અત્યારે પ્રથમજ તેના અતરમા



# રુબાઇ

**શાને ?** [ ૧ ]

જીવન માટે જુદી જંજાળ શાને ?
હૃદય લોભાય, થઇ કંગાળ શાને ?
અમૂલો આત્મ વિસરી, મોત ભૂલી,
શરીરાર્થે ક્ષણિક સંભાળ શાને ?

[ ૨ ] **સાધના**

હૃદયની વિશ્વમાં ધૂણી ધખાવું,
બધાં દુ:ખ-દર્દનું બળતણ બનાવું,
અમરતા જગ તણી સ્વર્ગે વસાવવા,
કઝાને સાધના જીવન તપાવું

[ ૩ ]

**—બની જા**

જીવનને જાણવા પ્રમિત બની જા,
જગતને જીતવા કામિલ બની જા,
સુહાસ્યે સૌ હૃદય ઝળહળાવાને,
વિના અશ્રુ તણો શાહિન બની જા

**ખડક** [ ૪ ]

ખડક! સાગર-રુદન નિત તુજ કને છે
એ સુણવા છો ન કંઈ પરવા તને છે,
જતી નિજ પથ પર કોઈ નાવ પ્રત્યે
હૃદયહીન ઘાતકી તું કાં બને છે?

[ ૫ ] **વાદળ**

અરે, વાદળ! સદા તું ભૂલ શાને ?
સદા એવું કરે તું કૃત્ય શાને ?
ઉપાડી બોજ હૈયે આમ ચાલ તું,
ને વર્ષાનું પ્રફુલ્લિત નૃત્ય શાને ?

[ ૬ ]

**વિસંવાદ**

મનુ-દિનના તિમિર પ્રસરે જગતમાં
બધાયે તારલા ઝળકે નિયતમાં,
પરસ્પર પ્રેમથી તારક હસે છે,
મનુ-નિ ઘા રડે ના કો' લગનમાં

**વિશાળ આત્મા** [ ૭ ]

આત્મ મારો ના હૃદયે સુપ્ત છે
વ્યક્તિના પૂર અના ગુપ્ત છે
વિશ્વને નિજમાં સમાવે છે સદા,
વિશ્વ પણ એથી હમેશાં લુપ્ત છે

[ ૮ ]

થરથરે છે નિત્ય ક્રીને નાગણી,
ને કરે છે નિત્ય રડતી માગણી
પણ દુરાગ્રહે જતા આત્મા ચહે,
ને જશે સુણતાજ મૃત્યુ-રાગણી

" બેફામ "

[ ભાવનગર ]

# "સ્ત્રીઓને કેવા શિક્ષણની આવશ્યકતા છે"

રજુ કરનાર—ટી. એ. સૈયદ 'તાજ' [ સુરત ]

"તુ અગર ચાહે ઉલટ દે પરદયે નઝમે મિન્નત,
કોઈ શય મુશ્કિલ નહિ હે હુસ્ને બરહમ કે લીયે"

'આધુનિક શિક્ષણ પામીને' એ વિષે એક કાવ્ય પ્રસાદી આપ સાહેબો સમક્ષ રજુ કરી ચૂકયો હતો હવે આ પ્રસંગે એ વાત રજુ કરૂ છુ કે 'સ્ત્રીઓને કેવા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે એ વિષે ઉર્દુ ભાષાના મશ્હૂર કવિ મુન્શી અલી અઝીમ સાહબ 'અઝીમ' તેનવી અલ્હાબાદીના વિચારો આપ સમક્ષ રજુ કરૂ છુ

[ જગત આખુ વરસોની સંસ્કૃતિ પછી પણ આજે છેલ્લા શ્વાસ લઇ રહ્યુ છે બારીકાઇથી જોનારને સ્હેજે જણાઇ આવશે કે સ્ત્રી સમાજ ખૂબ નબળો અને નમાલો થઇ ગયો છે એનુ કારણ ફકત એકજ છે કે 'આધુનિક કેળવણીજ' સ્ત્રીઓની આ દશા માટે જવાબદાર છે જો સ્ત્રીઓ ધાર્મિક કેળવણી મેળવશે તો તેઓ ખચીત ખુદાની નજીકતર થશે

ધાર્મિક કેળવણીથી સ્ત્રીઓ દુન્યાની અંદર નામના મેળવશે, ને ધાર્મિક કેળવણીથી ઝુબેદા ખાતૂન જેવી માતાઓ, ચાંદબીબી જેવી વીર રમણીઓ, કે અખ્તર બાનુ ઝેબુન્નીસા ને નૂરેજહાં જેવી અજોડ સ્ત્રી પણ થઇ રહેશે

સ્ત્રીઓને રસૂલે કરીમ સ ની આજ્ઞા પ્રમાણેનુ શિક્ષણ આપવામાં ન આવે તો સમજો કે આપણી શિક્ષણ પ્રવૃત્તિ ધૂળમાંજ મળી ગઇ કારણ કે હદીસ, અને કુર્આને શરીફમાં બધીજ વાતો સમાઇ છે ને એજ શીખવાથી તે દુન્યાની ઉન્નતિને સાધી શકે છે ને એજ કેળવણીથી તે સ્ત્રીઓમાં ઉચ્ચ સ્થાન પામશે લોકો તેમને માનભરી દ્રષ્ટિથી નિહાળશે, અને એનાજ પ્રતાપે કૌમની દ્રષ્ટિમાં ગર્વ સમાન લેખાશે

આધુનિક કેળવણીથી તેમનો વિનાશ થશે, મેમ સાહેબાઓની બરાબરી કરતી ફરશે, પોતાના સૌન્દર્યનુ પ્રદર્શન કરતી ફરશે આધુનિક શિક્ષણ પામેલી મહિલાઓ પોતાના ખાનદાન માટે લાન્છન રૂપ નીવડશે 'તાજ' ]

આધુનિક શિક્ષણ પામતી સ્ત્રીઓ માટે કવિ કહે છે કે—

"નઈ તાલીમસે આરાસ્તા જબ બીબીયા હોંગી,
હયા ગોશે મેં અદૂયે પરદા યે સબ બેગુમાં હોંગી"

જ્યારે નૂતન શિક્ષણનો ઓપ સ્ત્રીઓ પર ચઢશે ત્યારે તો લજ્જાને તજીને બે પર્દા થઇ અવરને પોતાની મુખયાત્રા કરાવતી ફરશે એ છે આધુનિક કેળવણીની પરાકાષ્ઠા

નીચેની પંકિતમાં કવિ કટાક્ષ કરે છે કે આધુનિક યુવતિઓ પશ્ચિમનુ અનુકરણ કરશે તો તે કેવી હશે ?

"બુતાને મગરીબીકી હમ ખ્યાલ વ હમ ઝબાં હોંગી,
તો ફિર છતની અદાયે ઇનમે હોંગી દિલમિતા હોંગી"

જ્યારે પશ્ચિમની સ્ત્રીઓથી આચાર વિચારમાં સમાન થશે ત્યારે તો એમનામાં જેટલી અદાઓ હશે

પ્રાચિન તે દિલદાર હતો ! સાથે એમની ચલવાની, સીગરેટ પીવાની, હેંડબેગને બગલમા દબાવવાની અદા અને એવી એવી કઇ અદાઓ હશે કે જે અવર પર અનેરીજ છાપ પાડવાની

હવે કવિ નૂતન શિક્ષણનો લાભ અલાભ વર્ણવે છે —

"નઇ તાલીમસે ઇનમે ખુબી કમસીનીયા હોગી,
મગર હા રિંદ મશરબ કે લીયે રૂઠે રવા હોગી"

આધુનિક શિક્ષણથી એમનામા કેટલીક ત્રુટીઓનો આવીર્ભાવ થશે પરંતુ હા એ મતવાના શરાબીઓ માટે તો સજીવની રૂપ થઇ રહેશે કારણ કે એ પોતાના મતવાલા માશૂકોથી પોતાની મદિરા મેહફિલોમા સાકીના દૌરની મઝાઓ લૂંટે, અને સાથે એ મદમાતા હાથોએ પીવાથી કઇ ઓરજ રંગત જામશે

હિંદી સ્ત્રીઓ જ્યારે અંગ્રેજી શિક્ષણ પામશે તો કેટલી ઉન્નતિ સાધશે એ વિષે કવિ કથે છે કે —

"નહિ કુછ ઇસમે શક મે મોકીમી પેશાનીયા હોગી
ગઝબ હાયે !! લેકિન ઇનસે જો બાતે બયા હોગી"

એ વાત તો નિ:સદેહ છે કે કેટનીક બાબતોમા એ મેમ સાહેબાને પણ ધપી જશે, અને એ જે પ્રવૃત્તિ આદરશે એમા તો સાચે ગજબજ કરવાની અને લોકોને જુની આંખે નવા તમાશા જેવાજ પ્રસંગો સાંપડશે

હવે એ અશિષ્ટ કેળવણીના પરિણામનો કવિ ચિતાર આપે છે

"નિગાહે દીન હોગા પાસ નામૂસે જનીયાના,
બુરી તાલીમસે સારાબ નંગે ખાનદા હોગી"

એમને ધર્મની પણ લગારે પરવા ન રહેશે અને એ શિક્ષણથી તો એ અવશ્ય પોતાના ખાનદાન માટે લાંછન રૂપ નીવડશે એ છે પશ્ચિમની વિદ્યાનો ચમત્કાર

એમની પશ્ચિમાનસારી કેળવણીનું કેવું પરિણામ આવશે તે જુઓ

"હસૂલે ઇલ્મ મે મોસૂ કરે ગી યે તો લીખ રખીયે
ઉન્હીં કી હમ ખ્યાલ વ હમ ઝબાં હમ દાસ્તા હોગી"

એ મેમ સાહેબાઓથી શિક્ષણ પ્રાપ્ત કરશે એટલે એ વાત તો નક્કીજ છે કે એમનાજ સંસ્કારથી એમના આચાર વિચાર ઘડાશે પ્રેમ જેવી પવિત્ર વસ્તુને એ દેહ ભૂખથી સંબોધશે અને લૌકિક સંબંધમા પાપ નથી એવી અધર્મી માન્યતાઓ એમનામા ઘર કરી બેસે તો શી નવાઇ ?

કેળવણી વિષે કવિ પોતાના વિચારો વ્યક્ત કરે છે કે —

'સરેગે મુફિકરે તાલીમે નિસ્વા કૌન હૈ સાહબ,
રસૂલે ઇલ્મસે બે સુખ્દ પેદા ખૂબીયા હોગી'

સ્ત્રીઓને કેળવણી ન આપવી એવુ કોણ કહે છે ? હા, એ વાત તો અમો પણ માનીએ છીએ કે કેળવણીથી સ્ત્રીઓમા અનેક પ્રકારના સારા સંસ્કાર આવે છે માટે એમને કેળવણી તો આપવીજ જોઇએ

પરંતુ સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ એ માટે કવિ માર્ગ દર્શન કરે છે કે —

"મગર વો ઇલ્મ જો હો હાદીયે દીને રસૂલિલ્લાહ
નહિ તો યાદ રખીયે મખ્લુકે સબ રાયગા હોગી"

પરંતુ હા, એ શિક્ષણ રસૂલે કરીમ સની આજ્ઞા પ્રમાણે હોવુ જોઇએ અને એને અનુસરીને ન હોય તો પછી સમજો કે સર્વ ધૂળમા મળી ગયુ એવા નિરર્થક જ્ઞાનની પછી



જરૂરત શુ છે ? કે જેને પામીને ન તો દીન અને દુનિયાની રહે !

"કરે ચો ઇકતેયામે ઈલ્મે દીં માનેઅ નહિ કાઈ,
ચટી ચો જો હે જીસમે વાકિફ સુના કિયા હોગી"

સ્ત્રીઓ શિક્ષણ પ્રાપ્ત કરે એ વાતથી કોને ઇન્કાર છે ? અરે ! એ તો એવી વસ્તુ છે કે જેના વડે તે પોતાના લાભ અલાભની વાત સમજી શકે છે

સમાજના એ અગત્યના અંગને કેળવવુ એ ઘણુજ અગત્યનુ છે પરંતુ તે ઉપરોક્ત કથન અનુસાર હોવુ જોઇએ

"હદીસ, ફિકા વ કુર્આ મે ભરી હૈ ખુબીયા સારી,
મઝ્હર ઈનકે પઢનેસે યે ઝેરે આસમા હોગા"

હદીસ, ફીકા અને કુર્આને શરીફમા બધીજ વાતો ભરેલી છે અને એજ શીખીને તે દુનીઆમા ઉન્નતિને સાધી શકે એમ છે તો પછી પશ્ચિમની વિદ્યા પ્રાપ્ત કરવા માટે સમય અને પૈસાનો વ્યય શા માટે કરવો ?

"ફલાહે દૌલતે દારૈ ન બેશક ઈનમે મઝમર હે,
ઇન્હીં કે પઢનેમેં બેશક અઝીઝે દો જહા હોગી"

એજ શિક્ષણમા એમના માટે દીન દુન્યાની ભલાઇ સમાએલી છે, અને એનેજ શીખીને એ રસૂલે કરીમ સ૦ની નજીકતર (પ્યારી) થઈ શકે છે

"દસીગે કાસિમે તૌજીર ફૈગી નિગાહો મે,
ઈન્હીસૂ રફતા રફતા દુખ્તે નિરવાને જમા હોગી"

અને એજ શિક્ષણથી એ દુનીઆની દ્રષ્ટિમા કીર્તિને લાયક લેખાશે એટલુજ નહિ પણ સ્ત્રીઓમા ઉચ્ચ સ્થાન પામશે એજ ધાર્મિક કેળવણીથી એ પોતાની ઉન્નતિને સાધી શકશે

"નિગાહે કદ્રસે દેખેંગે ફઝીલત ઈન્કો દેખેંગે,
ઈન્હીસૂ કૌમકી આંખોકી એક દિન પુતલીયા હોગી"

અને એજ શિક્ષણથી, જ્ઞાની લોકો એમને માન ભરી દ્રષ્ટિથી નિહાળશે, અને એનાજ પ્રતાપે એ કૌમની દ્રષ્ટિમા ગર્વ સમાન લેખાશે.

"ઈન્હીસે કૌમે નિસ્વા બનકે ચમકેગી જમાને મે,
ઈન્હીસે અખ્તરો ઝેબુન્નીસા નૂરજહા હોગી."

અને એજ શિક્ષણ વડે એમનુ નામ સ્ત્રીઓના આસમાનમા ઝળકી ઉઠશે, ને એજ શિક્ષણથી એ અખ્તર, ઝેબુન્નીસા, નૂરેજહા થઇ રહેશે

(અર્થાત-ચમકતા સિતારા જેવી, સ્ત્રીઓના ભૂષણરૂપ અને દુન્યાના નૂર સમાન થઇ રહેશે)

'ઈન્હીમે હૈં નિહા જન્નતીએ તેહઝીબે ઇસ્લામી,
ઇન્હીસે ઈલ્મે દીનકે જુમેહા કીમી મા હોગી"

એમાજ ઇસ્લામી સંસ્કૃતિનો ખજાનો છુપાએલો છે, ને એજ ધાર્મિક શિક્ષણ વડે જુમૈદા ખતૂન સમી માતાઓ પ્રણમશે અને ઇસ્લામને આજે એવીજ માતાઓની આવશ્યકતા છે

'અદબમે ઈલ્મમે અખ્લાકમે તાયનીગી મે યે,
ગરામી કદ્રના મન્ઝીલત અરફા મકા હોગી"

સાહિત્યમા, શિક્ષણમા અને નીતિમા ને સંસ્કૃતિમા એજ શિક્ષણથી તે ખુદાની નજીક પણ ઉચ્ચ સ્થાન પામશે હવે આપ ઇસ્લામી કેળવણીથી જાણકાર થયા કે એમા કેટલી ખુબીઓ છુપાએલી છે ?

"જબ ઈન્કે દીદાર ઈલ્મનીસે બેહરવર હોગે
યકીનન એક નિયામત યે પયે હિંદોસ્તા હોગી"

જ્યારે એમના દિલોને એમના દ્રષ્ટિ બિંદુ ધાર્મિક શિક્ષણથી સતેજ થશે ત્યારે તો ખચીત એ આ હિન્દને માટે ગર્વ સમાન થઇ રહેશે સાચે ધાર્મિક કેળવણી પામીનેજ સ્ત્રી જગતનો તો શુ પણ આખાયે હિન્દુસ્તાનનો



ઉચ્ચાર થવાનો ને આજે હિંદને પણ એનીજ જરૂર છે

'ઝનાને મુસ્લીમા કો ઈલ્મ અંગ્રેજી ક્યા હાજત,
હસ્કુલે ઇલ્મેદીસે વજાહ લડે બેકસ હોગી "

મુસ્લિમ મહિલાઓને આધુનિક શિક્ષણની આવશ્યકતા શા માટે? અરે, એમના સંગાર અર્થે તો ધાર્મિક શિક્ષણજ બસ છે તો પછી એ પશ્ચિમની કેળવણીની શી આવશ્યકતા છે?

કવિ હવે આધુનિક કેળવણીના અનુયાયીઓને ચેતવણી આપે છે કે —

'બનાઈ ઈનદિદાફે રાહે હકમે હો નહિ સકતી,
ઉસૂલ દીસે હટકર ખાક પૈદા ખૂબીયા હોગી "

ઇશ્વરી માર્ગને ત્યાગવાથી એમનુ કોઇ કાળે પણ કલ્યાણ થવાનું નથી, ને એ ધાર્મિક નિયમોનો ભંગ કરવાથી એમનામા કોઈ પણ પ્રકારની ખૂબીઓ પેદા થવાનીયે નથી—તો પછી શા માટે એનો મોહ રાખો છો?

"ન હો તાસીર તાલીમે ઝબુ યે ગેર મુમકીન હૈ,
કે દિલ પર નકરા જો હો વહી બાતે અયા હોગી "

એમનામા નૂતન શિક્ષણનો પ્રભાવ ન પડે એ વાત અસંભવીત છે કારણ કે એમના હૃદય પર જે છાપ પડવાની તેજ વાતો એમના મુખે હશે ને એવી પાશ્ચાત્યવાસી માતાઓ શુ તમે હિંદમા જોવા માગો છો કે પોતાનુ વહાલુ બાળક આયાના હાથમા હોય અને શ્વાન બચ્ચુ પોતાની ગોદમા અરે! જેનામા કુતરાના બચ્ચા જેટલો પ્રેમ પોતાના બાળક પર વ્યક્ત કરવાની જીજ્ઞાસા હોતી નથી

હવે કવિ એના અશુભ પરિણામો તરફ લક્ષ દોરે છે

"કરેંગી ડાર્ક—શીપ યે જબ આઝિરના આઝિરતા
તબીયતમે નઈ જિદ્દત નઈ બેતાનીયા હોગી "

અને એ ધીમે ધીમે 'ડાર્કશીપ'નો આશ્રય લેતી થશે અને એમની પ્રકૃતિના નવી વાતોનો અવશ્ય અવિર્ભાવ થવાનો લગ્ન જેવા પેગમ્બરી આદેશને એ વિસારે પાડવાનીજ

'ઝનાને હિંદ મેમોસે અગર તાલીમ પાયેગી
ઉન્હી કા રાગ ગાયેંગી ઉન્હીકી મદ્દ ખ્વા હોગી '

હિંદી સ્ત્રીઓ અગર મેમ સાહેબાઓથી શિક્ષણ મેળવશે તો પછી એ એમનાજ રાગ ગાશે અને એમનીજ સ્તુતિ કરતી ફરશે પછી હિંદી સસ્કૃતિની છાપ એમના પર ક્યાથી પડવાની એની પ્રીતિ પણ ક્યાથી એમનામા હોય

આધુનિક કેળવણીથી થતા લાભ તરફ કવિ કટાક્ષ કરે છે

'મગર હા ઇલ્મ અંગ્રેજી ઇતના ફાયદા હોગા,
ટીકીટ બાબુ તમામ સ્ટેશનો પર બીબીયા હોગી '

પરંતુ હા, આધુનિક શિક્ષણથી એટલો ફાયદો તો જરૂર થશે કે પ્રત્યેક સ્ટેશનો પર સ્ટેશન માસ્તરના હોદ્દે સ્ત્રીઓ બિરાજશે ખચીત જેઓ સ્ટેશન માસ્તર બનાવવાની એષ્ના રાખતી હોય તો તેમને માટે જરૂરજ એ લાભદાયક નિવડશે

આધુનિક શિક્ષિતા વિષે ખુદ કવિની કેવી માન્યતા છે તે સાભળો —

'મિસાને બરક ગોર જયે ની સબકી આખોસે દિલસે,
ન ત ઉ ફ્રેંચ કોમ એસી વામઝહબ બીબીયા હોગી

અશ્રુની જેમ એ પ્રત્યેકના આખોથી ને દિલથી પડી જવાની એવી નાસ્તીક સ્ત્રીઓ કોમના ભૂષણ રૂપ નિવડે એ વાત અસત્ય છે એવી નાસ્તિક સ્ત્રીઓ દેશનું કે દીનનું શુ ઉકાળવાની હતી

કવિ શિક્ષણ વિષે પોતાના અંતિમ વિચારો પ્રદર્શિત કરી વિરમે છે કે —

'અઝીમ' ઇન્કે મહાત્મન ઈસ્મ પર મૌકૂફ હે સારે,
ગરઝ તાલીમ જૈસી હોગી વૈસી બીબીયા હોગી"

અઝીમ સ્ત્રીઓના સંસ્કાર તેના શિક્ષણ પર અવલંબે છે માટે જેવું શિક્ષણ હશે તેવાજ એમના આચાર વિચાર હશે

હવે જેમની જેવી ખાહિશ હોય તેવી કેળવણી આપે-કવિએ તો સારી નરસી વાતો આપ સમક્ષ રજુ કરી પોતાની ફરજ અદા કરી છે

(સંપૂર્ણ)

---

**વિનતી**-લેખકો અને કવિ મિત્રોને વિનતી કરીએ છીએ કે તંત્રીની જાણ માટે દરેક લેખક કાવ્યની નીચે પોતાનું પૂરેપૂરૂં નામ અને સરનામું લખે માત્ર તખલ્લુસ સાથે આવતા લેખો કે કાવ્યો પ્રગટ થઇ શકશે નહીં

કાગળની એકજ બાજુએ લખાણ લખવા બાબત લક્ષમાં રાખવું બન્ને બાજુના લખાણ કદી પણ પ્રગટ થઇ શકશે નહીં

ઉર્દૂ કે બીજી કોઇ પરભાષાના લેખોનો અનુવાદ હોય તો 'અનુવાદ છે.' એમ સ્પષ્ટ જણાવવા ચુકવું નહીં કાવ્યના અનુવાદ માટે પણ આ બાબત લક્ષમાં રાખવી

બીજે પ્રગટ થયલા લેખો કે કાવ્યો 'કારવાં'માં પ્રગટ થઇ શકતા નથી

---





# ઇન્સાન, હૈવાન અને પત્થર





[ ઉર્દૂના એક નવલિકા લેખક—મુહમ્મદ અબ્દુલ કાદિર રારૂકીની એક નવલિકાનો અનુવાદ ]

◉ સીરતી ◉

શિવાલયમા નૌબત ગગડવા લાગી

રાત્રે ગરમી વધારે હતી એટલે શાન્તારામે સિનાળોની બારી ઉઘાડી રાખી હતી જેમાથી પ્રાતઃકાળનો શીતળ અને આહ્લાદક વાયુ આવતો હતો, અને તેના ભેગી જ મોગરાના ફૂલોની મધુર ખુશ્બુ પણ આવતી હતી

અર્ધનિદ્રિત અવસ્થામા શાન્તારામને લાગ્યુ કે તેમની પત્ની પોતાના ન્હાના બાળ મોહનને લઇ તેમના શયન ખડમા દાખલ થઇ રહી છે ક્લોરોફોર્મની બેહોશીમાથી હોશમા આવેલા માણસની પેરે શાન્તારામ બિસ્તર પર ખામોશ પડેલા હતા તેમને ભાન થયુ કે જોડેના પલગ પર તેમની પત્નિ સૂતેલી છે અને પારણામા નાનકડો મોહન ઉવા' ઉવા' કરી રહ્યો છે

અચાનક તેમને વિચાર આવ્યો કે 'આજ સોમવાર છે, મોહનના શ્રાદ્ધનો દિવસ ' પોતાના સ્વપ્ન પર શાન્તારામને હસવુ આવ્યુ આઇ સી એસ થવા ગએલા મોહનને તેમણે હમણા પારણામા 'ઉવા' 'ઉવા' કરતા જોયો કહેવાય છે કે માણસનો દેહ વૃદ્ધ થઇ જાય છે પણ દિલ હમેશા જવાન રહે છે તદન સાચી વાત લાગી સ્વપ્નમા દિલ પોતાની જવાન કલ્પનાઓ સાથે ખેલતુ રહે છે કેટલી

શાન્તારામે પડખુ બદલ્યુ નીચે ફર્શ પર ધમધસાટ ઉંઘતી જમના તરફ તેમનુ ધ્યાન ગયુ જમના એક અશિક્ષિત મજૂરણ પણ કેટલો કાળ વીતી ગયો મૃત્યુ પછી માનવીને આ લોકની ખબર રહેતી હશે શુ? અગર રહેતી હોય તો મોહનની માને કેવુ લાગતુ હશે? શુ તેના પ્રત્યેનો મ્હારો પ્રેમ ખોટો હતો? નહિ, હરગિઝ નહિ! હજી પણ તેની તસ્વીર જોઇ દિલ ભરાઇ આવે છે એ ઉપરાંત જમના મ્હારા જીવનમા શામિલ થઇ ગઇ છે જમનાએ મ્હારા ઉપર વશીકરણ કર્યું છે એમ ગામના લોકો માને છે કેવા મૂર્ખ છે આ લોકો! કુદરતથી મોટો કોઇ જાદુગર નથી કદાચ તેમને ભાન નહિ હોય!

એમા જમનાનો શો કસૂર છે? તે હજીય માને છે કે તે શલદુશાલાને યોગ્ય નથી, કફનને લાયક છે તેને વિવાહિતા પત્નિ જેવા હક હાસિલ નથી સમાજમા તેનુ કોઇ સ્થાન નથી તે છતા તેને મ્હારા પ્રત્યે પ્રેમ છે તેમા રતિભાર ફર્ક નથી આવ્યો ધાર્મિક દ્રષ્ટિબિન્દુએ સંભવિત છે કે આ મહબ્બત પાપ હોય પરતુ નિખાલસતાના કાનૂનમા નથી

વફાદારી બશર્તે ઉસ્તુવારી અસ્લ ઇમા હય '

શાન્તારામ પલગ પરથી હેઠા ઉતર્યા જમના તરફ જોઇ તેઓ સ્વગત બબડ્યા

'જંગલની કાંટાળી ઝાડીમાં ઊગેલા મોગરાના ફૂલોની ખૂશ્બૂને કોણ પસંદ નથી કરતું ?''

જમનાએ આળસ મરડી આંખો ઉઘાડી શાંતારામને પોતા કરતાં પહેલાં ઉઠેલા જોઈ તે કંઈક શરમાઈ ગઈ "ઓહો, અજવાળું થયું ગયું" કહી બિછાનું લપેટયું અને વફાદાર શ્વાનની જેમ પોતાના માલિક તરફ પ્રેમભરી આંખે જોઈ ત્યાંથી પલાયન થઈ ગઈ. શાંતારામે જાણી લીધું કે હું કયાંક દંડા પણીએ મોઢું ન ધોઉં એ વિચારે જમના આટલી ત્વરાથી ત્યાંથી ચાલી ગઈ. મોતિયાના ફૂલોથી લદાયલી વેલોને નિરખતા તેઓ બગીચામાં ઊભેલા હતા.

પાંચ મિનિટ પછી રસોડામાં ધૂમાડો નીકળતો જોયો. વિવિધ ગતિએ આકાશ તરફ ચઢતા ધૂમાડાના પ્રત્યેક વર્તુળમાંથી જમના શાન્તારામ તરફ જોઈ મુસ્કરાતી ગાત થઈ. તેમના મનમાં આવ્યું કે કાલે પ્રભુએ જો પૂછ્યું કે, 'તેં આ પાપ શાને કર્યું ?' તો હું જવાબ આપીશ "હું ઇન્સાન છું પત્થર નથી. અગર પત્થર હોત તો હું જમનાના પ્રેમને મ્હારા તરફ શી રીતે આકર્ષી શક્યો હોત ?'

'હું ઇન્સાન છું' એ ફકરામાં શાન્તારામને તે શક્તિની પ્રતિતી થઈ જે તેની શંકાઓને નાબૂદ કરી શકે.

શાન્તારામે સામે જોયું. ચમેલીના મંડપ ઉપર સૂરજ ઝળકે પડતો હતો. 'હું ઇન્સાન છું' એ શબ્દોમાં સૂરજના કિરણો જેવી ચમક તેમને લાગી. તે સ્વગત બોલ્યા, 'હું માણસ છું પત્થર *નથી*' તે દિવસે ટપાલમાં મોહનના વિલાયતથી આવેલા કાગળની સાથે એક બીજો પણ કાગળ હતો. પરબીડિયા પર લખેલા અક્ષરો પરથી તેના લખનાર વિષે કોઈ મત બંધાઈ શકે એમ ન હતો. શાન્તારામને વિચાર થયો કે કોઈ અજાણ્યાના પિતાનો કાગળ હશે. મોહન જલ્દી આઈ સી એસ થઈ પાછો ફરનાર છે એટલે કોઈ દૂરદેશ અમળાના પિતાએ વિચાર કર્યો હશે કે પોતાની અરજી સૌથી પહેલા પહોંચાડી દેવી જોઈએ.

કાગળ ઉઘાડયા પછી અજબ થઈ નીચે લખેલી સહી તરફ જોયું "રઘુનાથ સહાય" શાન્તારામ હસ્યા. રઘુનાથ પોતાનો જિગર જાન દોસ્ત.

પંદર વર્ષ પૂર્વે તેને એક લેડી ડૉક્ટર સાથે પ્રીતિ બંધાઈ પરંતુ આ સ્નેહ સંબંધ ઝાઝીવાર ન ટકયો. થોડાજ દિવસો પછી તેને લાગ્યું કે એક ક્રાંતિકારીનો દોસ્ત હોવાના કારણે પોલીસ તેની તપાસમાં છે એટલે ત્યાંથી તે કલકત્તા ઉપડી ગયો. ત્યાં એકાદ મુકદ્દમામાં તેને ખ્યાતિ પણ થઈ. રઘુનાથનું નામ વાંચતાજ શાન્તારામની આંખો સામે આ સઘળી વાતો તરી આવી.

ક્રિસમસ યા મે વેકેશનની રજાઓમાં શાન્તારામ હરસાલ મુંબઈ જતો. તે પોતાના વિલ્સન કૉલેજના સાથી પ્રોફેસર પારૂને ત્યાં ઉતરતો. પ્રત્યેક વર્ષે ઉભય ભેગા મળી પોતાના ગનજના મિત્રોનું સ્મરણ કરતા કોણ કયાં છે? કોને કેટલા સંતાનો છે? કોને કેટલો પગાર મળે છે? તેમના સાત આઠ નજીકના મિત્રો માંથી બે ત્રણ મોટરવાળા હતા, ત્રણ ચાર સુખમાં *જીવન નિર્ગમન કરતા હતા, સઘળાંજ* બચ્ચાંવાન હતા. કેવળ એક ઓનાદથી મદ મ



શાન્તારામ વિચાર ઝોલે ચઢી ગયા રઘુનાથ જેવો મુખલિસ દોસ્ત આબોહવાના ફેર માટે આવે છે તેને શી રીતે આવવા ન દઉ ? પણ જમના ? રઘુનાથ રહ્યો બ્રહ્મચારી, અને જમના કાઇ મ્હારી વિવાહીતા પત્નિ થોડીજ છે ?

રઘુનાથ એ ચાર દિવસ થોડોજ રહેવાનો છે કે જમનાને કયાક મોકલી દઉ ? એ તો ખાસ્સો પુરા ત્રણ મહીના લગી અહિ પધારો નાખીને પડવાનો છે, અગર આબોહવા માફક આવી તો સભવિત છે કે એ વધુ પણ થોભી જાય

ત્રણ માસ લગી જમનાને રાખવી કયા ? છે તો દસ વર્ષથી જમનાની દુન્યા મ્હારૂજ ઘર છે. કોઇ પુરાના મિત્રની ખાતર હુ એને વિખૂટી પાડુ—પછી તે થોડીક મુદત માટેજ કમ ન હોય—તેથી તેને મૃત્યુ જેવો આઘાત ન થશે ? એ બીચારુ બક ટુકડાઓ વચ્ચે સોદાની શી હાલત થતી હશે એ કોણ જાણે છે ? પણ જમના અને રઘુનાથ સબધી શાન્તારામના વિચારોમા રસાકસી એટલી સપ્રમાણ હતી કે કોઇ પરિણામ પર ન પહોચતા જે કાઇ પેશ આવે તે નભાવી લેવા માટે શાન્તારામ તૈયાર થઇ ગયા

રઘુનાથના આગમન પછી બન્ને મિત્રો સવાર સાજ ફરવાને નીકળી પડતા દરરોજ પ્રાત કાળ અગાઉ શાન્તારામ પોતાના દોસ્તને લઇ પોતાના નારિયેળીના બગીચામા જતા શામૂ કરીને હાક મારતાજ એક ન્હાનીની ઝુપડીમાથી એક પાતળો જેવો માણસ નીકળી આવતો તેના દેહ પર લગોટી સિવાય કોઇ વસ્ત્ર દેખાતુ નહિ પગોમા રસ્સી ભેર વીને તે ઝાડપર ચઢી જતો, અને ત્રણ ચાર કાચા નારિયેળ તોડી હેઠળ ઉતરી છરી વડે તેમા કાણુ કરી આપતો, જ્યારે રઘુનાથ અને શાન્તારામ નારિયેળનુ પાણી પી આગળીઓ વડે તેનુ નરમ નરમ કોપરૂ ખુરચી ખાઇ પરવારતા ત્યારે તે ખાલી નારિયેળો લઇ પોતાની ઝુપડીમા ચાલ્યો જતો

પાચમે દિવસે શામૂ સથે રઘુનાથ પણ તેની ઝુપડીમા ગયો ત્યારે શાન્તારામ હસી પડયા, અને જ્યારે એક કલાક વીતી ગયો છતા રઘુનાથ ઝુપડીમાથી ન નીકળ્યો ત્યારે શાન્તારામ ઉચન પાચન થવા લાગ્યા કયા ઝાડ પર કેટલા નારિએળ છે અને નારિયેળીનુ કઇ કઇ જગ્યાએ વાવેતર થઇ શકે એમ છે વિગેરે જોવામા તેમણે આ સમય ગમેતેમ પસાર કરી નાખ્યો

શાન્તારામે અતે બેચેન થઇને હાક મારી રઘુનાથ બહાર નીકળ્યો એટલે બોલ્યા,

" શાહી મહેલમા રહેનાર પણ આટલા બધા ગુમસુમ નથી બની જતા "

રઘુનાથ હસી પડયો પરતુ તેનુ હાસ્ય જેવુ શુષ્ક હતુ તેથી વધુ તેની આખો તેજ હતી જાણે ગુન્હેગારનો પત્તો મેળવી લીધો. પણ એ વાતનુ ભાન થતાજ રઘુનાથ ઉપરથી દ્રષ્ટિ ખસેડી લઇ શાન્તારામ નારિયેળી તરફ જોવા લાગ્યા

પુનમની સાજરે બન્ને સમુદ્ર તરફ ગયા. એક તરફ મેદની જામેલી જોઇને રઘુનાથ તે તરફ વળ્યો માછીમારોએ સમુદ્રમાથી જાળ ખેચી હતી જાળમા માછલા તરફડતા હતા માછીમારની સ્ત્રીઓ પોતપોતાની ટોપલીઓમા



માછલા ભરવાને પડાપડી કરતી હતી સરૂના વૃક્ષોના ઝુંડમાંથી ચળાઇને દૂધમલ ચાંદની ઢોળાઇ રહી હતી

શાન્તારામે એક મોટી સુંદર માછલી તરફ ઇશારો કરી કીંમત પૂછી માછીમારની પત્નીએ દર્શાવેલી કીમત તેમને ઘણી વધુ પડતી લાગી એટલામાં એક વૃદ્ધ માછીમાર ત્યાં આવી પેલી સ્ત્રી સાથે કોંકણી ભાષામાં વાતો કરવા લાગ્યો તે શું કહેતો હતો તે તો રઘુનાથ સંપૂર્ણ રીતે સમજી ન શક્યો તે વૃદ્ધ પેલી સ્ત્રીને ધમકાવી રહ્યો હતો કે 'એમની પાસે તે પૈસા લેવાય? એ તો આપણા માલિક છે ગામના મોટા ઝમીનદાર છે"

બે અઠવાડિયા વીતી ગયા આબોહવાના ફેરફારથી રઘુનાથનું આરોગ્ય સુધરવા લાગ્યું જમુના કોણ છે? ક્યાં રહેવાસી છે? વિગેરે પૂછપરછ રઘુનાથે ન કરી એ વાત શાન્તારામને ઘણીજ ગમી ગઇ

રઘુનાથ સઘળું જોયા પછી મુંગો રહે એવી શાન્તારામને આશા ન હતી કેમકે રઘુનાથ કેવો જીદ્દી અને ખતરનાક હતો ' ' શાન્તારામ સ્વગત બબડ્યા "પરદેશમાં પંદર વીસ વર્ષ રહ્યા પછી માણસના સ્વભાવમાં ભારે પરિવર્તન થઇ જાય છે આ રઘુનાથ ન પેલા વિષે કાંઇ કહે છે ન બીજા વિષે કાંઇ પૂછે છે બિચારો કેવો ગંભીર અને શાંત થઇ ગયો છે આ નાનકડા ગામડામાં એનો સમય શી રીતે પસાર થતો હશે? કોણ જાણે આવો સીધો સાદો માનવી બનું તો શું છ મહીના લગી પણ રહે તો બના કોઇને શાને ભારરૂપ થઇ પડું?"

શાન્તારામ રઘુનાથને છ માસ રાખવાને તત્પર થયા, પરંતુ તેણે ફાળમે મા સત્તરમે દિવસે પોતાનો ઇરાદો જાહેર કરી દીધો કે પોતે કાલે પાછો ચાલ્યો જશે

આશ્ચર્યને છુપાવતા શાન્તારામે પૂછ્યું "કેમ ભાઇ, અહિંની આબોહવા તને માફક ન આવી?"

રઘુનાથે હસતા હસતા કહ્યું 'અહિં નવું માસમાં હું તો પહેલવાન બની જાઉં પરંતુ "

'પરંતુ શું?'

"નહિ, કાંઇ નહિ" એમ કહી રઘુનાથે વાત ફેરવી નાખી શાન્તારામ પામી ગયા

"જમનાના કારણે રઘુનાથ અહિંથી જઇ રહ્યો છે'

તેઓ સમજ્યા 'જો ખરેખર જાણતી હશે તો સંભવિત છે કે તે રહેવાને તત્પર બની જાય કાજળ જો કે કાળું હોય છે પણ બાળકની આંખોમાં લગાડવામાં આવે છે મ્હારો પ્રેમ પણ તેવોજ છે જમનાને હું અંત કરણ પૂર્વક ચાહું છું અગર રઘુનાથ એ જાણે તો શું રઘુનાથને આ પ્રેમ કદલી મોંમાંથી કહું ' કદી નહિ!'

રઘુનાથના ઓરડામાં મૂકવાને જે કાગળ લખ્યો હતો તે પોતેજ વાંચીને શાન્તારામ ખૂબ હસ્યા

"વ્હાલા રઘુનાથ!

તું અચાનક અહિંથી કેમ ચાલ્યો જાય છે એ તો હું ન જાણી શક્યો પરંતુ કેટલીક વાતો ગુપ્ત રાખવા છતાં પ્રગટ થઇ જાય છે ખરું ને! તું જમનાના કારણે અહિંથી ચાલ્યો જાય છે જમના મ્હારા જીવનમાં શી રીતે પ્રવેશ પામી, એ અગર તું જાણી લે તો



મોહનની માતા મોહનને પાચ છ વર્ષનો મૂકી સિધાવી ગઇ ત્યારે મ્હારી પાસે ઘણા માગા આવ્યા મ્હારી આવક સારી હતી મ્હારી પાસે જે છોકરીઓની વાત આવી હતી તેમા ત્રણ ચાર તો એવી સુદર હતી કે તેના મુકાબલામા જમનાને પસદ કરનારા માણસને પ્રત્યેક જખ્ખુ ખેવકૂફ માને ! બીજા લગ્ન કરુ તો સાવકી મા તરફથી મોહનને તકલીફ પહોચે એવો ભય હતો ઉપરાત બીજી પત્નીથી ત્રણ ચાર સતાનો થાય તો મોહન વિષે મ્હે જે નિર્ધાર કર્યો હતો તે મનનો મનમાજ રહી જવાની બીક હતી હુ બી એ તો નથી પણ મોહનને આઇ સી એસ બનાવવાનો નિર્ધાર મ્હે પ્રથમ દિવસથીજ કરી રાખ્યો હતો મોહનની માને પણ મ્હે એ વાત જણાવી હતી

મોહનની માના અવસાન પછી ત્રણ ચાર વર્ષ લગી મ્હે તેના વિયોગનુ દુ ખ સહન કર્યું એ કાળમા મ્હને સ્ત્રીનો પ્રેમ યાદ આવ્યો પરતુ હુ વધુ અસ્વસ્થ ન બન્યો

મોહનની માના મરના પછી મ્હે જમનાને મોહનની સભાળ માટે ઘરમા રાખી એક પછાત વર્ગની અશિક્ષિત બાલવિધવા, એ દ્રષ્ટિએ હુ તેની તરફ જોતો હતો એ પછી મોહન વધુ અભ્યાસ માટે બહાર ગયો અને જમના ઘરમા રહી મ્હે મનને ઘણુય વાર્યુ પરતુ નિરર્થક અગર જમના મ્હારીજ જ્ઞાતિની હોત યા ઓછામા ઓછી સુશિક્ષિત હોત તો હુ તેની સાથે લગ્ન કરી લેત માને મોહનના આઇ સી એસ થયા પછી કોઇ મોટા ઘરની પુત્રી વહુ બનીને મ્હારે ઘેરે આવશે જમના જેની આસુને નિહાળી તે વહુ એક સેકડ પણ ઘરમા ટકશે ખરી? થોડાક દિવસ ગામમા ચર્ચા ચાલી પણ મ્હારી દ્રઢતાના કારણે ગામવાસીઓ ટુક સમયમાજ એ વાત વિસરી ગયા તુ કહેશે, મ્હારે પ્રેમના હાથે વિવશ બનવુ જોઇતુ ન હતુ મ્હને માન્ય છે! પણ રઘુનાથ! તુ મ્હારાથી નાનોજ પણ હોય તો મ્હારી એક વાત યાદ રાખજે 'શાન્તારામ ઇન્સાન છે પત્થર નથી "

તારો શાન્તારામ

આ કાગળ રઘુનાથના ખડમા ટેબલ પર મૂકતી વખતે શાન્તારામને વિશ્વાસ હતો કે રાતે પત્ર વાચીને રઘુનાથ અત્યત પ્રેમપૂર્વક બોલાવીને કેહશે કે મ્હે જવાનો વિચાર માડી વાળ્યો છે '

શાન્તારામની એ આશા તો પૂર્ણ ન થઇ, અલબત્ત તેમણે જોયુ કે રઘુનાથે સફરની તૈયારી સપૂર્ણ કરી લીધી છે બન્ને નાસ્તાથી પરવારી ચા પી રહ્યા હતા

બહાર ભાડાની મોટર હોર્ન વગાડતી ઉભી હતી રઘુનાથે કોટની બાયમા હાથ નાખતા કહ્યુ

'શાન્તારામ! હુ તારા કાગળનો જવાબ આપવાનુ ભૂલી ગયો હતો '

રઘુનાથનો આપેલો પત્ર શાન્તારામે પોતાના ખડમા મૂકયો અને તેને વળાવવા માટે મોટર સુધી ગયો મોટર ચાલી એટલે તેણે આગ્રહપૂર્વક કહ્યુ ' પાછો જરૂર આવજે "

પણ તેના દિલમા વારેવારે એક વાત સાલી રહી હતી રઘુનાથે કાગળમા શુ લખ્યુ હશે?

પ્રિય શાન્તારામ!

તારો પત્ર વાચી હર્ષ, આશ્ચર્ય અને ખેદ થયો તારી સાફ દિલી અને નિખાલસ પ્રેમ નિહાળી અત્યાનદ થયો કૉલેજમા હમેશા સાથે



રહેનાગ શાન્તારામ અને રઘુનાથ વીસ વર્ષ પછી પણ અન્યોન્યને ભૂલ્યા નથી એ તારા કાગળ ઉપરથી સાબિત થયું વાસ્તવમા એ સંતોષ અને આનંદની વાત છે પરતુ મ્હને એથી વધુ આશ્ચર્ય અને અફસોસ થયો કે તારા અને જમનાના સબધો રસ્મી શાદી વિનાજ સ્થાપિત થયા જો કે હું એ વાતને પણ માનતો નથી કે લગ્ન સબધો કોઈ કાનૂન હેઠળ થાય પરતુ પ્રેમની તસ્વીર ધાર્મિક રીતરિવાજો અને સામાજિક કાનૂનોના મુકર્રર ચોકઠામાજ હમેશા બધબેસ્તી આવે છે એ પણ ખરૂ નથી ચોકઠામા બેસાડવા માટ તસ્વીરને કાપવી જોઇએ, એ ધાર્મિક લોકોની માન્યતા છે તારા જેવા માણસો કહેશે કે ફ્રેમ કરતા તસ્વીર વધુ કીમતી હોય છે હું એ ચર્ચામા નથી પડવા માગતો તારી અને જમનાની મહબ્બતનો પાયો કોઇ બીજી તકનીક અને મુસીબત પર નથી એટલે મારા દૃષ્ટિબિંદુથી તારા એ સબધો અયોગ્ય નથી તોય, જમનાને અન્યાય થયો છે તું કહે છે "હુ માણસ છુ પત્થર નથી" હું કહુ છુ 'તુ પત્થર નથી તો માણસ પણ નથી બલ્કે હૈવાન છે" આ વાચીને તુ ગુસ્સે થશે શાન્તારામ! સ્ત્રી પુરૂષના પરસ્પરના સબધો અને બાળબચ્ચાની ચિતાનેજ માનવતાનુ સૌથી મોટુ ગૌરવ માની લેવામા આવે તો હુ કહીશ કે તે માનવના કેવી છીછરી કલ્પના છે બલ્કે માનવતા" પર ઝૂલમ છે

બિલાડીને પોતાના બચ્ચાઓ પ્રત્યે કેટલો બધો પ્રેમ હોય છે, તે તેમના માટે શુ શુ નથી કરતી? કાગડા કબૂતરો કે ડરો લાવે છે પોતાની જાતને આફતમા નાખીને તેમનુ રક્ષણ કરે છે, તેમને શિકાર કરતા શીખવાડે છો મોહનને આઇ સી એસ બનાવવા માટે તે જે ત્યાગ કર્યો તે પણ આજ પ્રકારનો છે કહે, નથી શુ? તેમા માનવ બુદ્ધિ યા હમદર્દીને જરાય દખલ નથી એ કુદરતની શક્તિ છે

તારા અને જમનાના પ્રેમમા પવિત્રતા અને વિશુદ્ધતા કરતા વાસના અને હવસ અધિક છે પરતુ એથી મ્હારી મતલબ એ નથી કે તુ અતરની શાતિને જગતનું સૌથી મોટુ પાપ લેખે યા શારીરિક આરામની યોગ્ય તલબથી પણ પરહેઝ કરે મ્હારૂ જણાવ્યુ કારણ આ તારો સમાજનો અસીમ પ્રેમ હતો

શાન્તારામ! અહિ મ્હારા શરીરને આરામ મળ્યો પરતુ મ્હારો આત્મા ઔર વધુ બેચેન બની ગયો તારા ઘરના કોઇ દખાવથી નહીં બલ્કે તારા બગલાની બહારની આબાદીમા જે દરિદ્રતા અને કગાલિયત ફેલાએલી છે તેના દર્શનથી ભૂખ નાક વાટે ચણા ચવડાવતી રહી છે અને નાઇન્સાફીને ઇન્સાફ માનનારા દીન સમાજની મજબૂરીઓ નિહાળીને અને એ નિહાળીને પણ કે ઉચ્ચ વર્ગમા તારા જેવા સુશિક્ષિત આધળા પણ મોજ માણી રહ્યા છે આ ગામમા શામુની જેમ સેકડો ઝુપડીઓ છ જેમા હજારો માણસો અને બાળકો નગ્ન અવસ્થામા અર્ધ ભૂખ્યા સ્ત્રી જીવન વ્યતિત કરી રહ્યા છે તારા જેવા શ્રીમતોને પણ ખબર આવે માછલી વેચવાની માછીમારોમા હિમ્મત નથી તો પછી ખેતી પર જીવન નિર્વાહ ચલાવનારા ગરીબ કિસાનો અને મજદૂરો તારા જેવા જમીનદારોને શી રીતે નારાજ કરવાની હિમત કરી શકે છે?

કાલે તારો મોહન આઇ સી એસ થશે અને જે ધન, કીર્તિ અને ઇજ્જત હાસિલ કરશે તેના પાયામાં આ ગામના કેટલા ગરીબોની આઝાદ ઝિંદગી દફનાયલી છે તું યા કોઇ બીજાને, એનું ભાન સરખુ થયું છે? જેને એ વસ્તુનું ભાન છે તેને હું માણસ માનું છું! પોતાના સંતાનનો આરામનો ખ્યાલ જાનવરોને પણ હોય છે માણસની નઝર એથી વધુ વિશાળ હોવી જોઇએ

કાલના છાપાઓમાં, કલકત્તામાં હું જે મઝદૂરો સાથે રહી કામ કરૂં છું તે મઝદૂરોએ હડતાલ પાડયાના સમાચારો છપાયા છે તને તેની ખબર ન હશે એવા સમાચારો તારા જેવા લોકો શાના વાંચે? તમે તો ફિલ્મ સ્ટારોની તસ્વીરો નિહાળવા અને બિનફાયદાકારક દૃષ્ટિબિંદુઓ સિદ્ધ કરવા માટે સર્જાયા છો એમ છે ને માનવના ઉફ્, તું કેવો મૂર્ખ છે!

હવે મ્હારાથી આમીરા રહેવાતું નથી મ્હારા જવાનું એજ ગંભીર કારણ છે શાન્તારામ! "રઘુનાથ ઇન્સાન છે પત્થર નથી" ત્યાં હઝારો ઇન્સાન પેટનો ૭ ઇંચ ઉંડો ખાડો પૂરવા માટે જાન આપવા તૈયાર હોય અને હું તેમનો મિત્ર મ્હેલડાવનારો છું, અહિં અમન ચમન ઉડાવું નહિ! હર્ગિઝ નહિ!!

પત્થર કહેવડાવી અમર થવા યા હેવાનોની જેમ આરામથી ઝિંદગી બસર કરવા કરતાં ઇન્સાન બનીને મરી જવામાં વધુ આનંદ છે છે ને?" (સમાપ્ત)





# ગુર્જરગિરા! ત્હારાં માગેલાં ઘરેણાં?

—"સંપાદક"



## એક હિંદી ગીત

રચનાર પંજાબી કવિ મનોહરલાલ

બાબા સુન લે મેરા ગીત

દુખિયા મન હૈ દુખિયા કાયા,
છૂટ ગયા હૈ અપના પરાયા,
દુનિયા ક્યા હૈ માયા માયા,

માયા કે સબ મીત હૈ લેકીન
માયા કિસકી મીત?
બાબા સુન લે મેરા ગીત

માયાહી સે પ્યાર હૈ સારા,
જૂઠા યહ સંસાર હૈ સારા,
ખોટા વ્યોપાર હૈ સારા,
રીનકા કોઈ ખરા નહિ હૈ,

સબકી ખોટી રીત,
બાબા સુન લે મેરા ગીત

દુનિયા વાલે લોભકે બંદે,
તનકે ઉજલે મનકે ગંદે,
જૂઠી દુનિયા જૂઠે ધંદે,

કોઈ નહિ હૈ સંગી સાથી
સબકી જૂઠી પ્રિત
બાબા સુન લે મેરા ગીત

## સાંભળ મ્હારૂં ગીત!

લખનાર શ્રી 'આસિમ' રાંદેરી

સાંભળ મ્હારૂં ગીત,
વીરા! સાંભળ મ્હારૂં ગીત

દુખિયું મન છે દુઃખમય કાયા,
છુટી ગયા સૌ પોતા પરાયા,
દુનિયા શું છે? માયા, માયા!

માયાના સૌ મિત્રો ભાઈ
માયા કરે નર પ્રીત,
વીરા! સાંભળ મ્હારૂં ગીત

માયાનો છે પ્યાર બધો એ,
જુઠો છે સંસાર બધો એ,
ખોટો છે વહેવાર બધો એ

ગીત તણા નર કોઈ ખરા એ,
રીત બધી વિપરીત,
વીરા! સાંભળ મ્હારૂં ગીત

દુનિયાવાળા લોભના બંદા,
તનના ઉજળા મનના ગંદા,
જુઠી દુન્યા જુઠા ધંધા,

કોઈની સાચી પ્રીત નથી રે,
સૌની ખોટી પ્રીત,
વીરા! સાંભળ મ્હારૂં ગીત

# દીદારે રસૂલ (સ. અ. વ. સ.)*

સંપાદક | રિફાઈ-સાબેરી
[ સર્વ હક્ક સંપાદકને સ્વાધિન છે ]

**હદીસ** (૨૫) હઝરત અલી (ક ર વ) થી રિવાયત છે કે–હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે કે–જે માણસ જુમેઅરાતની સાંજે મારી ઉપર દરૂદ મોકલે છે તો અલ્લાહ તઆલા ફરિશ્તા ઉતારે છે, જેઓ ચાંદીની તખ્તીઓ ઉપર સોનાની કલમથી તે પઢનાર માણસ માટે જુમેઅરાતની સાંજથી જુમ્આની સાંજ સુધી રહેમત લખતાજ રહે છે

દરૂદ શરીફ પઢનારાઓને જોઈએ કે જુમેઅરાતની સાંજથી જુમ્આની સાંજ સુધી કસરતથી દરૂદ મોકલે

**હદીસ** (૨૬) હઝરત અબૂ હુરૈરહ (રદી૦)થી રિવાયત છે કે–જનાબ રસૂલિ ખુદાએ (સલ૦) ફરમાવ્યું છે કે–જે માણસ જુમ્આને દહાડે અસરની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઉઠે તે પહેલા **"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદે નીન નબીય્યીલ ઉમ્મીયે વ અલા આલેહી વ સલ્લેમુ તસ્લીમા"** પઢશે તો તેના ૮૦ એંશી વરસના ગુન્હા બખ્શી દેવામા આવશે "

**હદીસ** (૨૭) અલ્લાહ તઆલાએ ત્રણ ચીજોને સાંભળવાની શક્તિ આપેલી છે–

પહેલી ચીજ જન્નત છે–જ્યારે કોઈ બંદો અલ્લાહ તઆલાથી જન્નત તલબ કરે છે (માગે છે) તો જન્નત તે બંદાની દુઆ સાંભળી ને કે અને ખુલુસથી અરજ કરે છે કે–ઈલાહી મારા મકાનો એને માટે (માગનાર માટે) ખાસ કરી દે

બીજી ચીજ દોઝખ છે–જ્યારે કોઈ બંદો દોઝખથી પનાહ માગે છે, જ્યારે તે બંદા દોઝખને પહોંચાડવામા આવે છે ત્યારે તે કહે છે કે ઈલાહી એ ડરવાવાળા ઉપર મને હરામ કરી દે

ત્રીજી ચીજ તે ફરિશ્તા જેઓ દરૂદ શરીફ માટે મુકર્રર છે–જ્યારે કોઈ બંદો દરૂદ પઢે છે તો તુર્તજ તેઓ મને અરજ કરે છે કે–ફલાણા બંદાએ આપ (સલ૦)ની ઉપર એક વખત દરૂદ મોકલ્યુ છે અને જે મારી ઉપર એક વખત દરૂદ મોકલે છે તો અલ્લાહ તઆલા તેની ઉપર એકસો વાર મોકલે છે, અને જે એકસો વાર મોકલે છે તો અલ્લાહ તઆલા તેની ઉપર એક હજાર વાર મોકલે છે, અને જે મારી ઉપર એક હજાર વાર દરૂદ મોકલે છે તો તેને દોઝખની આગથી છુટો કરી દેવામા આવે છે

* જ્યાં જ્યાં "સલ." અથવા "સ. અ. વ. સ." છાપવામા આવ્યુ છે ત્યાં ત્યાં દરેક સાહેબોએ "સલ્લલ્લાહો અલયહે વ આલેહી વ સલ્લમ" સમજવુ અને તેજ મુજબ પઢવુ જોઈએ

# દીદારે રસૂલ (સ અ.વ.સ.)*

સ પા દ ક — [ સર્વ હક સપાદકને સ્વાધિન છે ] — રિફાઈ-સાબેરી

**હદીસ (૨૫)** હઝરત અલી (ર ર વ) થી રિવાયત છે કે—હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે કે—જે માણસ જુમેઅરાતની સાજે મારી ઉપર દરૂદ મોકલે છે તો અ નાહ તઆલા ફરિસ્તા ઉતારે છે, જેઓ ચાદીની તખ્તીઓ ઉપર સોનાની કલમથી તે પઢનાર માણસ માટે જુમેઅરાતની સાજથી જુમ્આની સાજ સુધી રહેમત લખતાજ રહે છે

દરૂદ શરીફ પઢવાવાળાઓને જોઈએ કે જુમેઅરાતની સાજથી જુમ્આની સાજ સુધી કસરતથી દરૂદ મોકલે

**હદીસ (૨૬)** હઝરત અબૂ હુરૈરહ (રદી૦)થી રિવાયત છે કે—જનાબ રસૂલિ નાહ (સલ૦) ફરમાવ્યુ છે કે—જે માણસ જુમ્આને દહાડે અસરની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઉઠે તે પહેલા **"અલ્લા હુમ્મા સલ્લી અલા મોહમ્મદે નીન નબીય્યીલ ઉમ્મીયે વ અલા આલેહી વ સલ્લેમુ તસ્લીમા"** પઢશે તો તેના ૮૦ એસી વરસના ગુન્હા માફ્ કરી દેવામા આવશે "

**હદીસ (૨૭)** અલ્લાહ તઆલાએ ત્રણ ચીજોને સાભળવાની શક્તિ આપેલી છે—

પહેલી ચીજ જન્નત છે—જ્યારે કોઈ બદો અલ્લાહ તઆલાથી જન્નત તલબ કરે છે (માગે છે) તો જન્નત તે બદાની દુઆ સાભળી લે છે અને ખુદાપાકથી અરજ કરે છે કે—ઇલાહી મારા મગનો એને મારૂ (માગનાર માટે) ખાસ કરી દે

બીજી ચીજ દોઝખ છે—જ્યારે કોઈ બદો દોઝખથી પનાહ માગે છે, જ્યારે તે અવાઝ દોઝખને પહોચાડવામા આવે છે ત્યારે તે કહે છે કે ઇલાહી એ કરવાવાળા ઉપર મને હરામ કરી દે

ત્રીજી ચીજ તે ફરિશ્તા જેઓ દરૂદ શરીફ માટે મુકર્રર છે—જ્યારે કોઈ બદો દરૂદ પઢે છે તો તુર્તજ તેઓ મને અરજ કરે છે કે—ફલાણા બદાએ આપ (સલ૦)ની ઉપર એક વખત દરૂદ મોકલ્યુ છે અને જે મારી ઉપર એક વખત દરૂદ મોકલે છે તો અલ્લાહ તઆલા તેની ઉપર એકસો વાર મોકલે છે, અને જે એકસો વાર મોકલે છે તો અલ્લાહ તઆલા તેની ઉપર એક હજાર વાર મોકલે છે, અને જે મારી ઉપર એક હજાર વાર દરૂદ મોકલે છે તો તેને દોઝખની આગથી છુટો કરી દેવામા આવે છે

* જ્યા જ્યા **"સલ."** અથવા **"સ. અ. વ સ."** છાપવામા આવ્યુ છે ત્યા ત્યા દરેક વાચકોએ **"સલ્લલ્લાહો અલયહે વ આલેહી વ સલ્લમ"** સમજવુ અને એજ મુજબ પઢવુ જોઈએ

હદીસ (૨૮) કયામતને દહાડે ત્રણ તરેહના માણુસો અર્શે ઇલાહીના સાયા (છાંયા)મા રહેશે એ દિવસે અર્શે ઇલાહી સિવાય બીજી કોઇ પણ ચીજનો સાયો હશે નહી —

(૧) જેણે મારા કોઇ ઉમ્મતીની મુસીબતને ટાળી હશે, અને તેની તગીને દૂર કરી હશે

(૨) તે માણુસ હશે કે જેણે મારી સુન્નતોને ઝિંદા કરી હશે

(૩) તે માણુસ હશે કે જે મારી ઉપર કસરતથી દરૂદ પડતો હશે

હુઝૂરે (સલ) ફરમાવ્યુ છે કે —કયામતની સખતી અને તકલીફથી તે માણુસ બહુ જલ્દી છુટકારો મેળવશે કે જેણે તમો બધાથી વધારે દરૂદ મારી ઉપર મોકલ્યુ હશે

એની મતલબ એ છે કે જે કોઇ ઉમ્મતીએ વધારે દરૂદ મોકલ્યુ હશે તેનો તેના દરૂદ શરીફ મોકલવાના પ્રમાણુમા વારો ફરતી જલ્દી છુટકારો થશે

હદીસ (૨૯) હઝરત અલી (ક ર વ) થી રિવાયત છે કે —કયામતને દહાડે મારી (હુઝૂર સલ) છેક નઝદીક તે માણુસ હશે જે કસરતથી દરૂદ પડતો હશે અને જ્યારે કેઇ મજલિસના માણુસો દરૂદ પડ્યા વગર મજલિસ બરખાસ્ત કરે છે તો કયામતને દહાડે તેઓનુ દરૂદ ન પઢવુ તેઓ માટે તકરાર ઉપાવશે, ખુદાપાકને જોઇએ તો તેઓને માફ કરે અને જોઇએ તો તેની પકડ કરે

કેટલાક સહાબીઓ (રદી૦)થી રિવાયત છે કે —જો કોઇ મજલિસમા હુઝૂર (સલ૦)નો ઝિકર કરવા મા આવે છે અથવા હુઝૂર (સલ) ઉપર દરૂદ મોકલવામા આવે છે તો ત્યારે એક એવી જાતની ખુશ્બૂ પેદા થઇને સાતે આસમાનો ફાડી અર્શે ઇલાહી તક પહોચી જાય છે અને તે દરૂદની ખુશ્બૂ અલ્લાહ તઆલાની બધી મખ્લૂક જે જમીન પર છે તેઓને પહોચે છે પણ ઇન્સાન અને જીન્નાતને પહોચતી નથી કારણ કે જો એઓને તે ખુશ્બૂ પહોચે તો તેની લઝઝતથી તેઓ એવા ચઇ જાય કે દુન્યાનો બધો કારોબાર તેઓ છોડી તે લઝઝતમાજ પડી રહે અને જે ફરિશ્તા અને મખ્લૂકને એ ખુશ્બૂ પહોચે છે તેઓ તે મજલિસના માટે દુઆએ મગફેરત માગે છે અને તેઓ માટે બધી મખ્લૂક કરતા પણ વધારે નેકીઓ લખવામા આવે છે તેમજ તેઓના દરજ્જા પણ બુલદ કરવામા આવે છે બધાઓના દરજ્જા બરોબર એક સરખા કરવામા આવે પછી ભલેને તે મજલિસમા માત્ર એકજ માણુસ હોય અથવા લખો માણુસો કેમ ન હોય છતા બધાને સવાબ એકસરખો મળે છે

હદીસ (૩૦) જ્યારે કોઇ બન્દો દરૂદ પઢે છે ત્યારે દરૂદની બરકતથી અલ્લાહ તઆલા એક બહુજ મોટો ફરિશ્તો પેદા કરે છે જેનું એક પર પૂર્વ અને એક પર પશ્ચિમ સુધી રહે છે તેની ગરદન અને માથુ અર્શે ઇલાહી સાથે મળેલુ રહે છે અને તેના પગ સાતો જમીનના નીચે પહોચેલા રહે છે અને તે કહે છે કે — યા ઇલાહી આ બન્દો જ્યા સુધી આપના હબીબ (સલ૦) ઉપર દરૂદ મોકલતો રહે ત્યા સુધી તુ તારી રેહમતનો વરસાદ એની ઉપર વરસાવતો રહેજે

હદીસ (૩૧) જે માણુસ મારી (હુઝૂર સલ૦) ઉપર એક વખત દરૂદ મોકલે છે તેને માટે (દરૂદ શરીફ પઢવાના બદલામા) ખુદાપાક કિરામન કાતેબીનને હુકમ કરે છે કે —ત્રણ



દિવસ સુધી એ બંદાના ગુન્હા લખતા નહી આ બાબતનો ખુલાસો આગળ આવી ગયો છે.

**હદીસ** (૩૨) હઝરત અબૂ હુરૈરહ (રદી૦)થી રિવાયત છે કે – જનાબ નબીએ કરીમે (સલ૦) ફરમાવ્યું છે કે – જે માણસ પોતાની કિતાબમા દરૂદ શરીફ લખે છે તો જ્યા સુધી તે કિતાબમા મારૂ નામ રહેશે ત્યા સુધી ફરિશ્તા તેને માટે બખ્શિશની દુઆ માગતા રહેશે

**હદીસ** (૩૩) જે માણસ જુમ્માની રાત્રે અગર જુમ્માને દહાડે મારી (હુઝૂર સલ૦) ઉપર એકસો વખત દરૂદ મોકલે છે તો ખુદા પાકની એકસો હાજતો પૂરી કરે છે, એ ઉપરાંત એક ફરિશ્તો નક્કી કરે છે કે જે આપણે જેવી રીતે એક બીજાને ત્યા કંઇ બોજ સોગાદ લઇને જઇએ છીએ તેવી રીતે પઢનારના મરણ પછી તેના દફન થતી વખતે જન્નતની ખુશ ખબરીનો તોહફો લઇ તે ફરિશ્તો તે માણસ પાસે જશે

**હદીસ** (૩૪) જે માણસ મારી ઉપર હજાર વખત દરૂદ મોકલશે તો તે તેના મરણ પહેલાજ જન્નતમા પોતાની જગ્યા જોઇ લેશે

**હદીસ** (૩૫) જ્યારે કોઈ માણસ **"લાઇલાહા ઇલલ્લાહો"** કહે છે અને એની પછી **'અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન"** કહે છે ત્યારે એ બન્ને કલમા (શબ્દો) તેના મોઢામાથી લીલા રંગના પક્ષીના સ્વરૂપમા નીકળે છે એ પક્ષી અર્શે ઇલાહી પાસે જઇ બેકરાર થાય છે ત્યારે રબ્બુલ આલમીન ફરમાવે છે કે –ઓ મારી અને મારા નબીની તારીફ બન્નેના બોલી જા! ત્યારે તે અરજ કરે છે કે –ઇલાહી કેવી રીતે કરાર-શાંત હાસિલ કરૂ કારણ કે એ કલમાના પઢનાર માટે હજી સુધી કંઇ પણ તેના છુટકારાનો હુકમ નીકળ્યો નથી બીજી વખત જ્યારે બોલી જવા પાછો હુકમ થાય છે ત્યારે પણ તે પક્ષી તેવોજ જવાબ આપે છે, પણ જ્યારે ત્રીજી વખત તે પક્ષી પઢનારની નજાતની ઇચ્છા જાહેર કરે છે ત્યારે હુકમ થાય છે કે બોલી જા એ બંદાને મારી નજરે રહમતથી મે જોઈ લીધો છે અને તેના બધા ગુન્હા માફ કરી દીધા છે

**હદીસ** (૩૬) ફોઝાલા ઇબ્ને ઉબૈદા (રદી) ફરમાવે છે કે –એક દિવસ એક માણસ આવ્યો અને તેણે નમાઝ પઢી અને સલામ ફેરવી કહેવા લાગ્યો **"અલ્લા હુમ્મગ ફેરલી વરહમની"** હુઝૂર (સલ૦) પણ અમારી પાસેજ બેઠા હતા આપે (સલ૦) ફરમાવ્યું –"ઓ નમાઝી! તે દુઆમા બહુ જલ્દી કરી છે, તને જોઇતુ હતુ કે નમાઝ બાદ સૌથી પહેલા ખુદાપાકની તારીફ બયાન કરતે, એ પછી મારી ઉપર દરૂદ મોકલતે, અને છેવટે દુઆ માગતે "

આ સાભળી તે માણસ જલ્દી પાછો ઉભો થયો અને નમાઝ પઢી અને નમાઝ પછી ખુદાપાકની તારીફ બયાન કીધી અને હુઝૂર (સલ૦) ઉપર દરૂદ મોકલ્યુ

આપે (સલ૦)એ ફરમાવ્યુ –ઓ નમાઝી! હવે સવાલ (દુઆ) કર જરૂર કબુલ થશે

**હદીસ** (૩૭) હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી૦) ફરમાવે છે કે –એક દિવસ હું નમાઝ પઢતો હતો અને હુઝૂર (સલ૦) અને હઝરત અબુબકર ત્યા હઝરત ઉમર (રદી૦) સાથે બેઠા હતા નમાઝ પછી ખુદાપાકની તારીફ મે બયાન કીધી, પછી હુઝૂર (સલ૦)



ઉપર દરૂદ મોકલ્યુ અને પછી દુઆ માગવા લાગ્યો ત્યારે આપે (સ૦) ફરમાવ્યુ 'હા હા માગ જે માગશે તે ખુદાપાક આપશે"

હદીસ (૩૮) હઝરત અબુ હોરેરહ (રદી૦)થી રિવાયત છે કે –જનાબ રસૂલલિલ્લાહે (સલ૦) ફરમાવ્યુ છે કે –જે માણસ મારી કબ્ર પાસે દરૂદ પઢે છે તે હું સાભળુ છુ અને જો દૂરથી પઢે છે તો ફરિસ્તા તે દરૂદ મારી પાસે પહોંચાડે છે

હદીસ (૩૯) હઝરત અબ્દુલ્લાહ બિન ઔફ (રદી૦) ફરમાવે છે કે –એક દિવસ હુઝુર (સ૦) બગીચામા ગયા, અને ત્યા સજ્દો કર્યો, પણ સજ્દામા એટલી બધી વાર લગાડી કે જેથી આપ (સ૦)ના વફાતની ધાસ્તી મને લાગી જેથી આપ (સ૦)ને હુ ગભરાઈ ગભરાઈને ઘડી ઘડી જોયા કરતો હતો એટલામા આપે (સ૦) માથુ ઉચક્યુ અને મને મારા ગભરાટના સબબ પૂછયો તો મરણની ધાસ્તીનો સબબ મે જાહેર કરી દીધો

આપે (સ૦) ફરમાવ્યુ કે હઝરત જીબ્રઈલ (અ૦) આવ્યા હતા અને કહેતા હતા કે આપ (સ૦)ને મુબારક થાઓ કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે માણસ તમો ઉપર દરૂદ મોકલે છે તેની ઉપર હુ દરૂદ મોકલુ છુ અને જે માણસ સલામ મોકલે છે તેની ઉપર હું સલામ મોકલુ છું

હદીસ (૪૦) હઝરત અબૂ હોરૈરહ (રદી૦)થી રિવાયત છે કે –હુઝુરે (સ૦) ફરમાવ્યુ છે કે –લોકો ! તમો તમારા મકાનોને કબ્રોની તરેહ ખુદાપાકની યાદથી ખાલી ન રાખો, અને મારી કબ્રની જિયારતને માટે ઈદ જેવા કોઈ દહાડા નક્કી ન કરો મારી ઉપર દરૂદ મોકલો તમારા દરૂદ મને પહોંચાડવામા આવે છે પછી ભલેને તમો ગમે ત્યાથી મોકલો

ગમે ત્યાથીનો એ મતલબ છે કે ગમે તેટલે દૂરથી અને ઈદ જેવા દહાડા નક્કી કરવાનો એ મતલબ છે કે જેવી રીતે ઈદ તેમજ ઉર્સ વગેરેમા શોરબકોર થાય છે તેમ ન થવુ જોઈએ

હદીસ (૪૧) દુરે મુખ્તારના કર્તા હઝરત મુજાહિદથી નકલ કરે છે કે –હુઝુર (સ૦) ફરમાવે છે કે –લોકો ! તમારી પૈદાયશ નામ લકબ વગેરે મારી પાસે હાજર કરવામા આવે છે તમોને જોઈએ કે, તમારી જાતને દરૂદ શરીફથી શણગારતા રહો (અપૂર્ણ)





# મારો મિત્ર!

એફ. મુહમ્મદી.

[ ઉર્દૂ ભાષાના મશહૂર ટીકાકાર જનાબ અબ્દુલ મજીદ 'સાલિક' સાહેબના 'મય ઔર મેરા હમ સફર' નામના લેખનુ ભાષાન્તર ]

[ ૧ ]

મારે મુંબઇથી સુરત આવવુ હતુ રાતની લોકલમા આમ્બે સેન્ટ્રલથી સવાર થઈ વલસાડ સુધી તો ઠીક ધમાલ રહી મુસાફરોની ધક્કા મુક્કી સિવાય એક ખાસ વાત એ હતી કે ટ્રેનમા ઠેકઠેકાણે લડાઇ વિષે ચર્ચાઓ થતી સભળાતી લોકોનો મોટો ભાગ અભણ હોવાને લીધે તેઓની ચર્ચાના દ્રષ્ટિબિંદુઓ, રીતભાત વગેરે નવુજ નજરે પડતુ પણ એ તો ચોક્કસ હતુ કે તેઓ લડાઇની વાતોમા રસ લેતા થયા છે ટ્રેન વલસાડથી ઉપડી તો મે જોયુ કે મારા ડબ્બામા બે-ત્રણ મુસાફરો સિવાય બધી જગ્યા ખાલી પડી છે નવસારી આવતા તો આ મુસાફરો પણ ઉતરી ગયા-હુ ડબ્બામા એકલોજ રહી ગયો

જે ભાગ્યશાળી પુરુષો આવી સ્થિતિમા મુકાયા હશે, તેઓ જાણતા તો હશેજ કે પાછલી રાતના એમના ટ્રેનમા મુસાફરી કરવામા કેટલી મઝા છે સપૂર્ણ સ્વતંત્રતાની આ થોડીક પળો પર હજાર સ્વરાજો કુર્બાન કરવામા આવે તોય કીમત વસુલ નહી થઈ શકે ફાવે ત્યા બેસો, કોઇ રોકનાર નથી ચાહો ત્યથી પસાર થઇ જાવ, કોઇ ભ્રકુટિ ચઢાવનાર નથી તમે પોતાનાથીજ વાતો કરી લો અને તમારા હૃદયને દરેક ભેદભર્યા સવાલોના જવાબ પૂછી લો કોઇ સાભળનાર નથી જો તમને રાજ કારભાર વિરુદ્ધ-પછી તે અગ્રેજોનો હોય કે દેશી રાજાઓનો-બખાળા કાઢવા હોય તો ઉભા થઇને એકાદ તીખુ, તમતમતુ ભાષણ કરી નાખો એક પણ સી આઇ ડી ત્યા નોધ કરવા નહિ હશે ૧૪૪મી અને બીજી કલમો પણ લાચાર થઈ પડશે

જો તમને વિચિત્ર ટેવો પડી ગઇ હોય, તો માથુ નીચે અને ટાગો ઉપર કરીને ઉભા થઈ જાવ કોની મજાલ છે કે તમારા પર હસી શકે? મરજી હોય તો ગાવાનુ શરૂ કરો-ખૂબ જોરથી ગાઓ નાચવા માડો અને ગોળ ચક્કર ફરતા ફરતા તમે પોતેજ ધનચક્કર બની જાવ કોઇ મોઢે રૂમાલ દાબી હસનાર ત્યા નહિ હોય! હા શરત એટલી છે કે ત્યા કોઇએ દિવાલની કાન ન ખેચી ન લીધી જોઇએ, જો પ્રિયતમા સામે પ્રેમ વ્યક્ત કરતા તમારા હોઠિયા લથડતા હોય, તેની તસ્વીર તમારી આખો સામે ખડી કરીને પ્રેમમા તમે પાગલ બની જાવ, તોય તમને કોઇ પાગલ કહેનાર મળશે નહિ

બારી ઉઘાડો અને બધ કરો, કોઇ પણ મુસાફર શિકાયત કરશે નહિ ચાહો તો બધી બારીઓ ઉઘાડી રાખો, ચાહો તો બધીજ બધ જોઇએ તો સમય પસાર કરવા બમેજ વખત બારીઓ ઉઘાડ-બધ કરવામા વિતાડો ચાહે તે ખૂણામા જઇ બેસો, અથવા તો, સમય વધુ સારી રીતે વિતાડવા, થોડી થોડી વારને માટે દરેક ખૂણામા બેસવાની મઝા માણી લો બાકડા પર ચિત્તા સુઇ જાવ, કે ઉધુ મો કરીને, એ પણ તમારી મરજી પર છોડવામા આવ્યુ છે

ઉપર દરૂદ મોકલ્યુ અને પછી દુઆ માગવા લાગ્યો ત્યારે આપે (સલ૦) ફરમાવ્યુ "હા હા માગ જે માગશે તે ખુદાપાક આપશે"

**હદીસ** (૩૮) હઝરત અબુ હોરૈરહ (રદી૦)થી રિવાયત છે કે –જનાબ રસુલલ્લિાહે (સલ૦) ફરમાવ્યુ છે કે –જે માણસ મારી કબ્ર પાસે દરૂદ પઢે છે તે હું સાભળુ છુ અને જે દુરથી પઢે છે તો ફરિશ્તા તે દરૂદ મારી પાસે પહોંચાડે છે

**હદીસ** (૩૯) હઝરત અબ્દુલ્લાહ બિન ઓફ (રદી૦) ફરમાવે છે કે –એક દિવસ હુઝુર (સલ૦) બગીચામા ગયા, અને ત્યા સજદો કર્યો, પણ સજદામા એટલી બધી વાર લગાડી કે જેથી આપ (સલ૦)ના વફાતની ધાસ્તી મને લાગી જેથી આપ (સલ૦)ને હુ ગભરાઈ ગયેલ રહીને ઘડી ઘડી જોયા કરતો હતો એટલામા આપે (સલ૦) માથુ ઉચક્યુ અને મને મારા ગભરાટનો સબબ પૂછયો તો મેં ખુલ્લી ધાસ્તીનો સબબ મે જાહેર કરી દીધો

આપે (સલ૦) ફરમાવ્યુ કે હઝરત જીબ્રાઈલ (અલૈ૦) આવ્યા હતા અને કહેતા હતા કે આપ (સલ૦)ને મુબારક થાઓ કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે માણસ તમો ઉપર દરૂદ મોકલે છે તેની ઉપર હું દરૂદ મોકલુ છુ અને જે માણસ સલામ મોકલે છે તેની ઉપર હું સલામ મોકલુ છુ

**હદીસ** (૪૦) હઝરત અબુ હોરૈરહ (રદી૦)થી રિવાયત છે કે –હુઝુરે (સલ૦) ફરમાવ્યુ છે કે –લોકો ! તમો તમારા મકાનોને કબરોની તરેહ ખુદાપાકની યાદથી ખાલી ન રાખો અને મારી કબ્રની ઝિયારતને માટે ઈદ જેવા કોઈ દહાડા નક્કી ન કરો મારી ઉપર દરૂદ મોકલો, તમારા દરૂદ મને પહોંચાડવામા આવે છે પછી ભલેને તમો ગમે ત્યાથી મોકલો

ગમે ત્યાથીનો એ મતલબ છે કે ગમે તેટલે દુરથી અને ઈદ જેવા દહાડા નક્કી કરવાનો એ મતલબ છે કે જેવી રીતે ઈદ તેમજ ઉર્સ વગેરેમા શોરબકોર થાય છે તેમ ન થવુ જોઈએ

**હદીસ** (૪૧) દુરે મુખ્તારના કર્તા હઝરત મુજાહિદથી નકલ કરે છે કે –હુઝુર (સલ૦) ફરમાવે છે કે –લોકો ! તમારી પેદાયશ નામ લકબ વગેરે મારી પાસે હાજર કરવામા આવે છે, તમોને જોઈએ કે, તમારી જાનને દરૂદ શરીફથી શણગારતા રહો (અપૂર્ણ)





# મારો મિત્ર!

એફ. મુહમ્મદી.

[ ઉર્દૂ ભાષાના મશહૂર ટીકાકાર જનાબ અબ્દુલ મજીદ સાલિક' સાહેબના 'મય ઔર મૈંગ હમ સફર' નામના લેખનુ રૂપાન્તર ]

[ ૧ ]

મારે મુબઇથી સુરત આવવુ હતુ રાતની લોકલમા બાબ્બે સેન્ટ્રલથી સવાર થઈ નવસારી સુધી તો ઠીક ધમાલ રહી મુસાફરોની ધક્કા મુક્કી સિવાય એક ખાસ વાત એ હતી કે ટ્રેનમા ઠેકઠેકાણે લડાઇ વિષે ચર્ચાઓ થતી સભળાતી લોકોનો મોટો ભાગ અભણ હોવાને લીધે તેઓની ચર્ચાના દ્રષ્ટિબિદુઓ, રીતભાત વગેરે નવુજ નજરે પડતુ પણ એ તો ચોક્કસ હતુ કે તેઓ લડાઇની વાતોમા રસ લેતા થયા છે ટ્રેન વલસાડથી ઉપડી તો મે જોયુ કે મારા ડબ્બામા બે-ત્રણ મુસાફરો સિવાય બધી જગ્યા ખાલી પડી છે નવસારી આવતા તો આ મુસાફરો પણ ઉતરી ગયા-હુ ડબ્બામા એકલોજ રહી ગયો

જે ભાગ્યશાળી પુરુષો આવી સ્થિતિમા મૂકાયા હશે, તેઓ જાણતા તો હશેજ કે પાછલી રાતના એમના ટ્રેનમા મુસાફરી કરવામા કેટલી મઝા છે સપૂર્ણ સ્વતત્રતાની આ થોડીક પળો પર હજાર સ્વરાજો કુર્બાન કરવામા આવે તોય કીમત વસુલ નહી થઇ શકે ફાવે ત્યા બેસો, કોઇ રોકનાર નથી ચાહો ત્યથી પસાર થઇ જાવ, કોઇ ભ્રકુટિ ચઢાવનાર નથી તમે પોતાનાથીજ વાતો કરી લો અને તમારા હ્રદયને દરેક ભેદભર્યા સવાલોના જવાબ પુછી લો કોઇ સાભળનાર નથી જો તમને રાજ કારભાર વિરૂદ્ધ-પછી તે અગ્રેજોનો હોય કે દેશી રાજાઓનો-બખાળા કાઢવા હોય તો ઉભા થઇને એકાદ તીખુ, તમતમતુ ભાષણ કરી નાખો એક પણ સી આઇ ડી ત્યા નોધ કરવા નહિ હશે ૧૪૪મી અને બીજી કલમો પણ લાચાર થઈ પડશે

જો તમને વિચિત્ર ટેવો પડી ગઇ હોય, તો માથુ નીચે અને ટાગો ઉપર કરીને ઉભા થઈ જાવ કોની મજાલ છે કે તમારા પર હસી શકે? મરજી હોય તો ગાવાનુ શરૂ કરો-ખૂબ જોરથી ગાઓ નાચવા માડો અને ગોળ ચક્કર ફરતા ફરતા તમે પોતેજ ઘનચક્કર બની જાવ કોઇ મોઢે રૂમાલ દાબી હસનાર ત્યા નહિ હોય! હા શરત એટલી છે કે ત્યા કોઇએ કૂળાની છાલ નખેલી ન હોવી જોઇએ, જો પ્રિયતમા સામે પ્રેમ વ્યક્ત કરતા તમારા ટાટિયા લથડતા હોય, તેની તસ્વીર તમારી આખો સામે ખડી કરીને પ્રેમમા તમે પાગલ બની જાવ, તોયતમને કોઇ પાગલ કહેનાર મળશે નહિ

બારી ઉઘાડો અને બધ કરો, કોઇ પણ મુસાફર શિકાયત કરશે નહિ ચાહો તો બધી બારીઓ ઉઘાડી રાખો, ચાહો તો બધીજ બધ જોઇએ તો સમય પસાર કરવા બધોજ વખત બારીઓ ઉઘાડ-બધ કરવામા વિતાડો ચાહો તો ખૂણામા જઇ બેસો, અથવા તો, સમય વધુ સારી રીતે વિતાવવા, થોડી થોડી વારને માટે દરેક ખૂણામા બેસવાની મઝા માણી લો બાકડા પર ચિત્તા સૂઇ જાવ, કે ઉધુ વ્હો કરીને, એ પણ તમારી મરજી પર છોડવામા આવ્યુ છે

[ ૨ ]

પરંતુ આવી સરસ આઝાદીની મઝા હું માણી શકયો નહિ. એનું કારણ કદાચ એ પણ હોય કે મને તે વખતે યાદ આવ્યું નહિ હોય—બાકી એમ તો એકાંતમાં વિચિત્ર ટેવો કરવાની મને આદત છે. જ્યારે બધા મુસફરો ઉતરી રહ્યા ત્યારે મે હાથમાનું છાપું નીચે મૂકયું. આળસ મરડી અને ઉભા થઇને બારી બહાર ડોકું કાઢયું. મેદાનો, જંગલો, ખેતરો અને ટેકરીઓ દૂધસમા ઉજળી ચાંદનીમાં ન્હાઇ રહ્યા'તા. ટ્રેન પોતાની ગતિ પ્રમાણેજ ઉડી રહી હતી. એક બારી છોડીને હું બીજી બારી પાસે જઇ ઉભો અને થોડીવાર ત્યાં ઉભા રહી સિગારેટ પીતો રહ્યો. પછી વર્તમાનપત્ર લઇ વાંચવા બેઠો.

એજ વખતે મને માલમ પડયું કે ડબ્બામાં હું એકલો નથી. મારી સાથે બીજો પણ એક પ્રવાસી છે. આ નવાગી મારી પાસે આવ્યો અને નિસંકોચપણે મારા નાક પર બેસી ગયો. આ તે ખૂનચૂસનારૂં જંતુ હતું જેને હું અને તમે ઘણું કરીને મચ્છર કહીએ છીએ. મે એ મહાશયને હાથના ઇશારાથી પોતાના નાક પરથી ઉડાવ્યા. એમણે આખા ડબ્બાનો પ્રવાસ કર્યો. બારી બહાર ચક્કર લગાવીને ત્યાંની સેર પણ કરી. લેમ્પની આસપાસ ચક્કરો લગાવ્યા. પરંતુ આ બધામાં રસ પડતો ન હોય તેમ પાછા આવી મારી ગરદન પર બિરાજમાન થયા.

મે આ મહાશયને ફરી એકવાર ઉડાવ્યા. એઓ ત્યાંથી ચાલ્યા તો ગયા પણ રૂમની એકવાર પ્રદક્ષિણા કરીને પાછા પધાર્યા અને મારા ડાબા હાથ પર પોતાની બેઠક લીધી. હવે તો હું ઘણોજ ચીડાયો. મે એમને સાફ સાફ કહી દીધું.

સાંભળો મહેરબાન! તમને કદાચ એ વાતનો ઘમંડ હોય કે તમે તે મચ્છરની ઔલાદ છો જેણે નમરૂદના ભેજામાં છરકેણ હુમલો કર્યો હતો. તો હું પણ એવા માણસની ઔલાદમાંથી છું, જેના માટે નમરૂદની આગ બગીચો બની ગઇ હતી. સહનશક્તિની પણ હદ હોવી જોઇએને? હું તમને બે વાર ચેતવણી આપી ચુકયો છું, કે બદો તમારા જેવા અજાણ્યાઓની છેડછાડ સહન કરી શકતો નથી. હવે કાન ખોલીને સાંભળી લો. હું તમને આ ડબ્બાના હાકેમ તરીકે મૃત્યુની સજા ફરમાવું છું. કારણ કે તમારા વિરૂદ્ધ ઘણા તહોમતો છે.

(૧) તમારૂં ઘર નથી—અહીંતહીં ભટકતા ફરો છો.

( ) તમારી દિનચર્યા સુરેહક્તિમાં ખલેલ પહોંચાડનારી છે.

(૩) તમે વિના ટિકિટે મુસાફરી કરી રહ્યા છો.

(૪) તમે માન પર—એટલે કે આ ડબ્બાના બાદશાહ પર—છરકેણ હુમલો કર્યો છે.

આવા આરોપો માટે તમે મૃત્યુની શિક્ષાને લાયક ઠર્યા છો. યવાયાગી અપીલ અને રહેમની દરખાસ્તોને હું પોતે પોતાનીજ સત્તાથી રદ કરૂં છું.

[ ૩ ]

આટલું ભાષણ કરીને મે મારો જમણો હાથ 'તડાક'ના અવાજ સાથ મારા ડાબા હાથ



પગ માર્યો પરંતુ શ્રીયુત 'મચ્છર' પણ બચાવની પુરતી તૈયારી સાથે ઊભા હોય, એમ મારો હાથ ઉઠતાની સાથેજ ઉડી ગયા હતા મારો તો ક્રોધ બળી ગયો હવે એ મહાશય મારા પ્રતિસ્પર્ધિ થવાની તૈયારી કરતા હોય, એમ હિંમતથી આગળ વધ્યા મારૂં સ્વમાન મને ઘવાતું લાગ્યું એટલે મેં પોતાના હરીફ પર હુમલાઓ શરૂ કરી દીધા કદી હાથથી એ મહાશયને મારવાનો પ્રયત્ન કર્યો કદી છાપું ઉઠાવીને માર્યું કદી ફુંકીને બાકડા પર ચઢી ગયો, તો કદી લેમ્પની આસપાસ ફરીને એમનો પીછો કર્યો લડાઇમાં કપટ અને દગો બાજી પણ ચાલાકીઓમાં ગણાઇ જાય છે એટલે હું પણ શ્વાસ રોકીને ચુપચાપ ઉભો રહ્યો મને ખાતરી હતી કે લેમ્પની આસપાસ ફરીને એ નીચે આવવાનો એ આવ્યો કે એનું કામ ખાતમ

અને એ મહાશય જ્યારે નીચે આવ્યા, કે તરતજ મેં જોરથી ઉપાડીને છાપું માર્યું પરંતુ ફરી પાછી એજ નિરાશા મારા દરેક હુમલા એઓશ્રી ચાલાકીથી ચુકાવી રહ્યા હતા સાથેજ એમનું 'ઘુનન. ઘુન.' વાળું કર્ણપ્રિય સંગીત તો ચાલુજ હતું, જાણે એમની ભાષામાં કહી રહ્યા ન હોય

'વાહ સાહેબ! તમે તો મચ્છર કરતાય હોશિયાર નીકળ્યા ?

કોઇક બાળક એકાદ પાગલને છેડીને ખુશ થાય છે એમજ શ્રીયુત મચ્છર પણ મને છેડીને ખુશખુશાલ થઇ રહ્યા હતા, જ્યારે મને આ મચ્છર મહાશયની તાકાતનો સારી રીતે પરિચય થયો, ત્યારે મેં યુરોપિયનોની નીતિ પકડી પોતાના તાબા તળેની કોમને જાગૃત થએલી નિહાળીને એ કોમ સાથે હું પણ સારી રીતે વર્તવા લાગ્યો કેમ ન વર્તું ? મારો અને એઓશ્રીનો ફક્ત એક મુકાબલો થયો. તેમાં પણ મને ચોક્કખી હાર પ્રાપ્ત થઇ એટલે મેં વિચાર્યું કે મોટું મન રાખવું જોઇએ મોટું મન રાખવું, એ તો મનુષ્યનો ખાસ ગુણ છે. એટલે હું બોલ્યો

'હું મોતની શિક્ષાનો હુકમ પાછો ખેંચી લઉં છું જો કે તમારા મૃત્યુ પર અધિકાર મેળવી શક્યો નથી, પણ તમને છોડી મુકવાનો અધિકાર જરૂર ધરાવું છું જાવ, આજથી તમે ગમે ત્યાં નિર્ભય બનીને હરીફરી શકો છો

[ ૪ ]

હવે મેં એક સાહિત્યનું માસિક ઉપાડ્યું અને વાંચવા લાગ્યો પણ મચ્છર સાહેબ આમ સહેલાઇથી પોતાના મિત્રને ભૂલે એવા ન હતા! સીધા આવીને એમણે તો માસિકના પૃષ્ઠપર પોતાની જગ્યા લઇ પૃષ્ઠની શોભામાં વૃદ્ધિ કરી હું ગુસ્સામાં બોલી ઉઠ્યો

'બેવકુફ! ચોક્કસ તમારૂં મૃત્યુજ તમને અહીં ઘસડી લાવ્યું છે જો હું આ માસિકને બંધ કરી દઉં તો તમને તડપવાની પણ નવરાશ પ્રાપ્ત ન થાય! અને આ બે પૃષ્ઠો વચ્ચે તમે દબાઇ જાવ, જેમાંના એકમાં 'મચ્છરની આત્મકથા' અને બીજામાં મચ્છરોના સહવાસમાં એક રાત્રી,' એ વિષયો લખાયેલા છે પરંતુ એમ હું કરીશ નહિ તમને છોડી મુકીને સાબિત કરી દઇશ કે બે પગોવાળા પ્રાણીઓ પોતાના વચનના કેટલા પાકા હોય છે અને હવે હું તમને મારવા નથી ચાહતો કેમકે તમને મારા મિત્રોમાં ગણી ચુક્યો છું જો કે હું ગતરાત્રા

ગાંધી નથી કે દરેક પ્રાણીને ભાઈ ગણું અને તમને પણ 'ભાઈ મગનજી' કહી બોલાવું, પરંતુ હું સમજું છું ત્યાં સુધી આપણા વચ્ચે એક પ્રકારની સગાઈ જરૂર છે કિસ્મતે આપણા બન્નેને એક બીજા માટે આજની રાત મુસાફરીના સાથી બનાવ્યા છે ખરૂં પુછો તો આપણામાં સામ્ય પણ ઘણું છે આપણે બન્ને અંધારી નાળીમાંથી નીકળીને પ્રકાશિત એન્જિનમાં આવી પહોંચ્યા છીએ થોડીવાર સુધી લેમ્પની આસપાસ ફરીને પાછા એજ અંધારી રાત્રિમાં વિલિન થઈ જશું કદાચ '

સ તો ગરમ ચ્હા ' વગેર ભિન્ન પ્રકારના અવાજોએ મને ચોંકાવ્યો જોયું તો સુરત આવી પહોંચ્યું હતું મેં કુલીના માથા પર સામાન મુકાવ્યો અને ડબ્બામાંથી નીચે ઉતરી પડ્યો

બારણું બંધ કરતી વખતે જોયું તો મારા મિત્ર લેમ્પની આસપાસ ચક્કર લગાવી રહ્યો તો

( સમાપ્ત )

## આશા !

ભવિષ્યના ક્ષિતિજ પર તું છો દ્રષ્ટિમાન આશા !
લાખો જનોની તું છો મૂક્તિ-નિદાન આશા !

ભટકેલા ભૂલેલા ને થાકેલા જનોને તું,
બેભાનને કરાવે એક તુંજ ભાન આશા !

મંઝિલના કૂચનું તું ભાથું બને છે હરદમ
તુજ કિ સૂરીના સાથે ગાએ છે ગાન આશા !

જીવનના માર્ગ માટે બાગે દરા બની તું
નાખોને તું અપાવે પગમાં અમાન આશા !

મુર્દામાં પ્રાણનોએ સંચાર તુંથી થાએ
સૃષ્ટિ સકળને દેતી જીવનનું દાન આશા !

બીમારનું તું ચેતન નિર્ધન જનોનું તું ધન,
તારા મહીં સમાઈ સારી જહાન આશા !

દુનિયાના દીનનો સહુ દારો મદાર તુજ પર
બેજાનમાં ભરી દે પળમાં તું જાન આશા !

જીવનની અંત ઘડીએ દામન ન છૂટે ત્હારો,
દમ લઈ લઈને ધરતા તારૂં જ ધ્યાન આશા !

દિન-રાત ગાય 'ઉન્મત્ત' ગુણના ગાન ત્હારા
દુનિયા મહીં તું ન્યારી છો થઈને મહાન આશા !

—'ઉન્મત્ત'







# જવાબ!!!

'શાહિન' ઉનીયા બી એ (ઓન)



જીવનની છેલ્લી બાજી એ હારી ગયો, જુવાનીમા અનેક દાવો ખેલનાર એ પાવરધો ખેલાડી હવે હારવા લાગ્યો દરેક જીતનાર ખેલાડી હરહમેશ હારની ફિલસુફી સમજાવ્યા કરે છે તેમ એ પણ હારની ફિલસુફી ઠીક ઠીક સમજાવ્યા કરતો પણ જીવનમા એક ઠોકર અથવા એકાદ હાર એને એ બધી ફિલસુફી ભૂલાવી દે છે એક વખતનો આ ફીલસુફ આજે તો બુદ્ધીનુ દેવાળુ કાઢી બેઠો હતો એ હસાએ ના તો શકતો અને રડી પણ ના તો શકતો એ હસાવાએ નહિ શકતો અને રડાવી પણ ના તો શકતો !

જીવનમા દરેકને એકાદ ઠોકર જરૂર વાગે છે, જીવનમા અનેકવાર આપણને હાર મળે છે પણ એ ઠોકર અથવા હાર ઘણીવાર આપણને જાગૃત કર્યા વિનાજ ચાલી જાય છે અને ઘણાને તો જીવનમા હાર જેવુ કશુ લાગતુજ નથી મધુસુદનની આ છેલ્લી હાર પહેલીજ નો'તી જીવનમા—જુવાનીમા—અનેક બાજીઓ એ હારી ગયો હશે, અનેક ઠોકરો એને વાગી હશે પણ જગત અને જવાનીનો નશો એને એ બધુ ભૂલાવી દેતા હશે, એની શક્તિઓ આગળ નજીવી ઠોકરો કશા હિસાબમા નહિ હશે પણ માનવીની શક્તિઓ કેટલી? જગત અને જુવાનીના પ્રપંચો આગળ મરીઝ બિચારા માનવીના શા ભાર ! માનવીની કમજોરી એની બધી શક્તિઓ ઉપર કાબુ ધરાવે છે બળવાનમા બળવાન માણસમા પણ એક એવી કમજોરી હશે જેની આગળ એ નિરાધાર જેવો લાગ્યા કરે છે મધુસુદનમા પણ માનવીની કમજોરી હતી એ પણ એ કમજોરી આગળ પોતાની શક્તિઓ હારી ગયો જગતમા દરેક માનવી, પોતાની બહુ શક્તિઓ હોવા સાથે, એકાદ કમજોરીથીજ હાર ખાય છે એમ કહેવામા કશો વાંધો નથી

જેમ જીવન ક્યાંથી શરૂ થાય છે અને ક્યાં જઈને અલોપ થઈ જાય છે એ કહેવુ મુશ્કેલ છે તેમ માનવીનો એક એક વિચાર ક્યાંથી આવે છે અને ક્યા જાય છે તે કહેવુ પણ સહેલુ નથી માનવીની આજુબાજુ વિચારની એક જાળ પથરાઈ ગયેલી હોય છે એ વિચારજાળ એનુ જીવન ઘડે છે એના જીવનમા જે વસંતો અને પાનખર ઋતુઓ આવે છે તે એજ વિચારજાળનુ પરિણામ લાવે છે માનવી એટલે વિચારજાળ—માનવી એટલે વિચારનુ સ્વરૂપ, અને માનવના એટલે એ વિચારનુ ફળ મધુસુદનની આજુબાજુ સુંદરતા અને પવિત્રતાના વિચારનુ વાતાવરણ પથરાયેલુ હતુ એણે અનેકવાર પોતાની આજુબાજુ પવિત્રતા અને સુંદરતા ઊભી કરી દીધી હતી આવા સુંદર વાતાવરણમા એણે જીવનની પચ્ચીસ વસંતો ઉજવી હતી

" જ્યારે મધુસુદન છવ્વીસમા વર્ષમા પ્રવેશ્યો ત્યારે એને લાગ્યુ કે જગત હવે બદલાય ગયુ છે, જીવન ઝરણુ બધેજ સુકાય ગયુ છે એને લાગ્યુ કે આજના જગતમા સુદરતા અને પવિત્રતા એટલે અશક્તિ—જ્યા સુદરતા વધુ પ્રમાણમા જોવામા આવે ત્યા સમજી લેવુ કે પ્રજા પોતાની બધી શકિતઓ ગુમાવી બેઠી છે અને જ્યા પવિત્રતાના બહુ ડોળ દેખાય ત્યા પણ પ્રજા નમાલી થઇ ગઇ છે એમ માનવામા કશો વાધો નથી એણે પોતાની પ્રિયાને એકવાર આ ફિલ્સૂફી સમજાવવા પ્રયત્ન કર્યો, એની પ્રિયા તરત સમજી ગઇ કે મધુસુદન જગત સાથે બદલાય રહ્યો છે, એનામા જગતના બદલાતા રગની આછી રેખાઓ દેખાવા લાગી છે—મધુસુદન હવે સુદર નહિ રહે—મધુસુદન હવે પવિત્ર નહિ રહે—મધુસુદન હવે એના હાથમા નહિ રહે એણે મધુસુદનને સમજાવવા પ્રયત્ન કર્યો અને "બોલી મધુસુદન, તમે બહુ મોટી ભૂલ કરી રહ્યા છો સુદરતા અને પવિત્રતા સિવાય પ્રજા પાસે બીજી શક્તિઓ હોય એ મ્હારા માનવામા આવતુ નથી જ્યા સુન્દરતા નથી ત્યા શકિત નથી, જ્યા પવિત્રતા નથી ત્યા બળ નથી" "ના, ના, સરયુ આજે તે જગત અને તે સમાજ રહ્યા નથી જ્યા બળ હોય, જ્યા પવિત્રતા હોય, જ્યા સુદરતા હોય જોને, તુ મને સુદર દેખાય છે એટલા માટે કે તુ અશક્ત છે હુ તને સુદર દેખાઉ છુ એટલા માટે કે હુ અશક્ત છુ તો સમાજના બધનો પવિત્ર એટલા જણાય છે કે તુ અશક્ત છે હુ એ માઠ શીર એ બધનો આગળ એટલા માટે નમાવી દઉ છુ કે મ્હાનામા બળ નથી—એટલા માટે નહિ કે મ્હારામા પવિત્રતા છે સરયુ, મ્હારી આ ફિલ્સૂફી ઉપર તુ વિચાર કર—ખૂબ વિચાર કર—અને પછી જો કે એમા સત્યતા છે કે નહિ" મધુસુદન બોલી ગયો સરયુ સમજી ગઇ કે મધુ હવે વિચાર વટોળે ઉડી રહ્યો છે એનુ જીવન નાવડુ હવે કયા જઇને અથડાશે—કયા જઇને કિનારે લાગશે એ કોઇ કહી શકતું નહિ

સરયુ અત્યાર સુધી માનતી હતી કે મધુસુદન પવિત્રતા અને સુદરતાની મૂર્તિ છે એણે સરયુના જીવન ઘડતરમા બહુજ મોટો ફાળો આપ્યો હતો અને કદાચ મધુસુદન વિનાનુ જીવન સરયુને માટે ઘણુજ ભયકર નિવડયુ હોત આવો એક અતિ ઉપયોગી જીવન સાથી—જીવન સહચર સરયુ ખોવા લાગી—ખોઇ બેઠી બન્નેના જીવન જુદી જુદી દિશાએ જવા લાગ્યા સરયુ માનતી કે પવિત્રતા એટલે શક્તિ, મધુ માનતો કે એ એક અશકિત છે આમ બન્નેના જીવનમા ભયકરતા છવાઇ ગઇ મધુ અને સરયુ હવે જુદા શરીર દેખાવા લાગ્યા—બે જુદા જગતની રચના થઇ રહી હોય એમ સૌને લાગતુ

પવિત્રતા અને સુદરતા બન્ને ભયકર વસ્તુઓ છે, પહેલી પાપી માટે અને બીજી અશકતો માટે જગતમા દેખાતા પવિત્રતાના અખાડાઓએ મધુને પાપી બનાવ્યો, જગતમા રખડતી સુદરતાએ સરયુને અશક્ત બનાવી મધુએ સરયુ માગી, સરયુએ મધુ પાસે પવિત્રતાની યાચના કરી મધુ એ આપી શકે એમ નો'તો અને સરયુ સુદરતા લાગી શકિતમાન થઇ શકતી નો'તી મધુ સરયુ ખોઇ બેઠો, સરયુ મધુને ગુમાવી બેઠી—પવિત્રતા સુદરતાને પોતાના ખોળામા બેસાડી શકી નહિ



મધુ સરયુને ભૂલવાના બધાજ શક્ય પ્રયત્નો કરવા લાગ્યો જ્યારે જ્યારે મિત્ર-મંડળમાં સુંદરતા અને જીવનની ફીલસુફી ઉપર વાત થતી ત્યારે મધુ અકળાય જતો—એ ગર્વ કરતો—અને જાણે પોતે કાંઇ જૂની વસ્તુ યાદ કરતો હોય એમ દેખાતો આમ ઘણો સમય વિતી ગયો એની સરયુની મુલાકાતો કદી કદી થયા કરતી, પણ એવી રીતે કે જાણે કોઇ અજાણ્યા માનવીઓ એક બીજાને મળે અને બન્નેને, જાણે ઘણાજ વર્ષો પહેલાની મુલાકાત હોય અને એક બીજાને ભુલી ગયા હોય એમ

સરયુમાં હવે સુંદરતા ઉપરાંત પવિત્રતા પણ ખુબ ખુબ જણાય આવતી એની પવિત્રતાએજ એની સુંદરતાને બાળી નાખી હતી મધુની પવિત્રતા અને એની પોતાની સુંદરતા એક થઇ ગયા સરયુ હવે મધુ વગર જીવી શકવાને શક્તિમાન થઇ ગઇ એક દિવસ મધુ એને મળ્યો અને પૂછ્યું 'સરયુ તું હજી જેવીને તેવીજ છે જગત આખું બદલાય રહ્યું છે, છતાં તું એવીજ કેમ?' સરયુ બોલી 'સુંદર જગત પવિત્રતા ખોઇ બેઠું એટલે બદલાય ગયું છે જો એણે પવિત્રતાને જાળવી રાખી હોત તો એ મ્હારી માફક બદલાયા વગર જેવુંને તેવુંજ રહ્યું હોત તમે પણ એટલા માટે બદલાય ગયા છો કે તમે હવે પવિત્ર નથી રહ્યા તમને પવિત્રતામાં રહેલ શક્તિ ઉપર વિશ્વાસ નથી રહ્યો" મધુએ કહ્યું 'સાચું મ્હારૂં અપવિત્ર જગત ત્હારા જગત કરતા ઘણુંજ સુંદર છે, એમ તને નથી લાગતું?' સરયુએ નકારમાં જવાબ વાળ્યો અને ચલી ગઇ

મધુએ હવે નક્કી કરી લીધું કે સરયુને તેણે કદી પણ મળવું નહિ કોઇકવાર એવો સંજોગ આવી જતો તો પણ મધુ એને ટાળી દેતો મધુ અને સરયુ આમ એક બીજાથી છુટા પડી ગયા

બન્નેના જીવન પૃષ્ઠો જુદી જુદી રીતે લખાવા લાગ્યા—બે જીવન કિતાબમાં જુદી જુદી કવિતા લખાવા લાગી—બે જીવન સીતાર જુદા જુદા સૂર કાઢવા લાગી

એક વહેલી સવારે સરયુ ફરવા નીકળી નદીના શાંત પાણી અને પક્ષીઓના મધુરા ગાન સાંભળતી એ જઇ રહી હતી એકાએક કોઇની એક ચીસ સાંભળી એ ગભરાઇ ગઇ એ ચાર પગ પછી એને મધુએ શીખવેલ સૂત્ર યાદ આવ્યું કે 'સુંદરતા એટલે કમજોરી' પણ બીજે પગે એને પોતે તારવેલ જીવન ફિલસૂફી યાદ આવી કે "પવિત્રતા એ એક શક્તિ છે—એક અતૂટ બળ છે" એનો ગભરાટ દૂર થયો, એ હીંમતથી આગળ વધી એણે કમકમી આવી જાય એવું એક દૃશ્ય જોયું એક જુવાન પણ અતિ સુંદર સ્ત્રી ત્યાં ઢગલો થઇ ગઇ હતી એનું શરીર ઠંડુ પડી ગયું હતું પણ એના ચહેરા ઉપર એક અજબ સ્મિત છવાઇ ગયું હતું સરયુ વિચારમાં પડી ગઇ શું કરવું તેની એને સમજ પડી નહિ ઘણી વાર પછી એ બોલી 'પાપી! નિર્દય! નિષ્ઠુર! અશક્ત!' અને પોતાને રસ્તે ચાલતી થઇ

એના ગયા પછી મધુ ત્યાં આવ્યો એણે પણ આ દૃશ્ય જોયું એ બબડી ઉઠ્યો 'સુંદરતા! પવિત્રતા! અશક્તિ!' અને હસતો હસતો ત્યાંથી ચાલ્યો ગયો

નદીનાં પાણી મોજ કરતા કરતા વહી રહ્યા હતા પક્ષીઓ પોતાના કામમાં મશગુલ હતા કુદરત બધું સાંભળીને હસી રહી હતી





જનાબ "રૂસ્વા" સાહબ [ દરબારે પાજોદ ]

# ગુલોંકો રંગો બૂ હાસિલ હુવા હે સોહબતે ગિલસે.

[ ગઝલ ]

હુવા કરતી હૈ મુશકિલ ઇસ જહાંમે સેહલ મુશકિલસે,
યે મૌજે સર પટક કર કેહ રહી હૈ સંગે સાહિલસે

મેરી કસ્તીએ ઉલ્ફત અબ લગેગી પાર મુશ્કિલસે,
મુખાલિફ હૈ હવાયે ઓર યે હૈ દૂર સાહિલસે

ન મુજકો ડાલ ઐસો દૂર ઐ તુ ફેર મે નાસેહ,
મેરી મઝિલ કો ક્યા નિસ્બત હે તેરી રાહે મઝિલસે

બતાઉ ઓર ક્યા મય ચાહતા હુ કિસ લીએ તુમકો,
બસ ઇતના કેહ દિયા ઇન્સાન હુ મજબૂર હૂ દિલસે

કરીશ્મે મેરે બખ્તે નારસાકે કોઇ દેખે તો,
કે થક કર બેઠ જાતા હુ મે હટ કર જાકે મઝિલસે

તુમે હમ ચાહતે હે ઓર તુમ હમસે ગુરેઝા હો,
કે જૈસે મૌજ મિલકર દૂર હો જાતી હે સાહિલસે

વો હે આઇના હુ જિસકી અદાયે જલ્વા અફગન હે,
ઇલાહી ખેર હો અબ ચોટ હે મેરે મુકાબિલસે

મતાએ મગફીરત ખાકસે મિલકર હી મિલતી હે,
ગુલોંકો રંગો બૂ હાસિલ હુવા હે સોહબતે ગિલસે

ગઇ હે દૂર સારી હસરતે "રૂસ્વા" તેરે દિલસે,
મગર નિકલા ન વો કાફિર હરીમે કાબએ દિલસે



ઝાર, રાંદેરી

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઇ માટે ઉત્તરનો ઉપાય કહીએ તો લગારે અતિશયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરુષત્વ (મરદાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી અકસીર ઉપાય એકે આવ્યો નથી બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ રુધિરાભિસરણમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે અને શરીરમાંથી સુસ્તી ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુખાવાઓને દૂર કરે છે એમાં કસ્તુરી અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૭૨ ગોળીઓની કીમત રૂ ૬-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી મસલતાજ ચામડીમાં ચુસી જાય છે રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મરદાઇ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરી તિલો જાહેરમાં મુક્યો છે એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂ ૧) પોસ્ટ ખર્ચ જુદો

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મરદાઇ માટે અજોડ છે જિર્યાન (ધાતુસ્ત્રાવ) એહતિલામ (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફરીયાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે ગોળીનો માટે આ દવા ખાસ છે એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે ગમે એવા નવા કે જુના પરમિયાને મટાડે છે હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે એક શીશી સાત દિવસ ચાલે છે સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે ઇન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લ્યો અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ પોસ્ટ ખર્ચ જુદો (કબજીયાત પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ પ્રીમીયમ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સૂચિપત્ર મુફત મોકલવામાં આવશે

લખો અથવા મળો

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist Surat

આફ્રીકાના એજન્ટ Union Printing Works 91 Victoria Street Durban (Natal)

*Printed by Maganlal Mangaldas Patel,* at The Gangotri' Printing Press *Kanpith Khand Bazar* Surat

*Published by Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya … Road

## સરકાર શું કરે ?

[ગઝલ]

કમજોર લઈને કાંઈ અધિકાર શું કરે?
હિમ્મત ન હો તો એકલા હથિયાર શું કરે?

ઘરમાં કશું બને નહિ તે બ્હાર શું કરે?
નોટો ન હોય જેમાં તે પ્યાર, શું કરે?

શિક્ષાની હો જરૂર તહીં 'કાર' શું કરે?
'રેઝર'નું કામ' આપની તલ્વાર શું કરે?

બેકારથી મળ્યો છતાં બેકાર હું રહ્યો,
બીમારની દવા કોઈ બીમાર શું કરે?

નઆગ લગાવી, રૂપીઆ લઈ, ચાલતા થયા,
એથી વધીને આપણો કરનાર શું કરે?

ચોથાઈ જોઈએ 'મને છપ્પન કરોડની,
રે, દોસ્ત ત્હારા પાંચ, છ હજાર શું કરે?

નીતિ ને ધર્મ કાજ લડે છે, જહાનમાં,
એથી વધુ તો આપણી સરકાર શું કરે?

બીબીના ડરથી રે' છે દબાઈને 'શેખજી',
એ થાય તો થઈને જમાદાર શું કરે?

—શેખચલ્લી

ારવ

જાન્યુઆરી–ફેબ્રુઆરી    તંત્રી 'વદશી'    ૧૯૪૩





પુસ્તક ચોથુ * અંક ૫-૬ઠ્ઠો



## નિવેદન

'કારવા'ની વયમા આ પહેલોજ પ્રસગ છે કે બે અંક સાથે નીકળે છે અને તેનુ કારણ કાગળોની મહોકાણ છે કાગળોના ભાવો ૧૨ થી ૧૫ ગણા વધી ગયા છે અને સાથે સાથે છાપકામની બીજી વસ્તુઓના ભાવ પણ પવન વેગે વધી ગયા છે ભાર વધવા કરતાય માલની અછત વસમી થઈ પડી છે અમે તો ગયા અંકમાય એ બાબતનો ઈશારો કરી ગયા હતા, પણ કેટલાક ગ્રાહક બંધુઓએ અધિરાઈથી પત્રો પર પત્રો લખવા માડયા કે "હજુ અંક કેમ મળતો નથી ?" 'કારવા' પ્રત્યેની તેમની ચાહના પણ આ એક કારણ ખરુ પણ અમારી લાચારીય જાણો છો ? કાગળ બિલ્કુલ નજરેય પડતા ન હોવાથી અમે હાથ કાગળો બનાવવાનુ સાહસ કર્યુ શરૂઆતની નિષ્ફળતાઓએ ઘણો સમય લીધો છતા હવે કંઈક કાગળો બનાવવામા સફળ થવાના ચિન્હો જણાય છે પહેલા જેવા અપ-ટુ-ડેટ કાગળોને બદલે આવા દેશી કાગળો આખ સામે આવતા વાચકોને ખૂચશે પણ શુ કરીએ ? "ન મામા કરતા કાણો મામો શુ ખોટો છે ?"

આ તો થઇ કાગળની વાત પણ કીંમત જાણો છો ? એવો આખને ન ગમતો કાગળ પણ એક આનાની કીંમતે એક પડે છે એટલે પાચ આનાની કીંમતમા ઓછામા ઓછા પાચ કાગળ આપીએ તોય ટાઈટલ અને આખા અંકની છપાઈ તો માથેજ પડે ! એટલે જે અંકની કીંમત તમને પાચ આના છાપેલી દેખાય છે તે ઓછામા ઓછા આઠ આને તો અમારા ઘરમા પડે છે ગ્રાહકબંધુઓનેજ આ વાત સમજાશે ? તો પછી તમને મનમા સવાલ થશે કે આવા ગાંડા ગોપીચંદ શા માટે ? ફકત કોમની ખાતર નભાવી રહ્યા છીએ **વહેપારી દૃષ્ટિથી નહિ, પણ સાહિત્યની દૃષ્ટિથી એ ખોટ ખમી રહ્યા છીએ.** ખુશ સારા સજોગોમા એનો બદલો આપશે એ આશાએ અને આવુ છતાય 'કારવા'ની કીંમત વધારવાનુ સાહસ અમે કરતા નથી, કારણ કે આ એક માસિક છે અને તે પણ ગુજરાતી મુસલમાનોનુ માસિક છે એ અમારા ધ્યાન બહાર નથી ! દુઆ કરો કે ખુદા 'કારવા'ને આવા સમયમા સજોગોમા પણ ટકી રહેવાની હિંમત આપે ! આમીન

- માના મિત્ર આઝાદ 'અમીન'ની એમ પરિસ્થિતિ અરે ટાણી કીમ થય પડશે કે

"જીવુ છુ એવુ જીવન એવો હાલ રાખુ છુ,
તમાચા મારીને મુખ ગાલ લાલ રાખુ છુ !"

—તંત્રી





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાહબ સાદિ



(૨૨૯) નેકી તથા બુરાઇ સરખી નથી (માટે બુરાઈના) જવાબમા એવી વાત કહે કે જે તેનાથી બેહતર હોય ફરી જોઇ લે કે જે માણસની અને તારી વચ્ચે દુશ્મની હતી તે જાણે પાકો દોસ્ત છે પણ આ વાત તેમનેજ મળે છે જે સહનશીળતા રાખે છે, અને તેમનેજ મળે છે જે મ્હોટા ભાગ્યશાળી છે (કુર્આન)

* * * *

(૨૩૦) (હે નબી !) તને તથા તારાથી આગલાઓ (નબીઓ)ને હુકમ થઇ ચૂકયો છે કે જો તુ શિર્ક કરશે તો તારી કરણી અકારત જશે અને તું ટોટામા પડનાર થશે (માટે શિર્ક કરીશ નહિ) (કુર્આન)

* * * *

(૨૩૧) ખુદાપાકની વાતોમા તે લોકોજ (નાહક) ઝગડો કરે છે જેઓ કાફિર છે તો શહેરોમા તેમનુ હરવુ ફરવુ તને ધોકામા નાખે નહિ (કુર્આન)

* * * *

(૨૩૨) જે લોકો મૂર્તિ પૂજાથી દૂર રહ્યા અને ખુદાના તરફ રજુ થયા તેમને માટે બશારત છે, તો મારા એવા બંદાઓને તુ ખુશખબર આપ જેઓ (દીનની) વાતને સાભળે છે અને ભલી વાત પ્રમાણે ચાલે છે, એજ તે લોકો છે જેમને ખુદાપાકે હિદાયત આપી અને એ લોકોજ અક્કલવાળા છે (કુર્આન)

* * * *

(૨૩૩) અને તમારા પરવરદિગારે કહ્યું છે કે તમો મને પોકારો હુ તમારી દરખાસ્ત કબૂલ કરીશ, ખરેખર જે લોકો મ્હારી બંદગીથી અભિમાન કરે છે તે હવે ફજેતા થઇને દોઝખમા દાખલ થશે. (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસુલુલ્લાહ સલ૦નુ ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાહબ સાદિક



(૨૨૯) રસુલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યારે બંદો બીમાર થાય છે અથવા સફર કરે છે તો તદુરસ્તી અને ઘરે બેસવાની હાલતમા જે (ભલુ) કામ કરતો હતો તેજ સવાબ તેને માટે લખવામા આવે છે (બુખારી)

× × × ×

(૨૩૦) રસુલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યારે કોઈ પોતાના મુસલમાન ભાઈને કફન આપે તો તેને જોઈએ કે સારૂ (પવિત્ર અને સફેદ) કફન આપે (મુસ્લિમ)

× × × ×

(૨૩૧) રસુલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે માણસ પોતાના કલેમાની આગળી સમુદ્રમા નાખે પછી (કાઢી) જુએ કે તે કેટલુ પાણી લગાડી લાવી છે એજ પ્રમાણે દુન્યા આખેરતના મુકાબલામા છે (મુસ્લિમ)

× × × ×

(૨૩૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે કોઈ પોતાના સાચા દિલથી શાક્ષી આપશે કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી અને હઝરત મુહમ્મદ તેના બંદા તથા રસૂલ છે તો તેના પર અલ્લાહ દોઝખ હરામ કરશે (સહીહૈન)

× × + ×

(૨૩૩) રસુલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે સૂર્યોદય થાય છે તો તેના બન્ને કિનારા સાથે બે ફરિસ્તા અવશ્ય હોય છે. તેઓ કહે છે કે ઓ અલ્લાહ! ખર્ચ કરનાર સખીને તેનો બદલો જલદી આપ અને રોકી રાખનાર (બખીલ)ને નુકસાની જલદી આપ (મુસ્લિમ)




રસ્તામા ઉભેલો ભિક્ષુક ત્યાંથી પસાર થતા દરેક માણસની સામે હાથ લબાવે તેમ હિંદ જે કોઈ હિંદની મુલાકાતે આવે, તેની સામે હાથ લબાવવા માડયો છે જાણે કે આવનાર મહાગારના ઉકેલ કરી આઝાદીનુ દાન કરાવી દેશે! અમેરિકાથી રૂઝવેલ્ટના એલચી મી૦ ફિલિપ્સ હિંદમા આવ્યા છે, ત્યારથી એવાજ ઢોલ વાગવા માંડયા છે કે જાણે મહાગદના ઉકેલ માટેજ એ આવ્યા ન હોય? જો કે આવનારને તો એ બાબતનો ખ્યાલ પણ નહિ હોય આથી હું એમ કહેવા નથી માગતો કે "હીરો ઘોઘે જઈ આવ્યો, ને સોના સાઠ કરી લાવ્યો' જેવુ કરી! ફિલિપ્સ અહિંથી જશે! ત્યારે મી ફિલિપ્સ શા માટે આવ્યા છે? એ પ્રશ્ન પાછો ઉભો રહે છે મુત્સદ્દીઓના પેટ કોઈ પણ વાતથી આફરી જતાં નથી પેટ છુટી વાત કરે તે મુત્સદ્દી ન ગણાય! અને કોઈ પણ સવાલના સરો કે તીન પાઉ જેવા જવાબ આપવા એ તો મુત્સદ્દીઓનુજ કામ! બાકી અમેરિકાની હિંદ પ્રત્યે પુરેપુરી સહાનુભૂતિ છે એ તો જાણે સોળેસોળ આના સાચી વાત છે પણ તે દાન દે અને આપણુ ગુલામી છુટે એ આધજો આશાવાદ છે

વળી હાલમાજ આવેલા તુર્કી પત્રકારો પાસેથી પણ આશાવાદીઓ કઈ કઈ ભલી આશા રાખી રહ્યા છે! એ તો પરોણા છે હિંદ જોવા આવ્યા છે, અને તે પણ હિંદી સરકારના આમંત્રણથી કઈ જોતના સળીયા પાછળ પુરાએલા નેતાઓના આમ ત્રણથી નહિજ! તો પછી પત્રકારો કાં આડાં અવળા સવાલો પૂછી પૂછીને એમની મીજમાની મઝાને ફિક્કી કરી રહ્યા હશે? જણનારી જોગ ન હોય તો સુયાણી શુ કરે? માટે હા તો પ્રાર્થના કરીને બેસી રહેવામાજ માલ છે

પ્રભુને ગમે તે સમે સૌ સહેવુ,
સદા રાજી રામ હરેમા રહેવુ!"

બાકી ખરૂ પુછાવો તો મહૂંમ અકબર કથન પ્રમાણે —

'કામ ઈસ મુલ્કમે હે સેલ્ફ ગવરમેન્ટસે ક્યા હેડરકો કોઈ કરે હઝમ પીપરમેન્ટસે ક્યા?

જેવી વાત છે "જેટલા મો એટલી વાતે અને જેટલા પગો એટલી લાતો" હોય ત્યાં બીજુ કહેવાનુ પણ શુ હોય?

⭘

આપણા હિંદુસ્તાનમા જે દિવસે ઉત્તરાણના કનકવાની પેચ લડતા હતા, બરાબર તેજ દિવસે એટલે જાન્યુઆરીની ૧૪મી તારીખે કાસાબ્લાન્કામા રૂઝવેલ્ટ-ચર્ચીલનુ મિલન થયુ અને તે દસ દિવસ ચાલ્યુ ઉત્તરાણના દિવસનુ એ મિલન એમ સૂચવે છે કે હીટલરના કનકવાને કેમ કાપવો અને યુરોપમા પેચ કેમ લડાવવો તેની વેતરણ કરવા આ બે મહારથી ઓનુ મિલન થયુ હતુ દોરીને માંજો ચઢાવવા માટે સ્ટેનલીન-ચાગની રાહ જોવાતી હતી પણ તે તો પોતપોતાના છાપરા પર પેચ લડાવવામા રોકાઈ ગયા છાપરા પરથી ઉતરીને શી રીતે આવી શકે? બાકી ઝરાઉ તો હીટલરને ચેલેંજ પણ આપી દીધી છે કે,

"એક દિન તેરા પતંગ કટેગા લુટ જાયેગી દોર દોર!'

કેલાવો ધરાવનાર સામયિકોનો મુદ્દલ ઉલ્લેખ કર્યો નથી આમ શાથી થયુ હશે, તે તો કેમ કહેવાય પરતુ જો જાણી જોઇને આમ કરવામા આવ્યુ હોય તો તેમણે અન્યાય કરેલો છે માત્ર મુસ્લિમ હોવાના કારણે તેમને બાકાત રાખ્યા હોય તો તેઓ બિચારા 'ગુજરાતી' મુસ્લિમ હતા શુ મુસ્લિમ ગુજરાતી સાહિત્યને આપશીભાઇ ગુજરાતી સાહિત્યમા ગણવા નથી ચાહતા અપશીભાઇ પ્રત્યે મને માન છે તેઓ આ સબધમા કઇ ખુલાસો કરે એવુ હુ ઇચ્છુ છુ સાથે સાથે હુ ભૂલતો ન હોઉ તો તેમણે સાઉથ આફ્રિકાની ગુજરાતી સાહિત્યની પણ નોધ લીધી નથી, શુ ખબરદારની પેલી મશહુર પક્તિ મુજબ સા આફ્રિકાને પણ તેઓએ ગુજરાતમાજ ગણી લીધુ છે?

• • •

મ્હારા એક મિત્રે "વતન"મા લેખ મોકલ્યો, તે લેખ છપાયો પરતુ અક ન દારદ અક ન મોકલવાનુ મોવનારીનુ બહાનુ લેખક નિયાગ માટે તત્રીઓ તૈયાર રાખે છે એ હુ જાણુ છુ પરતુ 'વતન'ના તત્રીએ માત્ર અક નથી મોકલ્યો એટલુજ નહિ તે લેખ લખનારનુ નામ સુધ્ધા પ્રગટ કર્યુ નથી "લેખકને આટલી બધી પોતાના નામની ખુજલી છે" એમ જવાબ વાળનારાઓને મ્હારે એટલુજ કહેવાનુ તે બીજાની મહેનતનો જશ તત્રીએ ખાટવો એ પણ ક્યાનો ન્યાય છે?

"જો દિલકે લગાનેકી ઢબ જાનતે હય
ચોટ તરકીબ વરકીબ સબ જાનતે હય"

ગઝલકાર મિત્રો પાસે પણ મ્હારી એટલીજ યાચના છે કે તેઓ "હ્રસ્વ" જાણી લે ઢબ જાણ્યા સિવાય ગમે તેમનુ "એકોનેક ઓતેર" લખી તેઓ ગઝલને નીચુ ન જોવડાવે. કલ્પના વિચાર, કલ્પના કે બળ વિનાની નબળી રજુઆતોથી રજુ થતી કેટલીક ગઝલો જોઇને એમ લાગે છે કે નવરા લોકોનો ખાસ ધધો થઇ પડયો છે કે "ગઝલનુ જોડયે જવી"

• • •

"શારદા" માસિકે તત્રી અક કાઢયો છે એમા લખનારા તત્રીઓમા એક તત્રી તો હસ્તલિખિત પત્રના છે, ત્યારે કોઇ કોઇ મર્હૂમ પત્રોના તત્રી પણ છે આટલા બધા તત્રીઓ ગુજરાતમા હોવા છતા શુ તત્રી અકના તત્રીને લેખક તત્રી નથી મળતા આ પછી તત્રીઓ પણ વાડામાનાજ ખપે છે

• • •

મર્હૂમ કુમારશ્રી મોતીસિહજી મહીડા બહુ મશહૂર સાહિત્યકાર ન હતા છતા તેમનો સ્મારક ગ્રથ લખાયો છે ખેર સ્મારક ગ્રથ સાથે આપણે વધુ નિસ્બત નથી પરતુ એમના પાછળ જે દાન સાહિત્ય માટે દેવાયુ છે, તે મુસ્લિમ માલદારો માટે જરૂર ધ્યાન યોગ્ય છે, ગુજરાતમાના મુસ્લિમ રાજવીઓ અને દરબારો માટે પણ, ગુજરાત કાઠીઆવાડમા નવાબો અને દરબારો અને દરબારોની સખ્યા ઓછી નથી પરતુ હુ નથી ધારતો કે કોઇ મુસ્લિમ ગુજરાતી પત્રને એમની સખાવતોનો કૈક પહોચ્યો હોય! અને બીજી મુસ્લિમ માલદારોની સખાવતોમા તો 'સાહિત્ય' શુ બલા છે તે વિચારવા કોણ બેસે? જ્યા મદદની નહિ પણ નરી "સવાબ"ની ભાવનાથીજ દાન અપાતા હોય ત્યા સાહિત્ય મદિરો ન બને પરતુ ખાનકાહો અને કબ્રસ્તાનના વરડાજ બને અલ્લાહ સર્વને નેક તફીક આપે






રસ્તામાં ઉભેલો ભિક્ષુક ત્યાંથી પસાર થતા દરેક માણસની સામે હાથ લંબાવે તેમ હિંદ જે કોઇ હિંદની મુલાકાતે આવે, તેની સામે હાથ લંબાવવા માંડયો છે જાણે કે આવનાર મહાગાહનો ઉદ્ધાર કરી આઝાદીનું દાન કરાવી દેશે! અમેરિકાથી રુઝવેલ્ટના એલચી મી૦ ફિલિપ્સ હિંદમાં આવ્યા છે, ત્યારથી એવાજ ઢોલ વાગવા માંડયા છે કે જાણે મહાગહના ઉદ્ધાર માટેજ એ આવ્યા ન હોય? જો કે આવનારને તો એ બાબતનો ખ્યાલ પણ નહિ હોય આથી હું એમ કહેવા નથી માગતો કે 'હીરો વેંધે જઇ આવ્યો, ને સોના સાટ કરી લાવ્યો" જેવું કરી ફિલિપ્સ અહિંથી જશે! ત્યારે મી ફિલિપ્સ શા માટે આવ્યા છે? એ પ્રશ્ન પાછો ઉભો રહે છે મુત્સદ્દીઓના પેટ કોઇ પણ વાતથી આફરી જતાં નથી પેટ છુટી વાત કરે તે મુત્સદ્દી ન ગણાય! અને કોઇ પણ સવાલના સસ્સે કે તીન પાઉ જેવા જવાબ આપવા એ તો મુત્સદ્દીઓનુંજ કામ! બાકી અમેરિકાની હિંદ પ્રત્યે પુરેપુરી સહાનુભૂતિ છે એ તો જાણે સોળેસોળ આના સચ્ચી વાત છે પણ તે દાન દે અને આપણું ગૃહણ છુટે એ આધળો આશાવાદ છે

વળી હાલમાંજ આવેલા તુર્ક પત્રકારો પાસેથી પણ આશાવાદીઓ કંઇ કંઇ લંબી આશા રાખી રહ્યા છે! એ તો પરોણા છે હિંદ જોવા આવ્યા છે, અને તે પણ હિંદી સરકારના આમંત્રણથી, કંઇ જેલના સળીયા પાછળ પુરાએલા નેતાઓના આમંત્રણથી નહિજ! તો પછી પત્રકારો કાં આડા અવળા સવાલો પૂછી પૂછીને એમની મીજમાનીની મઝાને ફિક્કી કરી રહ્યા હશે? જણનારીમાં જોર ન હોય તો સુયાણી શું કરે? માટે હાલ તો પ્રાર્થના કરીને બેસી રહેવામાંજ માલ છે કે

'પ્રભુને ગમે તે સમે સૌ સહેવું,
સદા રાજી રાજી હૃદેમાં રહેવું!'

બાકી ખરૂં પુછો તો મર્હુમ અકબરના કથન પ્રમાણે —

'કામ ઈસ મુલ્કમેં હૈ સેલ્ફ ગવર્મેન્ટસે ક્યા।
ચેહરેકો કોઈ કરે હઝમ પીપરમેન્ટસે ક્યા?'

જેવી વાત છે 'જેટલા મોં એટલી વાતો અને જેટલા પગો એટલી લાતો" હોય ત્યાં બીજું કહેવાનું પણ શું હોય?

O

આપણા હિંદુસ્તાનમાં જે દિવસે ઉત્તરાણના કનકવાનો પેચ લડતા હતા, બરાબર તેજ દિવસે એટલે જાન્યુઆરીની ૧૪મી તારીખે કાસાબ્લાંકામાં રુઝવેલ્ટ ચર્ચીલનું મિલન થયું અને તે દસ દિવસ ચાલ્યું ઉત્તરાણના દિવસનું એ મિલન એમ સૂચવે છે કે હીટલરના કનકવાને કેમ કાપવો, અને યુરોપમાં પેચ કેમ લગાવવો તેની વેતરણ કરવા આ બે મહારથીઓનું મિલન થયું હતું દોરીને માંજો ચઢાવવા માટે સ્ટેલીન–ચાંગની રાહ જોવાતી હતી, પણ તે તો પોતપોતાના છાપરા પર પેચ લડાવવામાં રોકાયા હોઇ છાપરા પરથી ઉતરીને શી રીતે આવી શકે? બાકી ઉરાઉ તો હીટલરને ચેતવણી પણ આપી દીધી છે કે,

"એક દિન તેરા પતંગ કટેગા લુટ જાયેગી દોર દોર!"

હીટલરનો એ પછીનો ઢઢેરો અને ગોરીંગ–ગોબેલ્સના ભાષણોમાંથી પણ એ સૂર નીકળે છે કે ભાવિ પેચથી જર્મનો મુંઝાયા છે નાક પર માખી બેસે તો નાક કાપી નાખે એવી તબીયતનો હીટલર પોતાની રશિયામા ચએલી ભૂલ કબુલ કરે છે હીટલર વાણીયા મૂછ નીચી કરી ભાગ્ય વિધાતાનો વાક કાઢે છે ને યુરોપનો ભાગ્ય વિધાતા તો ધ્રુમધડાકાથી ભડકી નાસી ગયો લાગે છે! "કોને ખઉં ને કોને કરું!" "કોને મારૂ અને કોને દાટુ!" એવી વાતો હવે હીટલરના હોઠમાથી નીકળતી નથી ઉંટા હવે તો ચર્ચીલ ભીમની ગદા જેવા ભારે શબ્દો ઉચ્ચારી રહ્યા છે જોઈએ છે હવે કયે રસ્તે જામે છે? દોરી લૂટવા વાસ પર આબરૂ બાંધીને કોણ ઉભા રહે છે!

રૂઝવેલ્ટ–ચર્ચીલના મિલનની સાથે સાથે જીરાડ વેગોવેનું મિલન પણ થયુ હતુ, છતા છાપાવાળા તો કહે છે કે,

'આંખસે આંખ મિલી દિલસે તબીયત ન મિલી"
જેવો ઘાટ થયો હોઈ બંનેનું ધ્યેય એક હોવા છતા

'તુમ અપના મુંહ ઉધર કરલો,
મે અપના મુંહ ઈધર કરલું!"

⚫

હિમાલય જેવી અડગ તટસ્થતા વડે ટર્કીનું માન વધ્યુ છે ખુદ ઇંગ્લાંડના વડા પ્રધાન જેવી વ્યક્તિને ટર્કીને આંગણે જવુ પડ્યુ છે ટર્કીએ તટસ્થતાનો ઝભ્ભો પહેરીને પોતાની જાતને લાભજ કર્યો છે. "જીસકે તડમે લડ્ડુ ઉસકે તડમે હમ!"ની નીતિ અખત્યાર કરી હોત તો ગોદડા ભારે થઈ જાત! અને ટર્કીના પ્રમુખના સાભળતા છતા બ્હેરા ગણાતા કાનોએ રંગ રાખ્યો છે ચર્ચીલની ચર્ચાથી ટર્કીના ટાટીયામા જોર આવ્યુ છે ને ઈટાલીના પોતીયા બાર ઝીલતા નથી! ટર્કીને વધુ સાધન સામગ્રીનું વચન આપી ચર્ચીલે ભૂમધ્યના કોઠાને વધુ સંગીન બનાવ્યો છે ચર્ચીલના ધૂમાડાથી ભૂમધ્યનું વાતાવરણ ઘેરૂ થયુ છે, અને એવુ ઘેરૂ થયુ છે કે ધરી વિમાનોને એ ધૂમ્ર વાદળોમાથી રસ્તો કરવો મહાલ પડશે! પછી તો બા કોણ જાણે? કારણ કે અત્યાર સુધી રૂઝવેલ્ટ અને ચર્ચીલ ગાજ્યા છે ઘણું, પણ પણ વરસ્યો છે સ્ટેલીન, અને તે પણ એવો જોરશોરથી વરસ્યો છે કે હીટલરની તો છત્રી પણ તૂટી ગઈ છે! હીટલરની કીર્તિની કનગી રશિયાના બરફમા રોળાઇ રહી છે! રશિયન રીંછના કારમા પંજા આગળ કાન સુધી અજેય મનાતા જર્મનોના ટાટીયાજ ટકતા નથી કહેવાય છે કે અમેરિકન આટો ખાઈને રશિયા આટલુ જોર પર આવ્યુ છે, તો પછી પોતાનોજ આટો ખઈને અમેરિકનો ટ્યુનીસમા લડે તો કેમ? બાકી ભાડુતી ટટ્ટુ જેવા જીરાડ ને ડગોલે કઈ પોતપોતાની ટગ–ઓફ્‌–વૉરમા ટ્યુનીસના મોરચાને ટાઢો ન પાડી દે! રોમેલની સતાકૂકડીની રમત હજુ પુરી થઇ લાગતી નથી, અને આઠમી સેનાનો વિજય-રથ હજુ થભ્યો નથી ત્યા ટ્યુનીસનો સેહરો મોન્ટગોમરીના મસ્તકે બધાય તો નવાય નહિ

⚫

કહેવાય છે કે આફ્રિકાનું રોમન સામ્રાજ્ય પરવારી ગયા પછી અને પોતાના સીઝર બનવાના સ્વપ્ના સરી ગયા પછી મુસા કાકા ઈટાલીમા ખૂબ ધમપછાડા કરવા લાગી ગયા છે પોતાના કાઉંટ સ્યાણો જેવા શાણા વિદેશ મંત્રીને એકદમ બટાકા છોલતો કરી દીધો છે, ને રહીસહી બધી સત્તા પોતાના હાથમા લઇ લીધી છે બટાકા બાફવાના બધા બબરચી ખાનાને દારૂગોળો બનાવવાના કારખાનાના રૂપમા ફેરવી નાખવાનો છે તથા બધા કડછીબાજો ને અસ્તરાબાજો તો ઠીક પણ બૈરાઓનેય લડાઇના મેદાનમા ઉભા કરી દેવાનો છે "બાબાની સાથે ટુંબો જાય તે મરે નહિ તો માંદો થાય!"



એવી હાલત હીટલરની કોરે બ ધાયા પછી મુસા કાકાની થઈ પડી છે એમના પેલા હવામા મુક્કો ઉગામી, જડબા ફાટી જાય એટલુ મોઢુ પહોળુ કરી ભાષણ કરતા હતા તે વખતના પોઝ છાપાની જુની ફાઇલોમા જોયા પછી વિચાર થાય છે કે શુ આ તેજ મુસા કાકા છે કે બીજો કોઇ તેમનો પડછાયો ?

" ભાઈઓ બિકુકા આટા પાચ આને સેર હે, ફિર અભી ક્યા ઇન્સાન આદમ ઝિન્ગીસે સેર હે ?"

જગતના સૌ મોરચા કરતા આપણો ઘરગતુ ભૂખનો મોરચો વધુ ધીખતો થયો છે ફળદ્રુપ ગણાતા હિંદનો ભૂખડીબારસ આત્મા ભૂખના જ્વાળામુખિથી ખળભળી ઉઠ્યો છે ને ઘઉંના તો ઉંઘમા પણ દર્શન થતા નથી ! પેટનો ખાડો પુરવા માટે સરકારી દુકાને જે લાબી ને લાબી શુકુન ટ્રેનો જેવી અનંત લાબી લાઇનો પડે છે તેનો અંતજ આવતો નથી આખનો ખાડો પુરાય છે પણ પેટનો ખાડો પુરાતો નથી ' અત્યાર સુધી હજમીયાતની દવા માટે લોકો દવાખાનામા જતા હતા પણ હવે ભૂખ કેમ ન લાગે ભૂખ કેવી રીતે ઓછી લાગે અથવા ભૂખ બિલકુલ લાગેજ નહિ એવી દવાની લોકો માગણી કરે તો નવાય નહિ મેહમાનો નેય કદાચ પોતાને ઘેરથી રોટલા બાધીને પધારવાનો વિવેક કોઇ વાપરે તો નવાઇ નહિ ! દરિયામા ડુબકી મારીને સાચા મોતી કાઢવા કરતા છતા પૈસે અનાજ મેળવવુ મુશ્કેલ બન્યુ છે ! કીંબર્લીની હીરાની ખાણો કરતા કણી-ઘની દુકાનોનુ મહત્વ વધી ગયુ છે ! હવે આટઆટલો ઉહાપોહ થયા પછી અનાજ દરેકને કેમ મળે ? તેની યોજનાઓ વિચારાઇ રહી છે હિંદમા અનાજના જથ્થા કરતા એ યોજનાઓનો જથ્થો વધી ગયો છે ! તિજોરીમા રૂપિયાનો ઢગલો કરવાના શોખીન શેઠીયાઓ હવે અનાજના ઢગલા સંઘરી બેઠા છે અને તેની તેમને નસીહત પણ મળવા લાગી છે અનાજ લેવા જતા કચરાઇને મરી જવાના બનાવ બન્યા છે ! તો ક્યાક અનાજ માગતા ગોળીઓ મળી છે ! પહેલા તપ કરવાથી ઈંદ્ર રાજાનુ સિંહાસન મળતું હતુ, હવે આખો દિવસ તપ કરો તોય પચ શેર અનાજ મળતુ નથી ભૂખની 'શમા' પર બળી મરવા હવે તો ખોરાકના પણ 'પરવાના' નીકળવાના છે ! આમ અદૃશ્ય થતી શમા—પરવાનાની શાએરી ઘર ઘરમા વ્યાપિ જવાની છે વાચક તને મર્હૂમ અકબરના જગાક ફેરફાર કરેલા ઉપરોક્ત શેઅરનો ભાવાર્થ હવે સમજાયો ? પેટ આગળ સઘળુ હેઠ છે ? કાને બને અક્કલ મહાન વસ્તુ ગણાતી હતી આજે તો બેસ અક્કલ કરતા મહાન ગણાય છે ! કાલે મગજની કીંમત હતી આજે પેટની કીંમત છે !

ખીડીમાજો અને ચનમમાજો, હુક્કામાજો ને તપખીરબાજો હવે તમારૂ આવી બન્યુ છે હિંદના સરક્ષણનો ખર્ચ ૧ અબજ રૂપિયા વધી જવાથી હવે બજેટ વધી જવાનુ છે માને ચનણનો ફુગાવો થઇ, નોટોના બડનો છપાઇ છપાઇને જેમ રૂપિયાને સોજા ચઢ્યા છે, તેમ હવે બજેટને પણ સોજા ચઢવાના છે અને તની દવા તરીકે તમાકુ પર કકડીને કર નાખવાની વાતો થઈ રહી છે ! સમજ્યા ? આગગાડીના નૂર, ને ટપાલના નૂર વધવાનો સભવ છે અને આ વાચી માણસોના ચેહરાનુ નૂર ઉતરી જવાનો સભવ છે ! એક અબજના વધારાના ખર્ચને પહોચી વળવા જેટલી આપણી શક્તિ તો નથી પણ અલ્લામિયાને દુઆ કરો કે તે હિમત આપે અને ખેતીને ફળદ્રુપ કરે બાકી વાત તો એવી છે કે, " કરદી ક્યા સકતાથા બદા ખાસ વેને કે સિવા ?" ડોસીને તાને ઊટ છે એટલે ડોસી જ્યા દોરે ત્યાજ ઊટને જવાનુ રહ્યુને ! આપણે તો આખો બધ કરીને ગાવાનુંજ રહ્યુ કે,

' નજાને કિધર આજ મેરી નાવ ચલીરે ! '



# દીદારે રસૂલ (સ૦અ૦) *

સંપાદક | રિફાઈ-સાબેરી



**હદીસ** (૪૨)–દુર્રે મન્સૂરના કર્તા ફરમાવે છે કે હુઝૂરે અકરમે (સ૦અ૦) એક દિવસ ફરમાવ્યુ કે–એક આવનારે મારી પાસે આવીને કહ્યુ કે–જે માણસ આપ (સ૦અ૦) ની ઉપર એક વાર દરૂદ મોકલે છે તો અલ્લાહ તઆલા તેની ઉપર પોતાની રહમતનો વરસાદ દશ વાર વરસાવે છે આ સાભળી આ હાજર રહેલાઓમાથી એક માણસે કહ્યુ –યા રસૂલલ્લાહ, અગર આપ (સ૦અ૦) હુકમ કરો તો હુ મારા વઝીફાનો અર્ધો વખત દરૂદ શરીફ પઢવા માટે નક્કી કરી લઉ આપે (સ૦અ૦) જવાબ દીધો – 'તમોને અખત્યાર છે" તે માણસે તેજ વખત અરજ કરી કે– હુઝૂર (સ૦અ૦) મે બધો વખત દરૂદ શરીફ માટે નક્કી કરી લીધો છે આપે (સ૦અ૦) જવાબ દીધો કે-તમારી બધી દીની તેમજ દુન્યવી હાજતોને પૂર્ણ કરવાની જોખમદારી ખુદાપાકે પોતાને માથે લીધી છે

**હદીસ** (૪૩)–બેશક ખુદાપાકે ફરિસ્તાની એક જમાઅત પેદા કરી માત્ર એજ કામ માટે મુકર્રર કીધી છે કે તેઓ મારી-ઉમ્મતના સલામ મને પહોચાડયા કરે

**હદીસ** (૪૪) દુર્રે મન્સૂરના કર્તા હઝરત ઇમામ હસન (રદી૦)થી નકલ કરે છે કે–એક દિવસે અમોએ "ઇન્નલ્લાહ વ મલાએકત હુ"ની આયત બાબત આપ (સ૦અ૦)ને પૂછયુ આપે (સ૦અ૦) એ આયતની તફસીર બયાન કરવી શરૂ કરી અને ફરમાવ્યુ –લોકો! તમોએ મને પૂછયુ છે તો એક ખાસ બાબત તમોને હુ બતાવુ છુ, રબ્બુલ આલમીને મારે માટે બે ફરિસ્તા મુકર્રર કર્યા છે, જ્યારે કોઇ બંદો મારૂ નામ સાભળી મારી ઉપર દરૂદ મોકલે છે, ત્યારે એ ફરિસ્તા તેની મગફેરત માટે દુઆ કરે છે, અને ખુદાપાક તેમજ બધા ફરિસ્તા આ બે ફરિસ્તાની દુઆમા "આમીન" કહે છે, એવીજ રીતે જ્યારે કોઇ માણસ મારૂ નામ સાભળી મારી ઉપર દરૂદ મોકલતો નથી ત્યારે એ ફરિસ્તા કહે છે "ખુદાપાક તને બખ્શિશની મહરૂમ રાખે" ત્યારે ખુદાપાક અને બધા ફરિસ્તા "આમીન" કહે છે

**હદીસ** (૪૫)–હઝરત અનસ (રદી૦)થી રિવાયત છે કે–જનાબ રસૂલિલ્લાહે (સ૦અ૦) ફરમાવ્યુ છે કે –એ લોકો! કસરતથી દરૂદ પઢવુ એજ કયામતના હોલનાક દેખાવો અને તેના અદેશાભર્યા રસ્તાઓથી છુટકારો મેળવવાનો સબબ થશે (એટલે કસરતથી દરૂદ શરીફ પઢવાથીજ એનાથી છુટકારો મેળવી શકાશે) અને મારે માટે તો ખુદાપાક અને તેના ફરિસ્તાઓનુજ દરૂદ બસ છે પણ મુસલમાનો ખુદાપાકનો તમો ઉપર મોટો ઉપકાર છે કે તેણે તમોને સલામ મોકલવા (આપના) પોતાની સાથે દરૂદમા શામિલ કર્યા છે

**હદીસ** (૪૬)–હુઝૂરે (સ૦અ૦) ફરમાવ્યુ છે કે –'સલ્લુ અલય્યા, સલ્લલ્લાહો અલયકુમ" તમો મારી ઉપર દરૂદ મોકલો, ખુદાપાક તમારી ઉપર રહમત નાઝિલ કરશે

**હદીસ** (૪૭)–દુર્રે મન્સૂરના કર્તા બેહકી.

ઇબ્ને અસાકિર અને ઇબ્ને નુજ્જાર (રેહ૦)ના હવાલાથી હઝરત અનસ (રદી૦)થી રિવાયત કરે છે કે જનાબ રસૂલે ખુદા (સલ૦) ફરમાવ્યુ છે કે "દુન્યા અને આખેરતમાં મારી ચૌમેર કૈયામતને દહાડે તે માણસ કે જે દુન્યામા મારી ઉપર કસરતથી દરૂદ મોકલતો હશે તેજ માણસ બધાઓ કરતા મારી છેક નજદીકમા તેમજ દરેક જગ્યાએ મારી સાથે રહેશે જે માણસ જુમ્આને દહાડે અને રાત્રે મારી ઉપર એકસો વાર દરૂદ મોકલે છે તો ખુદાપાક તેની એકસો હાજતો ત્રીસ દુન્યવી અને સીત્તેર આખેરતની પૂરી કરે છે, અને પછી એક ફરિશ્તો નક્કી કરે છે જે મજકુર દરૂદ શરીફ મારી કબરમા હદિયા તરીકે રજુ કરે છે, અને તે માણસ અને તેની દશ પેઢીના નામ હસબ નસબ વગેરે એક સુફેદ દફતરમા હુ લખી લઉ છુ

હદીસ (૪૮) હુઝૂરે મન્સુરના કર્તા બઇ(?) ઇબ્ને અસાકિર અને ખતીબ (રેહ૦)થી નકલ કરે છે કે—હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે કે—જે બંદો મારી કબર પાસે દરૂદ પઢે છે તે હુ સાંભળુ છુ અને જે મારી કબર સુધી ન આવી શકે તેણે જોઇએ કે પોતાની જગ્યાએ થીજ દરૂદ પઢે જેથી તેની બધી હાજતો પુર્ણ કરવામા આવે અને વધુમા કયામતને દહાડે હું તેની ગવાહી આપીશ, તેમજ તેની શફાઅત પણ કરીશ

હદીસ (૪૯) મસાબીહના કર્તા હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી૦)થી રિવાયત કરે છે કે—જે માણસ હુઝૂર (સલ૦) ઉપર એક વખત દરૂદ મોકલે છે, તો ખુદાપાક અને તેના ફરિશ્તા તેની ઉપર સીત્તેર વખત દરૂદ મોકલે છે

હદીસ (૫૦) હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે—જે માણસ જુમ્આની રાતે અગર જુમ્આને દહાડે મારી ઉપર એકસો વખત દરૂદ મોકલે છે તો ખુદાપાક તેના એંસી વરસના ગુન્હા માફ કરે છે

હદીસ (૫૧) જનાબ રસૂલે ખુદા (સલ૦) એ ફરમાવ્યુ છે કે—દરરોજ એકસો વખત દરૂદ શરીફનુ પઢવુ, આખો દહાડો અને રાત ઇબાદત કર્યા બરોબર છે

મઝકુર હદીસનો એ મતલબ છે કે જેટલો સવાબ આખો દહાડો અને રાત્રે ઇબાદત કરવાથી મળે છે તેટલોજ સવાબ એકસો વખત દરૂદ શરીફ પઢવાથી મળે છે

હદીસ (૫૨) હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે કે—દરૂદ પઢનારને ખુદાપાક તરફથી એટલો સવાબ આપવામા આવે છે કે જેટલો સવાબ ૨૦ વખત જેહાદ કરવાથી મળે છે

હદીસ (૫૩) હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ છે કે—કસરતથી હમેશા દરૂદ પઢનારને ઇમાન અને હિદાયતની દૌલત ખુદાપાક અતા કરે છે અને એ ઉપરાંત તેનુ દિલ ઝિંદા કરી દેવામા આવે છે અને તેને દરેક ગુમરાહીથી બચાવી લેવામા આવે છે (અપૂર્ણ)







# પ઼ડછાયા

લેખક "મુનવ્વર" [ભાવનગર]

' કોઈ ન રહા આહ! સિવાએ હસરત,
કુચ્છ ફલ ગેહ ગએ મુર્ઝાએ હુએ "
"હાશિમ"

પ્રૌઢ ભયંકર રાત્રિની મૂક શાંતિને ચોંકાવતા એના રૂદનના કારમા રંગે સંભળાતા ત્યારે અર્ધ જાગૃતાવસ્થામા પડેલા લોકોના હૃદયમા પણ એને માટે કરુણાની લાગણી જન્મ્યા વગર રહેતી નહિ તો પણ દુનિયા તો એને પાગલજ કહેતી, કિશોરો "ગાંડો ગાંડો" કહી એની પાછળ થતા, ને મેલાઘેલા ફાટેલ તૂટેલ વસ્ત્રોમાથી ડોકિયા કરતા એના સ્નાયુબદ્ધ માંસલ અવયવો, પણ મૂંડેલ વણ ઓળેલ માથાના ગુચ્છેદાર વાળ, લાંબા લાંબા દાઢી મૂછના બાલ, અને વિકરાળ મુખમુદ્રા જોઈ નના નાના બાળકો "બાવો બાવો" કહી એનાથી દૂર નાસતા

એ લાગતો પણ દીવાના જેવોજ

ન હતુ એને કોઇ ઘર કે ન હતું કોઇ નિવાસ્થન, ન હતી એને ખાવાની પરવાહ કે ન હતી કમાવાની તમા વ્હેલી સવારથી તે મોડી રાત સુધી તે સારાએ શહેરમા ઘૂમતો, ઘડી આ શેરીમા તો ઘડી પેલી, કદી આ રસ્તે તો કદી પેલે રસ્તે એ રખડતો, રસ્તે જતા પ્રત્યેક યુવાનના મુખ તરફ એ જોતો—નીરખી નીરખીને જોતો, ને જાણે કંઇક ન જોવાનુ જોયુ હોય એમ એનાથી દૂર ને દૂર નાસી જતો

એ કદી કોઇની પાસે હાથ લબાવતો નહિ, તેમ ખાતા લોકો તરફ દષ્ટિપાત પણ કરતો નહિ, તો એ લોકો કોઇ અજાન રીતે એને ખાવાનુ દેતા તરફ પેગના એ ખૂબ ભૂખ્યો હોય તોજ એનો સ્વીકાર કરતો ને જઠરાગ્નિ શમાવા પુરતુ જ ખાઇ બાકીનુ ત્યાંને ત્યાંજ મૂકી કોઇને પણ કહ્યા વગર ત્યાથી ચાલી નીકળતો

મોડી રાતે એ શહેરમાથી પાછો ફરતો કબ્રસ્તાનમા જઇ એક તાજા જેવી જણાતી કબ્ર પર જળસિંચન કરતો, અહીંતહીંથી ફુલો ચૂંટી તે પર વેરતો, એક ફાનેહા પડતો ને સિરાને બેસી પોતાના નયનનીરથી કબ્રને ભીંજવતો, એમને એમ એ કયાએ સુધી બેસી રહેતો કદીક નિદ્રા આવે તે એ ધાણીના પત્થર પરજ માથુ ટેકવી ઘડીક સૂઇ રહેતો કદીક એનુ દિલ વધાર ભરાઇ આવી તૂટુ તૂટુ થઇ રહેતુ અને અંતે કારમા રૂદનમા પરિણમતુ ત્યારે માળા માહે સુતેલા પક્ષિઓ પણ રડી ઉઠતા અને દૂર દૂર કોઇ ઘુવડ ઘુવનાટ કરી રાત્રિની ભયંકરતામા વધારો કરી મૂકતુ

નગરને પેલેપાર હમણાજ બંધ એલ 'મન્સૂર હોસ્પીટાલ' તરફ એ ભાગ્યેજ જતો, જતો તો દૂરથીજ એ એને નીરખતો—કોઇ અનેરા ભાવથી નીરખતો કેમ જાણે કે એ એના જીવન ઇતિહાસની કોઇ કિતાબ હોય!

એ કયાએ સુધી એ હોસ્પીટલના અવાચક પત્થર પાછળ રચાએલ પોતાના જીવન ઇતિહાસને ઉકેલ્યા કરતો, ત્યારે એના મનમા ન જાણે કેટકેટલી લાગણીઓ થઇ આવતી ઘડી આનંદ ઘડી શોક, ઘડી દુ ખ તો ઘડી ગ્લાની એમ અનેક વિધ ભાવો એના મન પર ફરી વળતા ને એ સઘળા ભાવોની છપ એના મુખ પર સાફ સાફ તરી આવતી શુ હશે એ હોસ્પીટાલ પાછળનો ભેદ? શુ હશે એ પાગલનો જીવન ઇતિહાસ?

° ° °

"એ નહિ બને"

"પણ ફક્ત આટજ દિવસની રજા અને પચાસ રૂપીઆ અગ ઉધાર મારે જોઈએ એથી વિશેષ કશુ પણ નથી જોઈતુ "

"તમને રજા પણ નહિ મળે અને રૂપીઆ પણ નહિ મળી શકે "

"પણ શેઠ વિચાર તો કરો હુ મારી યુવાનીથી તે આજ વૃધ્ધાવસ્થા સુધી આપનીજ નોકરી કરતો આવ્યો છુ ને આપને સદા વફાદાર રહી આપના વેપાર વૃધ્ધિ તરફ પુરતુ લક્ષ આપતો રહ્યો છુ તેના બદલામા આપ મને ખરે વખતેજ દગો દેશો ?"

"તેમા તમે તમારી ફરજ કરતા કઇજ વધારે નથી કર્યુ !"

"પણ શેઠ અત્યારે એની જીદગી જોખમમા છે ત્યારેજ તો આપને કહુ છુ "

"એક વખત તમને કહી દીધુ કે કઇજ નહિ મળે પછી વધુ બકવાસ શુ કામનો ?"

"મારા ઉપકારો ન ગણો વા કઇ નહિ પણ એક જુના નોકર તરીકે પણ મારી મદદ નહિ કરો ?"

'બડબડ નહિ કરો !'

"પણ પણ '

"અઝીઝ ! જાવ તમારૂ કામ કરો "

ને એનો જવાબ અઝીઝની આખોએ આપ્યો અઝીઝ ભગ્ન હૃદયે ઉદાસ ચિત્તે ત્યાથી નીકળી પોતાને કામે લાગ્યો

શ્રીમત અને શ્રમજીવી વચ્ચેના ભેદભાવ કોઇ દીર્ઘકાળથી ચાલ્યા આવે છે તેમાએ આજ યન્ત્રવાદના ઝમાનામા કે જ્યરે અરળી સૂરી લક્ષ્મી જેમ તેમાર્ગે ખેચાઇને અમુક ચોક્કસ વ્યક્તિઓ પાસે ઘસડાવા માડી છે, ને બેકારીનો વિનાશક પજો દુનિયાના માનવીઓને ચોળી-મસળી નાખવા સગરળી રહ્યો છે ત્યારે તો એ ભેદ વધી વધીને શાન્તા અને શાન્તિની હદે પહોચતા આવ્યા છે

મૂડીમદાધ બનેલ મૂડીદારોના અતરમા એવી માન્યતા ઘર કરી ગઇ છે કે શ્રમજીવીઓને સૃજનહારે પોતાના સુખસગડ માટેજ સૃજ્યા છે. એમણે પોતાને સુખ આપવા તથા વધારે અને વધારે મૂડી એકત્રિત કરી દેવા, બની શકે તેટલી વધારે ને વધારે મહેનત કરવી જોઇએ ને બદલામા બની શકતુ ઓછુ વેતન માગવુ જોઇએ

એ લોકો આ ગરીબ, અસહાય, નિર્ધન અને પીડિત શ્રમજીવીઓને કોઇ પણ પ્રકારની રાહત આપવા માગતા નથી, કોઇ પણ રીતે સતોષવાની ઇચ્છા દેખાડતા નથી, ઉલટાનુ માને છે કે એમને નથી જરૂર રાહતની, નથી જરૂર આરામની નથી જરૂર સુખની, નથી જરૂર પૈસાની કે નથી કશાની જરૂર !

પરિણામે એ મા યતા મૂડીદારોમાથી ધીરે ધીરે સરકતી સરકતી વહેપારીઓમા પણ આવવા લાગી, ને વહેપારીઓ પણ પોતાના ગુમાસ્તા તથા નોકરો તરફ બેદરકારી, તુચ્છતા અને હલકાઇના ભાવ દેખાડવા લગ્યા

શેઠ હસન પણ એવાજ એક વહેપારી હતા, જેમ જેમ એમનો વહેપાર વધતો જતો હતો તેમ તેમ તેમની દ્રવ્ય લાલસા વધતી જતી હતી, ને પરિણામે તેમની નોકરો તરફની બેદરકારી પણ વધતી જતી પહેલા તો એમના વહેપારનુ ક્ષેત્ર બહુજ ટૂકુ હતુ એમના પિતાએ મોદીખાનાના પરચુરણ વહેપારથી ધધાની શરૂઆત કરી હતી, ને ત્યારે તો એમને માડમાડ ઘર ખર્ચ નીકળે એટલુજ મળતુ લાબા કાળ સુધી આમ નરમ ધધો ચાલ્યો પછી નસીબે એમને યારી આપી વહેપાર કઇક વધતો ચાલ્યો, એટલે મદદનીશની પણ જરૂરત દેખાઇ એટલે એમણે અઝીઝ નામના એક યુવાનને નોકરીએ રાખ્યો

અઝીઝ ભાળો, ગરીબ, શાત, સરળ

હૃદયી, અને વફાદાર યુવાન હતો એનામા કુદરતી રીતેજ અજબ વ્હેપારી કુનેહ હતી, એટલે એણે શેઠ હસનના પિતાના વ્હેપારને આગળ ધપાવવામા ઠીક ઠીક ફાળો આપ્યો હતો. અને ખરૂ કહીએ તો અઝીઝની વ્હેપારી કુનેહથીજ એમનો વ્હેપાર ઊંચી પાયરીએ ચઢયો કહેવાય એક દિવસનો કગાલ મોદી, અઝીઝના આવ્યા પછીથી ચોખાનો મોટો વ્હેપારી થવા માડયો હતો, ને એને તો શહેરમા 'ચોખાનો રાજા' કહેવડાવવાના કોડ જાગ્યા હતા, ને એ માટે તે વારવાર અઝીઝને પોતાની અથાગ શક્તિ વાપરી વ્હેપાર વધુને વધુ ખીલવવાની યુક્તિઓ ગોધવાનુ કહેતો અઝીઝ એ માટે પોતાથી બનતુ બધુ કરતો અને ધધો આગળ ને આગળ ધપે જતો

એનામા અચાનક શેઠ હસનના પિતાનું અવસાન થયુ, ને સઘળો કારભાર શેઠ હસનના હાથમા આવ્યો એમ તો શેઠ હસને પોતાના પિતા પાસેથી નામા તથા વ્હેપાર અગેની ઘણીખરી માહિતીઓ મેળવી હતી, પણ ખરેખરી વ્હેપારી કુનેહનો એમણે પોતાથી એક વર્ષે નાના પણ વફાદાર નોકર અઝીઝ પાસેથીજ મેળવી હતી

પિતાના અધુરા રહેલા કોડ પુત્રે પૂરા કર્યા કેટલાએ સમય સુધી વ્હેપાર પાછળ પુષ્કળ શ્રમ લઇ એમણે એને ખુબ ખુબ ખીલવ્યો ને અતમા એ 'ચોખાના રાજા' કહેવાયા શહેરની બ્હાર પણ પોતાની પેઢીઓ સ્થાપી અને વધુ ને વધુ પેઢીઓ સ્થાપવાની એનામા લાલસા જાગી પણ અઝીઝે કદી પણ એમને પોતાની નોકરીમા પ્રમોશન આપવા કે પગાર વધારવા ન કહ્યુ કારણ કે તે શેઠ હસનને પોતાનાજ જાણતો, વળી મળતા પગારથી પોતાનુ તથા પોતાના એકના એક લાડકવાયા પુત્ર યા'કૂબનુ સારી રીતે ભરણ પોષણ થઇ રહેતુ એટલે એને કદી વધુ પગારની જરૂરત પણ ન દેખાણી બીજી બાજુ શેઠ હસને પણ મૂડી મદાધ બની પોતાના જુના અને વફાદાર નોકર અઝીઝને આગળ વધારવાનુ ધ્યાન ન આપ્યુ

દિવસો પછી દિવસો, મહિના પછી મહિના અને વર્ષો પછી વર્ષો વિતવા લાગ્યા અઝીઝનો પુત્ર ભણી ગણી હુશિયાર થયો, યુવાન થયો, આશા ભર્યો થયો અઝીઝના મનમા તેને પરણાવવાના કોડ જાગ્યા

અઝીઝના કુટુબમા કોઇ હોય તો તે આ એક પુત્રજ હતો, લગ્ન પછી ઘણા વખત સુધી એને કઈ સતાન ન થયુ એને વશવેલો વધારવાની અને પોતાની પાછળ પોતાની યાદગાર કાયમ રાખવાની ખુબ ખુબ ઝખના હતી એટલે સતાન થાય એ માટે ખૂબ ખૂબ પ્રયાસો કર્યા કેટકેટલી દવાઓ કરી ને અતે પાચ પાચ વર્ષની ઝખના પછી એ પુત્રનું મો જોવાને ભાગ્યશાળી થયો પુત્ર બે ત્રણ વર્ષનો થયો ત્યાતો તેની માતા સ્વર્ગે વિરામી અઝીઝે યુવાવસ્થા હોવા છતા પણ પુત્રના સુખ માટે ફરી લગ્ન ન કર્યું, ને પોતાનુ સઘળુ વાત્સલ્ય સઘળુ ધ્યાન બાળક યા'કૂબ પર ઢોળ્યુ યા'કૂબને લાડકોડમા ઉછેરી, ભણાવી, ગણાવી, હુશિયાર કર્યો, ને આજે જ્યારે તે યુવાન થયો ત્યારે અઝીઝના મનમા તેને પરણાવવાની–ધામધૂમથી પરણાવવાના કોડ કેમ ન જાગે?

પણ આહ! કોઇ દુર્ભાગ્ય ઘડીએ યા'કૂબને બીમાર કરી મૂકયો યા'કૂબની બિમારી વધતી ચાલી અઝીઝની સારવાર વધતી ચાલી ડૉકટરો રોગ પારખી ન શક્યા અઝીઝે તેને સાજો કરવા તનતોડ પ્રયાસ કર્યા, પોતા પાસેની સઘળી મૂડી ખર્ચી નાખી પોતાની ગતપત્નિના દાગીનાને લુગડા પણ દવા અને ડૉકટર પાછળ ખર્ચી નાખ્યા પૈસા ખૂટયા, રોગ ન ખૂટયો યા'કૂબને જરાપણુ



બહાર નીકળી ખૂબ રડયો ! ચોધાર આસુએ રડયો ! પછી જરા શાતિ વળતા પોતાના લાડકવાયા પુત્રની દવા માટે હવે શુ કરવુ ? પોતાના એકના એક આશાભર્યા જુવાન પુત્રનુ હવે શુ થશે ? તેના વિચારમા પડયો વિચારમા ને વિચારમા એ આગળ વધ્યો.

દૂરથી ઘર દેખાયુ, પુત્ર સાભર્યો, એનો રોગ સાભર્યો, એનો પ્રેમ સાભર્યો ને ફરી એકવાર એને ડુમો ભરાયો એ ફરી રડયો ખૂબ ખૂબ રડયો ને રડતે રડતેજ એ ઘરમા આવ્યો, ધડકતે હૃદયે એ બીમાર પુત્રની શૈયા પાસે ગયો ચાકૂબ સૂતો હતો, શાન્ત સૂતો હતો, જાણે આજીવીકા છુટેલ પિતાને પોતાના ભરણ પોષણના ભારથી મુક્ત કરવા સદાને માટેની સોડ તાણી ન હોય !

• • •

"મેનીન જાઇટસ—"

"મેનીન જાઇટસ !"

"યસ ઑફ કાર્સ, પણ ચિંતા જેવુ નથી હજુ સુધી ભયનું ચિન્હ જણાતુ નથી, એક ઇન્જેકશન આપુ છુ સાજરે સમાચાર કહેવરાવજો રાત્રે એક બીજુ ઇન્જેકશન આપવુ જોઇશે કહેતા કહેતા ડોકટરે ઇન્જેકશનની સીસીજ ભરી દર્દીને તે આપી રજા માગી

ડોકટરને દ્વાર સુધી વળાવી શેઠ હસન પાછા ફરી પુત્રની શૈયા પાસે હતાશ થઇ પડતુ મૂકયું શેઠ હસને આજ પહેલ વહેલોજ બીમારનો ખાટલો જોયો હતો એમતો એમણે પોતાનાજ પાચ પુત્રો વળાવ્યા હતા પણ એ બધાનો બાળપણમા ને માતાની ગોદમાજ સ્વર્ગસ્થ થયા હતા ઉપરાત તે દિ દર્દીની સભાળ કરવા તેમના પિતા હયાત હતા એટલે એમને કશી ચિંતા નહોતી આજ તો એમની સામે લાડકોડમા ઉછરેલ એકનો એક યુવાન પુત્ર મરણ શૈયા પર પડયો હતો

શેઠના કુટુંબમા પોતે, તેમના પત્નિ અને પુત્ર મન્સુર સિવાય બીજુ કોઇ ન હતુ પોતે એકત્રિત કરેલ અઢળક દોલતનો એકલો વારસ આમ એકાએક વ્યાધિગ્રસ્ત થઇ જતા એમને ખૂબ લાગી આવ્યુ વળી પાચ પાચ પુત્રને વળાવ્યા પછી બાકી રહેલ પુત્ર તરફ એને અપૂર્વ વાત્સલ્ય હતુ પુત્ર પણ દાદાની સરળતા, માતાની નિખાલસતા અને પિતાની કુનેહને સાથે લઇનેજ જન્મ્યો હતો તેની તબીઅત પાછળ પૂરતુ ધ્યાન આપવામા આવ્યુ હતુ ને મન્સૂરે એનો સદુપયોગ કરી સારી એવી કેળવણી પ્રાપ્ત કરી હતી હજી હમણાજ તેણે બી એ ની પરીક્ષા પસાર કરી હતી ને આગળ અભ્યાસ કરવાની તૈયારી કરી રહ્યો હતો એવામા અચાનક એક દિવસે એને તાવ ચઢી આવ્યો શરૂઆતમા તો ડૉકટરે એને મેલેરિયા ગણી મેલેરિયાનાજ ઉપચારો ચાલુ રાખ્યા, પણ રોગ તો વધતોજ ચાલ્યો શેઠ હસન બહાવરા થઇ ગયા ને એક સવારે એમણે શહેરના મોટા ડૉકટરને સારવાર માટે તેડાવ્યા ડૉકટરે મેનીનજાઇટસ હોવાનો અભિપ્રાય વ્યકત કર્યો પુત્રને અસાધ્ય રોગમા સપડાએલ જોઇ શેઠ હસન નિરાશ થઇ ગયા ને દર્દીની સેવા પાસેજ બેસી રહેતા, આજ બે દિવસથી બજારમા પણ સારી એવી તેજી આવી ગઇ હતી, પરંતુ શેઠનુ લક્ષ વેપારમા ચોટતુ નહિ તે ભાગ્યેજ બજારમા જતા જતા તો તરતજ પાછા ફરતા અથવા અધ વચ્ચેથીજ ઘેર પાછા ચાલ્યા આવતા

શેઠને આજ પહેલીજ વખત સમજાયુ કે પુત્ર-પ્રેમ શુ છે ? પુત્ર બીમાર થાય—એકનો એક લાડકવાયો ને જુવાન પુત્ર બીમાર થાય તો પિતાના દિલની શુ સ્થિતિ થાય છે તેનુ ભાન આજ પહેલ વહેલુજ એમને થયુ, ને તેમને પોતાનો વફાદાર નોકર અઝીઝ સાભર્યો, તેણે કરેલ પુત્રની સારવાર માટેની રજા અને રૂપીયાની યાચના સાભરી, તેને કરેલ અપમાન સાભર્યો, કારણ કે તે પોતે સારી રીતે



જાણતા હતા કે અઝીઝને મારૂફ કેટલો વ્હાલો છે પિતાની હયાતીમાં જ્યારે તેમને મૂડીનો મદ નહોતો ચઢયો ત્યારે તેમણેજ અઝીઝને ફરી લગ્ન કરવા આગ્રહ કર્યો હતો, ને તે માટે જોઈતો ખર્ચ ન હોય તો તે પણ પોતે આપવા કબુલ્યુ હતુ, પણ અઝીઝે તો સાફ ના કહી હતી

"કંઈ નહિ તો પુત્રને ખાતર તો ફરી લગ્ન કરો" અંતે શેઠ હસને અઝીઝને કહ્યુ

"પુત્ર માટેજ તો ફરી લગ્ન નથી કરતો"

"તમને નથી લાગતુ કે બાળકને માતૃ વાત્સલ્યની ખાસ જરૂરત હોય છે?"

"પણ એ તો ખરી માનુ ને?"

"શાથી ધાર્યું કે આવનાર માતા એની ખરી માતા થઈને નહિ રહે?"

"પણ દુર્ભાગ્યે અપાત્ર કન્યા મળે તો? મારા પુત્રનુ શુ? હું કદિ મારા પુત્રનુ ભાવિ નહિ બગાડું, હુ કદિ ફરી લગ્ન નહિ કરૂ" અઝીઝે પુત્ર વત્સલની સીમા દેખાડી

બીમાર મન્સૂરની શૈયા પાસે બેઠા બેઠા શેઠ હસનને એ સઘળુ સાંભળ્યુ ને પોતે અઝીઝને કરેલ અન્યાયથી એનુ હૃદય કંપી ઉઠ્યુ

"ફારૂક!" શેઠે ચોકીદાર પઠાણને બૂમ પાડી

"જી, હુઝૂર" પઠાણે અંદર આવતા ઉત્તર આપ્યો

"અઝીઝ કો બુલા લાઓ"

"અઝીઝ કો?"

"કયો ઈતના બેતાબ કયો હે?"

"હુઝુર વો તો દીવાના હો ગયા હે"

"કયા?"

"હા કૂછ ચંદ દિન હુએ શાયદ જીસ દિન આપને ઉસકો અપની ખિદમતસે જુદા કર દીયા ઉસી હી દિન ઉસકા બેટા દુનિયાસે રેહલત કર ગયા ઔર ઉસકે ગમો અંદોહમે વોહ દીવાના હો ગયા

"તુ યે કયા કહેતા હે? કયા ઉસકા બેટા મર ગયા? વો દીવાના હો ગયા?"

"સચહી હે હુઝૂર! વો સારા દિન શહેરમે ઘૂમતા ફિરતા હે હર જવાનકો અપના બેટા સમજકે ઉસકે સામને દેખા કરતા હે ઔર, 'મેરા મારૂફ નહી' ઐસા ન થા" કેહકે વહાસે ચલ દેતા હે ઔર કબ્રસ્તાનમે જાકર રાત ભર રોયા કરતા"

"અરે જુઓ તો મન્સૂરને આ શુ થઈ રહ્યુ છે?" મન્સૂરની માએ ધડકતે હૃદયે કહ્યુ શેઠે જોયું તો મન્સૂર જોરથી શ્વાસ લઈ રહ્યો હતો કપાળ પર પ્રસ્વેદ બાઝી ગયા હતા, આંખો ઉંડી ઉતરી રહી હતી

મિનિટ, બે મિનિટ, પાંચ મિનિટ એમને એમ ચાલ્યુ ને મન્સૂરે પોતાની આંખો બંધ કરી સદાને માટે બંધ કરી-ચિરકાળની શાંતિ લેવા બંધ કરી મન્સૂરની માતાએ છાના અશ્રુ સાર્યા

શેઠને પુત્રના મૃત્યુથી ખૂબ લાગી આવ્યુ એમને આ બધુ અઝીઝને કરેલ અન્યાય સામે ખુદાના ન્યાય સમ લાગ્યુ કે પાક પરવરદીગારે લાડકવાયાને બદલે લાડકવાયો લઈ પોતાના અફર ઈન્સાફના પલ્લાને સમતોલ કર્યું છે આમ પોતાનાજ વાંકે થએલ બે નિર્દોષ યુવાનોના મૃત્યુથી એમને અત્યંત આઘાત થયો એમને જીવન કડવુ લાગ્યુ દુન્યા પર ધિક્કાર છૂટયો સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો એમને એમનુ પોતાનુ દ્રવ્ય તો જાણે એક સામટા હજારો વિંછીઓના ડંખ જેવુ લાગ્યું

એમણે પોતાનો વ્હેપાર સંકેલી લીધો અને સઘળી મુડી ગરીબ અસહાય લોકોના રોગ નિવારણ અર્થે ખર્ચવાનો નિર્ણય કર્યો શહેરને છેડે પ્યારા પુત્ર મન્સૂરને નામે એક ભવ્ય હોસ્પિટાલ બંધાવી અને બાકીના પૈસાની ઉપજમાંથી દવાખાનુ ચલાવવાનુ વિલ કર્યુ

હોસ્પીટાલ તૈયાર થઈ ગઈ બરોબર ઉદ્ઘાટન ક્રિયાને દિવસેજ શેઠ હસન ગુમ થયા આજ કોઈનેય ખબર નથી કે શેઠ હસન કયાં છે ને એમનું શું થયુ?

(હસ્તલિખિત "સારણા"માંથી)



ખેડીને શહેર સન્આમા ગયો અને એકાતમા મોકા જોઇને કલીસ કનીસાની કુર્બાનગાહ ઉપર પાયખાનું ફરીને નાસી ગયો (ઇબ્ને ખલ્દુન) અબ્રહાને જ્યારે આ વાતની ખબર થઇ કે એ કઅબહના માનનારાઓમાથી કોઇનું કામ છે ત્યારે ખૂબજ ગુસ્સે થયો એક માણસને અરબના કબીલાઓમા મુનાદી કરના મોકલ્યો કે હવે પછી કઅબહને બદલે કલીસને ફરતે હજની રસ્મ બજાવવામા આવશે” આ મુનાદી કરનારને બની કિનાનહમાથી કોઇ એ તીરનો નિશાનો બનાવી મારી નાખ્યો (ઇબ્ને અસીર)

### કઅબહના નાશની તૈયારી

અરબોની આ વિરોધના અને અપમાનકારક વર્તણુક જોઇને અબ્રહાને બેહદ ક્રોધ ભરાયો અને પ્રતિજ્ઞા લીધી કે, “ઠીક, હુ મક્કા જઇને કઅબહને તોડી ફોડીને તેનુ નામ નિશાન સુધ્ધા મિટાવી દઇશ” એ પછી એવી શાન સાથે મક્કા પ્રત્યે રવાના થયો કે મહમૂદ નામે એક મહાન હાથી ઉપર ખુદ પોતે સવાર હતો અને સાથે એક ઝબરદસ્ત હબશી સૈન્ય હતુ. કેટલાક કહે છે કે અબ્રહાના લશ્કરમા અન્ય ઘણા હાથીઓ હતા પરંતુ ખરૂ એજ છે કે એકજ હતો જે ઘણો ઝબરદસ્ત અને સફેદ હતો. આ હાથીને સાથે લઇ જવાનું ખાસ કારણ એ હતુ કે એની ટક્કરોથી કઅબહને તોડવામા આવે (રીસ્તે જલીવહ)

### ઝુનફર સાથે લડાઇ

અબ્રહાની ચઢાઇની ખબર સાભળીને અરબો ઘણાજ ગભરાયા, કેમકે જાહેરમા એના મુકાબલાની કોઇમા તાકત ન હતી છતા એવો નાજુક મામલો હતો કે પોતાની અશક્તિ અને લાચારી છતા ચુપચાપ બેસી પણ શકાયુ નહિ હજુ અબ્રહા યમનની હદમાજ હતો કે ઝુનફર નામે એક શખ્સ-જે બાકી બચેલા યમની શાહઝાદાઓમાથી હતો થોડાક માણસોને ભેગા કરીને સામે થયો લડાઇમા યમનીઓ પરાજીત થયા અને ઝુનફર ગિરફતાર થઇ ગયો તેને બેડીઓ પહેરાવીને હબશી લશ્કર સાથેજ રાખવામા આવ્યો

### નુફૈલ બિન હબીબ

અબ્રહા આગળ વધ્યો અને ખશઅમ કબીલાની સરહદમા દાખલ થયો નુફૈલ બિન હબીબ ખશઅમી, ખશઅમ શહરાન અને નાહિસ કબીલાના જુવાનોને લઇ સામે થયો અહિ પણ લડાઇ થઇ અહિ પણ લડાઇમા અરબો પરાજીત થયા ઝુનફરની પેઠે નુફૈલ પણ ગિરફતાર થઇ ગયો તેને અબ્રહા સામે ઉભો કરવામા આવ્યો જ્યારે તેના કત્લનો ઇરાદો કરવામા આવ્યો ત્યારે તેણે ચાલાકી વાપરી કહ્યુ “મારી જાન ન લો હુ આ કઠીન માર્ગમા આપને માર્ગ બતાવીશ” આવી રીતે અબ્રહાના સૈન્ય સાથે એક કેદીનો ઓર વધારો થયો અહિ મસઊદ બિન મઅતબ, શકીફ કબીલાના કેટલાક માણસો સાથે અબ્રહાની પાસે આવ્યો અને અર્જ કરી “અમે તો આપના આજ્ઞાકિત સેવકો છીએ જે પ્રાર્થનાલયનો આપ નાશ કરવા ચાહો છો તે તો મક્કામા છે, અમારૂ આ પ્રાર્થનાલય જે “લાત” કહેવાય છે તે પ્રાર્થનાલય નથી જેને માટે આપે મહેનત લીધી છે અમે એક ભોમિયાને આપની સાથે મોકલીએ છીએ, જે આપને ખાસ મક્કા સુધી પહોચાડી દેશે” આ કહીને તેણે અબૂરગાલ નામે એક માણ



સને અબ્રહની સથે કરી દીધો હબશીઓનુ સૈન્ય આગળ વધીને મુગમ્મસ સુધી પહોચવા પામ્યુ હતુ કે અબૂરગાન મરી ગયો અરબોને તેની આ વર્તણુંક ઉપર એટલો બધો ગુસ્સો આવ્યો કે એ કૌમ દ્રોહીની કબ્ર ઉપર પત્થર મારવા લાગ્યા આ રસ્મને ઇસ્લામે પણ ચાલુજ રાખી અબૂરગાનની કબ્ર આજ સુધી પત્થરોના પ્રહાર ઝીલી રહી છે

**કુરૈશ ઉપર હુમલો**

અબૂરગાલના મરણ પછી અબ્રહા મુગમ્મસમા થોભી ગયો એક હબશી સરદાર અસ્વદ બિન મકસૂદને કેટલાક સવારો સાથે મક્કા તરફ રવાના કર્યો અસ્વદે એક સાધારણ હુમલો કર્યો મક્કાવાસીઓ ખામોશ બેસી રહ્યા એના સવાર કુરૈશના ઘણા જાનવરો હાંકી ગયા, જેમા આ હઝરત સ અમના દાદા અબ્દુલમુત્તલિબના બસો ઊંટ પણ હતા અસ્વદની આ લુંટમાંથી કુરૈશના કબીલા કિનાનહ અને હુઝયલ તેમજ અન્ય લોકો જે મક્કામા હતા લડવા મરવાને તયાર થઇ ગયા, પણ પછી પોતેજ સમજી બેઠા કે એમા કાંઈ લાભ નથી અબ્રહાના મહાન લશ્કરનો મુકાબલો કરવો તદ્દન વ્યર્થ છે

> **[સૂરહએ ફીલ: (કુર્આને હકીમ)]**
>
> "શુ તને ખબર નથી, તારા પરવરદિગારે હાથીવાળાઓ સાથે કેવો વર્તાવ કર્યો? શુ તેમના દાવાને (તદ્દન) ખોટો નથી કરી નાખ્યો? વળી તેમના ઉપર પક્ષીઓના ટોળે-ટોળા મોકલ્યા, જે તે લોકો ઉપર ખજરની કાંકરીઓ ફેંકતા હતા, પછી ખુદાપાકે તેમને (પશુઓના) ખાધેલા (ઘાસના) ભુકા જેવા કરી નાખ્યા"

**અબ્રહાનો સદેશ**

મક્કહવાળાઓ આવી મુઝવણમાજ હતા કે હનાતહ હુમયરી અબ્રહાનો સંદેશવાહક બનીને આવ્યો અને પૂછવા લાગ્યો, "આ શહેરના સરદાર કોણ છે?" લોકોએ અબ્દુલ મુત્તલિબનું નામ લીધુ, અને તે આ હઝરત સ અમના પવિત્ર દાદાની સામે આવીને કહેવા લાગ્યો 'અમારો બાદશાહ કહે છે કે હુ તમારી સાથે લડવા માટે આવ્યો નથી મારી તો માત્ર એટલી મતલબ છે કે આ પ્રાચીન પ્રાર્થનાલયનો નાશ કરૂ જો આ વિષયમા અવરોધ કરવાનો તમારો વિચાર ન હોય તો બાદશાહ પાસે આવીને મુલાકાત કરો, તે તમારી પ્રાણહાની કરશે નહિ બલ્કે અખલાક સાથે મળશે" અબ્દુલમુત્તલિબે જવાબ આપ્યો "આ ઘર તો ખુદાનું છે અને જનાબ ઇબ્રાહીમ અને ઇસ્માઇલ (અલૈ૦)ની યાદગાર છે એનું રક્ષણ કરવાની શક્તિ અમારી નથી જો ખુદાને બચાવવુ હશે તો તે પોતેજ બચાવી લેશે' આ કહીને આપે પોતાના કેટલાક પુત્રોને પોતાની સાથે લીધા અને હનાતહ હુમયરીની સાથે હબશી સૈન્યના પડાવ તરફ જવાના થયા ત્યા પહોંચીને પ્રથમ ઝૂનફર હુમયરીને મળ્યા એની સાથે આપને પહેલાથી પીછાણ હતી તેને કહ્યુ "અય ઝૂનફર! અમારી મુસીબતમા તમને કાંઇ લાભ છે?" ઝૂનફરે જવાબ આપ્યો "કોઇ પણ એવા માણસને શુ લાભ હોઇ શકે છે જે સાંકળોમા જકડાયેલો હોય અને સવાર સાંજ કત્લ થવાનો ઉમ્મીદવાર



હતો, નુકશાન ભિન્ન હબ્શીએ કોઇ પ્રકારે આઝાદી મેળવી અને હાથી પાસે આવીને તેના કાન પ્રત્યે ગુપ્ત કહેવા લાગ્યો 'મહમૂદ બેસી જા, જે તરફથી આવ્યો છે, તેજ તરફ ફરી જા તું ખુદાના તે શહેરમાં છે, જેમાં જુલ્મ અને ઝોર હરામ છે'' હાથી આ શબ્દો સાંભળતાજ બેસી ગયો અને નફીલ એકદમ ભાગીને પહાડોમાં પેસી ગયો હવે લોકો હાથીને ઉભા થવાના પ્રયત્નો કરવા લાગ્યા એના મસ્તક અને ગરદનમાં અંકુશ ઘોચવામાં આવ્યા ચામડામાં લોખંડી કાંટા મારવામાં આવ્યા પરંતુ તે નહીંજ ઉઠયો. અને જ્યારે ઉઠયો તો કઅબાને બદલે બીજી તરફ ફરી ગયો એની એવી સ્થિતિ હતી કે જે તરફ લઇ જતાં હતા વિના વાંધે ચાલ્યો જતો હતો પરંતુ કઅબહ તરફ વાળ્યો અને તે અટકયો

### તદ્દન અજાણીત-આકાશી આફત

હબશીઓ હાથીને આગળ વધારવાના પ્રયત્નોમાં પરોવાયલાજ હતા કે એટલામાં અસમાન પર ચકલીઓનું એક ટોળું નજરે પડ્યું આ ન્હાના ન્હાના પક્ષીઓ સમુદ્ર તરફથી ઊડીને આવ્યા અને હબશી તથા યમની સૈનિકોના શીરો ઉપર ચક્કર મારવા લાગ્યા એમની ચાંચોમાં ન્હાની ન્હાની અને સખ્ત કાંકરીઓ હતી જેને તે હરમ કઅબહનું અપમાન કરનારાઓના મસ્તકો ઉપર વરસાવવા લાગ્યા સૌથી વિશેષ ભયાનક અને આશ્ચર્યકારક આ વાત હતી કે જ્યાં કોઇ કાંકરી કોઇના શરીર ઉપર પડી જતી તુરત ફોલ્લા પડી જતા, શરીર સડવા લાગતું અને એવી હાલત થઇ જતી કે અવયવો તુટી તુટીને પડવા લાગતા આ આશ્માની બલાના આવતાજ અબ્રહાના લશ્કરમાં ગભરાટ વ્યાપી ગયો જેનાથી જે તરફ બન્યું, ભાન ભૂલીને ભાગ્યો જો કે બધાય લોકોના ઉપર કાંકરીઓ પડી ન હતી, છતાં હઝારો આ આસમાની અને ઓચીંતા શિતળામાં પટકાઇને મરી ગયા જે જાન લઇને નાઠા હતા, તેમાથી ઘણા અરબસ્તાનના પહાડો અને નિર્જળ રણોમાં ભોમિયા વિના ભટકી ભટકીને મરણને શરણ થઇ ગયા ઘણાઓને એક જળ પ્રલય વહાવી લઇ ગયું, જે એજ ઝમાનામાં થયું હતું

### અબ્રહાની હાલત

ખુદ અબ્રહાના શરીર ઉપર પણ એક કાંકરી પડી ગઇ તે અનહદ વ્યાકુળ અને હેરાનહવાસ થઇને થોડાક સાથીઓ સાથે યમન તરફ નાઠો પરંતુ માર્ગમાંજ ફોલ્લાઓએ એવી હાલત કરી મૂકી કે આખું શરીર સડી ગયું આંગળીઓ સડી સડીને તુટી પડી શહેર સન્આમાં પહોંચતા પહોંચતા તે એક સડેલા ગંધાતા ગોશ્તનો લોચો રહી ગયો થોડાજ દિવસમાં દિલ પણ ફાટી ગયું અને અસહ્ય તકલીફ અને અઝાબમાં પડીને તેણે જાન આપી (સીરત ઇબ્ને હિશામ)

આવી રીતે મહાન અલ્લાહે પોતાના મકબૂલ એવા મુકદ્દસ ઘરને દુશ્મનના હાથોએ બચાવી લીધું અને તમામ અરબવાસીઓને યકીન કરાવી આપ્યું કે તેની પાસે આ ઘરની, કેવી ઇઝઝત અને મહબ્બત છે

### કલીસા કનીસાનું પરિણામ

કઅબહ તો એ સમયથી આજ સુધી



પ્રતિદિન રૈનક અને માનપૂર્વક કાયમ છે, પરંતુ કનીસા કલીસ જેને લોકપ્રિય બનાવવા માટે કોશિશ કરવામા આવી હતી અને જેની તરફદારીએ હઝારો હબશી અને સેંકડો યમની-ઓને અઝાબે ઇલાહીમા ગિરફતાર કરીને માર્યા, થોડાજ દિવસમા વેરાન થઇ ગયુ હબશીઓની સત્તા જતાજ એવી હાલત હતી કે એની ફરતે ઝેરીના સાપ અને હિંસક પશુઓનુ રહેઠાણ બની ગયુ અંદર જવુ તો એક તરફ રહ્યુ, કોઇ એની પાસેથી પણ પસાર થવાની હિમ્મત કરતો ન હતો અંતે ઇસ્લામના પ્રાકટ્ય પછી બની અબ્બાસના પહેલા ખલીફા સફ્ફાહે પોતાના એક ગવર્નરને મોકલીને એને પડાવી નખાવ્યુ એ ગવર્નરે આ પુરાણા કનીસાનુ ભૂમિ ઉપરથી નામ નિશાન મિટાવી દીધુ સોનુ ચાંદી અથવા અન્ય પ્રકારની જે કીમતી વસ્તુઓ ખોદવાથી મળી તે વેચી નાખવામા આવી અને તેની કીમત ખિલાફતના ખઝાનામા દાખલ કરવામા આવી (સીરતે જલીલહ)

'દુન્યાકે બુતકદોમે પેહલા વોહ ઘર ખુદાકા,
હમ ઉસકે પાસબા હૈ, વોહ પાસબા હમારા "

-ઇકબાલ





# કાળુ

લેખક
'શાકિર' ઉનીયા ખા એ (ઓન)

કોઇ સુદર વિણા ,વગાડતું હોય અને એકાએક એ વિણાના સુદર સ્વરો બધ થઇ જાય તેમ એક વખતની હાસ્યની છોળો ઉરાડતી સરયુ કોણ જાણે કેમ ખામોશ થઇ ગઇ! સરયુ બહુ બોલતી અને સુદર બોલતી સરયુ બહુ હસતી અને મીઠું હસતી જાણે એની જીવન વિણા જીવનના અનેક મધુર સ્વરો છોડતી

એક વખત મને એણે કહ્યુ "મ્હારા જીવનમા તમને હાસ્ય બહુ જણાય છે નહિ વારૂ! પણ એટલુ નક્કી જાણજો કે જે સરયુને તમે જોઇ રહ્યા છો તે સરયુ અને હુ જે સરયુને ઓળખું છુ તેમા જમીન આસ્માનનો ફરક છે તમારી સરયુ એટલે રૂપ, રંગ અને સુગધની મૂર્તિ, મ્હારી સરયુ એટલે જીવનની પેલે પાર વસતી કોઇ ખામોશ મૂર્તિ આ સરયુ જેને તમે જુઓ છો, એ તો મ્હારી સરયુનો પડછાયો માત્ર છે' મને સરયુ શુ કહે છે તે ન સમજાતુ એ કેવી રીતે બોલે છે તે વધુ ગમતુ એની વાત કરવાની છટા ઘણીક વાર એના સુદર ભાવાર્થને છૂપાવી દેતી, અને સાભળનાર સરયુની છટા પર મોહિત થઇ પડતો મે એને એક દિવસ કહ્યુ "સરયુ ત્હારો આનદી આત્મા મને આપ, હુ એ જીવન વિણા જીન્દગી પર્યંત વગાડતો રહીશ,, મને શાંતિ થશે, ઘણાક દુખી આત્માને હુ ખુશ રાખી શકીશ! સરયુ બોલી ઉઠી "જ્યા હુજ મ્હારા આત્માની શાતિ શોધી રહી છુ ત્યાં તમને શુ શાન્તિ આપીશ? જગતમા બીજા આત્માને આનદ આપવાની શક્તિ પેદા કરવી એટલે નિજમા રહેલ બધા આનદનો નાશ કરી નાખવો આહા! કેવો અલૌકિક છે તે આત્મા કે જે બીજાને ખુશ કરવા માટે જીવનમા મળતા અનેક આરામના સાધનોનો ત્યાગ કરી પોતાના જિગર ઉપર અનેક ઝખ્મો ખમી જાય છે અને તો'યે હસતો રહે છે! જીગરમા આગની ભારેલો હોય છતા અનેક દુખી માનવીઓ સામે હાસ્યના ફૂલ વેરતો હોય, બીજાઓને ખુશ રાખી શકતો હોય એ વિરલ આત્માને મ્હારા લાખો નમસ્કાર એ અદ્‌ભૂત માનવીને, મ્હારા હજારો પ્રણામ હોજો" મે પૂછ્યુ "સરયુ, કદી તે એવા વિરલ અને અદ્‌ભૂત આત્માને જોયો છે?" સરયુ ઘણી વાર સુધી ચૂપ રહી અને પછી જાણે નાછુટકે કહેતી હોય એમ ધીમા અવાજમા કહેવા લાગી, 'જોયો છે અરે જોયોજ નથી મ્હે બે ત્રણ વાર તો એની સાથે વાતચીત પણ કરી છે.' એ બે ત્રણ મુલાકાતોએ મ્હને જીવન પર્યંત ચાલે એટલો બધો આનદ આપ્યો છે અફસોસ માત્ર એટલોજ કે હુ હજી તેના જેવા જીવનની રચના કરી શકી નહિ પોતાને ભુલી બીજામા મસ્ત રહેનાર, જિગર ઉપર અનેક ઝખ્મો ઝીલ્યા પછી પણ માનવતા ઉપર ફિદા એવા એ ખલીલને જ્યારે જ્યારે હુ જોઉ છું ત્યારે મને એક બીજીજ દુનીયા દેખાય છે તમે ખલીલનું નામ સાભળી ચમકશો નહિ, ખલી-

અજાની વાત કરતા ઢોગીઓ કરતા વધુ સરસ સમજુ છુ." "પણ સરયુ, ત્હારો આ બધો બકવાસ મ્હારી સમજમા આવતો નથી" સરયુને વાત કરતા અટકાવી હુ વચમાજ બોલી ઉઠયો

સરયુ કોઇ મૌકાની રાહ જોઇ રહી હતી કે મને એના અલૌકિક માનવીની ભવ્યતા અને એના દિલમા રહેલ માનવ-પ્રેમની મઝા ચખાડે સમય સરયુનો સાથ આપતો ના'તો, એની આજુબાજુનું વાતાવરણ એને જકડી નાખતુ હતુ એનો સમાજ એને ખતીનથી જુદો કરી રહ્યો હતો. એનો આત્મા ખતીન તરફ વળી રહ્યો હતો અને જાણે બાગીચાથી જોનારને લાગતુ કે એ કદી માનવતાની ભિખ જરૂર ધારણ કરશે સમય એની સાથે ખેલ ખેલી રહ્યો હતો-એની ગોઠવેલી બધી બાજીઓ વિખેરી નાખતો

એક રાત્રે સરયુનો બગીચો જે રસ્તા ઉપર આવેલો હતો તે રસ્તા ઉપર એક અકસ્માત થયો એક સાધારણ ભિખારીવાળો માણસ રસ્તો પસાર કરતા મોટરની અડફટમા આવી ગયો એને ઘણુ વાગ્યુ હતુ બેભાન અવસ્થામા એને હોસ્પીટલમા ખસેડવામા આવ્યો હતો એના દિવસો પૂરા થઇ ગયા છે એમ ડૉક્ટરોએ અભિપ્રાય આપ્યો ત્રણ દિવસ પછી એણે કાઇક વાત કરવાનો પ્રયત્ન કર્યો એ બોલ્યો " તિજોરીમાં લીરટ આપજો " આજુ બાજુ ઉભેલા એમાનુ કશુ સમજી શકયા નહિ એ પાછો બેહોશ થઇ ગયો આ બેહોશી પછી ખતીલ હોશમા આવી શકયો નહિ ખુદા મસ્ત-માનવના મસ્ત એવો આ માનવતાનો ભિખારી પોતાના માલિક પાસે પહોચી ગયો સરયુને એની ખબર કર્યા વગર!

આ બનાવને એકાદ મહીનો વિતિ ગયો હશે કે એક દિવસ સરયુ મ્હારી પાસે આવી અને પોતાની ફાઇલ મ્હારી આગળ મૂકી હુકમ કર્યો, "આ વાચો અને પછી તમારો અભિપ્રાય આપજો" મ્હારી અજાયબી વચ્ચે હુ ફાઇલ ખોલી વાચવા લાગ્યો મે વાચ્યુ "મે મ્હારાથી બનતો પ્રયત્ન કર્યો છતા અમૂક લોકો મ્હને ઓળખી ગયા એનો મને હરહમેશા વિચાર આવ્યા કરે છે જેમ હુ કયા આવ્યો? કયા જવાનો? કયે રસ્તે જવાનો? એની કોઇને ખબર નથી તેમ હુ એક અજાણ્યા મુસાફરની માફક મ્હારી નૈતિક ફરજ બજાવી ચાલ્યો ગયો હોત તો મ્હારા આત્માને ઘણો સતોષ થયો હોત આબરૂ અને પ્રતિષ્ઠાની જગત દેખી શકે એવી ઇમારતો બાધી જવા કરતા અનેક ગરીબનો દિલમા જ્યા એ ઇમારતોને કાઇજ જોઇ નહિ શકે ત્યા-બાધવી મને બહુજ આનદ આપે છે પહેલી ઇમારતો હવા અને પાણીના વહેણ સાથે વહી જાય છે જ્યારે, બીજી માનવતા જીવતી છે ત્યા સુધી જીવતી રહેશે આજે તો માણસનો અવાજ પણ જીવત રાખવાના પ્રયત્ન થાય છે! ઠગારી દુન્યા! એને સમજ નહિ પડતી હોય કે જગત એવા અમજો 'મહેલો જોઇ શકયું છે, અને આજે તો એ ઇતિહાસ પણ ભૂસાઇ ગયા છે' પણ, સરયુ, નથી ભૂસાતો તે ઇતિહાસ જે માનવતાના દિલમા લોહીની માફક ફર્યા કરે છે અને એક એક આદમી



તેને સમાનતાના રૂપે બીજાને આપી જાય છે આમ તુ વિચાર કર કે કાળ તેને ભૂસી શકતો નથી જમાનો તેની આગળ હાર ખાય છે મા ત્ર હૃદય જેને સ ઘરી રાખે છે તે દૌલતને નાશ નથી તેને માટે જમાનાની કૈદ નથી તે અમર છે। ખલીન" મ્હારાથી પૂછાઇ ગયુ "સરયુ, કાળના ખોળામા આવા ખલીનો કેટના હશે ? સરયુ બોલી ' કાળનેજ પૂછોને। એ તમને જવાબ આપશે" પછી તો જાણે હુ અનત કાળ જોઇ રહ્યો ઉઠિ અને મ્હારી સામે થોડાકજ ખલીલ જગતના મુસાફરો માટે જીવનની પેરે પાર રહેલા અ ધારામા હાથમા મશાલ લઇ માર્ગદર્શન આપતા હોય એવુ દૃશ્ય ઉભુ થઇ ગયુ માનવતા આની એવા ખલીલના માર્ગદર્શન માટે ત્યા પણ અધીરી હોય એમા નવાઈ નહિ "સરયુ, તુ પણ ખલીન અને તો કેવુ સરસ ?" મે પૂછયુ "કાળ ફુરસદ આપેતો ! કાળ સાથ આપે તોને !"—







# 'મેહમાન કે મુસીબત!'



લખનાર તાજુદ્દીન એ સૈયદ 'તાજ' ગરૈર

મનુષ્યને માટે જેટલી પૃથ્વી પરની મુસીબતો, ને આસમાની સુલ્તાનીઓ છે, એમા સૌથી મહાન મુસીબત અતિથી કે મેહમાન છે એમના આવવાની કોઇ ઋતુ છે ને ન વખત–શિઆળો હોય ઉનાળો હોય કે વરસાદ હોય, સુના કે જાગતા હોય, સ્રીથી લડતા કે બાળકોને મારતા હોય, મતલબ કે ગમે તે સ્થિતિમા હોઇએ ને એ હાજર થઇ જાય છે! એ અતિથીગજ એમ તો આ લોકના રહેવાસી છે, પરંતુ ગુણો તો પરલોકનાજ સેવે છે કારણ કે કોઈ કોઇ વખત એમનુ આગમન વાદળાની જેમ અચાનક ને અણધાર્યું હોય છે એ એટલો પણ અવકાશ આપતા નથી કે ઘરધણી મકાનના પાછલા બારણેથી બહાર ભાગી જાય, અને એ મકાનમા એકજ બારણુ હોય તો બાળક સાથે કહેવડાવી દે કે "પિતાજી એક અઠવાડિયાથી બહારગામ ગયા છે કદાચ આવતા અઠવાડિયે આવી જશે ને ઘરમા માતાજીની તબીઅત ઠીક નથી"

જેવી રીતે એ અણધારી આફતના આગમનનો કોઇ વખત નથી તેવી રીતે તેને દૂર કરવાનો પણ કોઈ ઇલાજ નથી! કોઇ બીમારી હોય તો માણસ વૈદ કે હકીમ પાસે મોકલે ભૂત–પ્રેત જેવી વસ્તુ હોય તો ભૂવા–જાગરીયા, મેગનેટ જંત્ર મંત્ર કે તાવીઝ પલીતા વગેરેથી કામ લેવાય! સાયન્સે પણ એને દૂર કરવા માટે હજુ સુધી કોઇ જાતની શોધ કરી નથી ગવર્નમેન્ટના કાયદાથી પણ એ વિષયમા કંઇ મદદ મળતી નથી એ મુસીબત જેવી રીતે આવવામા અણધારી છે તેવીજ રીતે એને દૂર કરવી પણ અસભંવિત છે!

એ મુસીબતના જુદા જુદા પ્રકાર છે એ કદી મિત્રતાના રૂપમા, કદી સગાઓના સ્વ-રૂપમા, કદી પીર, મુર્શીદ, ગુરૂ કે શિષ્યના સ્વરૂપે આવી પડે છે એના પણ અનેક પ્રકાર છે જેમકે સ્ત્રી જાતના રૂપે, કદી એકવચનમા તો કદી બહુવચનના રૂપમા કદી તો અનેક વચનના રૂપમા આવે છે

જો તમો કદી ગામડાના રહેવાસી હો, ને શહેરમા વકીલાત, નોકરી કે વેપાર કરતા હો તો આપથી વધુ આફત ભોગવવાવાળો બીજો કોઇ ન હશે. કોઇ પાસુસ કંઇ પર બાળકો માટે સામાન ખરીદવા આવશે તો જરૂર તમારે ત્યા ધામો નાખ્યા વગર રહેશે નહિ કદાચ કોઇને કોર્ટમા કંઇ કામ હશે તો તે ઓચિંતા ગામથી આવી તમારે ત્યાજ મુકામ કરશે, કે જેથી બીજે દિવસે શાંતિથી ટાઇમસર કોર્ટે પહોંચી શકાય બીજે દિવસે કદાચ કોર્ટેથી મોડી ફુરસદ મળે તો શી જરૂર છે ભૂખ્યા ઘેર જવાની? આપનુ અને તેનુ ઘર કંઇ જુદુ થોડુ છે? કાલે સવારે જશે તમારે ત્યાજ ધામો નાખશે પણ બહાર તરફ લેશે નહિ

"મારે વળી એ શી મુસીબત! તમારે પરોણાગત કરવી છે તો હોટલથી ખાવાનું મંગાવો."

"અરે પણ હોટલથી કેટલું આવશે? ન જાણે કેટલા દિવસ એ લોકો રહેશે?"

"કેટલાય દિવસ રહે મારાથી આટલી રોજનું ખાવાનું તૈયાર થવાનું નથી."

"અરે તું કેવી સ્ત્રી છે જાણતી નથી કે પરોણાગતનું કેટલું બધું પુણ્ય થાય છે?"

"તો ખુશીથી તમો પરોણાગત કરોને? અને બને હાથોથી એકલાજ પુણ્ય મેળવો."

"અરે! એ તો વિચારો કે આ લોકો એક અઠવાડિયા સુધી રહેશે તો વીસ પચ્ચીસ રૂપિયાનું પાણી થઇ જશે."

"ને આપને કેટલું પુણ્ય થશે?"

"મશ્કરી ન કરો?"

"મશ્કરી કોણ કરે છે? મેં તો સાફ કહી દીધું છે કે મારા કામની એ બીમારી નથી. તમારે ત્યાં તો રોજના કેટલાય એવા ફૂટી નીકળે છે!"

'તો એમાં મારો શું વાંક?' મેં નમ્રતાથી કહ્યું પરંતુ બેગમ શાંત ન પડ્યાં ને બોલ્યાં 'કોણ કહે છે કે આપનો વાંક છે? આપ પેપરોમાં પ્રસિદ્ધ કરી દો કે જેને રહેવાનું ઠેકાણું ન હોય તે મારે ઘેર ખુશીથી આવી શકે છે પરંતુ એ રાખવા ખવડાવવાનો રોગ હવે મારા લાયક નથી."

તો મારા નફા નુકસાનનો પણ તમને કંઇ વિચાર નથી?'

એ તો તમે ત્યારેજ સમજશો જ્યારે હોટલથી ખાવાનું મંગાવવું પડશે. હું ક્યારથી બરાડા પાડું છું કે આ મફત ખાઉધરાનું આવું જાણું બંધ કરી દો પરંતુ તમે ક્યાં એ વાત ધ્યાનમાં લો છો."

મીસીસ સાહેબાની વાતચીતનું એ પરિણામ આવ્યું કે સવાર સાંજનો નાસ્તો તેમજ બપોર ને રાતનું ખાવાનું હોટલથી આવવા લાગ્યું જેમજેમ દિવસો પસાર થતા હતા તેમ તેમ હોટલવાળાનું બીલ વધતું હતું—પરંતુ આવેલ મિત્ર જવાનું નામજ લેતા ન હતા મેં વિચાર્યું કદાચ આપ સાહેબ જવાનુંજ ભૂલી ગયા હશે? જેથી હું વારે ઘડીએ વાતવાતમાં જવાનો ઈશારો કરતો પરંતુ એ એવા હતા કે વાત ધ્યાનમાંજ લેતા નહતા જાણે ન જવાના સોગંદજ ન લીધા હોય?

એ દરમ્યાન મારા ઇમીગ્રેશન ભત્રીજાઓ પણ બેકાર ન રહ્યા ને તેઓએ તો મારા ડાઇનીંગ રૂમમાં લગાડેલી તસ્વીરો પર નિશાન બાજી કરવા માંડી, ને એ નિશાનબાજીમાં તેઓ પાકા નિશાનબાજ થઇ ગયા! વધુમાં સાદી ભીંતોને તો સાહીથી ચાર્ટરૂમ બનાવી કાઢયો જો હું એ કામમાં પેઇન્ટીંગ કરાવવા ચહત તો એક મોટી રકમ ખર્ચ થઇ જત!

તેમાં એ ગ્રેવ્ઝ એટલી હદ સુધી વધી ગઇ કે તેઓ મારા સાદા સુટને પણ ફૂલદાર બનાવી દીધો. તાકમાં ગમેલ ફૂલદાનના અનેક ફૂલદાન બનાવી નાખ્યા. કેટલીક ચોપડીઓમાંથી મિત્રો ને પાના ફાડી નાખ્યા ને વધુમાં તેમને જુદા સ્વરૂપમાં ફેંકી નાખ્યાં! દસ દિવસની રજાઓ પૂરી થઇ ગઇ આજે એ દિવસ ઉધ વાની હતી મેં મીઓમ સહેજથી કહ્યું "હું તો હવે તંગ આવી ગયો છું ખુદાના માટે કંઇ મુક્તિનો માર્ગ બતાવો."



તેમણે બેકાળજીથી જવાબ આપ્યો "હું શું કરીશ યુકિત બતાવીને? એમના જનાજ તમે બીજી કોઇને વસાવી લેશો."

"અરે હું ક્યાં તેમને આમંત્રુ છું? પરંતુ હવે તમે જેમ કહેશો તેમ કરીશ પણ કેમે કરી એ મુસીબતને દૂર કરો"

'તો એ લોકોને મારા ઉપર છોડી દો ને તમે તમારે ઓફિસે જાઓ"

'પણ તમે કંઇ યુક્તિ વિચારી છે?"

"એથી તમારે શું કામ?"

"શું બતાવવામાં કંઇ વાંધો છે?"

'તમે એ સાંભળી પાછા ટકટક કરવા માંડી જશો."

"તો હવે મારે પૂછવાની કંઇ જરૂર નથી"

હું જમી પરવારી દસ વાગતા ઓફિસે ચાલ્યો ગયો સાંજે પાછા આવતાં શું જોઉં છું કે આવેલ મિત્ર કૂલી પાસે સામાન બંધાવી રહ્યા છે મેં મનમાં ખુશ થતાં કહ્યું, હાશ હવે છૂટકારો થયો પરંતુ એમ જલ્દી ચાલ્યા જવાથી દિલગીરી જાહેર કરીને પરોણાગતમાં કંઇ ભૂલ થઇ હશે તો માફી માગી ને ફરી પધારવાની વિનંતિ કરી વહાલા ભત્રીજાઓની પીઠ પર હાથ ફેરવ્યો એવી રીતે મિત્રને રવાના કરી અંદર જઇ મીસીસથી પૂછ્યું "તમે એ માટે ક્યા મંત્રનું મનન કર્યું હતું?"

"મેં તો કંઇ કર્યું નથી" મીસીસે હસતાં કહ્યું

"તો એ મુસીબત કેવી રીતે ટળી?"

"મુસીબતના ડરથી"

"એટલે?"

"તે જુઓ પયખાનાના દરવાજાના ખૂણામાં" મેં જોયું તો એક મોટો ઉંદર મરેલો પડેલો હતો

મેં કહ્યું "આ ઉંદર શાનો?"

"પ્લેગનો" મીસીસ બોલ્યા

હું હસી પડયો મીસીસ પણ હસી પડયા

આપે સાંભળ્યું હશે મેહમાનોની આવજાવ વધારવાની હોય છે ભાઇ સાહેબની હાજરીમાં પણ એની તજવીજ થતી રહી ને તેમના ચાલી ગયા પછી વધારે પૂછપરછ થવા લાગી

ડાઇનીંગ રૂમની સ્થિતિથી જાહેર થતું કે એક તૂફાન આવીને ચાલ્યું ગયું દરેક ચીજ પર ડાઘ, કંઇક તૂટેલું ફૂલદાન પડેલું, તો કોઇ જગ્યાએ "

'અઝ કઝાએ આઇના ચીની શિકસ્ત'
'ખૂબ શુદ અસબાબે ખુદ બીની શિકસ્ત'

વાળો મિસરો આવી રહ્યો હતો.

કોઇ જગ્યાએ પાનની પિચકારીઓ ભીંત પર પોતાની રંગીન તાજી બહાર બનાવી રહી હતી! ક્યાં તો ટેબલ પર ઢોળાએલી શાહીના ડાઘા શ્યામળતાના ઓપ દેખાડી રહ્યા હતા તો કોઇ ખૂણામાં ફાટેલા પેપર પડયા હતા. તો કોઇ તરફ ફાટેલ ચોપડીનાં પાનાંઓ નજરે પડી રહ્યા હતા વધુમાં ભાડા માટે પંદર રૂપિયા માગી ગયા હતા જેના માટે કહેવામાં આવ્યું હતું "આપ નિશ્ચિંત રહેજો આપને ઘેર પહોંચતાં વેંતની ટપાલે મોકલી આપીશ," પરંતુ વધુમાં—મારો એક સૂટ, મીસીસની બે સાડીઓ, એક બ્લાઉઝ ને એક રીસ્ટ વૉચ અનોપ કરી ગયા હતા, પણ તેની તો રસીદ આપવાની વાત જ ભૂલી ગયા હતા ત્યારથી અમો બંને સવાર સાંજ પ્રાર્થના કરીએ છીએ કે

"પ્રભુ અમારા ઘરને મેહમાનોની મુસીબતથી ઉગારજે!" ✲

✲ ઉર્દૂ પરથી



# સિદ્ધિ......ના......સન્માર્ગ

રજુ કરનાર "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૫૬૪

સખ્યાબધ ખિલતા પુષ્પો (યુવકો) એ માત્ર એકજ વાર સયમ ખોવાથી પોતાના જીવનને ધૂળમા મેળવ્યાના દાખલાઓ સહેજે મળી આવે છે, ઘડીકની ગમ્મત (સયમ ખોવો) એ ચિતનની બાજી સમી છે, અગ્નિમા હોમાઇ જવા કરતાયે અધિક નુકસાનકારક છે

૫૬૫

પ્રત્યેક વડીલ પોતાના બાળકને પરણેલો અને પૈસે-ટકે સુખી જોવા ઇચ્છે છે, પણ પરણ્યા પછીની જવાબદારીનુ તેમને ભાન ન હોય એવા યુવકો પરણ્યા પછી પોતાના શરીરને અકાળે ક્ષીણ કરી નાખે છે જ્યારે આયતુ ધન પ્રાપ્ત કરનાર પુત્રો વિશેષત આળસુ બની જવા પામે છે વડીલોએ પુત્રોને પરણાવ્યા પહેલા, તેની લાયકાતનો પ્રથમ વિચાર કરી લેવો, એ અત્યત જરૂરી છે

૫૬૬

લગ્ન એ ધાર્મિક દ્રષ્ટિએ પવિત્ર સબધ છે, વ્યભિચાર અટકાવવા માટેનો અજોડ ઉપાય છે જીવનના છેલ્લા શ્વાસ સુધી જવાબદારીઓ સહ સ્ત્રી અને પુરુષનો સહચાર ટકી રહે, તેટલા માટે વિવાહની વિચાર પૂર્વકની યોજના પૂર્વજોએ અમલમા મૂકી છે આવા એક અતિ મહત્વના સબધને સુધરેલુ જગત હવે સાધારણ કરારમા ફેરવી નાખવા મથે છે એ પણ વીસમી સદીની એક વિચિત્રતા છે મનુષ્યની પાશવી વૃત્તિનો અત આણવા માટે યોજાયેલી લગ્ન-પ્રથાને બીજા સાધારણ કોલ-કરારની કક્ષામા મૂકવા માટે તત્પર થએલા, પશ્ચિમનુ અધ અનુકરણ કરનારાઓ એક આકરી કસોટીમાથી પસાર થવા ઇચ્છતા નથી, એનો આ એક સબળ પૂરાવો છે વિવાહ એ ઇન્સાનને અવળે માર્ગે જતો અટકાવવાની દવા છે દવા જેટલી સારી છે, તેટલીજ વાસનાના ઉપાસકો માટે જલ્દ પણ છે અને એટના માટેજ શરીર સુખને સતોષનારાઓને એ દવા ગમતી નથી

૫૬૭

વિચાર અને જ્ઞાનપૂર્વક લગ્નબધનમા જોડાવવુ એ કેટલાક સ્વચ્છદી માનસ ધરાવતા નરપિશાચોને રૂચતુ નથી, ન રૂચે એ સ્વભાવિક છે કારણકે જમાનોજ બે-જવાબ વ્યક્તિસ્વાતત્ર્યનો છે ક્ષણિક વિકારોને વશ થવામા પાપ ન પેખનારાઓ માટે લગ્નબધન એક આકરી કસોટી હોય, તેઓ તેમાથી છટકી જવાના પ્રયત્ન કરે એ વાસ્તવિક છે પણ દુન્યા જાણે છે, કે આજીવન બ્રહ્મચર્ય પાળવાની માત્ર વાતો કરનારાઓ, છના પાપો કરવામા પછાત રહેતા નથી.

૫૬૮

નિરકુશ વિષય તૃપ્તિની પાશ્ચિમાત્ય તાલીમ આપણને અધોગતિ તરફ ઘસડી જાય છે એ આપણે જાનવુ જોઇએ નહિ ઉપદેશથી નહિ, પણ પ્રત્યક્ષ ઉદાહરણથી સયમમા સમાયેલા પ્રોયતો, આપણે અન્યને સમજાવીએ એ અત્યત જરૂરી છે લોકમતને કેળવવાની જવાબદારી યુવાન વર્ગ ઉપર છે બાળ લગ્ન તથા અયોગ્ય લગ્ન અટકાવવાની, અને પુર્નલગ્નની પ્રથાને સર્વવ્યાપી બનાવવાની ફરજ પણ કહેવાતા યુવકોનીજ છે

૫૬૯

બાળ લગ્નની પ્રથાનો સદંતર અંત આણવા માટે આપણી માતાઓએ પ્રતિજ્ઞા લેવી જોઇએ અર્થાત છોકરાઓને તેમની શકિતઓનો સપૂર્ણ વિકાસ થવા પહેલા પરણાવવાજ ન જોઇએ કાચી ઉંમરે પરણાવવુ એ પાપ છે, એમ જો માતાઓ માનતી થાય તો આજે થતાં લગ્નોના પ્રમાણમા પચાસ સાઠ ટકાનો ઘટાડો સ્હેજે થયા વગર રહે નહિ, અને એ તો દેખીતુજ છે, કે બાળલગ્ન થતા અટકે કે તરતજ બાળમરણ પણ ઓછા થઇ જાય

૫૭૦

આજ કાલ આપણા ઘરોમા માનસિક અને નૈતિક વાતાવરણ એટલુ બધુ બગડયુ છે, કે બાળકોને સમય પહેલાજ જુવાની આવી જાય છે વડીલો પોતેજ પોતાના નિર્દોષ બાળકોને પરણવાની વાતોમા રસ લેતા કરી દે છે ન્હાની ન્હાની બાળકીઓને પણ સાસરે જવાની વાતોમા રસ પડે છે એ બધુ શુ સુચવે છે? ખોરાક અને પોષાક બાબતમા પણ વડીલોની બેદરકારી બાળકોના વિકારોને વહેલા જાગૃત કરવામા મદદ રૂપ થઇ પડે છે વડીલોને બહાના પોતાના ફોટ જનમ્યા હોય છે અને એ બહાના પોતાની રીતેજ આડકતરી રીતે બાળકોની વૃત્તિઓને ઉશ્કેરી મૂકે છે વડીલોને પોતાની જવાબદારી ઓનું ભાન આવે સાચુ ભાન કયારે થશે, એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે

૫૭૧

સ્વચ્છંદી મા-બાપો નિરંકુશ છોકરાઓને ધમકાવે છે, એ સ્હેજ ખોટો છે કારણ કે છોકરાઓ વડીલોના ઉપદેશ કરતા વર્તન ઉપર વધારે ચોકી પહેરો કરે છે અને વડીલોના અનુકરણમાજ પોતાની સાર્થકતા જુએ છે મા-બાપો પોતેજ સ્વચ્છંદી ન બને તો છોકરાઓ નિરંકુશ થવા પામેજ નહિ કહેવા કરતાં પ્રત્યક્ષ અમલમા મૂકી બતાવવાથી સંતાનો વિણ મહેનતે સુધરી જાય છે

૫૭૨

વ્હાન બનાવવામા વડીલો મર્યાદા મૂકી દયે છે, સ્વાદિષ્ટ અને ન પચાવી શકાય એવો પૌષ્ટિક ખોરાકો આપણને બચપણથીજ મળતા હોવાથી આપણે વિચિત્રવિચિત્ર સ્વાદોથી ટેવાઇ જઇએ છીએ અને પછી તો સ્વાદને તાબે થયેલા એવા આપણે વિષયવૃત્તિ ઉપર કાબુ ધરાવી શકતા નથી

૫૭૩

કૃત્રિમ સાધનોનો વધતો જતો ઉપયોગ એક દીવસે આપણને લગ્નબંધનની આવશ્યકતાથી દૂરદૂર લઇ જશે અને સ્વચ્છંદે વર્તવાની કુટેવમા અટવાતી દેશે આપણે સત્વર ચેતવુ અનીવાર્ય છે

૫૭૪

આપણી વાતો, આપણુ વાચન આપણો ખોરાક, પોષાક અને રહેણી કરણી એ બધુયે એવુ છે, કે જે આપણી વૃત્તિઓને સતત સતેજ રાખે છે જ્યા આખુયે વાતાવરણ ગંદુ થઇ જવા પામ્યુ હોય, ત્યા કેટલી બધી કાળજી પૂર્વક જીવન જીવવાની આવશ્યકતા છે, એ વ્યકિતગત સહુ કોઈ વિચારી લ્યે, એ ઇચ્છવા યોગ્ય છે



૫૭૫

તમે તમારાં બાળકોનું હિત ચાહો છો? ને ખરેજ તમે ચાહતા હોવ, તો તેમના શરીર અને અભ્યાસ તપાસતા જોઈએ તેમના શરીર અને મન ને કેળવવાના પ્રયત્ન કરતા જોઈએ તમારા બાળકના મિત્રમંડળની હિલચાલ ઉપર ચોકી પહેરો કરવો જોઈએ લગ્ન કે લગ્નને લગતી ચર્ચાઓથી તેમને અલિપ્ત રાખવા જોઈએ

૫૭૬

પ્રત્યેક બ્હેન પોતાના ભાઈને અત્યંત હર્ષથી પરણાવે છે ભાઈના લગ્ન પ્રસંગે બ્હેનના આનંદ અને ઉત્સાહને સીમા રહેતી નથી પણ ભોજાઈની પધરામણી પછી તેની ન્હાની નણંદી ભગીનીઓને પણ ભયંકર સ્વરૂપ આપી ભાભી ને ભાઈ તથા માતાની દ્રષ્ટિએ ઉતારી પાડવામાંયે સહુ કરતાં વિશેષ હિસ્સા નણંદનોજ હોય છે નણંદને પોતાની ભાભી સાક્ષાત ખામીઓની પ્રતિકૃતિજ દેખાય છે આ બધું થાય છે અજ્ઞાનના અને અયોગ્ય ઈર્ષ્યાના કારણે પણ આવી અજ્ઞાનતાએ અનેક ઘરોમાં કંકાસના બીજ વેરીને કુટુમ્બીજનોની શાંતિ હણી નાખી છે એ અવિભક્ત કુટુમ્બમાં સંકળાયેલા પ્રત્યેક યુવકોએ લક્ષમાં રાખવા જેવી હકીકત છે

૫૭૭

માતા જ્યારે પોતાના પુત્રને પરણાવી સાસુ બને છે ત્યારે તેનામાં ભયંકર પરિવર્તન થઇ જાય છે તેની તુલનાશક્તિમાં અસાધારણ ઘટાડો થઇ જાય છે તે પ્રત્યેક બાબતમાં પોતાની પુત્રીને સર્વ સદ્ગુણસંપન્ન અને નિર્દોષ ગણે છે જ્યારે બીજાની પુત્રીને અર્થાત પોતાની વહુને, પુત્રીનો વાંક હોય છતાં, દોષિત ઠરાવે છે કાર્ય સાથે વહુને કશોજ સંબંધ ન હોય એવા કાર્યનું પરિણામ પણ જો અસંતોષકારક કે અવળું આવે, તો માતા પોતાની પુત્રીને સદંતર દોષમુક્ત કરી વહુને જવાબદાર ગણે છે આમ અનેક માતાઓ સાસુ થયા પછી અન્યની પુત્રીઓને પોતાની પુત્રી સમાન ગણતી ન હોવાથી સંખ્યાબંધ પુત્રો અને પુત્રવધુઓના જીવન-જળ સુકાઇ જવા પામ્યા છે પોતાની પુત્રી સાસરે જાય, ત્યારે સર્વ સુખ ભોગવે એવું ઇચ્છતી માતાઓ અન્યની પુત્રી પોતાની વહુ થઇને આવે છે, ત્યારે તેને કોઈ પણ પ્રકારના યોગ્ય હક્ક આપવા ઇચ્છતી નથી એટલુંજ નહિ પણ તેના સુખ અને શાંતિનો ક્યારેય ન ફરે એવા શબ્દોના બાણ વડે સદાયના માટે અંત આણી નાખે છે પરિણામ આખાયે કુટુમ્બની શાંતિનો સંહાર થાય છે

૫૭૮

પરણેતર યુગલનો સુમેળ પણ કેટલીક અજ્ઞાન માતાઓ અને બ્હેનો જોઈ શકતી નથી નવદંપતિ સ્ત્રી પુરુષ એક બીજાને વધુમાં વધુ ચાહવું અને પરસ્પર સહકાર આપી જીવન નૌકાને કિનારે પહોંચાડવાના પ્રયત્નો કરવા એ બન્નેનો પવિત્ર ધર્મ છે છતાં અજ્ઞાન માતાઓ અને બ્હેનો તેનો જુદોજ અર્થ કરી ઈર્ષ્યાની અગ્નિમાં બળી મરે છે અને ખાસ કરીને આવી બાબતોમાં પ્રતિદિન ... નથી પોતાનો પુત્ર કે ભાઈ પોતાની ... સહચરીને ચાહે છે તેમના પોતાને ચાહતા નથી એવું પોતાનાજ મનથી માતાઓ અને બ્હેનો માની ... છે પણ એ માન્યતા ભયંકર



ભૂન ભરેલી, ને અત્યંત હાનીકારક છે કારણ માતાને, ભગીનીને અને જીવનસાથીને ચાહવાની રીતો નિરનિરાળી હોય છે, અને હોવીજ જોઇએ કોઇ પણ પુરૂષ પોતાની સ્ત્રીને અને બહેનને એકજ રીતે ન ચાહી શકે બન્નેની ચાહના સરખી હોવા છતા બન્ને સાથેના વર્તનમા તો અનન્ય તફાવત હોવોજ જોઇએ પોતાની સ્ત્રી સાથે પુરૂષ એકાંત ભોગવી શકે, અને વધુમા વધુ છૂટ લઇ શકે છે પણ બ્હેન સાથે તો વાતચીત પણ મર્યાદિત રીતે થાય તોજ શોભે આ બધી હકીકતો માતાઓ અને બહેનો જાણતી હોવા છતાયે અયોગ્ય અદેખાઇમાં પોતાના અને બીજાના સુખ-ચૈન ઉપર જાણ્યે કે અજાણ્યે દીવાસળી મૂકે છે, એ કેટલુ નામ ભરેલુ છે ?

૫૭૯

વિનાહીન યુગલે એકાંતમા પોતાના અને પોતાના ભાવિ ઉજ્વળ બનાવવાના વિષય ઉપરજ વિચારોની આપ લે કરવી જોઇએ. ઘરના બીજા માણસોની વ્યક્તિગત નિંદા કરવી એ ભયંકર પાપ છે એમ માનવુ ને અમલમા મૂકવુ જોઇએ બીજાની ખામીઓ એકાંતમા ચર્ચનારાઓના ધીમે ધીમે કુટુંબની અન્ય વ્યક્તિઓ પ્રત્યે તિરસ્કાર વધુરે છે અને પરિણામ ક્કાસના બીજ રોપાય છે, પોષાય છે, અને મન છે માટે દરેક યુગલે કોઇપણ વખતે એકાંતમા અન્યની કુથની કરવાથી પરહેજ કરવા જોઇએ નિર્દોષ આનંદમા એકાંતના સમય વ્યતિત કરવામા તદ્દનસ્તી વધારે જરૂર પડે છે ઉપરાંત ઘરમા ક્યા કે અદેખાઇને સ્થાન મળતુ નથી છતા જો કોઇની ટકાજ મળી હોય, ને ચગા કરવાની ટેવજ હોય, તો પોતાના સહકારી જીવનને આદર્શ બનાવવા માટે પરસ્પર ચર્ચામા ઉતરવુ એ એકાંતની ઉત્તમોત્તમ ચર્ચા કહી શકાય અન્યની ખામીઓ ગોખનારને પોતાની ત્રુટીઓ વિલોકવાનો વખત મળતો નથી

૫૮૦

વારસામા મળનાર મિલ્કત કે દૌલતની વહેચણી ઘર મેળે ધીરજ અને શાંતિથી કરજો થોડુ ક સહન કરવાની સદ્દભાવનાપૂર્વક તમારા ભાઇઓ સાથે તડજોડ કરી લેજો તમારા તદ્દન ખાનગી અને અગત્યના એ પ્રશ્નને તમો જાતેજ ઉકેલજો એ કાર્ય પારકાઓને સોંપી તમારા કુટુમ્બનો મોભો ખોઇ નાખવાની મૂર્ખતા કરશો નહિ પંચમા ગમે તેટલા ડાહ્યા પુરૂષો હશે, તો પણ તમારા એ અંગત પ્રશ્નમાં તમારા કરતા વધારે સારો માર્ગ રજુ કરી શકશે નહિ એ યાદ રાખજો ભાઇઓ સાથેની વારસા કે વહીવટને લગતી તકરારનો સુદર અંત તમો પોતેજ લાવી શકશો બીજાઓદ્વારા એ કાર્ય પાર પડશે નહિ, અને કદાચ પાર પડશે, તો એકાદને અન્યાય થશે, અને જો કોઇને અન્યાય નહિ થાય તો પણ તમારામાંના એકાદને અન્યાય થયેલો દેખાશે માટે તમારા એ પ્રશ્નને તમે જાતેજ છોડી લેજો આમ કરતા કદાચ કોઇને નકશાની કરવ આવે, તો પણ અન્ય આગળ પોતાનુ પોકળ ઉઘાડુ કરવા કરતા લાખ દરજ્જે બેહતર છે કે પહેરેલે કપડે ઘર છોડી દેવુ પણ ઘરની તકરાર બીજાઓ મા ફત પતાવવી એ આપણા કુટુમ્બ માટે નામોશી ભરેલી વાત છે કારણ કે વર્ષોના મોભાનો પડીના ઘડા ભાગમા મળને માટે અંત આવી રહે છે



૫૮૧

ધધાને લગતા ચાલુ વહીવટમા પણુ વાધો પડે ત્યારે બન્ને પક્ષ સામસામા બેસીને મૂક-છોડની વૃત્તિ સહ વાધો પતાવી લેજો વકીલ સલાહ આપે તોપણુ બનતા સુધી કોર્ટે જશો નહિ દેવાદાર ઉપર ઘર બેઠેજ થોડાક પૈસા ઓછા કરી ઉપકાર કરવો એ અદાલતના પગથે પડી સમય અને પૈસાની ખરબાદી કરવા કરતા વધુ ઉત્તમ છે ડૉકટર જેમ દર્દી મેળવવા આતુર હોય છે તેમ વકીલ પણુ એ દ કાયદાના રોગના વહેમીની શોધમા હોય છે તમારી હાર-જીત સાથે તેને બહુ લાગતુ વળગતુ નથી ધધાની દ્રષ્ટિએ પોતાના ધધાને ધીકતો રાખવો, એ જેમ બીજાઓની ફરજ છે, તેમ વકીલનુ પણુ કર્તવ્ય છે પણુ તમારે બનતા સુધી અદાલતના આગણે ઉભવુ નહિ કારણુકે સુધરેલા જગતના ખર્ચાળ જીવનમા ન્યાય પણુ બહુ મોઘો પડી જાય છે અને મળે છે, પણુ એટનો બધો મોડો કે જ્યારે ન્યાય મેળવનારની દ્રષ્ટિએ એ ન્યાયની કોડીનીયે કિમત રહેતી નથી અર્થાત કેટલીક વખતે સર્વ શક્તિઓનો અત આવ્યા પછી ન્યાય મળે છે, કે જે સાવ નકામો લાગે છે

૫૮૨

આપણી પરવશતાનુ મુખ્ય કારણુ આયતી વસ્તુઓની પ્રાપ્તિમા સમાયેલુ છે ન્હાની મ્હોટી સર્વ વસ્તુઓ તૈયાર મળતી હોવાથી આપણે પ્રમાદી બન્યા છીએ જો આપણુને દરેક વસ્તુ તૈયાર ન મળી હોત, તો જરૂરીયાતની એવી દરેક વસ્તુઓ તૈયાર કરવાના કાર્યમા આપણે ગુથાઈ ગયા હોત પરીણામે આપણે આળસુ થયા ન હોત અને ઉદ્યમી થવા ઉપરાત સશક્ત પણુ રહી શક્યા હોત અને આજે સર્વત્ર દેખાતી બેકારીનો પણુ અત આવી રહ્યો હોત આયતી વસ્તુઓની પ્રાપ્તિએ આપણા શરીરને કાટ ચઢાવી દીધો છે એકાદ કપ ચાહ બનાવવા પૂરતો ઉત્સાહ પણુ આપણામા રહ્યો નથી લોટ દળવાની ચક્કીઓ અને પાણીના નળોએ બ્હેનોની શારીરિક શક્તિને હણી નાખી છે સમસ્ત પ્રજા નિર્માલ્ય બની છે રસોઇ જેવી અગત્યની વસ્તુ પ્રત્યે પણુ હવે તો સૂગ ચઢે છે આપણી આરામ પરસ્તી કે આળસનુ પરિણામ શુ આવશે ? તે કલ્પી લેવુ સાવ આસાન છે

૫૮૩

આજના માનવ જગતે જીવનની જરૂરીયાતો એટલી બધી વધારી છે કે પ્રત્યેક ઘર જાણે એકાદ દુકાનજ કેમ ન હોય એવો આભાસ થાય છે સાદા ખોરાક કે સાદા પોશાકનો પ્રશ્ન રહ્યોજ નથી બિન જરૂરી વસ્તુઓને વસાવવામા એક બીજાથી પછાત ન રહી જવાય તેટના માટે આર્થિક શક્તિનો સર્વનાશ કરતા આપણે જરાય અચકાતા નથી સુધરેલા જગતની એ વાહીયાત પ્રથાએ આપણામાના સખ્યાબધ લોકોની પાયમાલી કરી છે એ પ્રત્યક્ષ અનુભવ્યા છતા સાદુ જીવન જીવવાનુ કોઇને સુઝતુ કે ગમતુ નથી, એ આપણી કમનસીબીનો એક અધિક પુરાવો છે

૫૮૪

સર્વથી શ્રેષ્ટ ગણાતા મનુષ્ય જાતિએ અન્ય એકદર પશુજાતિઓ કરતા તદુરસ્તીનુ વધારે નખોદ વાર્યુ છે ન ગણી શકાય તેટલી ચિત્રવિચિત્ર અને સ્વાદીષ્ટ વાનીઓ દ્વારા આજના ઇન્સાનોએ પશુઓ કરતાયે પોતાને વધારે બેદરકાર પુરવાર કર્યા છે સાદા ખોરાક અને



નીયમિતતાદ્વારા નિરોગી રહેવાનું પશુઓને આવડે છે પણ ઇન્સાનો તંદુરસ્તીના નીયમોનું સ્વેચ્છાએ પાલન કરતા નથી પરીણામે ઇન્સાન કરતા હેવાન વધારે આરોગ્યતા ભોગવે છે. માનવ જગત માટે એનાથી વિશેષ શરમાવનારી બીના અન્ય કઇ હોઇ શકે ? આ એક સાદી છતા તદન સાચી હકીકત સુચવે છે, કે આજના ઇન્સાનોએ બુદ્ધિનું દેવાળું કાઢયું છે સમસ્ત જગતના અન્ય એકંદર પશુઓના ખોરાક આંગળીના વેઢે ગણી શકાય એટલો છે જયારે ઇન્સાનના ખોરાકોનો અંદાજ ભાગ્યેજ થઇ શકે તેમ છે ચાલુ સાદા ખોરાકોને બાદ કરી નાખવામા આવે તો કેવળ સ્વાદની ખાતર તૈયાર કરવામા આવતા અસખ્ય ખોરાકોએ આપણી તંદુરસ્તીને કેટલે દરજ્જે હણી નાખી છે, તેની કલ્પના માત્રથીયે આપણને કંપારી વછુટે છે ખોરાકની બાબતમા જયા સુધી સાદાઇ અને નીયમિતતાને અપનાવવામા નહિ આવે, ત્યા સુધી આપણા સર્વ પ્રકારની વ્યાયામ વેર એળે જવાની કે એ સર્વ ધોઇ નોખી નાખે, એ શરમના યોગ્ય છે

૫૮૫

માત્ર ઉપર ઉપદેશ આપવો એ કરતા ખંત જિગરથી પ્રત્યેક કાર્ય ઉપર અમલ કરવો વધારે ઉત્તમ છે પ્રગતિ ઇચ્છનારે તો બહુ ઓછુ બોલવુ જોઇએ અને સતત પ્રવૃત્તિમય રહેવુ જોઇએ

૫૮૬

કાન બે અને જીભ એકજ કા ? એ પ્રશ્ન સ્હેજે ઉપસ્થિત થાય કે કુદરતે આપણને જીભ એકજ આપી અને કાન બે એટલા માટે આપ્યા છે કે આપણે બોલવા કરતા બમણું સાંભળવાની ટેવ પાડીએ કે જેથી આપણને વધારે જાણવાનુ મળે અને બેવડો લાભ થાય વધુ બોલનાર કરતા વધારે સાંભળનારને હમેશા ઘણુ જાણવાનુ અને શીખવાનુ મળે છે અલ્લાહની એકંદર યોજનાઓ મસલેહતથી ભરપૂર હોય આપણે તે પ્રમાણે વર્તવાના યથાશકિત પ્રયત્નો કરવા જોઇએ

૫૮૭

તમારે એવા બનવુ જોઇએ કે જે પ્રમાણે બોલો તે પ્રમાણે વર્તનમા મૂકી શકો અતિ થોડું બોલો પણ બોલો તેટલુ અમલમા મૂકો અને સંપૂર્ણ રીતે અમલમા મૂકો એમાજ તમારી સાર્થકતા રહેલી છે





મર્હૂમ અઝીમબેગ ચુગતાઇના એક લેખનો અનુવાદ —

# હિંદુસ્તાની પરદો !

એફ. મુહમ્મદી



[ ૧ ]

ઘરમા દાખલ થતાજ હુ ચોકી પડયો એક સાહબ આરામ ખુરસી પર બેસીને હુક્કો પી રહ્યા હતા તેમના શ્રીમતીજી પણ સાથેજ બેઠેલા હતા 'અરે !' કહેતોક હુ તુર્તજ પાછો ફર્યો. ચેનો બાબુજી હુક્કાની નળી પકડીને 'પકડો, પકડો'ની બૂમ સહિત મારી પાછળ પડ્યા ગભરાઇને હુ દોડવા લાગ્યો, રખેને મને પણ લોકો ચોર સમજી બેસે ! પણ બાબુજી છોડે એવા ન હતા મને પકડીને હુક્કાની નળી વડે ખબર લેવા માડી હુ બોલી ઉઠયો,

'સાભળો તો-સાભળોતો ખ ર ?'

પણ બાબુજીને સાભળવાની ફુરસદ ન હતી તેઓ તો બબડયેજ જતા'તા,

'બદમાશ, લુચ્ચા, ચોર, ઘોળે દિવસેજ '

'પણ સાભળો તો ખરા ?'

'શાન્તિ રાખો, છે શુ ? એ તો કહો ?' ત્યા આગળ એકઠા થએલામાનો એક બોલી ઉઠયો

હુ બોલ્યો

'બૂનથી સ્નેહીના ઘરમા જવાને બદલે એમના ઘરમા આવ્યો ગયો એ માટે હુ ઘણોજ દિલગીર છુ '

પરતુ [illegible] બાબુજી આતુર હતો, [illegible]રીમાશ, જુઓ બોલે છે ?

'નાહક એમ ઘણીવાર થઇ જાય છે જવા દો ' કો'ક ભલા માણસ બોલ્યો

'ઠીક !', બાબુજી ગુસ્સો ગળી જતા બોલ્યા, 'મારો ઇરાદો તો પોલીસને સોપવાનો હતો પણ આ વખત જતો કરૂ છુ '

આખરે બધા પોતપોતાને રસ્તે પડયા હુ પણ ચાલતો થયો મારા રૂમમા પહોચ્યો, ત્યારે મારી પત્નિ ચાદનીને ઉદ્દેશીને બોલ્યો,

'સવારે કોણ જાણે કોના મુખના દર્શન થયા હતા તુ તો સામે આવી ન્હોતી ?'

'શુ થયુ ? હુ તો રોજ કહુ છુ કે ગનના આયનો ઓશીકા પર રાખીને જુવો નહિ અપશુકનિયાળ હોય છે પરતુ તમે માનોજ શાના ? આયનો ત્યાજ રહી ગયો હશે, અને તમારી નજર તેમા પડી ગઇ હશે '

હુ હસી પડયો રાતના આયનો ખરેખર મારા ઓશીકા પર રહી ગયો હતો

[ ૨ ]

ઉપરની વાતને હુ લગભગ ભૂલી ચુકયો હતો મારે લખનૌ છોડી જવુ હતુ, એટલે હુ સ્ટેશને આવ્યો હતો

વેઇટીંગ રૂમમા હુ આરામ ખુરસી પર પડયો, છાપુ વાચી રહ્યો હતો, ત્યા એક ગાડી આવીને ઉભી રહી ચાકરો ચાદર તાણી ઉભા ત્યા કો'ક બેગમ સાહેબા વેઇટીંગ રૂમમા

'પરંતુ સ્ત્રીઓના 'વેઈટીંગ રૂમ'માં તો કોઈ નથી' બાબુજી બોલ્યા, અને પછી સંપૂર્ણ વિશ્વાસ સાથે તેમણે કહ્યું, 'ત્યારે તે પેલા નળ પાસેની ડોલીમાજ હશે'

હું હસીને બોલ્યો,

નાજી'

'અરે તેમને ક્યાં બેસાડ્યાં છે?'

'ક્યાંય નહિ ઉલટું એમ કહો કે તેઓ મને બેસાડીને ગયા છે'

મારી વાત બાબુજીએ માની નહિ તેઓ બોલ્યા,

'માફ કરશો આપની વાત સમજી શકતો નથી'

હું હસીને બોલ્યો,

'મને અહિં બેસાડીને તે ટિકિટ લેવા ગઈ છે'

'અરે! આ શું?' બાબુજી ઉછળી પડ્યા

'મેં શાન્તિથી જવાબ આપ્યો

'વાત એમ છે કે અમારી પાસે સામાન ઘણોજ છે એમાંનો કેટલોક તો માલ ગાડીથી મોકલવો પડશે કેટલોક એવોય છે, જે અમારી પાસેજ રહેશે વળી મારી તબીઅત પણ કંઈક ખરાબ છે, એટલે તેને બીચારીને મારા આરામ ખાતર ટિકિટ લેવા તથા સામાન બુક કરાવવા જવું પડ્યું છે અર્ધા કલાકથી વધારે વખત વહી ગયો છે, પણ હજી તે આવી નથી'

બાબુજી આશ્ચર્યમાં પડીને બોલ્યા,

'શું એકલી ગઈ છે?'

'ના' હું કંઈક અચંબો બનાવતા બોલ્યો, 'તેની સાથે બુકીંગ ક્લાર્ક પણ છે'

'ત્યારે શું તે પરદામાં રહેતી નથી?'

'કેમ નહિ, રહે છેને! પગથી માથા સુધી.'

આટલું કહેવા પામ્યો હતો ત્યાં મારી પત્નિ સ્ટેશન માસ્તરની ઓફીસના દ્વાર આગળ ઉભેલી જણાઈ મેં તેને બોલાવી અને પૂછ્યું,

'કેમ, કામ પતી ગયું?'

'ફક્ત રસીદ લખાવવાનીજ રહી ગઈ છે હમણાજ તે પતાવી આવું છું.'

આટલું કહી તે ફરીથી ચાલતી થઈ

બાબુજી બોલ્યા,

'તમે તો કહેતા કે તેણી પરદામાં રહે છે? જ્યારે તેણીનું મુખ તો ઉઘાડું છે'

હું બોલ્યો,

પગથી માથા સુધી તો બીચારીએ આવા સખ્ત ગરમીમાય ચાદર લપેટી રાખી છે અને ઉપરથી તમે ટીકા કરો છો. તમે એમ માગતા હશો કે મોઢું પણ બંધ રાખે અને ઉતાવળના કામ વખતે, તથા સામાન બુક કરાવતી વખતે પરદામાં ભેરવાઈને પડી જાય! લોકોને તમારી જેવાનો મળે અને શરમને લીધે મારાથી ઉંચું પણ ન જોવાય ખરૂં ને? માફ કરશો મને એ નહિ રૂચે'

બાબુજીએ બીજી ટીકા કરી,

'અને તમે એને નામ લઈને બોલાવો છો. તેનું કેમ?'

'કેમ શું વળી?' હું બોલ્યો, 'અને બોલાવું કેવી રીતે? 'એ, જરા સાંભળજો! જરા આમ જો' વગેરે રીતો મને તો સારી નથી લાગતી વળી એવી રીતે બોલાવવાથી લોકો પણ નાહકના આપણા તરફ ટીકીટીકીને જોઈ રહે છે'

પરંતુ ત્યાં તો ત્રીજી ટીકા પણ તૈયારજ હતી

'તમે તો પુરૂષોનું કામ સ્ત્રીઓ પાસે લઈ



રહ્યા છો. જે કામ તમારી પત્નિ કરે છે એ તમારે પોતે કરવુ જોઈતુ હતુ.'

''વાત ખરી છે' હુ બોલ્યો, 'પણ મે કહ્યુ નહિ કે મારી તબીઅત ઠીક નથી? મે તો તેને ઘણી ના પાડી પણ તે માનેજ શાની? અને એટલા માટેજ તો કહી રહ્યો છુ કે પત્નિ એક અમૂલ્ય બક્ષિસ છે મુસાફરીમા તો તે રાહત સમાનજ છે'

એટલામા ટ્રેઇનની ઘટડી વાગી બાબુજી ઉઠીને ભાગ્યા હુ તો ત્યાજ બેસી રહ્યો કારણ કે ટ્રેઇનને ઉપડવાને ઘણી વાર હતી થોડીવારમા ચાદની આવી અમે એક ડબ્બામા જગ્યા લીધી સામાન ગોઠવ્યો અને સીટ પર બિસ્તરો પાથર્યો મે ચાદનીને કહ્યુ,

'દોસ્ત! ખુદા તારી જુવાની કાયમ રાખે બસ, હવે એક ગલાસ શર્બતનો ઓર્ડર આપી દે'

આટલુ કહી હુ આરામથી સુઇ ગયો

• • •

[ ૪ ]

આ બાજુ બાબુજી મારે ટ્રેઇન આફત બનીને આવી હતી મજુરો બેગમ સાહેબાની પાલખી—કહો કે અજ્ઞાનતાનો ભાર ઉપાડીને આગળ ચાલ્યા બાબુજીએ સામાન અને કૂલીઓ તરફ નજર કરી તો એક કૂલી ગુમ! બીજી બાજુ બેગમ સાહેબાની પાલખી આગળ વધી રહી હતી બાબુજી દોડ્યા કૂલીને શોધવા મુશ્કેલીથી તેને શોધીને સ્ત્રીઓના ડબ્બા તરફ લઇ ગયા અને ત્યા સામાન મુકાવ્યો બાબુજીનું ફૂટેલુ નસીબ ત્યા એક અગ્રેજને ઘસડી લાવ્યુ તે નવોજ યુરોપથી આવેલો લાગતો હતો, એટલે આ બધા ઢોંગ તો ક્યાથી સમજી શકે? કોણ જાણે શુ સમજીને તે સેકન્ડ કલાસના સ્ત્રીઓના ડબ્બા પાસે આવ્યો, અને, આ કપડાની આડમા શુ થઇ રહ્યુ છે એ જાણવાની ઉત્સુકતાથી કે પછી બીજા કોઇ કારણે તેણે બારી પાસેનો પડદો હટાવીને અદર ડોકિયુ કર્યું બાબુજીના શ્રીમતીજીતો બેસીજ ગયા આદર બરાબર કરતા કરતા બાબુજીએ તો તે અગ્રેજને મણ મણની ચોપડવી શરૂ કરી દીધી બાબુજીને સાથ આપનારા પણ તેમનાજ જેવા બે-ત્રણ મળી આવ્યા અને પછી તો એવો શોર વ્યાપ્યો કે બીજો એક અગ્રેજ આવીને બાબુજીને સ્વસ્તિ વચન સભળાવત નહિ, ત્યા સુધી આ ઝગડો અટક્યો ન હોત

સ્ત્રીઓના ડબ્બાની બારીઓ બધ કરીને બાબુજી અમારા ડબ્બા ભણી આવ્યા પહેલા તો કૂલીઓ સાથે પૈસાની બાબતમા મારામારી થઇ આખરે પૈસા લઇને કૂલીઓય બબડતા-ફફડતા રવાના થયા પછી તેમણે પોતાની મુસીબતોની કહાણી અમને કહી સભળાવી પોતાના કપડા ભણી જોયુ તો નાસભાગમા તેલના ડાઘો અને બીજી ચીકણી વસ્તુઓની નિશાનીઓ જણાઇ તેમણે રૂમાલ પાણીમા બોળીને તે ડાઘો સાફ કરવા માડયા પણ નસીબ બે ડગલા આગળનુ આગળ! એમ કર વાથી તો ડાઘો વધુ ફેલાઇ ગયા

હુ મનમા ને મનમાજ બાબુજીને તેમના આ સાહસ બદલ ધન્યવાદ આપવા લાગ્યો. ખરૂ જોતા તો મારી પાસે સામાન વધારે હતો, પણ એ સામાનને ઠેકાણે પાડવામા મારી પત્નિએ જે જેહમત લીધી હતી તેનાથી અર્ધી પણ મે લીધી ન હતી

[ ૫ ]

બે સ્ટેશનો તો સુખેથી પસાર થયા ત્રીજુ



સ્ટેશન આવતા બાબુજી પોતાના શ્રીમતીજીની ખબર લેવા ગયા જોયુ તો ડબ્બાની બધી બારીઓ ઉઘાડી હતી તુર્તજ બાબુજીએ ફરીથી બધી બધ કરી તેમના શ્રીમતીજીએ શોકજનક સમાચાર આપ્યા કે તેમના જવા પછી કોઇ કાળી શેરવાનીવાળો માણુસ આવ્યો હતો અને આપણી એક ટ્રકને પોતાના કુલીના માથા પર મૂકાવીને રસ્તે પડયો શ્રીમતીજી તો રહ્યા પરદામા, અને પારકા પુરૂષ સાથે વાત કરવાની રહી, એટલે કઇ બોલ્યા નહિ ટ્રકમા કીમતી કપડા ઉપરાત બેએક હજારના દાગીના પણ હતા

બાબુજી જલ્દી દોડયા અને પોલીસને ખબર આપી પછી પોતાના બેગમ સાહેબા માટે ચા–પાણીનો બદોબસ્ત કરીને અમારા પાસે આવ્યા ચાદની બોલી

'માફ કરશો ભૂલ તમારા બેગમ સાહેબાની હતી પહેલા તો તેમણે તે પુરૂષને ટ્રક લઇ જતા અટકાવવો જોઇતો હતો એમ કરવાની હિમત ન ચાલી તો સાકળ ખેચીને ગાડી ઉભી રખાવી શકત અને એટલુય નહિ થયુ તો બીજા સ્ટેશને તમને ખબર તો જરૂર કરી શકત '

બાબુજી અમારી મશ્કરી કરતા હોય એમ બોલ્યા,

'ત્યારે એમજને કે મારી પત્નિ તે માણુસનો હાથ પકડીને રોકે ?'

'કેમ નહિ ?' ચાદની બોલી, 'હું હોત તો કદી પણ ટ્રક જવા દેત નહિ'

બાબુજી ગર્વથી છાતી ફુલાવતા બોલ્યા

'અરે ! એક ટ્રકને માટે અમારે ત્યા સ્ત્રીઓ ન તો પરદો તોડે કે ન તો પારકા પુરૂષોથી ઝઘડે છે'

'અહો !' ચાદની બોલી, 'એટલેજ તે તમને ખબર ન કરી ખરૂ ?'

'જરૂર.' બાબુજી બોલ્યા, 'આ તો ટ્રકનીજ વાત થઇ જો લાખોની વસ્તુ તો પણ તે આમજ કરત '

હુ બોલ્યો,

'તમે સ્ત્રીઓને આટલી સકુચિત દ્રષ્ટિ કેમ બનાવી દો છો ? મારા ધારવા પ્રમાણે તમારે નહિ તોયે આ યુગ સાથે ચાલવા જેટલી પ્રગતિ કરવીજ ઘટે'

આથી તેઓ બોલી ઉઠયા

'પણ જનાબ–હુ એમા માનનારો નથી એ બધુ કમાલપાશાનેજ મુબારક !'

• • •

[ ૬ ]

આની ને આવી વાતો ચાલતી રહી, નવુ સ્ટેશન આવ્યુ બાબુજીએ જોયુ કે એ માણુસ સ્ત્રીઓના ડબ્બા પાસે ઉભો રહી બારીઓ ઉઘાડી રહ્યો છે

બસ, હવે પૂછવુ જ શુ ? તરત દોડયા અને પેલા માણુસને સભળાવી,

'હુ બારીઓ બધ કરૂ છુ, ત્યારે તમે ખોલી નાખો છો આખરે તમને થયુ છે શુ'

'અહો ! ત્યારે આપજ તે મહાન વ્યક્તિ છો ? હુ પોતે પણ ક્યારની વારથી વિચાર કરતો હતો કે એવુ કોણ છે, જે વારે ઘડીએ આવીને બારીઓ બધ કરી જાય છે'

'હુ તમને બારીઓ ખોલવા દઇશ નહિ તમારા જેટલોજ મનેય હક્ક છે'

'હક્ક ને બક્ક હુ કાઇ નથી જાણતો અદર સ્ત્રીઓ છે, પશુઓ તો નથી ભર્યા ?



'ત્યારે મારા તરફની બારી તો બધ
ા દો ?'

'મારી ને તમારીય નથી જાણતો એ
ો તો જરૂર બોલીશ, કેમકે એજ સૌથી
ા છે'

તો હુ સ્ટેશન માસ્તરને બોલાવુ ત્યારે!'

'જોઈએ તો 'લાટ સાહેબ'ને બોલાવી
ાને ?'

સ્ટેશન માસ્તર અને ગાર્ડ આવ્યા ગરમી
લી બધી હતી કે બારી બધ રાખવુ
કેલ હતુ એટલે છૂત પેલા માણસનીજ
ધુવાફુવા થતા બાબુજી પોતાના શ્રીમતી
ને એક ખૂણામા ચાદર ઓઢીને બેસવાનુ
માન કરીને અમારા ડબ્બા તરફ પાછા ફર્યા
ગાડી ફરીથી ચાલવા લાગી

• • •

[ ૭ ]

ગાડી ચાલતા ચાલતા જગલમા એકદમ
ટકી પડી સેકન્ડ ક્લાસના સ્ત્રીઓના ડબ્બાની
ચેના ભાગમા તેલ કમ હોવાને લીધે તે
ા ખૂબ ગરમ થઈ ગયો હતો અને સળગી
વાનો ભય હતો. સ્ત્રીઓને જલ્દી ઉતરવાનું
ર્ડ તરફથી ફરમાન મળ્યુ હતુ બાબુજી માટે
ા એક નવી આફત હતી જગલમા પરદા
ને પાલખીની વ્યવસ્થા શી રીતે થઈ શકે ?
છુ બાજુ ગાર્ડ 'જલ્દી ઉતરો'ની બૂમ મારી
ો હતો બાબુજીએ પોતાના શ્રીમતીજીને
ઉતરવાનુ કહ્યુ પ્લેટફોર્મ સો ફ્રેકુભર નહિ
ટને ગાડીમાથી ઉતરવુ, એ છાપરા પરથી
દરવા સમાન હતુ પરદા અને ઉપરથી ચાદ-
ા લપેટાયલી બાબુજીની સ્ત્રી કેમ કરીને
ઉતરી શકશે એજ અમને સમજાયુ નહિ
બિચારીએ ધ્રૂજતા હાથોએ બારી પકડી અને
નીચે પગ મૂકવા માટે જગ્યા શોધવા લાગી,
ત્યા તો તેણીની ચાદર હવામાં– ઉડવા લાગી
બાબુજી બૂમ પાડવા લાગ્યા બિચારી તેમની
પત્નિ પોતાની ચાદર બરાબર કરવા ગઈ ત્યા
બારી છુટી અને નીચે આવી રહી, નીચે ટ્રક
મૂકેલી હતી, તે કોણીમા વાગી પરતુ મુખ-
માથી 'ઉફ' સુદ્ધા ન કર્યું એક તો કાનિલ
ઠડી, ભારેખમ કપડા અને ઉપરથી જખમ,
એટલે બાબુજીની પત્નિ બેશુદ્ધ બની ગઈ
ચાદની જલ્દીથી ત્યા દોડી ગઈ અને સહારો
આપી ઉઠાવી બાબુજીને કોઈ પુરૂષની મદદ તો
જોઈતી ન હતી એટલે ચાંદનીની મદદથી તેઓ
પોતાના પત્નિને કોઈ મુડદાને ઘસડે એમ
ઘસડી ગયા

બેશુદ્ધ થએના બેગમ સાહેબાને એક થર્ડ
ક્લાસના સ્ત્રીઓના ડબ્બામા લઈ જવામા
આવ્યાં ચાદની ત્યા સેવા માટે રહી તેણે
બાબુજીની પત્નિને જગ્યાની તગીને લીધે બારી
પાસેજ સુવાડી દીધી, અને બારી ઉઘાડી
રાખીને ચોક્ખો પવન આવવા દીધો

ગાડીએ પોતાની મુસાફરી આગળ વધારી

[ ૮ ]

બાબુજીને પોતાના પત્નિની ઘણીજ ફિકર
હતી એટલે નવુ સ્ટેશન આવતાજ ઉતરીને
દોડયા જોયું કે ઉઘાડી બારી સામે એમના
શ્રીમતીજી સૂતેલા છે અને ચાદની ત્યા બેસીને
હવા નાખી રહી છે આ જોઈને બાબુજીનો
ગુસ્સો કાબુમા ન રહ્યો જોરથી બરાડો પાડીને
બોલ્યા,

'અરે! આ શુ ? મ્હો તો ઢાંકો ? અરે,
મ્હો કેમ ઢાકતા નથી ?'



આટલું કહેતાની સાથેજ તેઓ ડબ્બામાં ધસ્યા અને બબડતા—ફફડતા પોતાની પત્નિનું મ્હો ઢાકયું હવે ચાદનીની કમબખ્તી શરૂ થઇ

'તમને મારી પત્નિનું મ્હો ખોલવા કોણે કહ્યુ હતુ ? ઉઘાડુ મોઢુ રાખીને ગમે ત્યા રખડવાનુ તમનેજ મુબારક સમજ્યા ? તમે એ કામ પડતુ મૂકો અને ચાલતા થાવ'

ચાદનીએ ચુપચાપ ચાલવા માડયુ મારી તબીઅત સારી ન હતી, એટલે ચાદની કઇ વધુ ન બોલતા એટલુજ બોલી,

'હવે તો એમની ખબર લેવીજ જોઇએ'

'ના, ના' હુ બોલ્યો, 'નકામી લડાઇથી શો ફાયદો ?'

અમારી આ વાત ચાલતી હતી ત્યાં બાબુજી આવ્યા હજુય એમનો બડબડાટ તો ચલુજ હતો,

'તમને કહ્યુ કોણે હતુ ? મારી પત્નિનુ મુખ દર્શકના દર્શનાર્થે ઉઘાડયુજ શા માટે ?'

ચાદની બોલી,

'માફ કરશો હુ દિલગીર છુ પરતુ આ તો '

'જી હા' બાબુજી બોલ્યા, 'તમારા એ પરતુ બરતુને છોડો. શર્મ અને હયા પણ શીખ્યા છો કે ? તમારા જેવી શર્મ અને હયાને ખૂણે રાખી ફરનારી સ્રીઓ '

પરતુ બાબુજીનુ ભાષણ અધુરૂંજ રહ્યું ચાદની ગુસ્સે તો પહોંચાથીજ હતી આ સભળતાજ છત્રી ઉંચકીને બાબુજીની મરમ્મત શરૂ કરી દીધી તેણીને રોકતા હુ બોલી ઊઠયો,

'અરે, અરે, આ શુ ?'

પરતુ ચાદની હવે માને એમ ન હતી તે બોલી,

'એ શર્મ અને હયાના પૂતળાને સભ્યતા તો શીખવા દો ! તદ્દન જગલી છે Mannerless ! ઉભા રહો ! હમણાજ આ ડબ્બામાંથી કઢાવુ છુ '

આટલુ કહી સાકળ ખેંચવા ચાદની તે તરફ વળી મે મુશ્કેલીથી સમજાવીને તેને રોકી

બાકીનો રસ્તો કપાયો ત્યા સુધી ચાદની અને બાબુજી એક બીજાથી મ્હો ફૂલાવીને બેસી રહ્યા મે ચાદનીના કાનમા કહ્યુ

'દોસ્ત ! તે બદલો તો ખરેખરો લીધો આ માણસેજ તે દિવસે હુક્કાની નળી વતી મારી મરમ્મત કરી હતી'

અને અમારા બન્નેના હોઠો પર સ્મિત ફરકી રહ્યુ (સપૂર્ણ)








-[ ૧ ]-

રણહાક

અન્યાય-નાશનો દિલમાં કરી વિચાર હુસૈન,
કર ધરીને ફક્ત એક ઝુલ્ફિકાર હુસૈન,
આંગળી ફેરવે ભાખે છે એની ધાર હુસૈન,
વહાવી હર્ષની ચક્ષુથી અશ્રુ-ધાર હુસૈન,
કસી કસીને કફન શિર પરે લપેટે છે
એ રણના શૂરા પછી નિજના દળથી ભેટે છે

(૨)

કહે છે સંબોધી રણસૈન્યને પછી તેઓ,
હું જાણું છું તમે મિત્રો મને ક્ષમા કરજો,
સહાય કરશે ખુદા બહુમતિથી ના ડરશો,
કે સત્યવાદીને શત્રુનો હોય ડર કેવો,
મને છે આશ ખુદાકાજ તમ લડી જાશો,
રહીને સંગ્રામે અણનમ ઘડી ઘડી જાશો

(૩)

સ્વતંત્રતાના છો ચાહક તો એજ કર્મ કરો
ગુલામ જીવીને મરવાને બસ હરામ કરો,
શહીદ થાઓ શહીદો મહીંજ નામ કરો,
ઉંડાને પ્રભુના કિસ્સાને તમ તમામ કરો,
રણે ચરણને ધરી દો કહીને બિસ્મિલ્લાહ,
પઢીને અશહદો અન્ના એલા-હ-ઇ'લલ્લાહ

(૪)

રણે પડયા કે હોંકારા ખૂબ જાગે છે,
શિયાળ પેઠે રિપુ દુમ દબાવી ભાગે છે,
તે ઝુલ્ફિકાર અણીદાર જેને વાગે છે
ઝમીન પર તે પડીને પનાહ માગે છે,
રચ્યા પચ્યા હતા શત્રુઓ ભાગાભાગીમાં
પગો ન તેમના જમતા એ લાલ લાગીમાં

(૫)

કહ્યું હુસૈને કે ભાગો છો શીદ આવોને ?
પ્રપંચીઓ અહીં આવો યઝીદ આવોને !
હજાર શું અરે ! લખ ગિમ્મઝીદ' આવોને,
યઝીદ હો તો ભલેને યઝીદ આવોને,
છે પ્રાણ પ્રિય તમોને છો સત્યથી અજ્ઞાન,
તમે સમજતા નથી 'કુ'લો મન અલૈહા ફાન'

(૬)

એ સાંભળીને બધા ખૂબ ખળભળી બેઠા,
હૃદયમાં તેમના એ શબ્દો પ્રજળી બેઠા,
કે શ્યામવર્ણા થયા મુખને બસ બાળી બેઠા,
ગઝબના સળગી બેઠા તો સળવળી બેઠા,
શહીદ કરવાની પ્રત્યેક તાકમાં રહ્યો,
જે રહ્યો દમ તો ફક્ત એજ તાકમાં રહ્યો

(૭)

કહે છે શીઠ તણો શૂભને કે વાર કરો,
હુસૈન કરતા હતા પાક ઝાતને સજદો,
એ પ્રાપ્ત થઈ ગયો પાખંડી શિમ્રને મોકો
કરી શહીદ થયો ક્રૂર નેમમાં પૂરો,
સહર્ષ કહ્યું હુસૈને આજલને યા લબ્બૈક,
અડગ, નિડર ને જવાંમર્દ ચરસનામો અહેદ

(૮)

સ્વાત્ર પચના રણધીર અસ્સલામો અલૈક !
હો ધન્ય ધન્ય હે નરવીર અસ્સલામો અલૈક !
હે ! ન્યાય નીતિ તણા મીર અસ્સલામો અલૈક,
ઇમામ હઝરતે શબ્બીર અસ્સલામો અલૈક,
હે ! કરબલાના વિજયવંત મુજ કથાને સુણો,
ગુલામ આપનો છું એક યાચનાને સુણો

(૯)

અગર અતિશય ગુનાહગાર છું, નઠારો છું,
સમસ્ત વિશ્વના લોચન મહીં અકારો છું,
ગુનામ કોનો ? તો કહેવાઉં હું તમારો છું,
ભરી દો ચાળ તમારો ખરાબ સારો છું !
"કલીમ" અન્ય કશું કયાં જનાબ યાચે છે,
એ એક હેતુના પુષ્પોની છાબ યાચે છે

"કલીમ" વાકિફી ] [ ધોરાજી

-[ ૨ ]-

## ઝિંદગીના ભેદ ભાખી દાવ સૌ મારી ગયા !

નાનડી ઉમ્મર તણી ઇબ્ને અલી તારી ગયા,
ને ખુદાની રાહમાં નિજ પ્રાણને વારી ગયા
ગેરના બચ્ચા હતા એ શેર જેવા અલ્પ પણ,
દુશ્મનો અગણિત અને જીત્યા છતાં હારી ગયા
મરહબા શબ્બીરને જે શૌર્યથી ને ધૈર્યથી,
ઝિંદગીના ભેદ ભાખી દાવ સૌ મારી ગયા
હઝરતે કાસિમ અને અબ્બાસ કેસરિયા કરી,
એ ઉભય વીરો બતાવી વીરતા ભારી ગયા
કાયરોની કયાં હતી તાકત નિકટ આવે જરી,
પણ અરે ! શબ્બીરને સજ્દા મહીં મારી ગયા
એ ઇબાદત પર ફિદા દિલ જાનથી દુન્યા ગઇ,
જે નિડર થઇ હક—નમનમાં રક્ત નિજ સારી ગયા
ધન્ય હો શબ્બીરને પાણી મુખે માગ્યું નહીં,
અન્ય માટે ખુદ મયખાના કરી જારી ગયા
જોઇને કર્યો શહાદત—જામને સંતોષ વ્યક્ત,
એમ કૌસરના ધણી નિજ પ્યાસને ઠારી ગયા
તેમના જીવનથી 'બિસ્મિલ'કર ગ્રહણતું ભોગ પાઠ
મૃત્યુને હસતા મુખે દિલથી જે સત્કારી ગયા

-'બિસ્મિલ' ] [ ધોરાજવી

-[ ૩ ]-

## ગમતી નથી !

દર્દ કેરી થરથરી મૂજ દિલ પરે થમતી નથી,
શિર પરે આવી ચઢી છે જે હજી નમતી નથી
તું બધું છે ને બધેબધ તુંજ છે તેથીજતો,
તુજ વિના કોઇ પરે મ્હારી નઝર જમતી નથી
તેજ સાચો ભક્ત છે દુન્યા મહીં તેના વિના,
જેની ગરદન કોઇની આગળ કદી નમતી નથી
તીર ભાકાના હું જોવા ચાહું છું એ આંખમાં,
જે ગરીબોની વ્યથા પર કોઇ દી' ઝમતી નથી
મ્હારી આહોની અસરથી ઊંચે ઊંચે વ્યોમમાં,
ગડગડે છે વાદળો ને વીજળી થમતી નથી
શોખથી જામો ભરીને પી લીઓ ઓ મયકશો !
છે સભર આખું મદીરાલય જ્યાં મય કમતી નથી
હું લપેટાઇ ગયો છું કલ્પના—ચાદર મહીં,
કલ્પના સાથે જુઓ મૂજ ઝિંદગી રમતી નથી ?
ઝળહળિત છે જ્યોત એ તીદિન મહીં 'અશરાફ' કે,
જે હવાની ફૂંકથી પણ લેશ ટમટમતી નથી

'અશરાફ' ] [ વહાનુ

-[ ૪ ]-

## અહિંયાં ઓ કવિ મ્હારા

મૂળ કવિ 'જોશ' મલીહાબાદી

(૧)

### ગિરીવરનો સાદ

વસે મુજ આગણે પુષ્પોની દુન્યા,
ઝરે પડખેથી મ્હારા શ્વેત ઝરણાં,
વહે મુજ ચર્ણોમાં નિર્મળ સરિતા,
કરે મુજ ઓટીએ કુદરત તમાશા,
અહિંયા ઓ કવિ મ્હારા ! અહિંયા



(૨)

સારતાનો સાદ

રે મુજ લ્હેરે ખઝાના વિજળીના,
ગતિમા ગુજતી કો પ્રેમ ગાથા,
વહેણમા ગાનો શકિત ગાયિકાના,
ફરી ફૂદડી પપૈયા ગીત ગાતા,
અહિંઆ એ કવિ મ્હારા! અહિંઆ

(૩)

પ્રભાતનો સાદ

પ્રિયાની છાયા મ્હારા આરિસામા,
સદા મુજ જલસામા સ્મિત ઉષાના,
રમે રશ્મિઓ ગાળે ધર્મતાના,
થતા મુજ આગણે ધર્મો ઉઘાડા,
અહિંઆ એ કવિ મ્હારા! અહિંઆ

(૪)

પ્રભાતના તારાનો સાદ

મને શોધે છે નૈસર્ગના ઉપાસક
"રે મુજ શોભા" સુકોમળ કાળ વાહક,
પૂર્વનો પ્રાણ હુ હળવો પ્રકાશક,
ઉષાના ભાગ્યનો હુ, પહેલો તારક,
અહિંઆ એ કવિ મ્હારા! અહિંઆ

(૫)

સધ્યાનો સાદ

તિમીર મ્હારા, નિરાશાના વિસામા,
કઠણ દિલપ્ર જે દેખી આર્દ્ર થાતા,
બળે મુજ લાલીમા વિધુત બાગા,
થયા મુજ મૌન્યથી સૌ મૌન્ય ધાગ,
અહિંઆ એ કવિ મ્હારા! અહિંઆ

"સાબિર" ] [ વટવા

-[ ૫ ]-

હુ પ્રીતની સિતારના સૂરોનો સાર છુ.
હુ પ્રીતની સિતારના સૂરોનો સાર છુ,
સૌંદર્ય-ચિત્રે રગ ભરૂ ચિત્રકાર છુ
ફાની ગણે છે વિશ્વ, પરતુ હુ પ્રેમથી,
પડયો છુ પ્રેમમા અવિનાશી થનાર છુ
બે-ખુદ રહી કિનારે ખુદીના સમદરે,
ડુબ્યો સમજ ન મુજને જો હુ પેલી પાર છુ
દિન-તારને ય જોડી અલૌકિક તારથી
બન્યો હુ ઇશ-ધુનમા પડી એકતાર છુ
એમત-નાસ, આત્મ-સયમના પ્રતાપથી,
બિદુ મટી હુ મોતી થયો આબદાર છુ
એક રૂધિર-અશ્રુઓ દિન-રાત આખથી,
એ ચદ્રમાના દર્શને હુ બે શુમાર છુ
પ્રારબ્ધથી પડે છે કદિ પૂર્ણિમાની-જ્યોત,
કેતાન રૂપી ગાત્ર, પછી તાર તાર છુ
હુ દિવ્ય-દ્રષ્ટિ-તીરને ચોમેર ફેંકીને,
ત્રિનાકને થહુ કે બનાવુ શિકાર છુ
કોટિ વાર બે-ખુદી આની "નથી, નથી",
દિલને કદાચ મે જો કહ્યુ એકવાર "છુ"
તુફાનમા ફના ને બકાના સમદરે,
નૈયા-જીવન ફસી એ ખુદા! ડુબનાર છુ!!
મુકિત-વિહગ મોકલી દે મારે પિંજરે,
હુ ખુદ અનેરી રીતથી ઉઝન-શિકાર છુ
પ્રેમી તરે છે ડૂબીને જો પ્રેમ-સિંધુમા
તો બસ "તરન્નુમ" હુ ય પછી પેલી પાર છુ

તરન્નુમ ] [ ધોરાજી

-[ ૬ ]-

એરણ્ડા જાણે!

કરૂ છુ કાર્ય જેને સત્ય મારો આત્મા જાણે
ભલો છુ કે બુરો એ તો ભલા મારો ખુદા જાણે



અમારા દર્દ દુખ ને વેદનાઓ આપ શુ જાણો,
વફા કરનાર દુનિયામા જફાઓની મજા જાણે
કદિ હસવુ કદિ ગુસ્સો કદિ ચાળા કદિ નખરા,
હસીનોની અરે મસ્તી ખુદા જાણે ખુદા જાણે

પડી આદત બધાની છે પરાયા છિદ્ર જોવાની,
ભલો પોતેજ છે ને અન્ય તો છે સૌ બુરા જાણે

મરણ ને નવજીવનનો સ્વપ્ન દ્રષ્ટા જ્યારથી જન્મ્યો,
ગઇ છે ત્યારથી છોડી મને માગી કઝા જાણે

હૃદયની આશ-વીણા પર પ્રણય ગીતો કોઈ ગાએ,
સૃજન જુની ફળે છે જિંદગીની ઝખના જાણે

જીવન આદર્શ એવુ હે યુવાનો ! વિશ્વમા જીવો,
બને ઇન્સાનિય્યતની મુક્તિ કાજે પ્રેરણા જાણે !

થઇ પધરામણી સર્વત્ર ફેલાયું નવુ જીવન,
આગમના ગાન ગાતી નાચતી આવી ઉષા જાણે

નિહાળે છે ભલે 'મઝલૂમ' 'સાગર' કેરા તૂફાનો,
સપાટી પર રહી, શુ એના ભીતરની મજા જાણે

'મઝલૂમ'–'સાગર' [ જેતપુર

–[ ૭ ]–

ચોપાઇ

છે બલાઇ તો હાંકવી સૌને,
ગર્વ સુરા જે ચાખવી સૌને
તોડી પાડો જે કોઇને ન ગમે,
બસ છે પોતાની રાખવી સૌને

—'જવાનો હતો'—

જવાની સમય જો જવાનો હતો,
ફરી હાથ ક્યા આવવાનો હતો
હૃદયમા ઉમગો તરગો હતા,
જો માનો તો એજ એક ઝમાનો હતો
અમર રૂપની થઇ ગયો પ્રેમ રોગ,
થવાની હતી તો થવાનો હતો

ઝમાનો બનાવી મને શુ કરે,
એ જાણે છે શુ મુજ ઝમાનો હતો
હૃદય દર્દની સાથે બેસી ગયુ,
એ ઉપકાર એની દવાનો હતો
છુ મસ્જિદને બદલે સુરાપીઠમા,
હુ ક્યા આવ્યો ? ક્યા જવાનો હતો ?
થવાનો હતો જેનો હું ના થયો,
થયો ના જે મારો થવાનો હતો
નજર ઝાંખી, તન ઢીલુ, ને ધોળા વાળ,
સમય એ જવાની જવાનો હતો
ઝમાનાને કર્યો હતો દાસ પણ,
અમારોય એવો ઝમાનો હતો
જે ખ્યાતિ છે 'ઇકબાલ'ની એમા ભેદ,
'ખુદી'નો હતો કે 'ખુદા'નો હતો ?
જતો જાઉ છુ જાણે મઝિલથી દૂર,
હુ ક્યા જાઉં ? છુ ક્યા જવાનો હતો ?
છ મૃત્યુજ તારક જીવનનુ "અમીન",
જીવન છોડી તુ ક્યા જવાનો હતો ?

"અમીન" આઝાદ] [સુરત

–[ ૮ ]–

'મુસ્લિમ! પળો આવી તુજ માટ અહોભાગી'

કયા પ્યાર-મહોબ્બત છે ઢકોસલા છે રાગી,
આંખો ન ભાળે કંઇક દિલમા અગન છે લાગી

પ્યારૂ ચમન સુકાયે મુરઝાય જાય કળીઓ,
ને દસ્તના વાળિ નિણ પણ કોઈ ન જોઇ જાગી

વિખવાદના છે રાગી ઇખલાસના છે ત્યાગી,
એથીજ આજે નૌતન રહી મૌનની છે વાગી

બર્બાદ કરી હાથે નિજ શાન અને શૌકત,
તકદીર પરે રોઇ બેઠા રહ્યા અભાગી



જીવનભર સર્વને બસ ભાડવાને,
મુખે છે જીભનો લોચો ભરેલો
ધૂ વા પૂ વા થઈ સ ડો ડ વા ને,
વદન પર નાકનો ટુકડો ધરેલો
ટિકા—નિંદા અવરની હાસવાને,
ઊંડો છે કાનનો ખાડો મૂકેલો
ન અથડાયે ગમે ત્યાં દેહ—ગાડી,
નયનમાં એટલે ડોળો પૂરેલો
સુ ગ ધી તે લ થી બી જા વ વા ને,
શિરે આ ઝાસટિયો છે ઉગેલો
તરંગોનું મેઢું જોઈને છે સત્ય,
હૃદય છે લાગણી કેરો તપેલો
સદા બળતા મહી ઘી હોમવાને,
જીવનનો ઘાડવો આ શું ઘડેલો ?
"શિતાબ" ] [ ભાવનગર

—[ ૧૨ ]—

રડયા

જુદા જુદા આંસુઓ લાવી રડયા,
છાનું છાનું દિલને સમજાવી રડયા
પ્રેમમાં જે ધૈર્યની ઇજ્જત હતી,
આજ એની લાજ લુટાવી રડયા
મેં જરા છેડયા તો એ છણકાઇને,
પુરે પુરા રોષમાં આવી રડયા
"રોતી સુરત" તો હતા એ મૂળથી,
આજ કિન્તુ આંખ છલકાવી રડયા
કરચની પાડીને મુખ પર હાસ્યની,
ઉરમાં એક આગ સળગાવી રડયા
રાહ પર જનારને રોકી અને,
દુર્દશા પોતાની દર્શાવી રડયા
આપશ્રીએ તો હમી કાઢયો હતો ?
કાં ? હવે મુજ બારણે આવી રડયા ?
એમના છાના રૂદનના ભાવથી,
તારલા પણ આંસુ ટપકાવી રડયા
મુજ રૂદનના ભાવ ના પૂછો 'વલી'
રોવા તબીયત આજ યે આવી રડયા
'વલી'] [કરમાડ





# 'વેણી'—'કારવાં' કેસનું સમાધાન.

મે૦ મેજિસ્ટ્રેટ સા૦ના "હુકમ સિવાય અન્ય કશું પ્રગટ કરવુ નહીં' એવી તેમની મૌખિક આજ્ઞા હોવાથી તેઓ સાહેબનો હુકમ અંગ્રેજીમા અને ભાષાન્તર ગુજરાતીમા અત્રે પ્રગટ કરવામા આવે છે —તંત્રી

---

**In the Court of the Presidency Majistrate, 1st Addl, Court, Esplanade, BOMBAY.**

**Case No 293/s of 1942.**

**Badri Shamsuddin Kachwala** Compl't

V/S

**Azum Ahmed Esmail 'Vahshi' & 2 Others.** Accused

Charge—Section 500 I P Code

Mr M. T. Rangwala for the Compl't

Mr M I Bora for the Accused

**ORDER**

Parties Compound the Case on the following terms —

Accused withdraw all allegations made against the complainant in respect of his private and public life in the issue of their paper "Karvan" from April 1942 to December 1942 and express regret for having made and published them in their paper

Accused also authorise the complainant to make use of the afore said terms in any manner he likes and the accused undertake to publish the said terms of settlement in their paper 'Karvan' The accused No 1 also agrees not to proceed with the Civil Suit against the complainant in respect of the price of a Lungi in Surat Small Causes Court

Case compounded, Accused acquitted

Sd/ K C, Thakore

True Copy 6-1-43

| Seal of Presidency Majistrate's Court, Bombay |
|---|

Sd/K C Thakore
Presidency
Majistrate, 1st Addl,
Court, Esplanade,
Bombay

---

**મુંબઈના નં૦ ફર્સ્ટ એડીશનલ પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટ સા.ની કોર્ટમાં**

કેસ નં ૨૯૩/એસ. ૧૯૪૨

બદ્રી શમ્સુદ્દીન કાચવાલા ફર્યાદી

વિરૂદ્ધ

આઝમ અહમદ ઇસ્માઇલ "વહ્શી" અને ૨ બીજા તોહમતદારો

ચાર્જ—આઇ પી સી કોડ કલમ ૫૦૦

મી૦ એમ. ટી. રંગવાલા—ફર્યાદી તરફથી

મી૦ એમ. આઇ. બોરા—તોહમતદારો તરફથી

**હુકમ**

પક્ષકારો નીચેની શર્તો પર કેસની સમજુત કરે છે

તોહમતદારોએ તેમના માસિક "કારવાં" એપ્રીલ ૧૯૪૨થી ડિસેમ્બર ૧૯૪૨ના અંકોમા ફર્યાદી સામે તેના ખાનગી અને જાહેર જીવન બાબત કરેલા આક્ષેપો પાછા ખેંચી લે છે અને તેમના માસિકમા આવા આક્ષેપો કર્યા અને છપાવ્યા બદલ દિલગીરી જાહેર કરે છે

તોહમતદારો મજકૂર શર્તોને ઠીક લાગે તેમ ઉપયોગ કરવાનો ફર્યાદીને અધિકાર આપે છે અને કેસની સમજુત થયાની મજકૂર શર્તો તેમના માસિક "કારવાં"મા છપાવવા માથે લયે છે તોહમતદાર નં ૧ એ ફર્યાદી સામે એક લુંગીની કીમત બાબત સુરત સ્મોલ કોઝ કોર્ટમા દાવો કર્યો છે તે દાવો આગળ નહી ચલાવવા માટે પણ કબૂલ થાય છે

કેસની સમજુતી થઇ તોહમતદારોને નિર્દોષ છોડી દીધા

(સહી) કે. સી. ઠાકોર
તા ૬—૧—૪૩

ખરી નકલ

| સિક્કો પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ સા૦ની કોર્ટ મુંબઈ |
|---|

(સહી) કે સી. ઠાકોર
પ્રેસીડેન્સી મેજિસ્ટ્રેટ,
ફર્સ્ટ એડિશનલ કોર્ટ એસ્પ્લેનેડ,
મુંબઈ.




નોટ—જરૂરત વગરના સવાલ પુછી સમય બગાડશો નહી ફતાવાના જવાબ માટે ટીકીટવાળુ કવર મોકલવું તેમજ કવર પર પુરેપુરૂ સરનામુ લખવુ

**સવાલ**—એક હનફી મુસલમાન પાછળ નીચે પ્રમાણે વારેસો છે મરનારની મીલકત રૂા ૨૩૨) છે તો તે દરેકનો શરીઅત પ્રમાણે શુ હીસ્સો છે? વારેસો આ છે ૧ બાપ, ૨ ભાઇ, ૧ વિધવા ઓરત, ૧ છોકરો અને ૨ છોકરીઓ કુલ વારેસો ૭

**જવાબ**—પુછેલી સુરતમા મર્હુમના કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીમાથી અદા કર્યા બાદ કુલ માલના ભાગ ૯૬ કરવા તેમાથી ઓરતને ભાગ ૧૨, બાપને ભાગ ૧૬, દીકરાને ભાગ ૩૪, દરેક દીકરીને ભાગ ૧૭ મળશે સવાલમા જણાવેલી રકમ રૂા ૨૩૨)માથી –

ઓરતને રૂા ૨૯)
બાપને રૂા ૩૮ાાાાાર
દીકરાને રૂા ૮૨)ાાાર
દીકરીને રૂા ૪૧)ાાાર
દીકરીને રૂા ૪૧)ાાાર

———

રૂા ૨૩૨)

ઉપર પ્રમાણે મળશે ઔરતની મેહર બાકી હશે તો તેણીની મુકર્રર થએલી મેહરની રકમ તેણીને વારસા વતરીકે આપવી પડશે અને મર્હુમના બન્ને ભાઇઓને કાઇ પણ મળશે નહી

**સવાલ**—એક જણે એવી મન્નત માની કે મારૂ અમુક કામ થશે તો અલ્લાહના સારૂ આટલા રોઝા રાખીશ હવે અલ્લાહના હુકમથી તેનુ તે કામ થઇ ગયુ અને તદુરસ્તી મા બીજા ઉજરથી આ માણસની રોઝા રાખવાની હિમ્મત નથી તો તેના બદલામા તે શુ કરે તો તે રોઝા રાખ્યા બરાબર ગણાશે? એક રોઝા પાછળ તેણે શુ કફ્ફારો આપવો જોઇએ? કફ્ફારો (ખૈરાત, સદકહ વિ૦) આપ્યાથી આવા પ્રકારની જવાબદારી અદા થઇ જશે કે કેમ? વિ૦ પ્રશ્નોના જવાબ વિગતવાર કિતાબોના આધારે લખી જણાવશો

**જવાબ**—મજકુર માણુસે જેટલા રોઝા રાખવાની નઝર માની હોય તેટલાજ રોઝા તેને રાખવા જરૂરી છે અને જો કોઇ એવો કાયમી ઉજર શરઇ લાગુ પડયો હોય કે જેના કારણે રોઝા રાખવાની તાકત બિલકુલ ધરાવતો ન હોય તો દરેક રોઝાને બદલે એક સદકએ ફિતર જેટલો કફ્ફારો અદા કરે અથવા તેટલા મિસ્કીનને બેઉ વખત દિવસમા જમાડે

**સવાલ**—હુસેનમીયા ગુજરી ગયા છે જેના વારસમા એક છોકરી હયાત છે જે ઉમર લાયક અને કુવારી છે મરનારે મરતી વેળા જામે મસ્જિદના બે ટ્રસ્ટીઓ અને બીજા બે સાક્ષીઓ રૂબરૂ એવી વસીયત કરેલી છે કે,

મારા મરણ પછી મારી તમામ માલમિલ્કત સરસામાન, રાચરચીલું જે કાંઈ છે તે બધુ મસ્જિદમા આપી દઉં છુ એવી મોઢેથી વસીયત કરેલી છે ટ્રસ્ટીઓએ હુસેનમીયાને કહ્યું કે તમારી છોકરી જે હાલમા તેના મામાને ત્યા છે તેનુ શુ ? ત્યારે મરનારે કહ્યુ કે તેને મે જે કાંઇ આપવાનુ હતુ તે આપેલું છે માટે મારી ઉપર મુજબની વસીયત છે આ વસીયતનામાનુ લખાણ કરવા માટે ટ્રસ્ટીઓએ મરનારને કહ્યુ ત્યારે તે બીજે દિવસે કરવા માટે મરનારે કહ્યુ આ પછી હુસેનમીયા તેજ રાત્રે ગુજરી ગયા છે તો હવે વસીયતનો અમલ કેવી રીતે કરવો

જવાબ–પૂછેલી સુરતમા મર્હૂમે જે બધી માલમિલ્કત મસ્જિદમા આપી દેવા વસીયત કરી છે એ બાતેલ એટલે ચાલશે નહિ મર્હૂમને પોતાના માલમાથી ત્રીજા ભાગ સુધી આપવાનો હક્ક છે મર્હૂમના કફન દફનનો ખર્ચ અને કર્જ હોય તો તે અને ત્રીજા ભાગ સુધીની વસીયત અદા કર્યા પછી જે કાંઇ બચે તેમાથી અર્ધો માલ મર્હૂમની દીકરીને મળશે અને બાકી રહેલો અર્ધો માલ મર્હૂમનો ભાઇ હોય તો તેને નહી તો ભત્રીજાને એ કોઇ ન હોય તો કાકાને એ પણ ન હોય તો કાકાના દીકરાને મતલબ કે પૂરેપૂરા માલની વસીયત ચાલશે નહી મસ્જિદમા ત્રીજો ભાગ આપી બાકી વારસોને મળશે

સવાલ–એક માણસે કુરબાનીના અમુક જાનવરો બકરી ઇદના દિવસે કુરબાન કર્યા અને તેના ચામડા વેચી એક નવુ જાનવર કુરબાનીનું ખરીદ કર્યું અને તેનુ ગોશ્ત ગરીબોને વહેચ્યુ તેને પૂછપરછ કરવાથી કહેવા લાગ્યો કે મે એ માટે આ કામ કર્યું છે કે જેથી ગરીબોને વધુ ગોશ્ત મળી શકે અને લાભ પહોચે માટે એમ કરવુ જાયઝ છે કે કેમ ?

જવાબ–કુરબાનીના ચામડા પોતે માલિક વાપરવા માટે રાખી શકે છે તેમજ કોઇને બિલ્લાહ આપી શકે છે વધુ બેહતર તો એ છે કે કોઇ ગરીબને સ્વતંત્ર માલિક બનાવી આપી દેવામા આવે પણ પોતે માલિક તે ચામડાને વેચે નહિ અને જો વેચે તો તેની કીમતના પૈસા પોતે ખાવા દુરસ્ત નથી કોઇ પણ ગરીબને ખેરાત કરી આપે પરંતુ સવાલમા દર્શાવ્યા મુજબ કરવુ દુરસ્ત નથી અસલ જે કુરબાનીઓ કરવામા આવી છે તે ચામડા પોતાના વપરાશમા રાખવા ન હોય તો તે ચામડાઓને અથવા વેચ્યા હોય તો તેની કીમતને ખેરાત કરી આપવી જરૂરી છે (દુર્રે મુખ્તાર–આલમગીરી)

સવાલ અમારે ત્યા કુરબાનીના ચામડાઓ અંજુમનમા ભેગા કરવામા આવે છે અને તે ચામડાઓ વેચી તેની કીમતના નાણા અંજુમનમા જમા રહે છે અને કોઇ ગરીબ ગુરબાઓ મરી જાય તો તે પૈસા કફન દફનમા વાપરે છે પરંતુ હજી ગયા વરસની એ રકમ માથી રૂપીઆ વધેલા છે તો કંઇ વાંધો પડશે કે નહિ ?

જવાબ–કુરબાનીના ચામડાઓનો કોઇ પણ માણસને અથવા અંજુમનના સેક્રેટરીને માલિક બનાવી આપવામા આવે ફરી તે સ્વતંત્ર માલિક બની તે રૂપીઆ અંજુમનમા આપી દે ત્યાર બાદ તે નાણા કફન દફનના કામમા કે બીજા કોઇ સારા મઝહબી કામમા વાપરી શકાય છે પરંતુ પ્રથમ કોઇને પણ સ્વતંત્ર માલિક બનાવવુ જરૂરી છે ફરી તે રૂપીઆ એક વરસમાજ પૂરા થવા જોઇએ એમ જરૂરી નથી બચેલા



રકમ બીજા વરસમા પણ વાપરી શકાય છે એમા કશો વાધો નથી. આ ખુલાસો ફિકાહની કિતાબો જોતા માલૂમ પડે છે

**સવાલ**-ધરેણુ ઔરતના પહેરવાના છે તેનુ ઔરત કહેતી હોય કે મારો મરદ મને બક્ષિશ કરી ગએલ છે કોઇ ગવાહ ન હોય તો તે બક્ષિશ થઈ શકે કે નહિ ? અને કદાચ ગવાહ મને તો તે કેવા પ્રકારના ગવાહ જોઇએ ? મરદ ગવાહ હોય તો મરદ ગવાહ કેટલા જોઇએ ? અથવા ઔરતોમાથી ગવાહ મળે તો કેટલી ઔરત ગવાહ હોય તો ચાલે ? મરનારનુ ધરેણાનુ બક્ષિશનામુ લખેલ નથી

**જવાબ**-મોટે ભાગે ઘરેણાનો રીવાજ એમ છે કે ઔરતને માત્ર પહેરવા માટેજ આપવામા આવે છે અને તેનો માલિક તેણીનો ધણી રહે છે અને બક્ષીસ કરવા વિષે માનબર બે ગવાહ મરદો હોય અથવા એક મર્દ અને બે ઔરતો માતબર ગવાહ હોય અથવા તો વિલમા લખેલુ હોય યા બક્ષીશનામુ લખી આપ્યુ હોય અને બક્ષિશ કરતી વેળા તે ધરેણા તેણીને માલિક તરીકે સોપી આપ્યા હોય તો કાયદેસરનુ બક્ષિસ ગણાશે, નહિ તો ધણીના ગુજરી જવા પછી માત્ર તેણીના કહેવાથી ખરી રીતે બક્ષિશ મનુનામા આવશે નહિ અને તેમા બધા વારસોનો હક લાગુ પડશે.

**સવાલ**-એક બાઈ ગુજરી ગઇ છે તેણે પાછળ પોતાનો એક ધણી, એક છોકરો અને બે છોકરીઓ છોડી છે તો વહેચણી કેવી રીતે થશે ? એટલે એક રૂપીઆમાથી વહેચણી કરી બતાવશો રૂપીઆ ૫૯૦ અને ૧૧ આના વહેચી આપશો

**જવાબ**-રૂપીઆ એકમાથી ચોથો ભાગ એટલે ચાર આના ધણીને મળશે અને બાકીના બાર આનામાથી છ આના છોકરાને મળશે અને ત્રણ ત્રણ આના દરેક છોકરીને મળશે પરતુ વારસા વહેચણી પહેલાના શરએ હકો પ્રથમ અદા કરવા જરૂરી છે ત્યાર બાદ વારસો વહેચવામા આવે જો પ્રથમના શરઇ હકો અદા કર્યા બા રોકડ રૂપીઆ ૫૯૦-૧૧-૦ વહેચવાના છે તો વારસોને આ મુજબ મળશે

ધણીને રૂા ૧૪૭ ૧૦-૯ છોકરાને રૂા ૨૨૧-૮-૧॥ તથા બને છોકરીઓને રૂા ૧૧૦-૧૨- ॥। મળશે

**સવાલ** મરનારના ફાતેહા દરૂદ ઝિયારીત તથા ફકીરા ખવડાવવાનુ ખર્ચ બાદ કરીને વારસદારોને વારસા મળે કે કેમ ?

**જવાબ**-જો મરનારે પોતાની પાછળ નિલ્લાહ ખેરખૈરાત કરવા વિષે પોતાના માલમાથી ૩ સુધી વસીયત કરી હોય તો તેના પાછળ તેની વસીયત મુજબ સારા સવાબના કામમા ખર્ચ કરવુ જરૂરી છે પરતુ ઝિયારત કે ચાલીસુ અથવા બારમુ વગેરે આજકાલની ચાલુ રસમો અદા કરવી જરૂરી નથી બલ્કે રિવાજોની પાબદી કરવી ગુનાહનુ કારણ થઇ પડે છે અને જો મરનારે વસીયત કરી ન હોય તો તેના માલમાથી જરૂરી કફન દફનનો ખર્ચ અને કર્ઝ હોય તો તે અદા કરી બાકીનો બચેલો સઘળો માલ વારસોમા વહેચવો જોઇએ અને વારસોની રજામદી વિના કોઇને ખર્ચ કરવો દુરસ્ત નથી, અને જો મરનારના વારસોમા સઘળા અથવા એક નાબાલિગ હોય તો તેઓની રજા પણ માતબર નથી મોટા વારસો પોતાના હિસ્સામાથી ખરચી શકે છે પણ નાબાલિગ વારસની એક પાઇ પણ ખર્ચ કરવામા આવે નહિ



સવાલ-અહીંઆ અમારી એક નાનકડી જમાઅત "ખિલાફે તાઝિયાદારી" અને બીજી જિદ્દઅતોના રદ માટે ઉભી થએલ છે આ અમારી જમાઅત જયારે તાઝિયાદારીના વિરૂદ્ધ ઉલમમાએ હિન્દના ફતાવાઓ હાજર કરે છે, તેમજ બીજી દલીલોથી સમજાવે છે, ત્યારે ત્યારે અમારા ખિલાફની જમાઅત એક દલીલ ઉભી કરે છે એ દલીલ અમોને મુઝવે છે માટેજ અત્રે લખવાની ફરજ પડે છે તેઓ દલીલ કરે છે કે તાઝિયાદારી તૈમૂર બાદશાહના વખતથી શરૂ થએલ છે અને તેજ સીલસીલો આજ દીન સુધી જારી છે તૈમૂર બાદશાહ ઔરંગઝેબ (આલમગીર રહે૦) બાદ શાહના પહેલા થએલ છે તો આલમગીર (રહે૦) દીનમા સમજદાર અને પરહેઝગાર હોવા છતા તેમની મહાન મશહુર કિતાબ આલમગીરીમા તાઝિયાદારીના નાજાએઝ યા હરામ હોવા વિષેનો ફતવો શા માટે આપેલ નથી? તેઓ સત્તાશાળી હોવા છતા શા માટે તેઓના વખતમા તાઝિયા થતા હતા? તેમણે શા માટે મનાઇ કરેલ નથી? અમારે આપને પુછવાનુ કે તેમના વખતમા તાઝિયા થતા? શુ 'આલમગિરી'મા તે માટે મનાઇ છે? તેમણે પોતે તે માટે કદી મનાઇ કરેલ? તેમની કોઇ તારીખી કિતાબમા તેની મનાઇ વિષે લખાણ છે? તેઓના જમાનામા તાઝિયા પરસ્તી કેટને દરજ્જે હતી? તેઓએ તાઝિયાદારી માટે કાંઈ હુકમ ઉઠાવેલ? તેઓ તાઝિયા પરસ્તીમા માનતા હતા? આ દરેક સવાલોના જવાબ સંપૂર્ણ હવાલા સહીત આપશોજી

જવાબ-મોહર્રમનો મહીનો ઇસ્લામી પહેલો મહીનો ઘણો બુઝુર્ગીવાળો અને મુબારક છે એની ફઝીલતો સહીહ હદીસે ઘણી સાબેત છે એ મુબારક માસમા ફરી દસમી તારીખ એટલે આશુરાનો ઇસ્લામની રૂએ ઘણોજ મર્તબો ગણવામા છે જેની ફઝીલતથી કોઇ પણ મુસલમાન નાવાકિફ નથી એવા બરકતવાળા દિવસે તાઝિયાના તેમજ તાઝિયાદારીને ઇસ્લામી શીઆર (તરીકા) સમજવુ ઘણીજ ભૂલ ભરી વાત ફાસિદ અકીદો છે ઇમામ હુસેન (રદી.) રૂહે મુબારકને સવાબ પહોંચાડવા સારા ભર્યા કામ કરવા જોઇએ કુર્આન શરીફ દુરૂદ શરીફ ત્થા તસ્બી તહલીલ પઢી ખૈર ખૈરાત કરી સવાબ પહોંચાડવો જોઇએ એ બદલે જ્યારે મુસલમાનો તાઝિયા અલમ ત્થા બુરાક કાઢી બિદઅતોના કરે છે જે ખરેખર મુસલમાનોને શરમ જેવુ કામ છે હવે જાણો જે આ વાત પકડે છે કે આલમગીર (રહે૦ તાઝિયા [ મનાઇ કરી નથી તેમજ તેમની મશહુર કિતાબ 'ફતાવા આલમગીરીમા' મનાઇ લખેલી નથી એ તેઓનુ બહાનુ નકામુ અને ખોટુ છે" "તાઝિયાદારીની હકીકત" નામે રિસાલામા જણાવેલુ છે કે તેમણે તે વિષે મના કરતા હતા અને બીજા જ કામોમા મશગૂલ હતા, જેથી એ બાબત આગળ પડતા કાંઇ પગલા ભરી શક્યા ન અને 'ફતાવા આલમગીરી'મા એ વિષે કંઇ નથી તેથી તાઝીયાદારી સાબિત થતી ન' એ તો એક ખોટુ બહાનુ છે હઝરત હ અને હુસેન (રદી)ના વાલિદ બુઝુર્ગવાર હઝ અલી (રદી) શહીદ થયા હતા તો શુ હઝ હસન, હુસેન (રદી)એ તેમજ બીજા ઇમામો



તાઝીઆ કાઢ્યા હતા ? તેમજ હઝરત ઉસમાન (રદી) પણ શહીદ થયા હતા તેમના બાદ સહાબા (રદી)એ તાઝિયા કાઢ્યા હતા ? એ વિષે ખીનકુલ સાબિત નથી તાઝીયા તથા અલમ અને બુરાક કાઢવા ચારે મઝહબોથી સાબિત નથી. તેમજ તરીકતના ચારે સરદારોથી સાબિત નથી અગર એ કામ સારા હોત તો જરૂર હઝરત પીરાન પીર શેખ અબ્દુલ કાદિર જીલાની (રદી) તથા ખાજા મોઈદીનુ દીન ચિસ્તી (રદી૦) અને હઝરત ઇમામે રબ્બાની મુજદદીદ અલફે સાની (રદી) વીગેરે બુઝુર્ગાને દીન, ઓલીયાએ કિરામ જરૂર કરત એના બિદઅત અને હરામ હોના વિષે તેમજ અકીદાની રૂએ એમા કેટલાક કામો શિર્ક થવા વિષે દેહલી, સાહરનપુર, મીરઠ, બરેલી, બદાયૂન, લખનૌ કાનપુર વિગેરે લગભગ બધા હિંદુસ્તાનના આલિમોના એકમતે ફતાવા મૌજુદ છે મૌલાના અબ્દુલ હૈયા સાહેબ લખનવી ફીરંગી મહેલી (રહે) પોતાના 'મજમુઆ ફતાવા'મા તેમજ મૌલવી અહમદ રઝાખા સાહેબ પોતાના 'ફતાવા રિદવીયાહ'મા તાઝિયાદારીને બિદઅત અને હરામ લખે છે માટે એ કામથી મુસલમાનોએ ઘણુ દૂર રહેવુ જોઇએ કારણ કે તાઝિયા બનાવવા અને એને માનવામા કાફીરો મુસલમાનો ઉપર ટીકા કરે છે કે, અમને મૂર્તિ પૂજાથી રોકવામા આવે છે, અને મુસલમાનો પોતાના હાથે કાગળ અને કામડીઓની મૂર્તિ બનાવી પૂજે છે ખુદાની પનાહ ! કેટલી શરમ ભરી વાત છે ? એટલા રૂપિયા કોઈ ઇસ્લામી કાર્યમા ખર્ચ કરવામા આવે તો મુસલમાનોને ઘણો લાભ પહોચે અને ફુઝુલ ખરચીથી બચી જાય તાઝિયા બનાવવાથી ઇમામ હુસેન (રદી)ની રૂહ ખુશ થતી નથી બલકે નારાઝ થાય છે આપની રૂહ મુબારકને અઝાબ પહોચાડના એટલા રૂપિયા ખરચી મુસલમાનોના ગરીબ બાળકોને તાઅલીમ આપવામા આવે તો ઘણુ બહેતર કામ થાય અલ્લાહપાક સર્વેને સારી સમજ આપે આમીન





# નવાં કપડાં

અનુવાદક "રજ્જા" કાઝી

તમે ઘણા શહેરો જોયા હશે અને એને મ્હારૂ સદ્‌ભાગ્ય સમજો કે મ્હેં પણ થોડાક જોયા છે કોઇ ઠેકાણે તાજમહાલ છે તો કોઇ ઠેકાણે જુમ્મા મસ્જિદ અને કોઇ ઠેકાણે ચોપાટી છે, તો કોઇ ઠેકાણે શાલીમાર. કોઇને પોતાના પ્રભાત પર ઘમંડ છે તો કોઇને સંધ્યા પર ગર્વ આ ઐતિહાસિક અને ભૌગોલિક વિશિષ્ટતાઓ સિવાય એમા ઝાઝો ફરક લાગતો નથી વિજળીના પ્રકાશમા ઝગઝગતી ડામરની લાંબી સડકો, જાતજાતના માલથી સજાવેલ દુકાનો, સુંદર મોટરો અને પવનથી ફરફરતી રંગીન સાડીઓ, પફ પાવડરના ઓપ ચડાવેલ મુખડા, ધુમાડો નીકળતા હોઠો અને નિકાળમા કંઇક બીજુ જોવા તરસી રહેલી નઝરો, તમારી દ્રષ્ટિની પણ એ સુંદર દ્રશ્યોથી અથડામણ થઇ હશે અને તમે એ પણ જોયું હશે કે પ્રકાર પ્રકારની વસ્તુઓથી ભરેલી દુકાનોના પાછળ ઘણાં ઘરો એવાં પણ છે કે જેના રહેવાસીઓને ઓઢવા અને પાથરવાની વસ્તુઓ પણ મળતી નથી વિજળીના પ્રકાશમા ઝગઝગતી સડકોથી થોડે દૂર કેટલાય ઘરો એવા પણ છે કે જ્યા કદી કદી દીવો બળે છે

આ તો અમારી ઝિન્દગીની સામાન્ય વાતો છે અમારી દ્રષ્ટિ એ વસ્તુઓથી એટલી પરિચિત થઇ ગઇ છે કે એ તફાવતને કોઇ પણ જાતની અગત્યતા આપી શકતા નથી, અને વળી આ પ્રગતિશીલ વિજળી ઝડપે ફાળ ભરતા યુગમા કોની કને એટલો અવકાશ છે કે તે દર પ્રભાતે ઉઠીને જોઇ લે કે સૂર્ય પૂર્વ દિશાથીજ ઉગે છે

પરંતુ હુ તમને કેવી રીતે કહુ કે હું સ્વભાવિક રીતે લાગણીવશ છુ અને જ્યારે હુ કપડાથી ભરપૂર દુકાનો સામેથી જાઉ છુ તો મ્હને એક ઘટના યાદ આવી જાય છે.

હુ શહેરથી દૂર અભ્યાસ અર્થે છાત્રાલયમા રહેતો હતો શહેરમા કોઇકવાર આવવુ થતુ એક વેળા હુ શહેરના મોટા બજારમાંથી જઇ રહ્યો હતો કે મ્હને એક માણસે રાકયો

"શ્રીમાન સાભળો !" મ્હેં ફરીને જોયુ તો તે એક ભીખારી હતો

તમે પણ ઘણાં ભિક્ષુકો જોયા હશે તેઓ ઘણી જાતના હોય છે હુ એક અનુભવીની પેઠે તેઓની જાતો ગણાવવામા તમારો સમય ખરાબ કરવા ઇચ્છતો નથી હા તો ! તે બુઢ્ઢો ચીથરેહાલ વાળોમા ધૂળ, દાઢી અને મૂછ વધી ગએલી, થરથરી રહ્યો હતો લાગતુ હતુ કે તેને મેલેરીનો રોગ હોય લથડતી જીભે કહેવા લાગ્યો

"શ્રીમાન ! આપ જાણો છો ? કરીમને નવા કપડાનો શોખ હતો દુનિયાવાળાઓએ તેને નવા કપડા સીવડાવી આપ્યા "

એમ કહી તે ભય પમાડે એવી રીતે હસી પડી ચાલતો થયો કોઇ પચિો ' ગાંડો છે " કહી મ્હારૂ આશ્ચર્ય દૂર કર્યું

તેનું હાસ્ય અને તે શબ્દો મ્હારા કર્ણોમાં દીર્ઘ સમય સુધી ગુંજતા રહ્યા, કિંતુ મ્હારૂં દિમાગ એ કોયડાનો ઉકેલ ન કરી શક્યું.

થોડા મહિના પછી હું એક દિવસ શહેરમાં મ્હારા મિત્રને ત્યાં બેઠો હતો કે તેજ ભિક્ષુક મારી સામેથી પસાર થયો, હું દરવાજા પાસે ઉભો રહીને તેને જોવા લાગ્યો. સામેથી એક વાણિયો મનોમન કંઈ બડબડાટ કરતો આવી રહ્યો હતો. તેણે તેને પણ તેજ શબ્દોથી સંબોધ્યો.

"શ્રીમાન સાંભળો! કરીમને નવા કપડાનો શોખ હતો. ફળિયાવાળાઓએ તેને નવા કપડાં સીવડાવી આપ્યાં."

પરંતુ વાણિયાએ કશું લક્ષ આપ્યું નહિ. તેતો પોતાના ખાતાનો હિસાબ વિચારતો ચાલતો થયો.

"આ પાગલને તું જોઈ રહ્યો છે?"

"હા! અને વિચારી રહ્યો છું કે તે દરેક માણસ આગળ એજ શબ્દો કેમ ઉચ્ચારે છે! એ શબ્દોમાં જરૂર ભેદ છુપાયનો છે."

'હા! એક વિચિત્ર અને દર્દનાક ભેદ જાણવાની ઇચ્છા છે?"

તે એક કડિયો હતો. એક વખત તે બીમાર પડ્યો અને બીમારીમાં તે લકવાનો ભોગ થઈ પડ્યો, મેહનત અને મજૂરી કરવાથી અશક્ત થઈ ગયો, તેની સ્ત્રી કોઈને ત્યાં કામ કરતી હતી. આમ તેનું અને તેના બાળકનું પૂરૂં થતું હતું, પણ તે બીમાર પડી અને થોડા દિવસો પછી ઘસીને અનંત નિદ્રામાં પોઢી ગઈ, અંતે તેણે પેટનો ખાડો પૂરવા ભીખ માગવી શરૂ કરી. એ સિવાય બીજું શું કરી શકનો હતો?

પરંતુ ભીખ માગવાનું શરમભર્યું કામ પણ તેના ભાગ્યમાં ન હતું. તેના ભાગ્યમાં કંઈ જુદું જ લખાયું હતું.

ચાર વર્ષના બાળકને પણ માંદગીએ પોતાના ક્રૂર પંજામાં પકડી લીધો. પડોશીઓ ફ્રી દવાખાનેથી દવા લાવી આપતા હતા. એક દિવસ સવારે પડોશીઓએ જોયું કે, છોકરાનું શબ સામે પડ્યું હતું. અને તે એક નજરે માથે સરાણે બેઠો બેઠો તેનો ચહેરો તાકી રહ્યો હતો, ન તેની આંખોમાં આંસુ હતા, ન જીભ પર શબ્દ.

ફળિયાવાળાઓએ ઉઘરાણું કરીને કફન દફનની વ્યવસ્થા કરી આપી. શબને નવડાવીને કફન પહેરાવ્યું અને છેલ્લીવાર ચેહરો દેખાડવા માટે લોકો તેને પણ પકડી લાવ્યા. થોડી વાર સુધી તે બાળકનો ચહેરો માનપૂર્વક જોતો રહ્યો, એકાએક તે જોરથી હસ્યો.

"ઓહો! ફળિયવાળાઓએ તો એને નવા કપડાં બનાવી આપ્યાં!" તે દિવસથીજ તે આજ સ્થિતિમાં છે, તે રસ્તે જનારાઓને અટકાવીને આજ શબ્દો કહેતો ફરે છે.

'હું પહેલાંજ કહી ચૂક્યો છું કે હું સ્વભાવિક રીતે લાગણીવશ છું. હું મ્હારી આ દુર્બળતાને સ્વીકારૂં છું, કદી કદી જ્યારે હું કોઈ નાદાન ચીંથરેહાલ બાળકોને ભીખ માગતાં જોઉં છું અથવા કોઈ કપડાંથી ભરપૂર દુકાન સામેથી નીકળું છું તો આ પાગલના શબ્દો મ્હારા કર્ણોમાં ગુંજવા લાગે છે. મ્હારી બુદ્ધિ કુશળતાનો કાબુ પર રહેતો નથી, મ્હારી કલ્પના એક નિર્દોષ બાળકનું સફેદ કપડાંમાં લપેટાયેલું શબ મ્હારી આગળ રજુ કરી દે છે.



# અ•ડ•ગ•તા

અનુવાદક "હાશિમ" ટીમોલ

દોસ્તો ! આવો જીવન-નૌકાને સુદૃઢ બનાવી લઈએ

આકાશ વાદળોથી છવાય જાય તેની લેશ માત્ર પરવા ન કરો. રૂના શ્વેત ઢગનાઓ શ્યામવર્ણા થઈ જાય પરંતુ તમે તમારા નિશ્ચય અને નિર્ધારમાં અડગ રહો ! જેમ જેમ પરાજયનો ભય દેખાવા માંડે તેમ તેમ યુદ્ધના દાવાનળમાં ચાહીમ ઝીંપલાવી દો કિંતુ મૃત્યુનું ભયાનક સ્વરૂપ જોઈને બેદરકાર ન બનશો કેમકે એનો વા'ર શમ્શીરનો વા'ર હોય છે

આવો ! સત્યના સંદેશકની સાથે પ્રેમનો સંબંધ ગાઢ કરીને રણક્ષેત્રમાં પ્રાણની બાજી લગાવીને અમર જીવન પ્રાપ્ત કરી લઈએ એજ અલ્લાહનો હુકમ છે એજ અડગતા છે એજ અડગતાએ જગતના અશક્યને શક્યમાં પલટાવી નાખ્યું છે. નિર્બળ પોતાની કૌમને માટે ભારરૂપ છે ખુદાને મુનકિરો અને કમઝોરોથી પ્રેમ નથી ખુદાના શેર બનો. "શેરે ખુદા" તેજ છે, જે પોતાના ઇરાદા અને નિર્ધારમાં પર્વતની જેમ અડગ છે

કૌમના દ્રોહી અને મુનકિરોને હમેશા પરાજયનો સામનો કરવો પડે છે તે ખરા અર્થમાં મુસલમાન નથી તેને અલ્લાહનો ડર નથી આજ તો કાયરોની ઝબાન પણ "અલ્લાહો અકબર" અને "ઝિંદાબાદ"ના નઅરા લગાવી રહી છે ડર અને ભય હિમ્મત અને શૂરવીરતામાં ફેરવાઈ ગયો છે અન્નદાતાજ અનંત સત્ય છે પછી હમને ડર અને બીક કોની ? ગદ્દારી અને કમઝોરી અમારા દિલોમાં ભયાનક ચિણગારીઓ પેદા કરે છે

શું તમારા દિલમાંથી અરબોના અજોડ અને અનન્ય શૌર્યનો જ્વલંત-ઇતિહાસ નાબૂદ થઈ ગયો ? જેણે રોમનો અને ઇરાનીઓના મહાન સામ્રાજ્યોના તખ્તા ઉથલાવી દીધા હતા ? તેઓની લશ્કરી સંખ્યા કેટલી હતી ? તેમની પાસે કેટલા શસ્ત્રો હતા ? તેઓ કેવળ અલ્લાહ પરજ વિશ્વાસ રાખતા હતા તેનાજ નામ પર લડતા હતા એજ વિશ્વાસ અને આસ્થાને પ્રતાપે તેઓને મહાન અને ભવ્ય વિજયોની ચાવીઓ મળી તેમના પ્રભાવ, આણ અને દબદબાથી પૃથ્વીનો ખૂણેખૂણો કંપી ઉઠતો હતો બહાદુર બનીને સમસ્ત જગત પર રાજ્ય કર્યું તેમના અંતરમાં પરાજય અને શિકસ્તના વસવસા સુદ્ધા ન આવ્યા તેઓ સાચા અર્થોમાં ઇસ્લામીના શયદાઈ હતા ઇસ્લામના અર્થો સમજતા હતા તેઓ જાણતા હતા કે પોતે ખુદાના સૈનિક છે અને એજ વિચારોને લઈ સ્વતંત્ર થયા રૂધીરની નદીઓ વહાવીને આઝાદી મેળવી ખૂશામદ ન કરી ભીક્ષા ન માગી

અગર વિજયી થઈને જીવતા રહેવું હોય તો પહેલા મૃત્યુ પર વિજય મેળવવો પડશે એજ સૈનિકોનો સિદ્ધાંત છે તેઓ સૈનિક કહેવડાવવાને પાત્ર નથી, જેઓ શત્રુની ફોજ જોઈને કંપી ઉઠે, ધ્રુજી જાય. અને આંખોમાં ઇન્ના પડછાયા પાડે સૈનિક તે છે જેની પ્યાસ

પાઉન્ડ -૫-૫-૦ મેસર્સ આદમ ઇસપ, એન્ડ કુ॰ (ધોરાજી વાસી) સ્ટેન્ડરટન (દક્ષિણ આફ્રિકા)
„ ૨૫-૦-૦ મી ઇ એ સુરાની ( „ ) „ „ „
„ ૧૦ ૧૦ ૦ મેસર્સ આઇ મોહમ્મદ એન્ડ કુ॰
(ધોરાજી વાસી) મેટરેન્ડ જીન (જી॰ „) „
„ ૧૨ ૧૦-૦ „ એ મોહમ્મદ એન્ડ કુ॰ (ધોરાજી વાસી) પામારડેકોપ (ટ્રાન્સવાલ)
„ ૧-૫-૦ „ ફિરમાન કેશ સ્ટોર્સ (ભાણવડ વાસી) „ „
„ ૫-૦-૦ „ જાનુ કેશ સ્ટોર્સ (ભાણવડ વાસી) રસ્ટેનબર્ગ (જી સ્ટેન્ડરટન)
„ ૧૦-૦-૦ „ મુસાજી એન્ડ કુ॰ (ધોરાજી વાસી) ક્રોમક્રેમેઇ ( „ „ )
„ ૧-૧-૦ મી એમ ઇ બિસ્મિલ્લાહ (રાણાવાવવાસી) „ „ ( „ „ )
„ ૨-૧૦ ૦ „ ઇસ્માલ સુલેમાન બાવાભાઈ (ભાણવડ વાસી) સ્ટેન્ડરટન
„ ૫-૫-૦ „ અલી આમદ ( „ ) „ „
„ ૩૫ ૧૦-૦ „ સલાઉદ્દીન ચસ્મુદ્દીન (ઉન વાસી)
„ ૩૫-૧૦ ૦ „ મોહમ્મદ અહમદ કડોદીયા
„ ૨૯-૦-૦ „ મોહમ્મદખાન ગુલાબખાન અને ઇસ્માઈલખાન ગુલાબખાન

રૂા ૭૫૦-૦-૦ મી. ઇસ્માઈલ કાસિમ વાપોડ (વાપોડ વાસી) સ્ટેન્ડરટન
રૂા. ૧૩૨-૮-૦ „ ચાંદમુદ્દીન ફખરૂદ્દીન શેખ (ઉનવાસી) „
રૂા. ૨૫૦-૦-૦ „ ઇસ્માઈલ કાસિમ વાપોડ (વાપોડ વાસી) „

રૂા. ૧૧૩૨-૮-૦

(વધુ આવતા અંકે) શુક્રિયહ.

## એમ એમ પી ઑલ્ડ બૉય્ઝ જાગૃત થાઓ.—

દીવસે દીવસે ખાગળુ થતું સ્કોલરશીપ ફંડ તમારા સહકારની વાટ જુએ છે
તમારા કોલેજીયન બન્ધુઓ તમારી તરફ આશાની મીટ માંડી રહ્યા છે
શુ તેમને નિરાશા સાંપડશે? તેમની આશા પૂર્ણ કરવાની તમારી ફરજ નથી?
વાર્ષિક દોઢ-બે હજારના બજેટને બદલે દોઢસો બસોથી કેમ ચાલશે?
તમારાથી બનતી રકમ આપો. અન્ય પાસેથી રકમ મેળવી મોકલો
સને ૧૯૪૨-૪૩ના મેમ્બર હજી થયા ન હોવ તો ફી રૂા ૧) (લાઇફ મેમ્બર ફી રૂ ૨૫) મોકલી મેમ્બર બનો હજી નહી થયા હોય એવા ઑલ્ડ બૉય્ઝને શોધી મેમ્બર બનાવો સમય હજી વહી ગયો નથીજ
તમારું કર્તવ્ય પુરૂ કરો અને અન્યોનુ કર્તવ્ય-ભાન જાગૃત કરો.

ઓ. સેક્રેટરી, એમ એમ: પી ઑલ્ડ બૉય્ઝ એસોસીએશન, રાંદેર.



# ૧૯૪૩ : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ.

## શાદી

તા ૩-૧-૪૩ અબ્દુરેહમાન નુરમોહમદ પીરમોહમદ ગગરેજની શાદી મરીયમબીબી તે કાલેખા મહિખા બડીયારોની છોકરી સાથે

તા ૨૭-૧-૪૩ શેખ પીરભાઈ આઝમ આરેફની શાદી હમીદાબીબી તે અહમદ હુસેન પરેતની છોકરી સાથે

તા ૨૮-૧-૪૩ મલેક ઉસમાન મલેક જાફરની શાદી સુબ્હાનબીબી તે શેખ આઝમની છોકરી સાથે

તા ૩૧-૧-૪૩ કાસિમ ઇબ્રાહીમ ઇસ્માઇલ મુલ્લાની શાદી અમીનાબીબી તે કાસિમ મોહમદ ખોલાની છોકરી સાથે

તા ૩૧-૧-૪૩ રસુલખાન હામેદખાન ગુલઝારખાનની શાદી રસુલબીબી તે શેખ મોહમદ શેખ રહેમતુલ્લાહની છોકરી સાથે

તા ૪-૨-૪૩ આઝમ ઇબ્રાહીમ આઝમ ઇસ્માઇલની શાદી ખતીજાબીબી તે આઝમ હાશિમ ટીનીની છોકરી સાથે

## જન્મ

૧-૧-૪૩ ઇબ્રાહીમ અહમદ સાલેહભાઇને ત્યા છોકરી આયશાબીબી

૧-૧-૪૩ અબ્દુર્રેહમાન હાજી મલેકને ત્યાં છોકરી માગબીબી

૪-૧-૪૩ અબ્દુલહમીદખાન મોહમદખાનને ત્યા છોકરી રૂકૈયાખાતુ

૭-૧-૪૩ ઇસ્માઈલ રહેમાનને ત્યા છોકરી ફાતમાબીબી

૮-૧-૪૩ ઇસ્માઈલ કાસમને ત્યા છોકરી રસુલબીબી

૧૦-૧-૪૩ મોહમદ ઇબ્રાહીમ આરેફને ત્યા છોકરો ઉમર

૧૪-૧-૪૩ સૈયદ અબ્દુલકરીમ સૈયદ અબ્દુલ્લાને ત્યા છોકરી મ યમ બેગમ

૧૫-૧-૪૩ ગુનામ દસ્તગીર ઇબ્રાહીમને ત્યાં છોકરો ઇબ્રાહીમ

૧૬-૧-૪૩ હુસેન ઇબ્રાહીમ ખાટકીને ત્યા છોકરી હાજરા બીબી

૧૭-૧-૪૩ અહમદ યુસુફ મમુનને ત્યા છોકરી મેમુનાબીબી

૧૭-૧-૪૩ મલેક રસુલ મલેક હાસમને ત્યાં છોકરી મુગરાબીબી

૧૮-૧-૪૩ આઝમ મોહમદ સાલેહભાઇને ત્યાં છોકરો ઉમર

૧૮-૧-૪૩ રહીમખાન હમીદખાનને ત્યા છોકરો હુસેનખાન

૧૯-૧-૪૩ મીરઝા હમીદમીયા ગુનામમીયા ટેલરને ત્યા છોકરો પીરમોહમદ

૨૦-૧-૪૩ ગુનામ મોહમદ હાશમને ત્યા છોકરી ફાતમાબીબી

૨૧-૧-૪૩ હાજી મુસા ગુનામ આરેફને ત્યા છોકરો યાકુબ

૨૪-૧-૪૩ હાજી યુસુફ હાજી આઝમ ગુનામ-હુસેન પીપરડીને ત્યા છોકરો ઐયુબ

૨૪-૧-૪૩ અબ્દુર્રેહમાન ગુનામશાહ બત્તીવાલાને ત્યા છોકરો યુસુફ

૨૪-૧-૪૩ ઇસ્માઇલ ઇબ્રાહીમને ત્યા છોકરો ગુનામ મહીયુદીન

૨૬-૧-૪૩ મોલવી અહમદ આરેફ અશરફને ત્યા છોકરી મયમુનાબીબી

૨૬-૧-૪૩ ઇસ્માઇલ મોહમદ મદારીને ત્યા છોકરો અહમદ

૩૦-૧-૪૩ સૈયદ મોહમદ સૈયદ મુસ્તુફાને ત્યાં છોકરો સૈયદ મુસ્તુફા

૩૧-૧-૪૩ ગુનામ હુસેન અહમદ પીપરડીને ત્યા છોકરી મરયમબીબી

## મરણ

૨-૧-૪૩ સકીનાબીબી તે રસુલ પીરભાઇ પાંજરીગરાની છોકરી ઉ વ ૨૨

૪-૧-૪૩ સૈયદ હુસેન સૈયદ છોટુ ઉ વ ૫૫

૧૬-૧-૪૩ આઝમ આરેફ ટેઇલ ઉ વ ૭૫

૧૮-૧-૪૩ સુલતાનબીબી તે હકીમ હાસમ સારવીનની છોકરી ઉ વ. ૩૦

૨૩-૧-૪૩ હવાબીબી તે હમીદખા રહીમખા ઉ માસ ૧૦

૨૪-૧-૪૩ વલ્લી હુસેન ઉ વ ૭૫

૨૫-૧-૪૩ હનીફાબીબી તે યુસુફ હાશિમ બરચાની છોકરી ઉ વ ૯

૨૫-૧-૪૩ સૈયદ હુસેન સૈયદ અલી ઉ દિ ૧૫

૨૫-૧-૪૩ હવાબીબી તે યુસુફ કાસમ મન્સુરની છોકરી ઉ વ ૪

૨૭-૧-૪૩ આનાબીબી અહમદ ઇબ્રાહીમ કાકાની છોકરી ઉ. વ ૫૦

૨૮-૧-૪૩ મોહમદ હુસેન ઇબ્રાહીમ મોતીવાલા ઉ વ ૫૦

૨૮-૧-૪૩ ફાતમાબીબી તે ઇસ્માઈલ ભાઈમીયાની છોકરી ઉ વ ૬૫

૨૯-૧-૪૩ અફસાબીબી મોહમદ હુસેન સરસવાલા ઉ વ ૨૫

૩૦-૧-૪૩ ફાતમાબીબી તે ગુનામ મોહમદ હાસમની છોકરી ઉ દિવસ ૫





પુસ્તક ચોથું • અંક ૯મો



# કિનારા દાખવો નૂતન, નબીજી !

[ મુસદ્દસ ]

ડૂબું છું વિશ્વના ઘન અંધારે, હું જીવન-કાર્યને ભૂલી ગયો છું.
ઉગારો દિવ્યતાની તેજ—ધારે, થઈ બેહાન હું ભટકી રહ્યો છું.
કિનારો દાખવો નૂતન, નબીજી ! કરો મુજ પંથને રોશન, નબીજી !

નિરાશા, યાતના દિલને દમે છે,
ઘડી ના હાય ! મુજ ક્રંદન શમે છે,
કરો ઉલ્લાસના મંડન, નબીજી !

જગતના વૈભવોની ઝંખના ના, તમારો થઈને આવ્યો હું જગતમાં,
મુગીમનની લગારે વેદના ના, તમારો થઈને જીવું છું જગતમાં.
સદા હો હૃદયનું ચિંતન, નબીજી ! તમારો થઈ મીંચું નેનન, નબીજી !

કરેલા પાપથી લાજી મરું છું,
ખુદાના ખોફથી નિત થરથરું છું,
કરો ઉર દર્દના સિંચન, નબીજી !

કુર્આની જ્ઞાનથી દિલ ઝગમગાવો, ઇબાદતના ઝરણું દિલમાં વહાવો,
અમનના પૂર જીવનમાં વહાવો ખુદા સામે મને નિશદિન ઝુકાવો,
ખિલાવો આત્મનું ઉપવન, નબીજી ! ઝિલાવો ખાલીના ગુંજન, નબીજી !

તમારા પંથ જીવનને સંભાર,
હદીસી બોધ રગરગમાં પ્રસાર,
કરો જીવનનું નવસર્જન, નબીજી !

ઈમાનીને દુઆઓ છે જિગરની તમારો દાસ છું રે પ્રાણપ્યારા,
ફરે આશા મદીનની મહેરની, તમારા પંથ જીવનમાં સહારા,
મરણ થઈ જાય આ જીવન, નબીજી ! દઈ "કિસ્મત"ને દો દર્શન, નબીજી !

"કિસ્મત"





# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૨૩૪) વારૂ જેનો સીનો ખુદાપાકે ઇસ્લામ માટે ખોલી દીધો હોય, અને તે પોતાના પરવરદિગાર તરફથી (મળેલી) રોશનીમા (ચાલતો) હોય (શુ તે પાપણ હૃદયના કાફિર જેવો થઇ શકે છે) ત્યારે અફસોસ છે તે લોકો પર જેમના દિલ ખુદાપાકની યાદથી (ગાફિલ બની) સખત (થઇ ગયા) છે, અને એજ લોકો સ્પષ્ટ ગુમરાહીમા છે (કુર્આન)

× × × ×

(૨૩૫) અમે આકાશ તથા પૃથ્વીને અને જે કઇ તે માહે છે તે [illegible] અમુ પેદા કર્યું નથી, એ ધારણા તેઓ લોકોની છે જેઓ કાફિર છે, તો કાફિરો માટે જહન્નમનો અઝાબ છે (કુર્આન)

× × × ×

(૨૩૬) ખુદાપાકજ છે જેણે તમારા માટે રાતને બનાવી કે તેમા આરામ કરો અને દિવસને રોશન બનાવ્યો (કે તેમા કામ કરો) અલ્લાહ તો લોકો પર બહુ કૃપાવત છે, પરતુ ઘણા લોકો આભાર માનતા નથી (કુર્આન)

× × × ×

(૨૩૭) તેજ અમર છે તેના સિવાય કોઈની બન્દગીજ નથી તો બન્દગીને તેનાજ માટે ખાસ રાખી તેને પોકારો, સઘ ખૂબીઓ અલ્લાહને માટેજ છે જે સર્વ જગતનો પાલનહાર છે (કુર્આન)

× × × ×

(૨૩૮) અલ્લાહ તથા તેના ફરિશ્તા રસૂલ પર દરૂદ મોકલે છે, તો હે મોમિનો! તમે પણ તેમના ઉપર દરૂદ અને સલામ મોકલતા રહો (કુર્આન)

• • • •

(૨૩૯) અને અલ્લાહ તથા તેના રસૂલનો (ખુશીથી) હુકમ માનો કે જેથી તમારા ઉપર કૃપા થાય (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સ૦નુ ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ માલિક ...



(૨૩૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મુસલમાનોનો કોઇ પણ હાકેમ જે તેઓના કામોનો માલિક થયો હોય ને ફરી તેઓ માટે કોશીશ ન કરે તેમ તેઓનો શુભેચ્છક ન બને તો તે તેઓની સાથે જન્નતમા દાખલ થશે નહિ (મુસ્લિમ)

*  *  *  *

(૨૩૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યારે તમારામાનો કોઇ ખાય તો તેને જોઈએ કે પોતાની આંગળીઓ ચાટે કારણ કે તે જાણતો નથી કે તેની કઈ આગળીમા બરકત છે. (મુસ્લિમ).

*  *  *  *

(૨૩૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે માણસના મરણ કેડે સવાર સાંજ તેનું મૂળ સ્થળ સામે કરવામાં આવે છે જો તે જન્નતી છે તો જન્નત, અને જો તે દોઝખી છે તો દોઝખ દેખાડવામા આવે છે. પછી ફરિસ્તા તેને કહે છે આ તારૂ તે ઠેકાણું છે કે કિયામતના દિવસે ત્યા તને મોકલવામા આવશે. (સહીહૈન)

*  *  *  *

(૨૩૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે મનુષ્યને સબર (ધીરજ) કરતા વધુ વિશાળ રોજી આપવામાં આવી નથી (સહીહૈન)

*  *  *  *

(૨૩૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે કોઇ પણ મુસલમાન કોઈ ઝાડ રોપશે, તો તેથી જે વસ્તુ ખાવામા આવશે તે તેને માટે ખૈરાત છે અને જે તેમાથી ચોરાશે તે તેને માટે ખૈરાત છે અને જે કઇ તેમાનુ કોઇ નુકસાન કરશે તે તેને માટે ખૈરાત છે. (મુસ્લિમ)

*  *  *  *

(૨૩૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે લોકો ઉપર રહમ (દયા) નહિ કરે તેના ઉપર અલ્લાહ રહમ કરતો નથી. (બુખારી)



**આવાઝકી** દુન્યા કે દોસ્તો આ વેળા હું તમને લડાઈની હકીકત સંભળાવવા તૈયાર નથી કારણ કે હવે લડાઈમાં પણ કંઈ રસ કસ રહ્યો નથી. રશિયનો માર માર કરતા ધસે છે, ને જર્મનો ભાગાભાગ કરતા પાછા હઠે છે. કોઈ ટીમનો ધબડકો વળી જાય ને પ્રેક્ષકો કંટાળી જાય તેમ રશિયાના મોરચા પર થયું છે. ટીમોશીંકોની કાતિલ બોલીંગ આગળ એક પણ જર્મન ખેલાડી ટકી શકતો નથી, જો કે હીટલર પોતાના ખેલાડીઓને પાણી તો ખૂબ ચઢાવે છે, પણ જર્મનોને હવે થાક્યા ગાઉ ભાગે જેવું થયું છે એ થાકી પાકીને લીધે થઈ ગયેલા ખેલાડીઓ કોઈ છાંયે બેસી જવાનો પ્રયત્ન કરે છે પણ છાંયોજ જડતો નથીને? વળી ટ્યુનીસના મોરચે તો સાવ સંતાકુકડીની રમત જેવી લડાઈ થઈ ગઈ છે હવે માર્ચની ગરમી કંઈ લડાઈમાં ગરમી લાવે ત્યારે બાકી આટલાંટિકનો યુ-બોટ જંગ તો જેમનો તેમ ચાલે છેજ અને પાસિફિકમાં પણ જંગ તેવીને તેવી રીતેજ ચાલેજ છે, તો હિંદમાં પણ ઘાસતેલ, ઘઉં, ખાંડ વગેરેનો જંગ રામેના મુજબ ચાલુ છે હવે તો ખુદા પાસે હિંદીઓએ તો એટલીજ દુઆ માગવાની રહી કે પ્રભુ એ જંગને વહેલો ખતમ કરી દે, નહિતર અમારા પેટ ભૂખે દુ:ખથી બચવાની નથી આશા

કર! આમીન

●

પશ્ચિમે આપણને અનેક ભેટ સોગાત આપી છે તેમાં એક ડુંગ નામની રીત પણ છે એથી ઘણાઓના નામની કુરૂપતા ઢંકાઈ જાય છે. શરીઅતની વાતને ક્ષણભર જરા બાજુ પર રાખી વાત કરીએ તો ખુબ જેવી ગતિ કદરૂપા બેનની બદસૂરતીને ઢાંકવાનું એક સરસ સાધન છે તેમ ડુંકુ નામ પણ લાંબા નામની બદસૂરતીને ઢાંકવાનું સારામાં સારૂં સાધન છે. આર. એસ. શાહ લખી હોય તો કોઈને સ્વપ્નેય ખબર ન પડે કે રણછોડલાલ સુખલાલ શાહ એ ટુંકુ પડછાયો આર. અનેક વાચનારને ખબર ન પડે કે ચાંદમિયાં રજબમિયાંનુ એ ટુંકું નામ છે. બિસ્કુટમેકર જી. કે. નામ હોય તો તમને જરાપણ ખબર ન પડે કે, એ ભજીવાળા ઘસીટભાઈ કાંતેમિયાંનું નામ છે! જી. જી. ડી. એન્ડ કો. નામ હોય તો ખબર ન પડે કે, ગંડાભાઈ, ઘેલાભાઈ, અને ડાહ્યાભાઈની કંપનીનું એ નામ છે! શ્રીમતિ જી. જી. નામ હોય, તો તમે જાણો કે કોઈ મહાન સર કે બેરોનેટના મહેરદારનું એ નામ હશે? ના, ના જી. જી. એટલે તો ગમલી ઘાંચણ!

એય કે આવું થીને તમે મોટા જ્યોતિષ કે નજુમી હોવ તેવા ન સમજી લેશો કે એ

# કલમની મસ્તી !

મળે તે લાભ લે 'બેકાર' મોટાની ભલાઇથી,
અને બસ પેટ ભર તુ માનપૂરા ને મનાઇથી !
દલાની દેશની કરસી, અને મેડી ઉંચી ચણી,
ભલેને લોક'કે ફુલ્યો છે નાહકની કમાઇથી !

ઘણુએ કામ નીકળે મિત્રતાથી કે સગાઇથી,
છતાએ લડવુ તો લડવુ પરસ્પર ભાઇ ભાઇથી,
તમારી ગુપ્ત વાતો જગતમા હર્ગીજ થાવાની,
પડે 'બેકાર' પાનો ભાટ, એડીટર, કે નાઇથી !

થયુ હો નાક ઉચુ ભલેને સત્તાની રાઇથી,
પશુની જાત પરખાયે કથીગી કે બગાઇથી,
નથી તુજને ખબર 'બેકાર' કે ઉતર્યા અમલકોડી,
કમીને પાટલુન બાધી ભલેને નેકટાઇથી !

કલાવે હિંદુ–મુસ્લિમને કોઇ એવી સફાઇથી,
પટાવે બાળકોને જેઈ ઠગ જાણે મિઠાઇથી,
ભલે 'બેકાર' બનલાવે કોઇ ધોળે દિવસ તારા,
રિઝાતો ના કદી તુ ગજહાનિ એ ભવાઇથી !



## કુ સુ મ ની શે ખી !

વસતોને જોઇ રિઝાતા નથી,
અને પાનખરથી ખિજાતા નથી.
કદી ભયને નિરખી છુપાતા નથી,
કદી દેખી દુશ્મન લપાતા નથી !
કદી જાપ અમથી જપાતા નથી,
કદી કોઈના ગીત ગાતા નથી !
કદી પ્રેમ માહે ફ્સાતા નથી,
કે નાજુક નમાયા ખમાતા નથી !
ખમી લાખ ઠોકરને રીઢા થયા,
કોઇના હુ ભાવે હુ ભાતા નથી.
છે હૈયાના એવાય પત્થર જિગર,
કદી લાગણીથી ભિંજાતા નથી !
ભયે લોક નિર્દય ગણે તોય શુ ?
કોઇની દયાથી દબાતા નથી !
ભલે દુર્દશા દેશની જોઇને,
લગારેય દિલમા સિઝાતા નથી !

રે ! ભૂખ્યાને ભોજનની શી વાત છે ?
કદી પાણી તરસ્યાને પાતા નથી !
જોઇ માગનારને ર.. ા મહીં,
લગારેય દિલમા મુઝાતા નથી !
છે દેવાળીયા જન્મથી તો અમે,
બુઢાપામા કો છો કમાતા નથી ?
જોઈ લઇએ ઓંકુ કે અનગુ છતા,
કદી રાહમા ગોથુ ખાતા નથી !
જમાનાની છક્કડ ખમીને થયા,
અમસ્તા કઇ ગાલ રાતા નથી !
જમાનાની ઠોકરથી સીધા થશે,
પુરાનીમા છો ને સમાતા નથી ?
વચન બાણથી જે પડે દિલમા ઘા,
કદી ફુટપટીથી મપાતા નથી !
ભલે કોલ દેતા હસી ખેલ હો,
પણ રસ્તે જતાને અપાતા નથી !

શા 'બેકાર' તુજ વાણીમા જાદુ કે,
હરિફોય દિલમા ખફાતા નથી !

 Registered No. B

# મોટર ખરીદે છે

[ ગઝલ ]

અને એની સજુની શાયરોની હિસ્ટરી દે છે ।
કે ધન દેવું ન હો અલ્લાહને તો શાયરી દે છે ।
સવારે સાતમાં વેચી દસે સાંજે ખરીદે છે
અમારાઓ અમારું જીવતું મુશ્કિલ કરી દે છે
ફરીફો કોનું જાણે આ જાપને શું કરી દે છે ।
કે, તે સાહેબ અમોને નોકરીનું "ના" કરી દે છે
કર ઉપવાસ ગાંધી શેઠને એનાથી શું લાગે ?
નવી બિલ્ડીંગ બાંધે છે । નવી મોટર ખરીદે છે ।
કુંવારો છે હજી બત્રીસ વર્ષે, 'શેખચલ્લી' તો
એ પરણે તો ખરો, પણ કોણ એને દીકરી દે છે ?

—"શેખચલ્લી'

Printed by Maganlal Mangaldas Patel at The 'Gangotri' Printing Press
Kanpith, Khand Bazar Surat





પુસ્તક ચોથુ + અંક ૮મો



## સાચા સંદેશવાહક!

હતા જ્યારે અરે ! ઇન્સાન પણ ઇન્સાનના દુશ્મન,
હતા જ્યારે પરસ્પર ભાઇ ભાઈ જાનના દુશ્મન
હતી જ્યારે ઘણી અન્યાય પોષક ત્યારની દુન્યા,
અને થૈ ગઈ હતી અજ્ઞાનતા વશ કપાગ્ની દુન્યા

લગારે વાત કોઇ કોઇની કયા હાય સાભળતુ.
જાણે જાણુ છળ કપટને પોષતુ ને દ્વેષથી બળતુ
એ કુપગ કાળમા કરમા ધજાને સતની ઝટ ધારી,
પધાર્યા ઇશ્વરી સંદેશ—વાહક ને મુગટ ધારી

જગત—અંતર મહીં ઇમાન કેરી જ્યોત અજવાળી.
ને વર્ષોની એ દપણ પરથી જાંજમાન ગજવાળી
ભાપણુ અંધકારમા ઇસ્લામનો દીપક લઈ કરમા,
પ્રકાશિત તેના કિરણોને કરી દીધા જગતભરમા

કર્યું પળવારમા કે એક સર્જનનુ નવુ મર્જન,
પ્રત્યેક નાના અને મોટાના જીવનનુ નવુ મર્જન
ઝનની જનસમૂહમા ભાઇચારો ભળી દીધો,
કુસંપ કુકાસમા નપ એકધારે મેળવી દીધા

ઉકળતા ખૂનના લોહીમા ઠંડક પાથરી દીધી
મુહબ્બતથી મુહબ્બતને કબ્જામા ભરી દીધી
હતા એ કોણ કે પળમા પરિવર્તન કરી દીધુ,
જગતમા જેમણે સંસ્કારનુ મર્જ ભરી દીધુ

મુહમ્મદ મુસ્તફા સ'રેઅથા પ્યારા નબી માના,
જગતના સર્વ દુખીઓથી ઘણા ન્યારા નબી માના
હે ! જ્યોતિર્ધર કૃપાનિધી સકળ સંસારના સ્વામી
ઉમંગ "બિસ્મિલ" ધરે છે આપના દીદારના કામી

—"બિસ્મિલ" ધોરાજવી





## ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનુ ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ



(૨૪૦) અને તે (ની કુદરત)ના નમુનાઓમાથીજ રાત અને દિવસ તથા અને ચંદ્ર-છે, (માટે) સૂર્યને કે ચંદ્રને સિજદો ન કરો પણ તે ખુદાને સિજદો કરો જેણે તે સઉને બનાવ્યા જો તમે ખુદાનેજ પૂજતા હો તો (કુર્આ·

* * * *

(૨૪૧) જે કોઇ આખરતની ખેતી ચાહતો હોય તો તેના માટે તેની ખેતી અમે વધારીએ છીએ, અને જે કોઇ દુન્યાની ખેતી ચાહતો હોય તે તેમાંથી કઇક આપીશુ પણ તેના માટે આખેરતમા કઈ હિસ્સો નથી. (કુર્આ

* * * *

(૨૪૨) અને જ્યારે અમે ઈનસાન પર બક્ષિશો કરીએ તો (અમારાથી) ફેરવે અને પોતાનુ પડખુ બદલે છે, પણ જ્યારે તેને બુરાઇ પહોચે લાબી ચોડી દુઆઓ માગે છે (કુર્આન)

* * * *

(૨૪૩) તો જે કઈ વસ્તુ તમને મળી છે તે માત્ર દુન્યાની જિંદગીનુ સાધ છે, પણ જે કઇ ખુદાની પાસે છે તે એવા લોકો માટે બેહતર બાકી રહેનાર છે જેઓ ઈમાન લાવ્યા અને પોતાના પરવરદિગા ભરોસો રાખે છે (કુર્આન)

* * * *

(૨૪૪) શુ તઓ દેશમા હર્યા ફર્યા નથી ? તો જોઈ લેત કે જે લોકો એ પહેલા હતા તેમનુ પરિણામ કેવું થયુ ? તેઓ એમના કરતા શક્તિ તથા જે નિશાનીઓ પૃથ્વીમા મૂકી ગયા તેમા વધેલા હતા ફરી તે ગુનાહો પર ખુદાપાકે તેમને પકડયા, અને તેમને ખુદાથી બચાવનાર ન થયો (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુ'લ્લાહ સ૦નુ ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ





(૨૪૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે કોઇ પણ ઘાયલને અલ્લાહના માર્ગમાં ઘા લાગ્યો હશે તો કિયામતને દિવસે તે એવી સ્થિતિમા હાજર થશે કે તેનો ઝખ્મ વહેતો હશે તેનો રગ લોહીનો હશે પણ તેની સુગંધી કસ્તૂરી સમ હશે (સહીહૈન)

× + × ×

(૨૪૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ' કે જેઓ અલ્લાહની યાદ માટે બેસે છે તો ફરિશ્તા તેમને ઘેરી લે છે, તથા ખુદાની રહમત તેમને ઢાકી લે છે વળી તેઓ ઉપર શાતી ઉતરે છે અને જેઓ અલ્લાહની પાસે છે (એટલે ફરિશ્તા) તેઓમા તે તેઓને યાદ કરે છે (મુસ્લિમ)

× × × ×

(૨૪૨) રસૂલુલ્લાહ ,સલ૦ એ ફરમાવ્યુ કે જે કોઇએ સૂર્યોદય પહેલા તથા આથમતા પહેલા નમાઝ પઢી તે દોઝખમા જશે નહિ. (મુસ્લિમ)

× × × ×

(૨૪૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે કોઈપણ મુસલમાન પુરૂષ મરણ પામે અને તેના જનાઝા ઉપર એવા ચાલીસ પુરૂષો નમાઝ પઢવા ઉભા રહે કે તેઓ અલ્લાહ સાથે કોઈ વસ્તુને શરીક કરતા ન હોય તો અ'લ્લાહ તેઓની શફાઅત તેને માટે કબૂલ કરશે (મુસ્લિમ)

× × × ×

(૨૪૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે કોઇ બદાને અલ્લાહે કોઇ પ્રજાનો રક્ષણ કરનાર બનાવ્યો હોય અને તે પ્રજાનો બદખાહ થઇને મરે તો અલ્લાહ તેના ઉપર જન્નત હરામ કરે છે. (સહીહૈન)




"ઉતરતા ગુણની કવિતા વડે મનુષ્ય જાતિનુ મગજ પકવવાની છૂટ કોઇને પણ હોવી જોઇએ નહિ" [રસ્કીન] એ 'કોઇ'ને ભલે ન હોય પણ અમને તો છે અમને એટલે ગુજરાતીઓને ગમે તેવો વિચારક હોય જેમ રસ્કિન પરદેશી હતો અને પરદેશીઓનું દરેક દૃષ્ટિબિન્દુ સ્વીકારવાને અમે તૈયાર નથી એ બીજી વાત છે કે પરદેશીઓની ચાહી ચૂસીનેજ ખુદને રંગીન બનાવનાર શાહી ચૂસ કવિઓ-લેખકો અમારે ત્યા છે પણ તેથી શું ? એમ તો અમારે ત્યાના વેપારીઓ પણ હિંદી કહી કહીને પરદેશનો માલ ક્યાં નથી વેચતા ? પરંતુ પરદેશી વિરોધીની એ વાત જતી કરવી બેહતર છે આપણે તો અહીં ઉતરતા ગુણની કવિતા વિષે જોવાનુ છે

ભાષા, પદ્યરચના, અને કવિત્વ એ ત્રણ કાવ્યના મુખ્ય અંગ છે સુશ્લિષ્ટ, કલાચિન્ત, ચિરંજીવ કલ્પના-વિચારણા-ભાવ-એટલે કવિત્વ મજબૂત મનોજ્ઞ ભાવરના આભૂષણ એટલે છંદ અને કર્કશ લાગ્યા વિના કહેવાનુ સઘળું સરળતાથી કહી જવાય એવી વાહક-વાણી એટલે ભાષા ટૂંકમા 'આહ! કેવા સુંદર છે એમ આપણા હૃદયમા ભાવ' ઉત્પન્ન કરે તે ખરી કવિતા

હૃદયના સાચા રણકાની ખામીવાળી, માત્ર લાગણી વેડા અને પ્રેમના અતિસાધારણ રૂપકો ભરી, શોકબ્રષ લેવાર થતી આજની કવિતાઓ જોઇને એમ નથી લાગતુ કે ગુજરાતમા દરેક જણને માણસ જાતિનુ મગજ પકવવાની છૂટ છે આપણે ત્યા દરેક માણસ-જે ગાઇ શકે છે તે-કવિ છે અને જો તે સાકી અને કાકી, કમાલ અને જમાલ, અદર અને બહારના કાફિયા જાણી લે તો તે ગઝલકાર કે વળી દરેક લીટીમા "શરાબ" પીવા-પાવાની વાતો લાવે તો તે રંગીનો કવિ છે અને ઉચ્ચારણો ટાંકવાય નજરાતુ પડે એવા અપર સપી ગચીને રચના કરે તો તે ખરો ગઝલકાર લેખાય છે, વળી જો તે પુરાણી ઢબે ગઝલ નમનો હોય કે-તો જેને તે પોતાની ગણાવી રહ્યો છે-તે પ્રયાગનીએ કોઇ માસિક યા પુસ્તકમા આવી ગઇ હોય અને જો તે ગીત લખતો હોય તો પદ્ય ગદ્યના ભેદની તેને કોઇ ચિંતા નથી 'બાબા, સજની, સાજન ઉસપાર, કન્હૈયા એ શબ્દોને ઉલટ સુલટ ગોઠવી ચીતરી કાઢે છે અને આ બધુ લખાય તે છપાયજ છે અને એ છપાઇને મગજ પકવવામા આવે છે

જૂના વિચારના માબાપોને છોકરા નાનપણમા પરણાવી દેવાની જેટલી ઉતાવળ હોય છે તેટલીજ બલ્કે તેથી વધુ ઉતાવળ આજના કવિઓને પોતાની કવિતા છપાવી પ્રગટ કરવાની હોય છે, અને એ ઉતાવળમા ને ઉતાવળમા તે જે કાંઇ બચડી કાઢે છે, તે કાચીપાકી દુણાઇ ગએલી ખીચડી જેવુ હોય છે મૂળમાજ ઓછી પ્રતિભા અને અભ્યાસના નામનું મીંડુ એટલે કોઇ કોઇ કવિતા તો કવિતા નહિ પણ "કચુંબર" બનીને રહે છે સમજાતુ નથી કે આવી આવી કવિતાઓ રચીને એ મિત્રોએ શુ કાદા કાઢવા ધાર્યા છે ?

• • •

થોડુ ક વખત મ્હારા પર બે પત્રો આવ્યા હતા એ કોના અને એમા શુ છે ? તે જરા ખાનગી છે પરંતુ એ પત્રોની ભાષા જોડણી ઉપરથી હુ એકની મિસ્ટર-વિરામચિન્હ તરીકેની અને બીજાની મિસ્ટર અનુસ્વાર-શત્રુ તરીકેની ઓળખ આપુ છુ વાચકો પણ એમના નમુનાઓ જોઇને મ્હારા મતમા સમતિ આપશે એવી આશા છે

"(૧) ભાઇ શ્રી વણજારા !

સલામ !! કુશળ હશોજ !!! તમારી 'પોઠ' હુ વાચુ છુ એટલુંજ નહિ, વિચારુ છુ ! કેમ ?– એમ ! ત્યારે તો ઠીક, ભાઇ વાહ !!" વગેરે

સમજાતુ નથી કે આ બેવડા અને તેવડા ઉદગાર ચિન્હોથી ભાષાને–પત્રને શુ જોર મળ્યું છે ?

"(૨) શ્રી વણજારા

સવિનય પ્રણામ વાચનમા 'પોઠ'નુ સ્થાન મે ક્યારનુય નકી કરી રાખ્યુ છે આવુદ આવ્યા ત્યારે લખ્યુ કેમ નહિ ?' વગેરે

આ મિત્રને અનુસ્વાર પ્રત્યે એટલી ચીડ લાગે છે કે કલમને અનુસ્વાર કરવા જેટલી વાર પણ લીટીની ઉપર લઇ જવા માગતા નથી

અક્ષર એટલા રૂપાળા છે કે ન પૂછો વાત છતા એમની કવિતાથી તો સારાજ છે એટલું એમની ક્ષમા માગીને પણ કહી લઉ છુ

• • •

સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની વય ૭૫ વર્ષની થઇ એમ હમણાજ મુંબઇમા એમના માનમા યએલા મેળાવડાથી જાણ્યું શ્રી ઝવેરી ગુજરાતમા દરેક વર્ગમા માન ધરાવનાર વ્યક્તિ છે કોમવાદ અને પક્ષાપક્ષીથી પર એવા એ બુઝર્ગ "ચાચા"ને વધુ જીવો એની દુઆ આપીએ છીએ કેમકે આ નવીન યુગમા "જીવવુ એ પણ એક પ્રકારની સેવા છે" જીવાય તોજ સેવા થાયને ?

• • •

"ભીંત પર જાહેરખબર, મોટર ને ટ્રામ પર જાહેર ખબર, રેલ્વેના ડબ્બામા જાહેર ખબર, ઝાડના થડો પર જાહેર ખબર, હોટલોના ટેબલ પર જાહેર ખબર છેવટ દિવાસળી પર પણ જાહેર ખબર મ્હારા વાલા આ જાહેર ખબર આપનારા હવે દુનિયામાં કોઇપણ જગ્યા જાહેર ખબર વગરની કોરી રહેવા દેશે કે નહિ ?" સુરતથી વડોદરા જતા ટ્રેનમા એક મુરબ્બી આવુ આવુ બાફી રહ્યા હતા. તેમને અમારા મિત્ર શેખચલ્લીએ એકજ જવાબમા ચૂપ કરી દીધા કે "આસમાન પર હજી ઘણી જગ્યા કોરી છે એ કેમ ભૂલો છો મહાશય ? અને પછી તો એ બન્ને મહાશયો ચચક્યા હિટલર રૂઝવેલ્ટ ચર્ચિલ ગાંધી અને ટોજોના નામો લઇને તેમણે ડબ્બામા બેઠા બેઠાજ આખી દુનિયાનું અનીશણુ કરી નાખ્યુ રાજકારણથી પરવાર્યા પછી બંન્ને શ્રીમાનો સાહિત્યમા પ્રવેશ્યા અને સાહિત્યની વાડીમાં વિહરતા વિહરતા તેઓ કાવ્યની કુંજમા ઘુસી ગયા શ્રી શેખચલ્લી ઉવાચ કે "લોકોને ચયન નથી ત્યા જુઓને તમાશા આ કવિઓ "ચયનિકા" કાઢીને બેઠા છે બાળુ ગદ્યમા

બંગાળી પેઠું તો પેઠું હવે પછી એ ચેઠું નથી લાગતું કે કોઈ દિવસ ગુજરાતીનું—બંગાળી અને ગુજરાતનું બંગાળ થઈ જશે? શું ગુજરાતીઓને પુસ્તકનું નવું ગુજરાતી નામ પાડતાં પણ નથી આવડતું કે તેઓ બંગાળી જેવું નામ મૂકીને બેઠા"

"હવે રહેવા દોને એ વાત" તે શ્રીમાને શરૂ કર્યું "લોકોને ચયન નથી ત્યારે તમારા વાળાઓ પેલા મુસાફરો ભરે છે તેનું શું? અને બંગાળી થઈ જવાની ચિંતા રાખનારાઓ આપ ઘોડો ગુજરાતીને ક્યાંક ઉંદું ન બનાવી દો તે તો જો જો!"

બન્ને મહાશયો અટક્યા હતા અને લાગતું હતું કે હિંદુ—મુસ્લિમ વિખવાદ થઈનેજ રહેશે પરંતુ એટલામાં ભરૂચ આવ્યું આ સ્ટેશન પર ચાર ધોળા સાહેબોને જોઈ બન્ને મહાશયોએ ચુપકીદી ધારણ કરી લીધી અને એ ચુપકીદી એ વડોદરાને વહેલું ખેંચી આણ્યું

• ° •

બિરાદર 'બેકાર' જ્યારે ભાવનગરમાં ભાષણું ભચડતા હશે બરોબર તેજ વેળા "દસબજે" ની ફિલ્મ મુજબ હું બોલપટમાં કવ્વાલી સાંભળી રહ્યો હતો કવ્વાલી સાંભળવાનો શોખ મને બહુ નથી પરંતુ મિત્રોના આગ્રહવશ થઈ વાઅઝ અને કવ્વાલી એ બેમાંથી મારે ફરજિયાત કવ્વાલી સ્વીકારવી પડી હતી એ કવ્વાલી! અહાહા વિલાયત! વિલાયત! ગાનારની જુની ચવાઈ ગએલીચીજોમાં તો કશો દમ ન હતો પરંતુ કવ્વાલના મખમૂર નમનો, છુટા ઝુલ્ફા, વ્યંઢળ જેવી અદાઓ અને લટકા, સારાએ શરીરનો વળાંક લઈ વગાડાતી તાળીઓ, વગેરે ખાસ ધ્યાન ખેંચનારૂં હતું અને એથીય વધુ રમુજ તો એ હતી કે રાતીના મંડપમાં બેસીને જનાબ કવ્વાલ સાહબ બેધડક "કુબ્બલ કે નઝારે હુય" તથા કમાલપાશાનો ગરસીયો ગાઈ રહ્યા હતા છતાં તેમને કોઈ રોકનાર ટોકનાર ન હતું સાંભળનારાઓની આ હાલત જોતાં મ્હારાથી એ મેહફિલની રસિકતા પર "અહાહ અલ્લાહ કુબ્બલ કે નઝારે હુય" કહીજ દેવાયું




**નોંધ:**—આજના સમયમા કાગળો ઘણાજ મોંઘા છે નાહકના સવાલો પૂછી કાગળ અને સમય બગાડશો નહીં. સવાલો ટુંકાણમા મતલબ સમાઇ જાય તે રીતે પૂછવા લાંબુ લાંબુ લખવુ નહીં અંગત જેવા સવાલો દોઢ આનાની ટીકીટ જવાબ માટે મોકલી પૂછવા તે પ્રગટ થશે નહીં ફક્ત જાહેર હિતના સવાલોજ પ્રગટ થઈ શકશે —**તંત્રી**

**સવાલ**—જો મસ્જિદની સીલક બેન્કમા જમા પડી હોય તેમાથી આજના અનાજ સંકટ સમયમા અનાજ ખરીદી ગરીબ મુસ્લિમોમા પડતર ભાવે આપી શકાય ? અનાજ સંકટ કમીટીના સારા આબરૂદાર ગૃહસ્થો નાણા પાછા આપવાની ઝમાનત આપે છે અને મસ્જિદને જ્યારે જરૂરત પડે ત્યારે પાછા વાળવાની ગેરન્ટી આપે છે

**જવાબ**—મસ્જિદના નાણા ફક્ત તેના કામમાજ વાપરવાં જોઇએ જો તે મસ્જિદ અતિશય માલદાર હોય કે તેને હાલમા કે ભવિષ્યમા તે બચતના નાણાની જરૂરત પડશે નહી એમ ચોક્કસ ખાત્રી થતી હોય તો બીજી કોઇ ગરીબ મસ્જિદમા તેનો ઉપયોગ કરે અથવા જો દીની મદ્રેસાની જરૂરત હોય તો તેજ મસ્જિદમાં અથવા તેના તાબામા એકાદ મદ્રેસો ચાલુ કરી શકાય છે. સવાલ મુજબ વાપરવા જાએઝ નથી

**સવાલ**—મારી વાલિદા ગુજરી ગમા છે તેમને બે છોકરા, બે છોકરીઓ અને એક ભત્રીજો (તેમના ભાઇનો છોકરો) છે તે વચ્ચે કોને કેટલું મળશે ? એક ખેતર બન્ને છોકરીઓ અને એક અન્જુમન રોઝા ફંડ માટેની તેમની વસીયત પણ છે તો કેમ કરવું ?

**જવાબ**—પ્રથમ કફન દફનનો ખર્ચ, કર્ઝ અને ત્રીજા ભાગ સુધીની વસીયત હોય તો તે અદા કર્યા બાદ બચતમાથી છ ભાગ કરવા છોકરાઓએ બબ્બે અને છોકરીઓને એકેક ભાગ મળશે ભત્રીજાને કાંઇ નહીં ત્રીજા ભાગથી જો બન્ને ખેતરોની કીંમત વધી જતી હોય તો વસીયત બાતિલ થશે

**સવાલ**—જો સ્કૂલ-મદ્રેસો એકજ મકાનમા હોય અને ઉસ્તાદ અને બાળકો માટે ટેબલ બાકડા રાખ્યા હોય, બાકડા ઉપર કુર્આન શ૦ કિતાબો અદબપૂર્વક ઉંચી રહે તેનો ખ્યાલ રાખવામા આવ્યો છે એમ બેઅદબીનો સંભવ નથી તો તે માટે કાંઇ વાંધો છે ?

**જવાબ**—બેઅદબી થવાનો સંભવ નહિ હોય તો કાંઇ વાંધો નથી, જાએઝ છે

**સવાલ**—"પાક પરવરદિગાર ઉપાયના આત્માઓને જન્નતમાં ઉચ્ચ દરજ્જો અતા કરી પાછળ રહેવાઓને સબ્રે જમીલ અતા કરે." આવો ઠરાવ કોઇ મુસ્લિમ સંસ્થા હિન્દુ અને મુસલમાનના મરણ પ્રસંગે મૂકી શકે

કે કેમ?

જવાબ–દુન્યવી રીતે અને મસ્લેહતની રૂએ કોઇ હિન્દુના મરણ પ્રસંગે દિલસોઝી જાહેર કરવી જાયઝ છે મુશ્રિક માટે જન્નત નસીબની દુઆ કરવી જાયઝ નથી

સવાલ–દાતના મર્દ ડોક્ટર પાસે ઔરતના દાત કઢાવી શકાય કે નવી બત્રીસી મૂકાવી શકાય?

જવાબ–જેમ બીજી બીમારીઓમા મર્દ ડોક્ટરને હાથ કે દર્દવાળો બદનનો કોઇ ભાગ બતાવવો જાયઝ છે તેવીજ રીતે આવી બાબતમા પણ કાંઇ વાંધા જેવુ નથી

સવાલ–જો કોઇ પાસે હરામ માલ હોય તો તેની મઝદૂરી લેવી જાયઝ છે?

જવાબ–જો હરામ વિષે આપણને ખબર હોય તો જાયઝ નથી જો તે કોઇ પાસેથી કર્ઝ લઇ મઝદૂરી ચુકવે અને તે કર્ઝ પેતા હરામ માલમાથી અદા કરી દે.

સવાલ–"યહૂદીઓ કદી સલ્તનત ઘરી નહી તેમજ દુન્યામા એમને ઇઝઝત કે માન મળશે નહી" એ બીના ખરી છે?

જવાબ–"તેઓ ઉપર (એટલે યહૂદીઓપર) ઝિલ્લત અને મોહતાજી નાખવામા આવી છે" (કુર્આન શ૦, પારો ૧, ¹/૪, પારાની લગભગ) બધા મુફસ્સેરીન (રહ૦)એ એવીજ રીતે તફસીર ફરમાવી છે કે "દુન્યામા કદી તેમની હુકૂમત કે સલ્તનત માતબર સૂરતમા બાકી રહેશે નહી સ્વતંત્ર બાદશાહત થશે નહી ઝલીલ અને રૂસ્વા બની રહેશે જાહેરમાં માલદાર હશે પરંતુ મોહતાજી અને તકલીફ દૂર થશે નહી" પારા ૪ના ત્રીજા રૂકૂઅમા પણ એવુજ ફરમાન છે

સવાલ–ઘરમા રહેનાર અને ઔરત બચ્ચાઓને સાથે રાખવાની તાકત નહી ધરાવનાર અમુક મુદત માટે ઔરત કરી શકે છે?

જવાબ–થોડી મુદતના નિકાહને શર્અમાં "મુતઅહ" કહે છે અને તે હરામ

સવાલ–નમાઝ માટે શેઠ નોકરને આપતો નથી પણી સખ્તી કરે છે ગાળો ભાંડે છે એ માટે શું હુકમ છે.

જવાબ–નમાઝ માટે શેઠે રોકવુ જોઇએ હદ વિનાની સખ્તી પણ નહી જોઇએ ગાળો ભાંડવી એ સખ્ત ગુન્હો

સવાલ–સૂતર-રેશમનુ બનેલુ કાપડ એકલા રેશમનું બનેલ નથી તે મર્દ શકે છે?

જવાબ–ખાલિસ રેશમી કપડુ માટે જાયઝ છે, મર્દ માટે નથી આગળ રેશમી કપડુ સાયા કે ઝબ્બાને લગાડી શકે છે જો કપડાનો વાણો સૂતર તાણો રેશમનો હોય તો મર્દ માટે જાય બનાવટી રેશમ (આર્ટિફિશ્યલ સિલ્ક) કેળ બનતુ હોવાથી મર્દ માટે જાયઝ છે મુખ્તાર)

સવાલ–બિસ્તરમા રેશમી તકીઓ ચાદર વાપરવુ જાયઝ છે?

જવાબ–હ૦ ઇમામ આઝમ (રહ૦ નઝદીક જાયઝ છે બીછાવવુ એ પહેર મસ્ઞોમા નથી ઇમામ મોહમ્મદ યૂસુફ (રહ૦)ના નઝદીક જાયઝ નથી

સવાલ–શું એક વખતની નમાઝ બેવાર પઢી શકાય?

જવાબ–ના પ્રથમ પઢી હશે તે અદા થશે બીજીવારની તેજ નમાઝ ઇ પાછળ જમાઅત સાથે પઢી તો તે ગણાશે હનફી નીયમ મુજબ ઘરમા નમાઝ અદા કરનાર, મસ્જિદમા ઝોહર ઇશાની જમાઅતમા, નફિલની નીય શામિલ થઇ શકે છે ફજર, અસર મગરિબમા શામિલ થઇ શકાય નહી




[ જેતપુર મુશાઈરાની દરેક ગઝલમાંથી ફક્ત ચાર પંક્તિઓજ ચૂંટીને અહીં રજુ કરવામાં આવી છે, કાગળની અછતની ધરતને કારણે ! ] —સંપાદક

— પંક્તિ —

"ન રાખે કોઈ અસર એ અસર હું રાખું છું."

-[ १ ]-

હૃદયમાં જ્યોત નવી નિત્યનવ હું રાખું છું
બળીને નામ પ્રણયમાં અમર હું રાખું છું
સિતમ તમારા નઝર નિત્ય મારી રાખે છે,
અને તમારા સિતમની નઝર હું રાખું છું
ભરે છે ખુનથી અશ્રુઓ ગુલના હોઠને,
અગર ચમનમાં અવરને નઝર હું રાખું છું
અરે હો ! પારકું અંતર-ચરિત્ર જોનારા,
ખબર છે કેટલી તારી ખબર હું રાખું છું
"કલીમ" કરતા નથી સાર શિર પીઠે હદ,
પ્રણયમાં જ્યારે પગો પંથ પર હું રાખું છું
"કલીમ" વાકિફી ] [ ધોરાજી

-[ २ ]-

જીવનનો મોહ ન મૃત્યુનો ડર હું રાખું છું,
છું પ્રેમી પ્રેમી તણા દિલ-જિગર હું રાખું છું
નજર નઝરથી મિલાવી કરો ન નીચી નઝર,
જુઓ નઝરથી કે કેવી નઝર હું રાખું છું
વફાની આશ મને કોઈ બેવફાથી છે,
ભરોસો એક દગાબાઝ પર હું રાખું છું
કરી પડયો છું ન્યો હું તો કહી પડ્યું છે દિલ,
ન માગ દિનકે, ન દિનની ખબર હું રાખું છું
હઝાર ઝખ્મને હર ઝખ્મમાં છે એની યાદ,
જુદું ઝમાનાથી "ઘાયલ" જિગર હું રાખું છું
"ઘાયલ" ] [ પાજોદ

-[ ૩ ]-

ગુલામ છું છતાં મઝબૂત-અસર હું રાખું છું,
જુઓ હજુ સુધી લાખોનો કર હું રાખું છું
ભલે ન રાખે ખબરદાર કંઈ ખબર મારી,
ખબર છે એને કે એની ખબર હું રાખું છું
ગુલામ હિન્દી છું મશહુર આળસાઠમાં,
જે કામ આજનું છે કાલ પર હું રાખું છું
ખુદા ને જગમાં છતાં જગની એવી હાલત છે,
ન હોય તો એ મને શું ખબર ? હું રાખું છું.
"અમીન" વર્ષો થયાં પણ ન શાયરી શીખ્યા,
મને પુછો છો ગઝલમાં અસર હું રાખું છું !
"અમીન" આઝાદ ] [ સુરત

-[ ૪ ]-

તમારા જામને જ્યાં હોઠ પર હું રાખું છું,
બધી ખબરથી મને બેખબર હું રાખું છું

વિરહની રાત ગુઝારૂં છું એમ હું મારી,
ભરૂ છું આહ નઝરે દ્વારપર હું રાખું છું
જફા કરીને કરે છે તે નિજનું નામ અમર,
ને નામ મૌન રહીને અમર હું રાખું છું
ખળીને યુગ બળો શું બાળશે મને "બિસ્મિલ"
હૃદયમાં જ્યારે ધગશ નામવર હું રાખું છું
"બિસ્મિલ" ] [ ધોરાજી

–[ ૫ ]–

ખયાલો સેહવા મહીં કયાં કસર હું રાખું છું,
ધરૂ છું ધૈર્ય નિડર દિલ જિગર હું રાખું છું
વસો છો સંકટો આવીને એક ઠેકાણે,
તમારૂં દિલમાં ચિરસ્થાયી ઘર હું રાખું છું
કથીકથીને હું કાળા કથન હું નરમાશથી,
ફરીફ કેશ હૃદયમાં ગુઝર હું રાખું છું
નજાત નર્કથી મળશે તમારા "કવસર" ને,
અટલ યકીન એ ખબરૂં બશર હું રાખું છું
"કવસર" ] [ ધોરાજી

–[ ૬ ]–

રૂધિરને માંસ રહિત હાડ–ધર હું રાખું છું,
છતાં અરીસા ઉપર નિત નઝર હું રાખું છું
મરણ સુકાનું કળિયુગના તાપે અંતનું,
જીવનની સ્વાર્થ કીચડમય ગટર હું રાખું છું
બગાસાં, છીંક ને ઉધરસ, હવા સદા ખાઈ,
સુવાનું લે'રથી ફુટપાથ પર હું રાખું છું
જગતને રંગવા 'બેફ્રામ' ભિન્ન રંગોથી,
શું લાલ, વાદળી પીળા કલર હું રાખું છું
"બેફ્રામ" ] [ ભાવનગર

–[ ૭ ]–

ખબર છે એટલી કે, એ ખબર હું રાખું છું,
ન રાખે કોઈ અસર એ અસર હું રાખું છું
ન હાથ હૈયું રહે આંખ એકવાર મળે,
જગત મરે જે ઉપર એ નઝર હું રાખું છું
ડરે ન કોઈ, ન ગભરાય કોઈ તો
પ્રભુ જગત મહીં કેવી સફર હું રાખું
હસું તો વિશ્વમાં 'ચમકાર' હું એ
ડસું તો જાન લઉં એ ઝહર હું રાખું
"ચમકાર" ] [ ભા

–[ ૮ ]–

જીવનમાં સ્નેહની તૃષ્ણા પ્રખર હું ર
ને એની શોધમાં હરદમ નઝર હું
અજીત કાળના ચક્કરની ચાલ
વિહરતું મુક્ત વિદારી જિગર હું રાખ
ખુદા છે નાખુદા ચિંતા લગાર શી
જવું તે પાર છે બસ એ ખબર હું રાખું
ફના બકાના બધા ભેદ ભેદી 'સાગર'
મરીને જીવતા જીવન અમર હું રાખું
'સાગર' ] [ જે

–[ ૯ ]–

કોઇની યાદમાં નયનોને તર હું રાખું
તડપતું એના વિરહમાં જિગર હું રાખું
ભલેને મસ્જિદે જાતો નથી કદી તો
ખુદાની યાદથી દિલમાં અસર હું રાખું
ભલેને લાખ હો સંકટ સબર હું રાખું
ન રાખે કોઈ અસર એ અસર હું રાખું
ભલેને દુશ્મની આખું જગત કરે 'મસ્તા
કે ડાહ્યો હોય જો શત્રુ કદર હું રાખું
'મસ્તાન' ] [ ભા

–[ ૧૦ ]–

જગતના ભેદ કળે એ નઝર હું રાખું
બધાય દર્દ સહે એ જિગર હું રાખું
હઝારો દાગ હૃદયમાં છે કોતરાએલ
કોઇની યાદમાં ઘાયલ જિગર હું રાખું
ઉપાડું આંખતો દુન્યાને ખળભળાવી
તમારી શર્મથી નીચી નઝર હું રાખું
છુપી સદા છું ભલે લાખ છે દુ બો 'આ...
ચિતાર ચીતરીએ દિલ ઉપર હું રાખું
'કુતુબ આઝાદ' ] [ બગસરા

કારવાં

-[ ૧૧ ]-

ભરેલ દાગ થકી દિલ–જિગર હું રાખુ છુ,
ગુમોથી ભેઉ સળગીને ઘર હું રાખુ છુ
ચમકતી વીજને એક ફૂકમાજ ફૂકી દઉં
તડપતી આહમા એવી અસર હું રાખુ છુ
સુખોની મોજ મળા જાય છે મને દુઃખમા,
વિરહમા યાદ તુજ આઠે પ્રહર હું રાખુ છુ
હળો છે ધૈર્યના 'શવકીન' જગ મહી મીઠા,
હઝાર દુઃખમા હમેશા સબર હું રાખુ છુ

'શવકીન' ] [ જેતપુર

-[ ૧૨ ]-

ફના બકાના તમાશાને દિલમહીં મારા,
નચાવુ હોશથી તેવી અસર હું રાખુ છુ
'નવાઝ' તારી કદર દરજહાન નાબાશદ,
ઉદાસ શાને છે પ્રેમે ઝેર હું રાખુ છુ

'નવાઝ' ] [ ધોરાજી

— પંક્તિ —

'એટલુ સમજુ કે તું બદલાયના'

-[ ૧ ]-

કોઇનું મન રૂપ પર લલચાયના,
મૌતના મુખમા પરાણે જાયના
ક્રૂર કેરા દ્વાર પર દિલ જાય છે,
કોઇ સમજાવો કે, આખે ચાયના
એમ છે કઇ દિલમા દાગોની કતાર,
જેમ રહો દ્વાર પર હો રાયના
આજ સાંગોપાંગ હું નિર્ભાન છુ,
તેમને કહેજો વધારે પાયના
યારની મેહફિલમા સત્વર જા 'કલીમ'
ક્યાંક મોડું થાયને દંડાયના

'કલીમ' વાકિફી ] [ ધોરાજી

-[ ૨ ]-

તમને જોઇ આજ શું શું થાયના,
કોણ હતભાગી છે જે ફૂલાયના
એવુ તો ધાર્યા વગર રહેવાયના,
લુટવા જે જાય છે લુટાયના
હા જવાની આવીને ચાલી ગઇ,
કોણ જાણે કેમ ધડપણ જાયના
એવા ગજી ઘરના કુતરાં છે ઘણા,
કોઇને ખાવા ન દે ને ખાયના
એ સમજવું છે ઘણુ મુશ્કિલ 'અમીન'
જે સમજમા આવે પણ સમજાયના

'અમીન' આઝાદ ] [ સુરત

-[ ૩ ]-

દિલ ચાહે પણ મુખથી કઇ કે'વાયના,
ને રહુ છુ મૌન તો રે'વાયના
જા છે તો જા ભયે જાનાર ભલે;
તારા ચરણે મારૂં દિલ ચગદાયના
મીઠી મીઠી આજ વાતો છે મુખે;
દિલ જરી સંભાળજે ભરમાયના,
કાવ્ય કોઇ રંગમય સંભળાવજે,
આખરૂં મેહફિલમા 'બિસ્મિલ' જાયના

'બિસ્મિલ' ] [ ધોરાજી

-[ ૪ ]-

કાં વમળમા નાવડી ચકરાયના ?
જે થવાનું હોય તે શું થાયના ?
મૂલ્ય ઉપવનમા ન હો જ્યારે જરી,
કેમ પુષ્પો પગ તળે ચગદાયના
ત્યાં લગી ગુલ્મો સહેવા છે મને,
જ્યાં લાગી તે ક્રૂર થાકી જાયના
મારી મેહફિલને કરો પાવન તમે!
એટલુ 'કૈસર'ને કાં કહેવાય ના

'કૈસર' ] [ ધોરાજી

-[ ૫ ]-

જ્ઞાનથી જો યત્નમા ગુથાય ના,
પૂજામાથી રત્ન પૈદા થાય ના


કારવાં

જે નિચોવીને જીવન ખેતી કરે,
એનું દળદર ઝિંદગી ભર જાય ના
હિન્દુ મુસ્લિમ એકતા જો કેળવે,
દેશ ધન પરદેશમાં ઢસડાય ના
એ જીવન 'આઝાદ' કંઈ જીવન નથી,
દર્દના બંધનમાં જે બંધાય ના
'કુતુબ આઝાદ' ] [ બગસરા

-[ ૬ ]-

નેન વાટે કાં હૃદય છલકાય ના,
વેદના—વર્ષા જહીં જીરવાય ના
દર્દને સત્કારવા ને રક્ષવા,
બંધ દિલના દ્વાર કો દી થાય ના
હાય ! સત ઉમ્મીદની મૈયત લઈ
યા ખુદા ! દફનાવવા દિલ જાય ના
આ પ્રબળ 'બેફામ' દિલની આગથી,
તેજમય જગ થાય સળગી જાય ના
'બેફામ' ] [ ભાવનગર

-[ ૭ ]-

પરખો કિરતાર ! તુજ પરખાય ના,
ભેદ તારા કોઈથી ભેદાય ના
સત્ય પથે જાય જગમાં જે સદા,
એ કદી આલમ મહીં અટવાય ના
નાવ જીવનની ખરાબે જો ચડી,
આશ હો તુજથી પ્રભુ ! અથડાય ના ?
વિશ્વ આપું છો રૂડે 'ચમકાર'થી
એટલું જાણું કે તું બદલાય ના
'ચમકાર' ] [ ભાવનગર

-[ ૮ ]-

હું તો ઇચ્છું છું ચિકિત્સક એટલું,
મુજ વ્યથાઓ કોઈથી સમજાય ના
તેમની પણ વાત કેવી વાત છે ?
હાથ મારા હોય ને કહેવાય ના
બોલ તારા બોલનો છે તોલ શો ?
મૌન તારું જો તને સમજાય ના
સાંભરે છે મુજને મારો ભૂતકાળ,
પ્રીતના 'મજબૂર' ગીતો ગાય ના.
'મજબૂર' ] [ જેતપુર

-[ ૯ ]-

જ્યાં લગી તે મારા દિલનો ચોર ના,
ત્યાં લગી યત્નો છે નિષ્ફળ હાયના
એ ધનાધન મારા જીવનનો વિષય,
વિશ્વમાં ચર્ચાય આરોપાયના.
મારા નયનોમાં ભમે છે પાનખર,
ગીત ગુનગુનને કહો કે ગાય ના
મોક્ષ 'મુઝતર' ને મળે પણ એમ કેમ ?
જ્યારે તે નિજ પાપ પર પસ્તાય ના
મુઝતર ] [ હાંસોટ

[ ૧૦ ]

ઝખ્મ કર એવા કે જે રૂઝાય ના
ફૂલ દે એવા કે જે કરમાય ના
દિલ મહીં છે પણ રહે છે દિલથી દૂર,
આંખમાં છે, તેજ પણ દેખાય ના
શોખ છે 'શૌકીન' મુજને કાવ્યનો,
કેમ દિલમાં ઉર્મિઓ ઉભરાય ના ?
'શૌકીન' ] [ જેતપુર

-[ ૧૧ ]-

આંખડી ભીની કદી પણ થાય ના,
જોશ દિલનો દિલથી જો ઉભરાય ના.
આત્મ કથની હું કહું પણ શર્ત છે,
મૌન થઈ તે સાંભળે શર્માય ના
વ્યર્થ વાતોને તજી 'સિદ્દીક' તું
કામ એવું કર કે, જે ભૂંસાય ના
સિદ્દીક ] [ જેતપુર

પાપ કરતા જે કદી ખચકાય ના,
માનવી એ માનવી કહેવાય ના.
વાત કરતો એવી કર વિવેકથી,
કોઈનું દિલ જે થકી દુ ખાય ના
મૂલ્ય એના આંકજે 'મસ્તાન' તું,
સત્ય કહેતા જે કદી અચકાય ના
'મસ્તાન' ] [ અગસરા

-[ ૧૩ ]-

ભેદ કુદરતના કદી ભેદાય ના,
કેમ સમજુ છુ છતા સમજાય ના
યાદ દિલમા છે તમારી હરઘડી,
એટલુ પણ આપને કહેવાય ના!
પ્રેમમા મે પ્રાપ્ત કર્યું શુ અરે!
કોઈથી 'અંધારા' તે સમજાય ના
'અંધારા' ] [ જેતપુર

-[ ૧૪ ]-

આંખડી આંખે લડી નઝરાય ના,
જામ લેતા કોઈથી શરમાય ના
જેના શબ્દો ખુદ ખુદાની યાદમા,
એથી ભરપૂર હો ભેદાય ના
છે પ્રભુ તારા થકી તારો 'નવાઝ'
છે ગુઝારિશ એટલી બદલાય ના
'નવાઝ ] [ ધોરાજી

-[ ૧૫ ]-

વાત એ કહેવાય કે સહેવાય ના,
એ જુવોને એકના બે થાય ના
ઝખના એની મઝા એમાજ છે,
ચહુ છું મેળાપ એનો થાય ના
આપનુ જોબન જુવો ઝોરે ચડયુ,
જીવ મારો કેમ ઝોલાખાય ના
શર્મથી જે લેશ પણ શર્માયના.
કામ આવ્યુ યાદ 'શાયદા' કાલના,
આજ પાણી આંખડીમા માય ના
'શાયદા' ] [ મુંબઈ

-[ ૧૬ ]-

ઉર—તરંગો ઉર મહીં સચવાયના,
મારૂં જીવન કેમ પલટો ખાય ના.
ક્રૂર કેરી ક્રૂરતા સૌ નષ્ટ થઇ,
થઇ ગયા ફેરા સફળ મુજ હાયના
આજ આવી છે ચમનમા પુનઃ બહાર,
પાનખર તુજ ક્રોધ સંકેલાય ના.
દિન થયુ છે કોઇના તીરોનો ભોગ,
કેમ 'હુમદમ' તે પછી પસ્તાય ના.
'હુમદમ' ] [ જેતપુર

-[ ૧૭ ]-

મુખ થકી ઘુંઘટ, હા! સરકી જાય ન,
જો, જો ધરતીકંપ અહીંઆ થાય ના?
પ્રેમ કરવો હો, તો જાવો પાર્કમા,
મારકીટમા દિલનો સોદો થાય ના!
શુ ચઢી દેવી છે તમને શેખજી?
આજ કા મેહફિલ મહીં ધોળાય ના?
વેણીમા બધાય છે કાગળના ફૂલ,
કાગળોના ભાવ ઉંચા જાય ના?
તું ઉઠે કે 'વાહવા!' થઇ જાય છે,
કા, હરીફો દિલ મહી ઓલાય ના?
પ્રેરણાવતી કલમ 'બેકાર' તુજ,
જો જો, કોઈ, આજ ચોરી જાય ના!
'બેકાર' ] [ ઇંદોર

(ફક્ત છેતાળીસમાથી ૭)

●



અને તે પચુ શુ મામ માણસ ધરડી ડોશીઓની જેમ હાય નિસાસા નાખવા સિવાય બીજુ શુ કરે !

આનાઝની દુનિયા કે દેશનો ! આ વેળા રાજદ્વારી કમાન પીરમશાને બ બે મુશાયરાની કઢી આપને પીરસી રહ્યો છુ શુ કરૂ ? કાઠિઆવાડના આ દિલ્મના વસનાદમા ગાડપણને બ ! શાઇરી મારા મગજમા ઘુસી ગઇ હોય બીજુ કશુ સુઝવા દેતી નથી !

—વળી પાછી મુશાઇરાની મોસમ એકાએક આવી લાગી કેરીની મોસમની જેમ મુશાઇરાની મોસમ નિયમસર આવતી નથી ગમે ત્યારે આવી લાગે છે કાગળ પર કાગળ અને તાર પર તાર આવતા મારેય જવુ પડયું જેતપૂરના મુશાઇરામા જેતપૂરી બિરાદરોની લાગણી બદલ આભાર પણ કોઇ મહાન શાઇર સમજીને મને એમણે બોલાવ્યો હોય તો મારે જણાવી દેવુ જોઇએ કે હુ મહાન શાઇર નથી અને ખુદા મને મહાન શાઇર ન બનાવે કારણકે અરબીમા કહેવત છે કે, 'અકઝબોહુમ અશઅરોહુમ" અર્થાત શાઇરોમા જે સૌથી વધારે જુઠ્ઠો હોય છે તે સૌથી મોટો શાઇર ગણાય છે ! આ અનુભવ સિદ્ધ વાત છે

ખેર ! જીદગીમા પહેલીજ વાર કાઠિઆવાડ ગયો વીરમગામના સ્ટેશને જતાજ કાઠિઆવાડની મનોદશાના સારરૂપ પીરીનુ પ્રદર્શન જોયુ એક પીર પાસે ટી ટી એ ટીકીટ માગી તો તેમણે ગાળો આપવા માંડી બે મણ ટી ટી ને આઠ દસ પોલિસ ભેગા થયા તોય ગાળો દેવાનુ પીરે પડતુ ન મુક્યું પેલાઓ બદદુઆની ધડે ડરી રહ્યા હતા પીરને સમજાવીને હુ લઇ ગયો જેતપૂર ગયા પછી ધોરાજીમા પાથરેલી એક પાખડી પીરની પાપલીલાનીય વાત જાણી કાઠિઆવાડમા સાહિત્યકારોને કોઇ ઘસાએલુ દોઢીઉય પરખાવતુ નથી ત્યારે પીર ફકીરોને જોઇએ એટલા પૈસા મળે છે ! જેતપૂરમા શાઇરોને ઉતારે પહોચ્યા "અબે તબેકે સોના આને ઔર શુ શા પૈસા ચાર !" જેટલો ફરક ઉર્દૂ ને ગુજરાતી શાઇરોમા જોયો

પાજોદના દરબાર જનાબ 'રૂસ્વા' જેવા સાહિત્યપ્રેમી જેતપૂર મુશાઇરાના પ્રમુખ હતા. સાહિત્ય પાછળ એમણે ઠીક ઠીક ભોગ આપવા માંડયો છે એમના એક સેક્રેટરી પાસે બેનાળી બદુક હતી તે નિહાળતા મે મી 'ઘાયલ' ને પ્રશ્ન કર્યો કે "દાદ ન આપે તેને ગોળીઓ દેવા તો આ બદુક લાવ્યા નથી ?" તો તેમણે કહ્યુ કે "ના, બહારવટીયાઓના મુકાબલા માટે બદુક સાથે રાખી છે." તો મે કહ્યુ કે "શાઇરોજ ખુ બહારવટીઆ હોય છે ને ? વળી તેમની પાસે એવી કવિતાની મૂડી હોય છે કે તે લૂટાયજ નહિ ને જો કોઈ લૂટે તો લૂટનારજ પસ્તાય કારણકે કવિતાને બજારમા વેચતા કોડીએ કીમત ન મળે !" ખૂબ હસાહસ જામી

રાત્રે મુશાઇરો જામ્યો જેતપૂરની જનતા મુશાઇરાથી ખૂબ ટેવાયલી જણાઇ ઘરડા ઘરડા માણસો પણ ઉજાગરાની એકએક પળ વસુલ કરવા ઉત્સુક જણાતા હતા મુશાઇરાનો અહેવાલ આજ અકમા અન્યત્ર છપાયો હોઇ અહીં વધુ પીજણ કરતો નથી કોઇને એકાએક ઉપરથી ઉડતાજ રાજ મળે કે લોટરી લાગે તેના કરતાય 'દાદ' મળવાથી શાઇરો વધુ ખુશ રહે છે ! કોઇને 'દાદ' ન મળે તો તેનો પોતાનો મરાસ છિનવાઇ ગયો હોય એવુ લાગે છે ! પણ એ બાબતમા તો મસ્ત કવિ બાલાશકરની પેલી પક્તિજ દરેક શાઇરે ગાઠે બાધી રાખવી ઠીક પડશે કે, "ન માગે દોડતુ આવે,' ન વિશ્વાસે કદી રહેજે !" દાદ, માટે કૂતેના આબાની જેમ લચી પડવાની જરૂર ન હોય અને કોઇ આસમાનના તારાને ધરતી પર લાવવાનો ભગીરથ પ્રયત્ન કરે તોય તેને મચક ન આપવી કે આખ ઉઠાવીને તેના તરફ પણ ન જોવુ એવી એ લતા પણ ન શોભે ! ખેર ! ગુજરાતી સિક્કાઓએ ધારવા કરતા વધુ રણકાર બતાવ્યો અને ઉર્દૂની તો ટકશાળજ મોટી

હોય ત્યા સિક્કાના ખુશકારનું પૂછવુજ શું ? 'ફના' સાહેબે નાની ઉંમરમા ખૂબ ખૂબ પ્રગતિ કરી ગણાય ગુજરાતીઓ એમને આચરી જાણે તો મુસ્લિમ સાહિત્યકારોનું ઉંડુ ઉત્તેજન મળે એવો સંભવ ખરો.

ભાવનગરના મુશાયરા માટે પ્રમુખ સ્થાન લેવાની મને ફરજ પાડી 'પરણીને નાતરે દેવા જેવુ થયું' અગાઉ વરઘોડો બીજે દિવસે સવારે જેતપુરથી ભાવનગર તરફ ઉપડ્યો ટ્રેનમાંય શેઅર શાયરી, કવિતા અને કાવ્ય મસ્તી છલકતી હતી ખુદ મારી પોતાની ગઝલ તૈયાર ન હતી કારણ કે હું ફક્ત બાર કલાકમા તૈયાર થયો હતો. લાઠી જંકશને ભજીયા ખાતા ખાતા ગઝલ રચી. સ્વ કલાપીના ગામનાં ભજીયામા પણ એ તાસીર હતી કે બધાં કલાકમા ગઝલ ઘડાઈ ગઈ ! રચવામાં ને ઘડવામાય ફેર હોય છે કાઠિઆવાડના સરસ-રણોમા ખારોપાટ, સપાટ, મેદાન ને પત્થરના ઢગ સિવાય બીજુ કઇ નઝરે પડતું ન હતુ અને ઝાડપાનનાય ભાગ્યેજ દર્શન થતા ફક્ત દરેક સ્ટેશને પેંડા અને ગાંઠીયાની રાડ સંભળાતી કાઠીઆવાડીઓની વાણીની મીઠાશ એ પેંડાની વિપુલતાનેજ આભારી હશે ! ભાવનગરમા પ્રો. રવિશંકર જોષિ એમ. એ જેવા અનુભવી વૃદ્ધ સાહિત્યકાર સ્વાગત પ્રમુખ હોય એટલે વધુ હરેરે બનવાની ફિકર પડી. સેવારશા પીરના તકીયાના સેહમા મુશાયરો હતો એટલે મારે મુશાયરાના પ્રમુખ સ્થાનની ફરજ બજાવવાની હતી કે મુજાવર પણ કરવાનુ હતું તે વિમાસણમા પડયો ! મુશાયરાની વિગત તો ભાવતા અંકે આવશે માટે એ વિષે કાઇ અમે જણાવતા નથી એક મિત્રે ઘોઘે લઈ જવાની ઓફર કરી પણ મારે હીરો બનવુ ન હતુ એટલે ન ગયો.

ભાવનગરમા એક બારસો મહાદેવનુ મંદિર જોયુ નામ તો બારસો મહાદેવ હતુ પણ એકે મહાદેવના તેમા દર્શન થતા ન હતા ! પેલી 'એક જનેમાં ગો આપ' જેવી વાત થઇ ! સ્ટેટ જનરલ હોસ્પીટલ જોઇને 'ઘાયલ'ને તો માંદા પડી તેમાજ પડયા રહેવાનુ મન થયું તો જેલ જોયા પછી 'અમીન'ને જેલમા પડયા રહેવાનુ મન થયુ ભાવનગરની અનતરાવ ફળ્ગની અગન. સ્વગતા ભુલાય એવે નહતી તો પછી કારિંદનુ સપેનરૂ કેમ ભૂલાય ? સ્તની હજારો દાદ કરના એ સપેનરૂ ઘણુ મીઠુ લગ્યુ ! ભાવનગરથી વીરમગામ સુધી એ સપેનનામાની બદામની પુરી અને મુરક મશહૂર ભાવનગરી પેંડા પરજ અમે નભી ગયા પણ વીરમગામમા આવતા જગતમા પહેલીજવાર ત્યાની લાઇનદોરીના દર્શન કરતા બધી ખુમારી ઉતરી ગઇ માનવતાને પશુમા પલટાની ત્યા જોઇ ' ગુનમો ને પશુમા કશો ફરક ન ભળ્યો' ખૂબ મા દુ:ખ થયુ ત્યાથી નીકળી વીરમગામની ટ્રેનમા ગયા તે જગ્યાજ ન મળે ગૃહસ્થાઇ છોડી કામચલાઉ મવાલીપણુ ધારણ કર્યું ત્યારે માંડમાંડ જગ્યા મળી તોય પરસેવો નો એટલો બધો વહી રહ્યો હતો કે જેતપુર ભાવનગરના મુશાયરાની બધી મસ્તી તે પરસેવા સાથે વહી ગઇ અને અમે તો જેવા આવ્યા હતા તેવા ડાગને ડાગ ઘર ભેગા થયા !

છેવટે કાઠીઆવાડી શાયર બિરાદરોને ઉદ્દેશીને બે બોલ કહીએ તો તે અસ્થાને નહિ ગણાય અદેખાઇના ઉધાઇના રોગનો ભોગ કાઠીઆવાડી બિરાદરો ન બને એ અભ્યર્થના અને દિલી દુઆ છે ધોરાજી-જેતપુરના જોશ, તો ભાવનગરની કડી મકકમતા પ્રસશનીય જણાયા ! શાયરીના મેદાનમા ખૂબજ ધીરજ, અપૂર્વ આત્મવિશ્વાસ, અને નિરાશાને કોઇ પણ સંજોગોમા દિલમાએ ફરકવા ન દેવાય તો નાના લાગતા આજના માનવીઓ કાલે મોટા થાય અસ્તુ

હાસ્ય

# જીવનનાં તેજ

( પાંચ કલમે લખાયેલી એક વાર્તા )

[૨] ભૂતકાળ . . . 'બરકત' ચાલુ

(ગયા અંકથી ચાલુ)



અને સાદિક સાબિરાની શાદી થઇ ચૂકી ખ્વાબની સુંદડી ઓઢીને આવેલી બાળાને તેમાં અસ્વચ્છ–દુર્ગંધ મારતા ડાઘ ચોંટતા જણાયા તેના નિર્મળ જીવનસરમાં ક્ષાર ટપકી પડતો જણાયો એક એક, બે બે વાગે આવતા ખાવિંદનો કવચિત્ ગાળ્યો પડતો પાદપ્રહાર તેને અસહ્ય થઇ પડયો તે શોક ગ્રસ્ત રહેવા લાગી કરીમશેઠ પણ વિચારમગ્ન રહેવા લાગ્યા તેનો આનંદ હણાઇ ગયો તેને લાગ્યું થઇ કે આવેલો લક્ષ્મી પ્રવાહ–જેમાં સાદિક સ્નાન કરતો તે અદશ્ય બની એક ખાબોચીયું બનતો, સાદિકને ડુબાડતો હતો

સાબિરાને કલ્પિત સુખ ન મળ્યું કોઇકવાર પતિના મારથી તેને ઘરેણા ઉતારવા પડતા તેને કરીમશેઠનું ઘર પાયમાલ થતું લાગ્યું.

"સાબિરા ! થોડાઘણા રૂપિયા આપને" સાદિકે મીઠી ઝબાનથી સાબિરાને કહ્યુ

"રૂપિયા કયાં છે, મારી પાસે ? અને આવું શા માટે કરો છો ? ખુદાને ખાતર એ છોડી દયો" સાબિરાએ રડતા ચહેરે કહ્યુ

"સાબિરા ! તને ખબર છે ને કે મને ખોટી ગરબડ નથી પસંદ ! પૈસા ન હોય તો ઘરેણા આપ"

"એ પણ મેં તમને આપી દીધા છે હવે તો માગ બાપે આપેલા બાકી છે."

"એ તો એ એ કાંઇ ન અપાય ? તું મને જુદો ગણે છે ?

"તમને ખુદાનો ડર નથી લાગતો ? તમે ધરતી પાયમાલી સામે તો જુઓ"

"તું કોણ કહેનાર ? લાવ એ ઘરેણા ચાલ, ઉઠ!"

"હું નહિ આપુ" સાબિરાએ મક્કમતા દાખવી, પરંતુ સાદિકના એક મુક્કાથી તેણે દેહસ્વાસ્થ્ય ગુમાવ્યું તે નીચે પડી અને સાદિકના પાદ પ્રહારની શરૂઆત થઇ સાદિકે પરાણે ચાવી મેળવી અને એક કબાટમાંથી થોડાક ઘરેણા લઇ બહાર નીકળી ગયો આનંદ માણવા, મૃત્યુ પર્યંતો આનંદ માણવા

o o •

"મેં આવું ન્હોતું ધાર્યું કે મારી ફૂલ જેવી દિકરી કરમાઇ જશે બીચારી કેટલી નબળી પડી ગઇ છે ? કેટલી બધી સેવાઇ ગઇ છે ? કાં અમને આવી કુબુદ્ધિ સૂઝી ? ખુદા ! તુંજ રહેમ કરનાર છે" માંદગીના બિછાને પડેલી સાબિરાની માતાએ ઉષ્ણ નિશ્વાસ નાખ્યો તેની આંખમાં આંસુ ચમચમવા લાગ્યા તેને ક્ષય રોગ થયો હતો અને સાબિરાની ચિંતા તેના હૃદયને છેદયા કરતી હતી તેને બંને રોગ કાતિલ લાગ્યા સાબિરાની સ્થિતિ ખરાબ બનતી જોઈ તે રડી પડતી સાબિરાની સાદિક સાથેની શાદીને તેણે સુભાગ્ય માનેલું. પરંતુ તેને નર્કમાં પડેલી જોઇ તેનું હૃદય ઘવાતું હતું

તેની ચિતા કાનિલ નીકળી અને તેના પ્રાણ હાય રોગવાળુ ખોળીયું તજી ગયા—તે મૃત્યુ પામી સાબિરાના પિતા બહુ દુખી થતા તેના દિવસો બેચેનીમા જવા લાગ્યા તે કેટલીક માસ પછી આફ્રીકા તરફ ઉપડી ગયા.

સાદિકને સાબિરા પ્રત્યે છૂપી ઘૃણા ઉપજી હતી તેને ગૃહજીવન રસહીન જણાયું તે અખ્તરીજાનને પોતાની પ્રેમિકા ગણી તેની પાછળ પૈસા વેરવા લાગ્યો કરીમશેઠને પોતાની આબરૂ ઓસરતી લાગી તેના હૃદયને આઘાતના પ્રચંડ પ્રહાર લાગ્યા તે આ વૈષમ્ય સહી ન શક્યા તેને માનસિક રોગ લાગુ પડ્યો શારીરિક રોગ કરતા માનસિક રોગ વધારે કારી હોય છે—નીવડે હોય છે તે બેચેન બની ગયા તેને બીમારી લાગુ પડી

"જો તો બેટા, સાબિરા! સાદિક ક્યાં?" કરીમશેઠે ધીમા અવાજે પૂછ્યું

"ના, અબ્બાજી"

"તો અબ્દુલને મોકલ, બેટા. એ બોલાવી લાવશે"

"જી, મોકલું છું" સાબિરાએ "ક્યાં મે કહ્યું" એવો સવાલ ન કરતા અબ્દુલને બોલાવ્યો "અબ્દુલ! તુ " તે અટકી ગઈ તેણે મોટરના હોર્નનો અવાજ સાંભળ્યો "અબ્દુલ! જોજે તો એ આવ્યા છે?" અબ્દુલ નીચે ગયો અને પોલીસ સાથે નાના શેઠને આવેલા જોઈ તે આશ્ચર્ય પામ્યો બધા અંદર આવ્યા

"શેઠ સાહેબ છે?" પોલીસે સાદિકના બાહુ પકડી કરીમશેઠના કમરામા આવતા પૂછ્યું

"કોણ છે, ભાઈ?" શેઠે પૂછ્યુ

"શેઠ! આ ભાઈ નશો કરી રસ્તામા તોફાન કરતા હતા એડ્રેસ માગતા શીખ્યો હું એમને અહિયા લાવ્યો આપ મોટા ઘરની આબરૂનો સવાલ છે, શેઠ! બીજો કોઈ હોત તો ચોકીએજ લઈ જાત અને કેદ કરાવત" પોલીસ બોલ્યો તે થોડીવાર સુધી શેઠ જોઈને ચાલ્યો ગયો

કરીમશેઠને અસહ્ય આઘાત લાગ્યો હૃદય બંધ પડી જતું લાગ્યું તેણે સાદિક જોયુ તેનો નશો ઉતરી ગયો હતો

"સાદિક, આવ બેટા! તને ખબર પહેલે દિવસે જ્યારે તુ રાતના આવ્યો મે તને પૂછ્યું હતુ બેટા! હુ બધુ જ ગયો હતો, પણ મારે તને શરમાવવો ન હતો એટલેજ હુ જુદા અર્થ કરતો હતો પણ મે એ લત છોડી દે જો. હવે તો હુ જીવીશ નહિ તે ખુદાના હાથમાં છે તને ક્યાથી ખબર હોય કે મે તારા વિષે કેવી ધારણા રાખી હતી, અને એ ધારણા હવેજ પૂરી કર અને ઘરને હવેજ ઉજ્જવળ કર બેટા! એ છોડી દઈશને?" શેઠની વાણીમા આજીજી જણાતી હતી તે સાદિક તરફ આતૂર દષ્ટિએ જોઈ રહ્યા

"બોલને, બેટા! જવાબ કેમ નથી દેતો

"હા " તેણે નત મસ્તકે કહ્યું

"બેટા! હુ તને બધુ સોંપી જાઉં છું. ઓફીસ પડતી દશામા આવી છે, પણ હજી એને સદ્ધર બનાવી શકીશ અને બેટા સાબિરાને સાચવજે એજ તને જીંદગીભર સહાય કરશે. તારા વિષ્ય " કરીમ શેઠ આત્મા ઉડી ગયો

સાબિરાને કરીમ શેઠનો મૃત્યુ પ્રસંગ સાંભર્યો તે ધ્રુસકે રડી પડી તેને કરીમશેઠના મૃત્યુ પછીના છ મહીના સાંભર્યા અને અને તે દિવસ—સાદિકનો મૃત્યુ દિન કેવો હતો તે ન વિચારી શકી તેણે મુખ છુપાવી દીધું રૂદન સાથે ડુસકા સ્પષ્ટ સુણાવા લાગ્યાં રોવા સ્થાન લેવાનો પ્રયાસ કર્યો, પણ તેનાથી રીસાયેલી લાગી તે આંખો મીંચ

પડી રહી તે સવારના જાગૃત થઈ ત્યારે તે મૂઢ જેવી જણાતી હતી તેણે કબાટ ઉઘાડ્યું અને પોતાના અંગ શણગાર અને વસ્ત્ર સિવાય કાંઇ દેખાયું નહિ ધન લુંટાઇ ગયું હતું. તે નિરાધાર બની તેને ઓફીસના વિચાર આવવા લાગ્યા તેણે એક ચમક અનુભવી તેણે એક ફેરીયાની બૂમ સાંભળી.

"કરીમશેઠની ઓફીસને લાગેલી લાય નાસી છુટેનો મેનેજર હેડ કલાર્કની ગિરફતારી બે કારકુનો ગુમ" સાબિરાએ 'ઓ ખુદા!' કહી એક ભયંકર ચીસ પાડી અને ઢગલો થઇ બેસી ગઇ

[૩] ઝંખના [લેખકઃ—"જલીલ"]

સાબિરા તો પહેલી તકે બંગલો ખાલી કરવા તૈયાર હતી પણ એની નિરાધાર સ્થિતિએ એને મજબૂર બનાવી હતી આખરે એણે અખ્તરીજાન પાસે ૭ મહિના સુધી બંગલામાં રહેવાની માગણી કરી અખ્તરીજાને થોડી ઘણી આનાકાની પછી એ માન્ય રાખી

૭ મહિનાની મુદત પૂરી થતા સાબિરા બંગલો ખાલી કરવાની તૈયારીમા હતી એ દરમિયાન એના પિતા આફ્રિકાથી આવી પહોંચ્યા એમણે સાબિરાને બનતુ આશ્વાસન આપ્યુ અને સાદિક જેવા દુરાચારી યુવાન સાથે એને પરણાવવા બદલ અસત્ય પશ્ચાતાપ કર્યો આફ્રિકામા એમનો વેપાર હવે બરાબર જામી ગયો હતો એટલે એ વધારે વખત હિંદના કિનારાની અંદર રોકાઇ શકે એમ નહોતું સાબિરાને હવે એના શ્વસુરપક્ષ તરફથી જરા જેટલી ઇમદાદની પણ આશા રહી નહોતી આવી પરિસ્થિતિમા સાબિરાના પિતાની ઇચ્છા તો સાબિરાને આફ્રિકા લઇ જવાની હતી પણ કોણ જાણે કેમ સાબિરાએ પિતાની ઇચ્છાને નમતુ નજ આપ્યુ આખરે પિતા પુત્રીએ મળીને એક નવો કાર્યક્રમ ઘડી નાખ્યો.

એ કાર્યક્રમ અનુસાર સાબિરાને પોતાના અમદાવાદ નિવાસી મામાને ઘરે આવવુ પડ્યું અને એના પિતા ફરી આફ્રીકા તરફ રવાના થઇ ગયા

સાબિરાના મામા મધ્યમ સ્થિતિના માણસ હતા એક નાની એવી ગોદીખાનાની દુકાન ચલાવી એ પોતાનુ સંસાર-ગાડું ગબડાવે રાખતા હતા એમને સંતાનમા બે પુત્રો અને એક પુત્રીની પ્રાપ્તિ થએલી પરંતુ અત્યારે એ ત્રણેમાંથી એક પણ હયાત નહોતુ એમનો પોતાનો સ્વભાવ ઘણોજ ઉમદા હતો પરંતુ એમના જીવનસાથી માથાના ફરેલ હતાં.

સાબિરા પોતાને ત્યા આવવાની છે એવી વાત સાંભળી ત્યારે સાબિરાની મામી એવી રીતે ભરાઇ હતી કે એણે એક દિવસ અને એક રાત સુધી રાંધણિયામા પગજ મૂક્યો નહોતો પરંતુ બીજે દિવસે જ્યારે એણે પોતાના પતિ પાસેથી જાણ્યું કે સાબિરાના પિતા દર મહિને પચાસ રૂપિયા મોકલવાના છે ત્યારે એણે આનંદમાં ને આનંદમા પોતાના પતિને લાપસી જમાડી હતી

સાબિરાને શરૂઆતમા તો પોતાના મામાને ત્યા ગમ્યુ નહિ છતા પરિસ્થિતિને અનુકૂળ થવાના એના પ્રયત્નો એવા જોરદાર હતા કે એને ધારી સફળતા મળી ગઇ સાબિરાને પોતાના મામાને ત્યા રહ્યાને માંડ પખવાડિયુ થયું હશે ત્યા એને પાડોશમા રહેતી સુશીલા સાથે ઓળખાણ થઇ ગઇ

સુશીલા એક સદ્ગુણી સન્નારી હતી એનો પતિ એક વિમા કમ્પનીમા કારકુન હતો સુશીલા નવીન યુગની હિમાયતી હોઈ જાહેર સંસ્થાઓમા પણ ભાગ લેતી હતી તેમજ વાચનનો સારો એવો શોખ ધરાવતી હતી; એટલું જ નહિ પણ "સન્નારી સભા"ની એક અગ્રગણ્ય કાર્યકર હતી

સાબિરા અને સુશીલા વચ્ચે થોડા સમયમા

તો માટી ફેરતી બંધાઇ ગઇ, અને સાબિરા 'સન્નારી સભા'ની સભ્ય બની જઇ એની મિટિંગોમાં પણ જવા લાગી

• • •

"તમારે હવે સાબિરાને કાંઇ કહેવું છે કે નહિ ?" સાબિરાના મામા જમીને ઊઠયા એટલે એમની પત્નિએ કહ્યું

"પણ સાબિરાએ શું કર્યું છે તે કહું !"

"ઓહો ! જાણે નાના કિકલા ! કાંઇ જાણતાજ નથી કિ' ઊગ્યાથી તે આથમ્યા સુધી એ ઓણી સુશીલા જોડે આથડયા કરે, અને ઘરે રહે ત્યાં સુધી સુશીલાના છોકરાને રમાડયા કરે, નહિતર ચોપડાં વાંચ્યા કરે હું તો ત્યારે એની ચાકરડી કે બાઇ સાહેબને રાંધી ગધીને જમાડવા કરૂં તમને ચોકખું કહી દઉં છું કે મારે એના બાપના એવા પૈસા નથી જોઇતા રહેવું હોય તો રહે જુદું ઘરભાડે રાખીને" સાબિરાની મામીએ હૈયાવરાળ કાઢી

"તું તો સદાય આવીજ રહી જો એના બાપનો આજે કાગળ છે લખે છે કે મારી દુખિયારી સાબિરાને જરાય ઓછું આવવા ન દેતા એનું મન આનંદમાં રહે તેમ કરશો વધારે શું લખું, અત્યારે તો તમેજ એના માબાપ છો હવે તું કહે કે જો આપણે એને કાંઇ કહીએ તો એને બિચારીને કેટલું ઓછું આવે ?"

"મારે શું ? હું તો તમારા ભલા માટે કહું છું" અને એ કાંઇ વધારે બોલે એ પહેલાં સાબિરા બહારથી આવી પહોંચી

"મામા મારે તમને એક વાત કરવાની છે હું હમણાં કપડાં બદલીને આવું છું "સાબિરાએ દાદર ચડતાં કહ્યું એ સાંભળી એની મામી બબડતી બબડતી રાંધણિયામાં ચાલી ગઇ

થોડીવારે સાબિરાએ નીચે આવી પોતાના મામાને એક પત્ર આપ્યો

સાબિરાના મામા એ પત્ર વાંચવા લાગ્યા એ પત્ર અમદાવાદમાં આવેલી "કરીમભાઇ ગર્લ્સ સ્કૂલ"ના મુખ્ય ટ્રસ્ટીનો હતો એમાં જણાવવામાં આવ્યું હતું કે મજકૂર ગર્લ્સ સ્કૂલમાં એક શિક્ષિકાની જગ્યા ખાલી પડી છે અને બધા ટ્રસ્ટીઓનો એવો અભિપ્રાય છે કે એ જગ્યાએ, કરીમશેઠની હાલ નિરાધાર થઇ ગયેલી પુત્રવધુની નીમણુંક કરવી વિશેષમાં સાબિરાને પોતાની નિમણુંકનો સ્વીકાર કરતો પત્ર ૧૫૨૭ સાથે સત્વરે લખવા વિનતી કરવામાં આવી હતી"

"બોલો મામા ! તમે શું સલાહ આપો છો ?" સાબિરાએ એના મામા પત્ર વાંચી રહ્યા એટલે એમને પૂછ્યું

અપૂર્ણ

# "ડૉક્ટર કે એક આફત!"

લખનાર 'તાજ' રાદેર.

નતુષ્યની ઝીંદગી પણ શૂર્ણું જેવી છે થતાંજ કઇને કઇ રોગ બલાયે જાન લાફ છે. હમણા નાનાજ હોઇએ કે ॥ માટે પ્રભુની કૃપા કેવા કેવા બહાના માતા ડરાવે છે જરા મોટા થઇએ કે । સાહબ માથા પર સ્વાર થઇ જાય છે ગે ભણ્યા મયા કે મારતરજી માથા પગ થઇ જાય જરા ભણ્યા ગણ્યા કે નોકરી પર સ્વાર થઇ ગઇ શાદીખાના આબાદી તો માથા પર ઉચી એડીવાળી મિસીસ થઇ જાય પછી તો શુ કહેવુ રોજની આફત બાળકો તે પણ નાના નાના દુબળા પાતળા, લગડા લુલા, બલાયે થયા એક ખભા પર તો બીજો પલાઠી એક પગમા આઉ આઉ તો ચોથો પાર । ૨ ૨ .ધર્મનો શોખ થયો નસીમે જી બનાયે જાન થયા જુમેરાતની ફાતીયા ની) જુમ્માનો સવાબ, રોઝાનો અઝાબ, તની બહાર મતલબ કે દરેક વાતમા ગની છતાજ રહી સુધારાનું ભૂત વળગ્યુ ફેશને રગ બીલવ્યો દરજીનુ બીલ, , ટાઇ, રૂમાલ વિગેરેના બીલ પૈસા વા દુશ્વાર થઇ ગયા. શાએરીનો શોખ તો ધરેક બલાયે જાન બાળવા લાગ્યો દિલ પીધા, લખ્તે જીગર ખાધુ, ઉડા ાસા ભર્યાં, શિકવા કર્યાં, આહો ભરી, ર્યાં, ઉપરાત ગાળો ખાધી, અનેક અનેક વિપતિઓ સહેવી પડી મતલબ કે ઝીંદગીની દરેક આફત શુ શુ ગણાવીએ, માદગી, દેવુ, આગ, ચોરી, ધરતીકપ, પરોણાઓની અવર જવર, જીન ભૂત, સૈયદ સાહબ, એવી તો હજારો બલાયે જાન આફતો મૌજુદ છે. એમજ , સમજો કે મનુષ્યની ઝીંદગી આફતોના વર્તુળથી મર્યાદીત છે

એ બલાયે જાન આફતોમા અમે ડૉકટરને કદી ગણાવ્યો ન હતો પરતુ અમે તો એ સાહેબોને ફિરશતએ રહેમત સમજીએ છીએ અમે વિતેલી વાત કહીશુ ને તે ખુદાના ડરથી એ ડૉકટરોમા હજી હીરા જેવા પણ મૌજુદ છે અને કેમ ન હોય કઇ પાચે આંગળીઓ સરખી હોતી નથી પછી એકજ લાકડીથી બધાને કેમ હાકીએ ? જુદા જુદા સ્વભાવના માણસો હોય છે કઈ એકજ પ્રકારની દુનયા થોડી છે અમે જુઠુ નહિ કહેતા વાત એમ છે કે અમને પ્રથમ ડૉકટરથી પરિચય ત્યારે થયો જ્યારે કે અમે હજુ નાના હતા હજી મૂછ નીકળી રહી હતી નવા નવા કૉલેજના ગયા હતા અહિની મેચો માની રમતો, એ બાજુની મહેફિલ તે બાજુ જલ્સો ચોપડીઓને વાચે કોણ ? એ પર જુલમ એ કે ચોપડીઓ ઉપર લીમડાના પાંદડા હાકી મૂકયા હતા જેને ઉખાડી ખાઇ ન શકે માથા પર પરિક્ષાનો જુવાળ આવી ઉભો મનમા શ્રાપો આપવા લાગ્યો કે કયા

કમભાગીએ પરિક્ષા કાઢી ? વિચાર આવ્યો કે ડૉક્ટર મોતીરામ ને મોટાભાઈની શિખામણ ક્યારે કામ આવશે ? એમનામાંથી કંઈ મદદ મેળવીએ ડૉક્ટર સાહેબ વડીલોની જેમ માયા રાખતા હમેશાં કહેતા હતા કે "મિયાં તમે બાળક છો ? મોટુ શહેર છે કંઈ તકલીફ હોય તો મને કહેજો પોતાનુંજ ઘર સમજજો નહિ તો તમારા મોટાભાઈ અમને જીવતા ન રહેવા દેશે" એજ કારણથી અમોએ આશાઓનો કિલ્લો બાંધ્યો સવારથીજ મોં હાથ ધોવાનું બંધ કર્યું બહુ ઉંધા જુની પાટલુન કાઢી, ટોપી પર ભીંતનો સફેદ રંગ ઘસ્યો જાણે કંઈ વાતનું ભાનજ નથી મુખ ઉદાસ કરી ડૉક્ટર સાહેબને ઘેર પહોંચ્યો. એક તરફથી અમે પહોંચ્યા તો બીજી તરફથી તેઓ નીકળ્યા હાથમાં લાકડી લઈ કદાચ બહાર જઈ રહ્યા હતા મેં મનમાં વિચાર્યું કે અંતે પકડી પાડ્યા મને જોતાંજ ડૉક્ટર સાહેબ કંઈ ઉદાસ થઈ ગયા કદાચ વિચારતા હશે કે કોઈક ઉઘરાણી કરવા તો નથી આવ્યો ? પરંતુ હતા ઘણા હોશિયાર જરા ધ્યાનથી મારા તરફ જોઈને કહેવા લાગ્યા ઠીક તો છો ? તમે શી દશા બનાવી રાખી છે ને મને ખબર પણ ન આપી ? અંદર આવો હાથ પકડી ટેકો આપતા ઘરમાં લઈ ગયા એક બાંકડા પર સુવાડ્યો મેં પણ મરી ની નાક બનાવી રાખી હતી આંખ બચાવી જરા સુધી હવે અમારી ચેષ્ટા જુઓ નાક વહી રહી છે આંખોથી પાણી ચાલુ છે સું સું કરી રહ્યા છીએ ખાંસી પણ લઈએ છીએ ને કહેતા જઈએ છીએ કે જી નહિ પરેશાનીની કોઈ વાત નથી. જરા ખાંસી મુઝેખમ, અને તાવ આવી ગયો છે ડૉક્ટર સાહેબ ખુશીમાં આવી વધ્યા, તમારા મોટાભાઈને હમણાં કાગળ લખુ છું જીભ દેખાડો, (મેં જીભ કાઢી,) ઓહો ! એવી રીતે બધી આંતરડામાં ઝેર ભરેલું છે મોં ઉઘાડો જીભ પાછી બહાર. મેં આશ્ચર્યથી કહ્યું જી નહિ બોર તો નથી ખાધા બેવકૂફ બોરની ક્યાં વાત છે એતો ટોન્સીલની વાત છે જલદીથી આંખના પોપચાં પલટાવ્યાં ઓહ લોહીનું ટીપુંએ નથી ખમીસ ઉતારો બસ પછી શું અમારી છાતીને કમર અને ડૉક્ટર સાહેબના ખટાખટ જાણે મારવા ન ઠોકતા હોય ? તેમ વગાડવા લાગ્યા એક તરફ અમે પોતાની બનાવટી પર ફખ્ર કરી રહ્યા હતા તેમનો ક્રોધ હમદર્દીમાં ફેરવાઈ ગયો કહેવા લાગ્યા મિયાં ગભરાશો નહિ હમણાં કંઈ તો થયો નથી પણ થવાનો ડર છે ? પોતાની બનાવટીનો વિચાર રાખતા કંઈ ખાંસીને, કંઈ મનમનાવીને પૂછ્યું "જી શી વાત છે ?" કહેવા લાગ્યા—"કંઈ નહિ—અમારી પાસે એવી દવા છે કે એ તાવને એક દિવસમાં મૂળથી કાઢી નાખશે" રૂંધાતા શ્વાસે મેં કહ્યું "અને સળેખમ !" "ઓહ એ બે વખતની દવામાં ફના થઈ જશે ખાસ જર્મનિની બનાવેલી દવા છે"

અમારી બધી આશાઓ ધૂળમાં મળવા લાગી ફરી એકવાર પ્રયત્ન કરી જોયું જી ખાંસી ! હા ખાંસી ક્ષય રોગનાં ચિન્હો રહેજ તે પણ ચાર વખતની દવામાં જતો રહેશે દ્યો સાહેબ ક્ષય રોગની પહેલી અસર અમને અહિંઆ દવાખાનામાં મળી

ડૉક્ટર સાહેબે ચશ્મા પરથી ચક્ષુઓ ફેરવી ફેરવીને જાણે કોઈ મહાન કાર્ય કરવા વિચારતા હોય એમ કલમની અણી મોમાં લઈ લઈને માથા વાળો ખુજાવીને (જાણે કે માથામાં જુંઓ ન પડી હોય તેમ) નુસખો લખ્યો. ને જાન ન થઈ હોય તેમ મારી તરફ જોઈને કહેવા લાગ્યા "બસ અત્યારથીજ દવા શરૂ કરી દો" મરતો માણસ શું ન કરે -

અમે ડૉક્ટર સાહેબ સાથે એક કેમીસ્ટની દુકાને ગયા ને કહેવા લાગ્યા નુસ્ખો બનાવી દયો. મે પ્રથમ બહારના ગજવા તપાસી જોયા ને પછી અંદરના ને ઉદાસ થઇ કહેવા લાગ્યો કાને બનાવી લઇશ- પાકીટ ભૂલી આવ્યો છું એ શું વાત? શું અમે મરી ગયા? અમને દુકાનવાળો ઓળખે છે હું સમારૂ ખાતુ ખોલી દઇશ—બસ

કદેર દરવેશ બર જાન દરવેશ

નુસ્ખો આપવામા આવ્યો પ્રથમ એક શીશી આવી પછી બીજી પછી ત્રીજી ઓ પ્રભૂ એ શી આફત છે? ડૉક્ટર સાહબે પ્રથમ તો કંઇ દુકાનવાળાના કાનમા કહ્યુ પછી મારાથી કહેવા લાગ્યા જુઓ મિયા સાહબ એ તાકાતની દવા છે તમે ઘણા કમજોર છો. આ દવા ખાંસીની તમારી ખાંસી ભયાનક છે એ તાવની દવા તમારો તાવ જુનો છે એ ત્રણે દવાઓનો એક એક ચમચો મેળવી દિવસમાં ત્રણ વખત પીયા કરજો એ બીન મૂકો. એ બાજુ તો શીશીઓનો ભાર ચડેલો હતો તે બાજુ બીલ પર નજર નાખી તો એક નહિ બે નહિ ચાર નહિ પણ પૂરા દસ રૂપિયા પગ નીચેની જમીન નીકળી ગઇ હતી

ગયે થે નમાઝ બખશવાને રોઝે ગલે પડે,
ખુલ્દસે આદમ કા નીકલના સુનેતે આયે થે

પરંતુ અમે દુકાનથી નીકળ્યા તો એવી શાનથી કે જઇ શીશીઓ હાથમા તો કંઇ ગજવામા બીલ આંખોની સામે, મગજ ભારે, મન ભારે, ને પગ પણ ભારે થઇ ગયા ડૉક્ટર સાહબનો સાથ—

જબ સે જલાલ દુ માહિમે કમાન,
સાથ બગ પકડ નજર

એ મન ગણવા લાગ્યા દુકાનથી અમે નીકળ્યા હતા કે પાછળ માણસ દોડતો આવ્યો ને જોરથી બુમ પાડી કે ડૉક્ટર સાહબ આપનુ કમીશન બીલના પૈસા મૂકતે થતા ઘેર લાવી દેશુ? એ સાંભળી મનમા થયું કે ડૉક્ટરની મેહેરબાની પર એવી સબળાણુ કે બસ પરંતુ સર્ટિફિકેટના વિચારે લાચાર કર્યો જરા ધીમેથી સીક સર્ટિફીકેટની માગણી કરી કે કોલેજમા રજા માટે રજુ કરવુ પડશે કહેવા લાગ્યા એવુ ન કરશો એથી પ્રોફેસરો ઉપર ઘણી ઉલટી અસર થશે

કામ કરો, વાંચો, બિસ્તરા ઉપર સુતા ઠીક થઇ જશો જો ત્રણ દવા બીજી ચૂકવી દેશો.

એ વાતનુ પરિણામ એ કે પ્રથમ નુકસાન આવ્યા ને બીજુ પસ્તાયા. પરીક્ષામા બેશક પરિણામ હિંમતથી રહેમત બલાયે જાન ડૉક્ટરનું કે જેને મને ડૉક્ટરીની જાત ઉપર સામુદાયી વિચાર કરવાનો અવસર આપ્યો*

*સુચિન



એડકસ્તાર
'ઝાર' રાંદેરી

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમા મુકી છે કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામા ટેમા ખાસ કરી મરદાઇ માટે છેવટનો ઉપાય કહીએ તો લગારે અતિ શયોક્તિ નથી અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછુ મેળવવામા અમારા લાંબા અનુભવમા આજ સુધી એનાથી ઇકસીર ઉપાય એક આવ્યો નથી બેજ દિવસમા જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમા પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે અને શરીરમાથી સુસ્તી, ઢીલાપણુ, કમર, માથા, સાંધા અને રગોના દુખાવાઓને દૂર કરે છે એમા કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતા માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા ૬—૦—૦ પોસ્ટ ખર્ચ જુદો —

**ઝાર તિલા**—આ તિલામા સર્વથી વધુ ખુબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી. મસગત જ ચામડીમાં ઘુસી જાય છે રગોની નબળાઇને દૂર કરવામા આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમા મેળવી શકાય છે કીમત ૨—૮—૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો

**આનંદ રસ**—આ વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્યસ્તંભન) માટે ખાસ છે ગરીબોને ખાસ લક્ષમા રાખીને આ ફકીરી તિલો જાહેરમા મુકયો છે એના ઉપયોગથી ખાસ જગ્યામા સખ્તી અને ઇમ્સાકમા બેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂા ૧) પોસ્ટ ખર્ચ જુદો

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામા આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે જિર્યાન, (ધાતુસ્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફરીયાદો આ દવા માત્ર બેજ દિવસમા દૂર કરે છે શોખીનો માટે આ દવા ખાસ છે એક તોલો દવા બાર દિવસ ચાલે છે કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે ગમે એવા નવા કે જુના પરમિયાને મટાડે છે હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે એક શીશી સાત દિવસ ચાલે છે સાધારણ બીમાર માત્ર એકજ શીશીમા સારો થઇ શકે છે ગમે એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે ઇન્જકશનો વડે પોતાનુ ભવિષ્ય પાયમાલ ન કરતા એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો (રૂબરૂમા ૫ મિનીટના શર્તીયા ઇલાજ કરીશુ)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો ફાર્મસીમા મળતી દરેક દવાઓનુ સુચિપત્ર મુફત મોકલવામા આવશે

લખો અથવા મળો

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી.**

રાંદેર, Rander, Dist Surat

છાપી પ્રકાશીત કરનાર -Union Printing Works 91,Victoria Street,Durban(Natal)

# હૃદય-પલટો

લેખક એસ. એ. તિરમીઝી.

સવારનો સોહામણો વખત હતો, બાલરવિ પોતાનું મહામાલ જમાવવા માટે ધીમે ધીમે ઉંચે ચડતો હતો રાત્રીની સુમસામતા દૂર થઇ તેની જગ્યાએ દિવસનું અનેરૂં વાતાવરણ છવાયુ હતુ. એવે સમયે શહેરના એકાંત ભાગમા આવેલા એક બંગલામા આજે કઇ ઉત્સવ હોય એમ જણાતું હતું એ બંગલાની ચારે બાજુના ઉદ્યાનમાના ઝાડો બાલરવિના કિરણોમા ન્હાતા, ઘરમાલિકની ખુશીના પ્રતિધ્વનીરૂપ હવામાં ડોલી રહ્યા હતા, આખા બંગલાનું વાતાવરણ આજે અનેરૂ હતું, કારણ શેઠ અબ્દુલ ગફ્ફારનો પુત્ર અઝીઝ વિલાયતથી ઉંચી ડૉકટરની ઉપાધિ મેળવી આજે પાછો ફરી રહ્યો હતો નોકરચાકર અહીંથી તહીં દોડાદોડી કરી રહ્યા હતા દિવાનખાનું અવનવી રીતે શણગારેલું હતુ ખુરસીઓ, સોફાઓ વગેરે વ્યવસ્થિત રીતે મૂકેલા હતા ચારે બાજુ દિવાલો ઉપર મશહુર ચિત્રકાર 'મોની અને 'રવી વર્મા'ની કૃતિઓ ટાંગેલી હતી બારણાની બરાબર સામેજ મુસ્લિમ નેતા "કાઇદે આઝમ" અને બીજાઓના ચિત્રો ટાંગેલાં હતા

દિવાનખાનામાં અત્યારે બે વ્યકિતઓ બેઠી હતી એ બે વ્યકિતઓમા એક શેઠ અબ્દુલ ગફ્ફાર અને બીજા તેમના શેઠાણી હતા શેઠ પુત્રને સ્ટેશને લેવા જવા તૈયાર બેઠા હતા. હજી ટ્રેનને વાર હતી, તેથી પતિ પત્નિ અહીંતહીંની વાતો કરી આનંદ માણી રહ્યા હતા શેઠને શેઠાણી વયોવૃદ્ધ હતા તેમની આંખની કીકી સમાન પુત્ર અઝીઝ, બાળપણથીજ આજ્ઞાંકિત અને સદ્દગુણી હતો બચપણથી તે તેના જેમ ગરીબો પ્રત્યે ઉદાર હતો શેઠ શેઠાણી સુધારક વિચારના હોઇ અને ખાસ કરીને કેળવણીના પક્ષપાતી હોઇ અઝીઝને આટલે દૂર અભ્યાસ અર્થે મોકલી શકયા હતા

"જુઓ સમય થવા આવ્યો છે હવે તમે સ્ટેશન ઉપર જાવ ગાડી આવતીજ હશે! શેઠાણી બોલ્યા

"ઠીક હું જાઉ છુ" કહી શેઠ ઉઠ્યા અને ગાડી જોડાવી સ્ટેશન ઉપર ગયા. ગાડી આવી અને સેકન્ડ કલાસના ડબ્બામાથી હાથમા સુટકેશ લઇ સુટમા સજ્જ થયેલ યુવાન ઉતર્યો, એ અઝીઝ હતો પિતા પુત્ર મલ્યા "અબ્બાજાન" એટલુ કહી અઝીઝ પિતાને ભેટી પડયો, થોડીવારે અઝીઝ બોલ્યો "અબ્બાજાન મારી અમ્માને કેમ છે ?" "ચાલ બેટા એ તારીજ પ્રતિક્ષા કરતી બેઠી છે" શેઠ બોલ્યા, પછી ટીકીટ આપી તેઓ બહાર આવ્યા, અને નોકરને બ્રેકમાથી સામાન કઢાવી લેતા આવવાનુ સૂચન કરી બાપદિકરો ઘર તરફ હંકારી ગયા, ગાડી કંપાઉન્ડમા દાખલ થઇ અને અઝીઝ ઠેકડો મારી ઉતરી પડયો, સામા

લેવા આવેલ માતાના હાથ ચૂમ્યા માએ પુત્રના કપાળને ચુમ્બન કર્યું લોક આ માતૃપ્રેમનો પ્રસાદ જોતા રહ્યા

દિવસો વિતવા લાગ્યા, અઝીઝ હવે એક દવાખાનું ચલાવી રહ્યો છે તેના હાથને જશ હોય ત્યારે ત રફ તેના વખાણ થઇ રહ્યા છે અઝીઝ હવે પહેલાનો અઝીઝ રહ્યો નથી તે હવે પૈસાના તેજમા અન્જાવા લાગ્યા છે પૈસા વગરના માણસોને તુચ્છ સમજવા લાગ્યા "કંચન જોઇ મુનીવર ચળે"

ચારે તરફ તાવનું જોર વધી રહ્યું છે હજારો એના ભોગ થઇ રહ્યા છે આવી હાલતમા અઝીઝનું કામકાજ વધી પડ્યું છે સવારથી સાંજ સુધી હજારો દર્દીઓ તેના દવાખાને આવે છે

સવારનો વખત છે થોકબંધ દર્દીઓ દવાખાનામા જમા થયેલ છે ટેબલ પાસે બેસી ડૉક્ટર અઝીઝ કેસોમા દવાઓ લખી રહ્યો છે એટલામા એક સુંદર મોટર કાર દવાખાના પાસે આવી ઉભી એમાથી એક આધેડ વયનો સુંદર પોશાક પહેરેલો માણસ બ્હાર પડ્યો તેના ચહેરા ઉપરથી શ્રીમત જેવો જણાતો હતો તેને જોતાજ ડૉ અઝીઝ ઉઠ્યો અને સામે આવ્યો "કેમ સાહેબ આપને શા માટે તસ્દી લેવી પડી?" મારો પુત્ર ઘણોજ બીમાર છે અને તેનું માથું દુખે છે તમે જરા આવી જાવો તો ઠીક"

શ્રીમતે જણાવ્યું

એમા શી મોટી વાત છે ચાલો હમણાજ આવુ છુ" એમ કહી ડૉક્ટર ઉઠ્યા બધા માણસો દવાખાનેજ બેઠાના રહેવા દઇને ડૉક્ટર ચાલી નીકળ્યા' એક કલાક પછી ડૉક્ટર પાછા આવ્યા અને થોડુંક કામ પતાવી ઘેર સીધાવ્યા.

બીજે દિવસે દવાખાને એક બુઢ્ઢો આવ્યો અને ડૉક્ટરને કરગરવા લાગ્યો "સાહેબ મ પુત્ર બીમાર છે તેની માંદગી બહુજ સખ્ત છે જરા જોઇ આવો તો મોટી મહેરબાની થશે"

'તમે તે કેવા જંગલી છો? જુઓ ને કે મારે કેટલા દર્દીઓને દવા આપવાની છે થોડીવાર ઉભા રહો!"

"પણ સાહેબ, મારો પુત્ર હવે ની ઘડી ગણે છે મારુ ઘર પણ કંઇ દૂર નથી સાહેબ થોડીજ મહેરબાની કરો' વૃદ્ધ ફરી પુન "મારી ફીઝીટ ફીના ૩ા ૫ પડશે, અને મારે ગાડી જોઇશે" ડૉક્ટરે જવાબ આપ્યો

'પણ સાહેબ હું બહુજ ગરીબ છું મારી પાસે રાતી પાઇ પણ નથી સાહેબ મારે એક પુત્ર છે એ જતા હું જીવી શકીશ નહીં" વૃદ્ધ કરગરવા લાગ્યો "મારી આંખનું નૂર, મારી ઘડપણની લાકડી, મારો લાલ, સાહેબ, મારો લાલ મારી પાસેથી જઇ રહ્યો છે! સાહેબ, એને બચાવો હું આપનો ગુલામ થઇને રહીશ"

"જાવ, જાવ! શી હોય તો આવો! માથું ન ખાઓ!" આમ કહી અઝીઝ પાસે બેઠેલા એક શ્રીમતને કહ્યું "જુઓ છોને સાહેબ, આ લોકો કેવું માથું પકવે છે? પાસે કુટી બદામ નથી ને ડૉક્ટરને બોલાવવા આવ્યા છે મોટા સાહુકાર ન હોય તો! પૈસા નથી તો દર્દીને અહીં લાવવો જોઇએ નહિ તો મરવા દેવો જોઇએ ઘેર ડૉક્ટરને તેડાવવો હોય તો પૈસા તૈયાર રાખવા જોઇએ!"

સાહેબ તમને ગરીબીની શું ખબર પડે? સાહેબ, આપને પુત્ર છે? નહિ જ હોય તો એટલેજ આપને મારા દિલમા સળગતા દવા નગની કિંમત સમજાતી નથી! સાહેબ અમે ગરીબ છીએ પરંતુ એજ ગરીબોના પરસેવાની કમાણીથી તમે મોટરોમા ફરો છો" "ચુપ કર

બ-મારા!" અઝીઝ બોલી ઉઠયો, અરે! સાહેબ, તમે મફતના ગમ્મ થાઓ છો. બિચારા ઉપર મહેરબાની કરો" એમ તે વૃદ્ધનો પક્ષ લેવા ગયો, "બિચારા આ લોકો તમારા ઉપર આશા માંડી બેઠા છે, તેનો ખ્યાલ કરો."

"ઠીક બસ દવાખાનુ બધ થશે પછી હુ આવીશ" ડૉક્ટરે ભારે ઉપકાર કરતા હોય તેમ જવાબ આપ્યો.

દવાખાનુ બધ થવાનો વખત થઇ ગયો હતો. વૃધ્ધ ઉતાવળ કરી રહ્યો હતો પરંતુ અઝીઝને હજુ ચા પીવી બાકી હતી, સીગાર ફૂકવી હતી તેનાથી જલદી કેમ થવાય? તેને ફક્ત પેટમા દુખતુ હતુ વળી આ તો પાઇની પેદાશ વગર દોડધામ કરવાની હતી! લગભગ એક વાગે વૃદ્ધ ડૉક્ટરને લઇને પોતાની ઓરડીમા દાખલ થયો, જમીન ઉપર ગોદડુ પાથરી એક હાડપીંજર સરખો યુવાન સુતો હતો તે દર્દથી કણસતો હતો. વૃધ્ધ તેની પાસે એકદમ બેસી ગયો અને કહ્યુ "બેટા મેટા જો ડૉક્ટર સાહેબ આપણી ઉપર કૃપા કરવા આવ્યા છે હવે તને હમણાજ સારૂ થઇ જશે ડૉક્ટર સાહેબ એને જલદી તપાસો ખુદા આપનુ ભલુ કરશે"

અઝીઝે દરદીને તપાસ્યો અને તેને એક આચકો લાગ્યો તેની આખો વળવા લાગી તેને લાગ્યુ કે સવારે આવી ગયો હોત તો આવી સ્થિતિ કદાચ ન થાત હવે તો આશા નથી ડૉક્ટરનુ હૃદય દ્રવી ઉઠયુ તેઓ છેલ્લો ઉપાય અજમાવવા તૈયારી કરી અને ઇન્જેક્શન આપ્યુ થોડીવારે દર્દીએ આખો ઉઘાડી અને દયામણે મોઢે સાજા થવાની આશાએ ડૉક્ટરના મોઢા સામુ જોઇ રહ્યો પણ કુદરતે તેનુ ઉધું કર્યું ડૉક્ટર સમજી ગયો કે આ છેલ્લુ તેજ છે. તેથી બોલી ઉઠયો "કાકા એને જોઇ લો છેલ્લી વાર જોઇ લો બસ થઇ-ચૂકયુ છે-ઓહ ખુદા મારી ભૂલથી એનો જીવ જાય છે હુ જરા વહેલો આવ્યો હોત, તેના પિતાની આજીજીઓ ધ્યાનમા લઇ જલ્દી આવ્યો હોત "ખુદા, ખુદા, મને માફ કર"

"શુ થયુ સાહેબ?" વૃદ્ધ બોલી ઉઠયો, જાણે તેણે ડૉક્ટરનુ કહેવુ સાભળ્યુ ન હોય એવી આતુરતાથી વૃધ્ધે પુછ્યુ એટલામા દર્દીએ આખો મીચી લીધી, અને તેનુ પ્રાણપખેરૂ અમરધામ તરફ ઉડી ગયુ ડૉક્ટર મૃતદેહ તરફ જોઇ રહ્યો અઝીઝના હૃદયમા અત્યારે તુફાનો તોફાન ઉઠયુ હતુ તેને કોઇના ગેબી જાણકાર સભળાવા લાગ્યા "તેજ એનો ખુન લીધો છે, તુ પાપી છે તેં ડૉક્ટરી શુ એમ તો મારે પાસ કરી હતી" અઝીઝે એકદમ કાનમા આગળીઓ નાખી દીધી, વૃદ્ધને સર્વ વાતની ખબર પડી ગઇ તે ચીત્કાર પાડી ઉઠયો, અને મૃતદેહ ઉપર ઢળી પડયો અઝીઝે બન્નેના મૃતદેહોને દફનાવવાનો બંદોબસ્ત કર્યો અને ધીમે ધીમે ઘર તરફ ચાલ્યો તેજ દિવસથી ડૉ. અઝીઝ બદલાઇ ચૂક્યો હતો?

એક સિંધી લોકવાર્તા

# શશી

રજુ કરનાર સાલેહ બકીલી સાહબ

('રાજકોટના 'મેમણ બુલેટિન'ના તા ૧૨-૬-૧૯૩૬ના અંકમા મેં એક સિંધી લોકવાર્તા "શશી" રજૂ કરી હતી એ "તુહફતુલ કિરામ"ને આધારે લખાએલી હતી આ વાર્તામા કેટલીએક ન માની લેવાય એવી વાતો હતી જેથી વાર્તાના અંતમા મેં વાચકોને વિનતી કરી હતી કે, જો કોઇ એ વિષે વિશેષ જાણતા હોય તે જણાવવા કૃપા કરશે હાલમાજ એક ભાઇએ લાહોરના ઉર્દુ માસિક "આલમગીર"નો મે ૧૯૪૧નો અંક મને મોકલી આપ્યો છે એમા મજકુર સિંધી વાર્તા વિષેનો જનાબ રફઅત હાશમીનો "સસ્સી" લેખ પ્રગટ થએલો છે જનાબ હાશમીએ એમનો લેખ કાઇક સંશોધન પૂર્વક લખ્યો હોય એમ જણાય છે, હુ એનુ ભાષાંતર વાચકોની સેવામા પેશ કરૂ છુ

—સાલેહ બકીલી

**સા**માન્યપણે મનાય છે કે સસ્સી-પન્નુની હૃદય-દ્રાવક દાસ્તાન પંજાબની ભૂમિ સાથે સંબંધ ધરાવે છે, પરતુ એ ખોટુ છે આ બનાવ ઠઠ્ઠા 'પ્રાચીન સિંધી પાટનગર)ની પાસે ભમ્ભોર શહેરમા રાજા "દલૂર"ના શાસન સમયમાં બન્યો હતો, પરતુ એ જાણી શકાયુ નથી કે, દલૂરો કયા જમાનામા સિંધનો રાજ્યકર્તા હતો, મીર તાહિર મુહમ્મદ (તારીખે ત્હાહિરી'ના કર્તા)ના કથનાનુસાર "તે પહેલા નગરનો જાલિમ અને અય્યાશ રાજા હતો, એના અંધેરને કારણે બામ્ભનના ઘર શહેર આફ્રત શી આફતનો શિકાર થયો' સિંધી ઇતિહાસકારોને જ્યારે પણ કોઇ બનાવની હકીકત મળતી નથી, તો તેઓ તેને દલૂરના શમય સાથેજ સાકળી દિયે છે

સિંધમા સૌથી પ્રથમ સૈયિદ મુઅસ્સમ શાહ અલ-બિકરીએ મસનવી "હુસ્ન વ નાઝ" નામે આ કિસ્સાને પદ્યમા લખ્યો, પછી મુહમ્મદશાહ રંગીલા (દિલ્હીના બાદશાહ)ના સમયમા કાઝી મુગ્નુઆ સોરઠી કડીઆનવીએ એક ખાસ ઢબથી આ લોકવાર્તાને પદ્યનુ રૂપ આપ્યુ અને છેવટે અલીશેર કાનેઅએ "તુહફતુલ કિરામ"મા આ વાર્તાને એટલી હદ સુધી સવિસ્તર લખી કે કલ્પનામા એ ન આવે એવી વાતોને પણ લખી નાખી દ્રષ્ટાંતરૂપે —

'જે સ્થળે સસ્સી (શશી) તૃષા અને થાકથી બેભાન થઇને પડી ગઇ હતી ત્યા ટેરવાનો એડી લાગવાથી એક ઝરણો ફૂટી નિકળ્યો હતો"

આ અને એવી રીતના કેટલાએ બનાવો સંશોધન માગી રહે છે

શશી-પન્નુની કથા આજ સુધી સહીસલામત છે

આ વાર્તા મસ્નવી "હુસ્ન વ નાઝ," "તુહફતુલકિરામ" અને શાહ અબ્દુલલતીફ ભિટાઇ કૃત "રીસાલ"ની મદદથી લખવામ આવી છે

• • •

શહેર ભંભોરમાં મુહમ્મદ નામે એક માલદાર ધોબી રહેતો હતો જે "લાલા" નામે ઓળખાતો હતો એના તાબામાં દરરોજ પચાસો મજદૂર ધોબી કામ કરતા હતા એની એક નવયુવાન પુત્રી હતી જે રૂપલાવણ્ય અને લિબાસ જેતા કોઈપણ રીતે ધોબણ કહેવાને લાયક નહતી, બલ્કે જો એને સિંધુ સરિતાનું એક અણમૂલ મોતી કહેવામાં આવે તો ખોટું નથી એની મનમોહિની સુરતથી એવું તેજ ઝળકતું હતું કે બધા એને સસ્સી (શશી) અર્થાત ચંદ્રને નામે સંબોધતા હતા

શશીના માબાપે એને ઘણા લાડ પ્યારથી પોષી હતી અને એને આરામ આનંદ પહોંચાડવામાં કોઈ રીતની મણા મૂકતા નહતા તેથી શહેરની જેમ સાહેલીઓ સાથે ખાનદાની જિન્દગી વિતાવતી હતી

એ સમયે કેચ મકરાનનો હાકિમ આરીજામ હતો કેચ મકરાનના વ્યાપારી કાફિલા ઘણીવાર ભંભોરમાંથી પસાર થતા હતા અને શશીના સૌંદર્યની વાર્તાઓ સાંભળતા રહેતા અને બીજા શહેરો તરફ ચાલ્યા જતા હતા.

° ° °

એકવાર આરીજામનો સૌથી નાનો પુત્ર પન્નુ પણ પોતાના મિત્રો અને નોકરો સાથે હિન્દુસ્તાનના પ્રવાસે વેપારી વિષે અને એક કાફિલા સાથે ભંભોરમાં દાખિલ થયો તેણે જ્યારે શશીના અનુપમ રૂપ-સૌંદર્યની વાતો સાંભળી ત્યારે તેના દિલમાં શશીને જોવાની આરઝૂ ઉત્પન્ન થઈ તે એક વેપારીના વેષમાં પોતાના દેશની કીમતી ચીજો લઈ શશીને ઘરે જઈ પહોંચ્યો શશીને જોતાંજ માત્ર તે જોરાજ નહિ પોતાનું દિલ પણ ભેટ ધરી બેઠો સાથે જ શશી પણ જોતાં નજરમાં પન્નુ ઉપર આશિક થઈ ગઈ બન્ને પ્રેમની સુન્દરી સાંકળમાં કેદી બની ગયા.

• • •

કેટલાક દિવસ વિયોગની મુશીબત ઉઠાવ્યા પછી શશીએ લાચાર થઈ પોતાની એક ખાસ સાહેલીને પોતાના દર્દે દિલથી જાણીતી કરી અને તેને ઘણાજ કાલાવાલા કર્યા કે કોઈપણ પ્રકારે પન્નુને બોલાવી શાદી કરી તેની સાથે લગ્ન કરાવી આપ

શશીની સાહેલીએ આ વિષયમાં લાલા સાથે વાતચીત કરી અને અત્યંત સારા શબ્દોમાં પન્નુની શરાફત અને અમીરાઈના વખાણ કર્યાં લાલાએ ચોકખી ના પાડતા જવાબ આપ્યો,

"એક તો પન્નુ પરદેશી છે અને બીજું તે અમારી કોમનો પણ નથી, જેથી હું તેને કોઈ પણ રીતે મારો જમાઈ બનાવી શકતો નથી"

પરંતુ શશીની સાહેલીએ તેને ખાત્રી આપી કે પન્નુ ધોબીજ છે અને જો વિશ્વાસ ન હોય તો તેને કામ આપીને પારખી લો.

• ° °

પન્નુના ભાઈ ચત્રેએ જે એની સ્થેજ ભંભોર આવેલો હતો—પન્નુની આ વર્તણુકની સખત વિરોધતા કરી પરંતુ એની ઘણી કોશિશ છતા પન્નુના નિશ્ચયમાં જરા પણ ફેર પડ્યો નહી જેથી ચત્રેએ ઘરે પાછા ફરીને પિતાને બધી હકીકતથી જાણીતા કર્યા

આરીજામ પહેલેથીજ પોતાના વ્હાલા પુત્રની જુદાઈથી દુખી થઈ રહ્યો હતો, આ સાંભળતાજ ગભરાઈ ગયો, અને પોતાના ત્રણે પુત્રો ચત્રે, હોતે અને નો તેને કોઈને કોઈ પ્રકારે પન્નુને પાછો લાવવા માટે રવાના કર્યા

આ દરમિયાન લાલાએ પરિક્ષા તરીકે પન્નુ પાસે કપડાનો એક ઢગલો ધોવરાવીને તેના ધોબી હોવાની ખાત્રી કરી લીધી, જે ખરી રીતે શશીના સમજાવ્યાથી પન્નુના નોકરોએજ ધોયા હતા જ્યારે બધા કપડા તેના માલિકોને પહોંચી ગયા અને કોઈપણ ...

ફેરવો

આવી નહીં ત્યારે તે લાચારીએ પન્નુ અને શશીના લગ્ન કરી આપવાને રાજી થઈ ગયો

• • •

લગ્નના દિવસે બધા ઘોમીઓ અને શહેરના આમ અને ખાસ લોકો મ્હોટી સખ્યામા લાલાના મકાને ભેગા થયા મ્હોટો દમામ દબદબો કરવામા આવ્યો હતો એટલામા પન્નુના ત્રણે ભાઈઓ પણ લાલાને ઘરે આવી પહોંચ્યા

પન્નુ અને લાલાએ તેમનો આનદપૂર્વક સત્કાર કર્યો તેમની ઘણી સેવા કરી અને શાદી થઈ ગયા પછી પણ મોડી રાત સુધી પન્નુ એમની સાથે બેઠો શરાબના જામ પીતો રહ્યો શહેરમા ચારે તરફ શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું હતું, ત્રણે ભાઈ પન્નુને જામ ઉપર જામ પીવાની રહ્યા હતા છેવટે તે બેભાન થઈ ગયો તેમણે એને ચુપચાપ ઉંચકીને એક ઉંટ ઉપર રસ્સીઓ વડે બાંધી દીધો અને તારાઓની રેહબરીમા કેચ તરફ રવાના થઈ ગયા

• • •

અર્ધ રાત્રી વિતતા શશી, જે લગ્નના કપડા પહેરી ફુલોની સેજ ઉપર પન્નુની વાટ જોતા જોતા પોઢી ગઈ હતી, જાગી ઉઠી શોધક દૃષ્ટિએ પન્નુને ચારે તરફ શોધ્યો પણ તે ન દેખાયો તે હેરાન થઈને બીછાના ઉપરથી ઉઠી, આમતેમ જોવા લાગી ઘરનો ખૂણે ખૂણો શોધી વળી, પણ તેને પન્નુ કે તેના ભાઈઓ નજરે પડ્યા નહીં નગ્ન માથે અને નગ્ન પગે ઘરમાથી નીકળીને ઉંટના પગલાના નિશાને દોડતી પન્નુની શોધમા ચલી

• • •

સૂર્યનો ઉદય થયો, એ સમયે શશી ચાલીસ માઈલ સુધી એક સરખી દોડ્યા પછી તૃષા અને થાકથી લોથપોથ થઈને એક સ્થળે પડી ગઈ પાસેજ એક ઝરણો વહી રહ્યો હતો સોના સુનાજ એણે થોડાક ઘુંટડા પાણીના પીધા અને પછી જરાપણ આરામ લીધા વગર ઉઠી અને આગળ દોડવા લાગી પરતુ જ્યારે પચ્ચીસ માઈલ પસાર થયા પછી કોહકાઝની કૌઝ નદિ પાસે પહોંચી ત્યારે એનામા વધુ આગળ વધવાની હિમ્મત રહી નહીં સામે એક ગુજર (ભરવાડ)ની ઝુપડી જોઈને તે તરફ વધી અને ગુજરને પૂછ્યું –

"ભાઈ ! આ તરફથી થોડાક માણસો ઉંટ ઉપર પસાર થયા છે ?"

શશી જેવી રૂપવતી નારીને આવી રીતે એકલી જોઈને ગુજરના દિલમા કામાગ્નિ ભભુકી ઉઠી શશીએ તેની આવી હાલત જો તો ટાળવા માટે આજીજી કરી બોલી

'હુ ઘણીજ થાકી ગઈ છું અને ભુખી પણ છુ કૃપા કરી કાંઈ ખાવાને આપો

ગુજર ખુશ થઈને દુધ દોહવા માટે એક તરફ દોડતો ગયો અને શશીએ અશ્રુધારા વહાવતા બન્ને હાથો દુઆ માટે ઉઠાવ્યા

"હે પરવર દિગાર ! મુજ અસહાયનો સહાયક થા"

આ કહેતાજ પાછી આગની આગળ વધી અને સામેની ડુંગરી ઉપર ચઢીને જેવીજ એક તરફ વળી, નિસહાય અને નિરાધાર પન્નુ તરફ હોવાને લીધે, એક ઉંડા ખાડામા ઉંધે માથે પડી ગઈ અને તુરતજ મરણ શરણ થઈ

ગુજર જ્યારે દુધ લઈને આવી રહ્યો હતો ત્યારે એણે દૂરથીજ આ ભયંકર દ્રશ્ય જોયું અને ગુજરનો ઝમીન ઉપર સિજદામા પડી ગયો, અને તોબા કરતો ખાડા પાસે પહોચ્યો ખાડામા જવાની હિમ્મત થઈ નહી અને તેણે ખાડાની ફરતે કાંટાળી ઝાડીની વાડ કરી દીધી

• • •

સવાર થતા જ્યારે પન્નુને ભાન આવ્યું ત્યારે તેણે પોતાને ઉંટ ઉપર બંધાયેલો જોયો તુરત બધુ સમજી ગયો મુખ પ્રસનુ બહાદુ

કરીને ભાઈઓને ઉટ થોભાવવા અને પોતાને પુરો કરવાની વિનંતિ કરી તેમને પણ હવે પન્નુ નાસી ન જવાની ખત્રી થઇ ગઇ હતી. જેથી ખુશી ખુશી ઉટ થોભાવીને પન્નુને પુરો કર્યો ખાવાને કાંઇ આપવા ચાહતાજ હતા કે તે ત્વરિત વેગે ભમ્ભોર તરફ ભાગ્યો. કેટલાએ ગાઉંઓ સુધી ત્રણે ખાન પન્નુની પાછળ તેને પકડી પાડવા દોડતા રહ્યા, પરંતુ પછી સૌએ લાચાર થઇ તેનો પીછો મુકી દીધો અને કેચમકરાન તરફ પાછા ફર્યા

• • •

જ્યારે પન્નુ તે ખાડા પાસે પહોંચ્યો ત્યાં, શશી તેને શોધતા ગોધતા અદ્રશ્ય થઇ ચુકી હતી ત્યારે કુદરતી રીતે તેનું દિલ એક પ્યારા લાગણીથી ભરાઇ ગયું સામે એક ગુજરને ગિરા અને હતાશ બેઠેલો જોયો તો તેની પાસે જઇને પૂછવા લાગ્યો

ગુજરે એક બાળાને કોઇની તપાસમા તબાહ હાલતમા આવતા અને હસરતભરી રીતે મરવાને શરણ થવાની બધી હકીકત કહી સંભળાવી આ સાંભળતાજ પન્નુના સુખનું ભાન ઉડી ગયું તે પણ અશ્રુ વહાવતો ખાડામા કૂદીને પોતાના પ્રિયતમાને જઇ ભેટ્યો.

• • •

રાતની ભયંકર શાન્તિએ ભમ્ભોરને પોતાના પાલવમા સંતાડી લીધું હતું કે એકાએક ચારે તરફથી ભયંકર આગની જ્વાળાઓ બુલંદ થઇ અને આંખના પલકારામા આખા વાતાવરણમા પ્રસરી ગઇ ચોકીદાર પાછી એવું જણાવા લાગ્યું કે આકાશ અને ધરતી વચ્ચે આગ સિવાય કોઇ વસ્તુજ નથી. સર્વત્ર ગભરાટ ફેલાયો અને બાળકોની ચીસોથી આખું વાતાવરણ કંપાયમાન થઇ ગયું ચારે તરફ ભાગાભાગ નાસાનાસ થઇ ગઇ. બરાબર એજ વખતે ચંદે, દોસ્ત અને તેની સરદારીમા કેચનાં લશ્કરી સવારોની એક ટુકડી લાવા પાણીના બળતા મકાન પાસેથી પસાર થઇ અને કેચ મકરાનને પંથે પડી.

આ બધા પન્નુને જબરદસ્તી ઉઠાવી લઇ જવાને માટે આવ્યા હતા, પરંતુ નિષ્ફળતાના ક્રોધથી ભમ્ભોરને આગ અને ખૂનમા રંગદોળીને ચાલ્યા ગયા

"તન મન ધન સબ રાખ હૈ,
લગ ગઈ આગ ભમ્ભોરકો"



# માયા



"શાકિર ઉનીયા" બી. એ (ઓનર્સ)

મ્હને માયાનો પત્ર મળ્યો કલાપીની જીવન મિનસુરી કેમ જાણે માયામા ફરી જન્મી હોય તેમ સુખ, દુઃખ, ન્યાય અને અન્યાયથી ઓતપ્રોત એ પત્ર વાંચતા કલાપી યાદ આવી ગયા માયા, પત્રમા, કલાપીનુ એક વાક્ય લખે છે કે "જગત દુઃખી છે કેમકે વર્તમાનનુ સુખ તે સમજી શકતુ નથી, ગયું તે મીઠું લાગે છે" ખરૂ પૂછો તો મ્હને કલાપીની ઓળખ કરાવનાર માયાજ છે, પણ અત્યારે તે વિષયને હું ચર્ચવા માગતો નથી.

માયાને એનો લગભગ દસ વરસનો અંધાપો બહુજ ગમતો, એ મને કહ્યા કરતી "જ્યારે મ્હારી છની આંખે હું આંધળી હતી તે સમય હજીએ યાદ આવે છે આજે માયા આંધળી નથી એટલે સંભાળપૂર્વક ચાલતી નથી! આજે તેથીજ એ અકળાય અને દુઃખાય રહી છે! અંધળી માયા! આંધળું જગત! કવિઓ અને ફિલસુફોએ પણ 'માયા'ને અંધળી કહી છે મ્હારા આંખોવાળા માતપિતા પણ મને આંધળી—માયા—કહેતા તમે પણ મ્હને "માયા" કહી આંધળી બનાવો છો," હું એને જવાબમા કહતો "માયા, તું તો જગતમા પ્રસરી રહેલ અંધકારને પડકાર કરનાર રણચંડી છે, માયા, તુ તો જગતનુ મહામૂલું રત્ન છે, જગત એકવાર માયાને સમજે પીછાને એટલે બસ," મ્હારી આવી ફીલસુફીમા કોણ જાણે કેમ માયા ને શ્રદ્ધા બેસતી નહિ, એતો એની ધુનમાજ રમ્યા કરતી, બેદરકાર માયા!

એક દિવસ આથમતો સૂર્ય દેખાડી માયા કહેવા લાગી 'સૂર્ય ડુબતાજ માયા ડુબી જાય છે, સવારે સૂર્ય ઉગે એટલે માયા દેખાય આમ છતા જગત હજી પણ તેવુ ને તેવુજ રહ્યુ છે" મને લાગ્યુ કે માયા ભૂલ કરી રહી છે એટલે હુ બોલી ઉઠયો "માયા તો સૂર્ય ડુબે એટલે ચંદ્ર બનીને અમૃત વરસાવે, અને છેક સ્હવાર સુધી એ અમૃત વર્ષાવ્યેજ જાય છે, પછી સૂર્ય ઉગે છે એટલે માયા સતાઇ જાય છે" થોડીક ચુપકીદી પછી એ બોલી "તમારા અને મ્હારા પંથ ન્યારા છે. મને જ્યા પાપ દેખાય ત્યા તમને દેવતા જડે, હુ જ્યાં અંધકારના પડછાયા દેખુ ત્યાં તમને અજવાળાના દર્શન થાય, એ બધા સુખ અને દુઃખના ભ્રમ માત્ર છે, આજે તમને માયા જડી એટલે બધુ થઇ રહ્યુ" મને લાગ્યુ કે માયામાથી વીર તત્વનો નાશ થઇ ગયો છે એમા હવે પ્રેમના તત્વો તરી આવ્યા છે એની માન્યતા એવી હતી કે હુ દુઃખી એટલા માટે છુ કે મ્હારામા એ તત્વો નથી એક દિવસ એણે મને કલાપીનુ એક વાક્ય કહેલુ "જગતમા વીરના તત્વ વધે તેથી એનુ કશુ ભલુ થવાનુ નથી જ્યાસુધી પ્રેમતત્વો જગતમા સુતા છે ત્યા લગી તો આપણી આ આફતો રોજરોજ વધ્યેજ જવાની"

માયા કદી કદી મંદિરમા પણ જતી જ્યારે એ ત્યાંથી પાછી ફરતી ત્યારે સીધી મ્હારી પાસે આવતી આજે પણ એમજ થયુ એના હૃદય ઉપર બહુ ભાર હોય એમ મને લાગ્યુ એટલે મે પૂછ્યુ "માયા, આજે ત્હારા પ્રભુએ શુ વાત કરી? આજે ત્હારા પ્રભુને મ્હારા વિષે કશુ પૂછ્યુ હતુ કે?" માયા બોલી "મ્હારા પ્રભુ આજે કહેતા હતા કે માયાએ હવે આ બે વસ્તુમાથી ગમે તે એક માગવાની છે, 'પ્રેમરસ કે વીરરસ' મે તરતજ કહ્યુ "અને ત્હે પ્રેમરસ માગ્યો નહિ વારુ?" "હા," માયાએ જવાબ વાળ્યો, "પણ મ્હારા

કારા પ્રભુ શુ કેહના હતા તે વાત કેમ કરતી ?" મે પૂછ્યું એણે જવાબ વાળ્યો એને તમારા વિષે એટલુજ પૂછ્યું કે મ્હારા જેવો ક્યારે થશે ? ત્યારે એણે એનાથી ત્હારા જેવો કદી પણ થવારી અભાગી સુમન !"

। વાતને બે ત્રણ અઠવાડિયા વીતી માયા મ્હારી પાસે આવતી અને જતી મ્હારી સાથે ભાગ્યે બોલતી નહિ કેમ મને એ બહુજ અભાગી માનતી હોય ને મ્હારા તરફ બહુ દયા આવતી એક એ અંગ્રેજીમા બોલી ગઇ "તમે ખરેખર ડા અભાગી છો." મ્હારે માયાને નારાજ ન હતી એટલે હુ ચુપ રહ્યો જ્યારે એણે એજ રીમાર્ક કર્યો ત્યારે મ્હે "માયા તને યાદ છે, એક દિવસ ત્હેં નું કે તમારા અને મ્હારા પથ ન્યારા ત્યારે હવે આ ભાગી અને અભાગી નકામી ચર્ચા શા માટે ? મને એ ઘણી વેળા એમજ થયા કરે છે કે માયા દુખી છે. તુજ અભાગી છે પણ ત્હને કાંઇ કહેવું એમ લાગે છે કે "જેમાં જેને આનંદ મળે, જેમા જે આનંદ માણી શકે, તેજ તેનુ સુખ માનવીને જ્યા આનંદ નહિ મળે તેજ તેને માટે દુખ છે." એટલેજ હુ તને કદી કહેતો નથી કે તુ અભાગી છે—તું દુખી છે વળી જગતમા માનવીના સુખ શા અને દુખ શા ! ભ્રમ ! માયા, એ બધુ ભ્રમજ છે ! જગતમા શુ એવાએ આવ્યા નથી રહેતા જેમને દુઃખ જેવુ કશુ લાગતુંજ નથી ? જગત ! સુખ ! દુઃખ ! માયા ! બધુજ ભ્રમ છે ! બધુજ અસ્થીર ! સ્થીર માત્ર માનવી સ્થીર માત્ર મ્હારા વિચાર, મ્હારી માન્યતા, મ્હારી પ્રેયસી સ્થીર મ્હારી શ્રદ્ધા ! સ્થીર ત્હારો અને મ્હારો પ્રભુ.

આમ માયા અને મ્હારી વચ્ચે અંતર ઉભા થયા એ કદી કદી પત્ર લખ્યા કરે એ છેલ્લા પત્રનુ છેલ્લુ વાક્ય મે ઉપર આપ્યુ છે, અહીં એજ પત્રનુ પહેલુ વાક્ય આપુ છુ

"આપણા બન્નેમા સુખી કોણ એતો પ્રભુ જાણે છે, છતાં મને થાય છે કે સુખ અને દુખ ખરી અને નક્કર વસ્તુએ છે, તમારા કહ્યા પ્રમાણે એ ભ્રમ નથી, પણ, ના, તપિ મ્હારી માન્યતાને કદી પણ સ્વીકારશો નહિ એની મને ખાત્રી છે એટલેજ મને આનંદ છે"



કારેવા

# હું, મિયાં ને તિસ્મારખાં

લેખક 'શાન્ત'

એકતો અંધારપટ ને અમાસ, બીડીના બમણા ને ચામના ચોગણા ભાવ એટને અમારી ત્રિપુટી અચોકસ મુદત સુધી એકઠી ન થઇ તે સ્વભાવિક છે પણ અસાધારણ ઘટનાએ પ્રત્યે અમારે ધ્યાન કેમ રહી શકાય ?

° ° °

હુ દખ્ખણ ગયો ત્યા એક મિત્રના સગા મળ્યા, યુવાન હેનથી મઢેલ દાત, પોતી ને નગે સિર ઇગ્લીશ–દા, પ્રેમી એમનો ઓફિસ જવાનો રસ્તો અને નર્સીઝ કવાર્ટર્સનો માર્ગ ક્રોસ થતા એક સુફેદ પરીનો ભેટો થઇ ગયો ચાપાણી સીનેમા, મદઝરતી ચ દની રાતો, ચુંબનો .એમ આકર્ષણ વધ્યા ખાનદાની ઘરાનાની કોઇ બાળા ઠગતા એના ઉપરગ વધારે ન હતા ત્રણ વર્ષનો નર્સીગ કોર્સ પુરો કર્યા બાદ શાદીનું વચન મળેલુ પણ શાદી ખાના આબાદીની કંકોત્રીની હજી વાટ જોઉ છુ ! ! !

° ° °

મિયા સાહેબને એક મસલો મુઝવી રહ્યો હતો પચીસ કદમ પર બે મસ્જિદો હોય તેય બન્નેમા જુમ્માની નમાઝ થતી, ભને સખ્યા નજીવી હોય પ્રદમા પણ શહેરની મસ્જિદોમા નમાઝ થતી એક પેશઇમામ તરફ નમાઝીઓ નારાજ રહેતા બહારગામના કોઇ આવતા તે પણ પેશઇમામની કિરઅત અને નાકમાથી ખુતબો પઢવાની આદતથી બેઝાર થતા કાઇ સમજાતુ નહિ છતા ટ્રસ્ટીઓ કહેતા કે એમના બાપદાદાથી ઇમામત ચાલી આવે છે, અમારા એક આલિમ મિત્ર તરાવીહ પઢવા નીકળ્યા, અમને એમ થયુ કે કદાચ એજ મસ્જિદમાં આવશે રસ્તો બદ્લ્યો ત્યા મિયા સાહેબે કહ્યુ 'ચલીયે સાંજ યહા અદા કર લેગે" આલિમ સાહેબ હકીમ પણ હતા બોલી ઉઠ્યા, "ઉસ્કો બવાસીરકી બીમારી હય !" અમારો શક તો દૂર થયો સાથે સાથે મઝાક પણ થઇ ! ! !

° ° °

તિસ્મારખા કહે કે "મિયાં, દેખો તો, ચેક દાકતરી તાલીમકા તરીકા ? બરસો ગુઝરે ફિર ભી પઢાઇ ખતમ નહિ હોતી ?

મે કહ્યુ લાબો ગાળો જરૂરી છે પણ સાથે સાથે ઇમાનદારીની ખામી કોમને નુકસાન આપે છે ઘણા ટ્રસ્ટોની સ્કોલરશીપો હજમ કર્યા ઉપરાત ઘેરથી નાણા મ ગાવી તાગડધીન્ના કરનાર એક દાકતરી–અભ્યાસીની વાત યાદ આવે છે ત્રણ વર્ષ પર જોએલો તે ફરી એજ વર્ગમા એ ભાઇ હતા પરિક્ષામા ગોટા કરેલા એટલે સજા થએલી ઘેર–પોતાની રૂમ પર દરદી આવતા તેમને ઇન્જેકશનો આપતા અને પાકા દાકતરની જેમ નામના ફેલાવતા હતા માવતર સમજતા કે ગીગો હમણા દાકતરી પાસ કરી આવશે !

° ° °

અમારી ચર્ચા દાકતર ઉપરથી ઓપરેશન પર આવી, અમારા એક દોસ્તે નવા ઓપરેશનની ઓળખ કરાવી. એક નાસ્તિક શખ્સ હતા ભણેલા, યુવાન, ગૃહસ્થી હતા બે ત્રણ બાળકોથી ધરાઇ ગયા એટલે બ્રહ્મચર્ય પાળવાનુ તો ઠીક પણ અંકોશની અમુક વિર્ય–વાહક રગોનુ ઓપરેશન કરાવી શારિરીક સબધ તો જાળવવો એવી તેમની ગણતરી હતી, નાસ્તિકવાદની એક સસ્થા હતી તેના સભ્ય પણ હતા, એમની દલીલો અને વિચારશ્રેણી અમોને ખુબ ગમ્મત આપતી અને તેમની "રેવડી" થતી એ વધારામા એમની પેદાઇશ અને માબાપની વૃત્તિ સ્હેજ અકસ્માત હતો ! બાકી રહેણી કહેણી નઉઝો બિલ્લાહ ! ! !

° ° °

અમારા શહેરના એ ચર્ચા–શ્રીમત શેઠ

# ચાક પર પીંડા!

પડો ન કોઇથી તો કોઇને પાડી તો શકો ?
કોઇથી બાગો નહિ તોય બગાડી તો શકો ?
જો બીજું કંઈ તમારાથી ના બને 'હુડમત',
તો વાળો બીડીઓ, કે વાગન નગાડી તો શકો ?

નહિ પઠડાય, ભલે કો'ને પછાડી તો શકો ?
ન રમી જાવ, ઘના કોને રમાડી તો શકો ?
ન બને કામ જો 'હુડમત' તો બગાડી નાખે,
બીજું બને ન કંઈ ચીથરા ફાડી તો શકો ?

કોઇના હૈયાને હેરાન, પ્રજાળી તો શકો ?
કોઇના ઘર ન બને હોલવો બાળી તો શકો ?
બીજું વળે ન કંઈ વિશ્વમાં તમથી 'હુડમત',
નિરાંતે કંઇનો ગોળો તમે વાળી તો શકો ?

સમયના વ્હેણ ભલે આપથી ખાળી ન શકો,
વિધિના લેખ ભલે આપથી ટાળી ન શકો,
હાથ કે પગ ન હલાવી શકો ભલે 'હુડમત',
હલાવી જીભ, તો બોલ્યું વચન પાળી ન શકો ?

# પાટીયાં તણાઇ ગયાં!

અમોને જોઇને ઘુનઃ મહીં લપાઈ ગયા,
પ્રેમના સ્વપ્ન બધા દિલ મહીં બફાઈ ગયા!
દોરડા પ્રેમના અધવચ મહીં કપાઇ ગયા,
છતાંય નાગ તો છાપા મહીં છપાઈ ગયા!
અભાગી પ્રેમના ખેતરને તીડ ખાઇ ગયા,
બચ્યા તે પ્રેમના ફૂલડાં તો લણાઈ ગયા!
ભરીતી પ્રેમ તણી બ્રમ હોમથી એમાં,
તપેલા પ્રેમની કનાઈ વિણ કટાઇ ગયા!
રેકથી અકડીને બસ પ્રેમ-રોડ પર જતા,
વાટપાડુઓ થકી ધોળે દી' લુટાઈ ગયા!
નજર નજરથી મળી બાદબાકી થઇને રહી,
પનાખા પ્રેમતણા દિલમહીં લખાઇ ગયા!
અંતે કંતાઈ ગઈ પ્રેમની પુણી એવી,
કે તાણાવાણા બધા પ્રેમીઓ વણાઈ ગયા!
પ્રણય કલહની મઝા અન્ય શું જાણે 'હુડમત'?
તેજ જાણે કે જેના પાટીયા તણાઇ ગયા!

મજેવડીવાળા' ] [ —'હુડમત' ઓઝા

# યાચના

લેખક "ઝાંકિર"

હે મારા ઉપાસ્ય અલ્લાહ! તુંજ પ્રાર્થનાને પાત્ર છો, તારા સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી, હું નિરંતર તારીજ પ્રાર્થના કરૂં છું મારી ઉપર કદાચ સંકટ આવી પડે છે ત્યારે હું તનેજ પોકારૂં છું -મારૂ વદન તારા માટે છે, મારા સાષ્ટાંગ નમસ્કાર પણ તારા માટેજ, મારૂં જીવવું તારા માટે, મારૂ મરવુ તારા માટે હું તારો યાચક સેવક છું

હે મારા દયાનિધી! સૃષ્ટિ માહેનું એકેક અણુ તારા ઉપાસ્ય હોવાની સાક્ષી પૂરે છે, પ્રાણીઓનુ જીવવુ તારી પરિપૂર્ણ પ્રભુત્વતા વર્ણવે છે, વનસ્પતિની નિશ્ચલતા તારી ભવ્યતા સિદ્ધ કરે છે, પત્થર કંકર ઇત્યાદીનો નમસ્કાર તારા પ્રભાવનો પુરાવો છે આકાશોની ઉંચાઇ તારા અધિકારને પૂરવાર કરે છે પૃથ્વિની સ્થિરતા તારા અસ્તિત્વનુ પ્રમાણ છે

હે મારા કૃપાવાન! બુલબુલનો દર્દભર્યો અવાજ તારા વિયોગમા, કોકિલાની કૂકૂ અને મોરનો નાદ તારા પ્રેમમા, દિલોની વ્યાકુળતા તારી ભાવનામાં, આત્માઓની વેદના તારી જુદાઇમાં છે

હે સૃષ્ટિ કર્તા! સકળ જગત તારૂં, પુષ્પમા વર્ણ અને સુવાસ, પત્થરમા જવાહિર, ધરતીમા ધન, વાદળામા પાણી, અને અગ્નિ, તેજ. ઉત્પન્ન કર્યું મારા ઉત્પન્ન કર્તા! મને વિર્યમાંથી માણસ બનાવી તારી અમાનત આપી કે એનુ રક્ષણ કરૂં, બુદ્ધિ અર્પણ કરી જે વડે તારી પીછાણ પ્રાપ્ત કરૂં, આંખો આપી જેથી તારી માયાને જોઇ શકુ, તારૂ ગુણગાન કરવા જીભ અર્પી, તારૂં ઘર બનાવવા માટે હૃદય આપ્યુ, હૃદયમા ઉત્કટ ઇચ્છા આપી, જેથી તારી શોધ કરૂ સંસારમા મને સભ્ય બનાવ્યો જેથી તારી સમીપમા પ્રાપ્ત કરૂં.

હે સર્વ શક્તિમાન! સૂર્ય અને ચંદ્ર મારી ચાકરી માટે, ઝાડ અને પત્થર મારી આવશ્યકતા માટે, જનાવરોને મારી આજ્ઞાનુ પાલન કરવા માટે તે ઉત્પન્ન કર્યાં પૃથ્વી મારા રહેઠાણ માટે બનાવી અને મને ફક્ત તારા માટેજ બનાવ્યો, ખચીત, હું તારોજ છું, અન્યનો નહી

હે પરમ પવિત્ર અલ્લાહ! તું પ્રત્યેક દોષથી પવિત્ર એકેક ખામીથી દરેક પવિત્ર કલ-કથી પવિત્ર, નિ:સંશય તું પરમ પવિત્ર છે, પવિત્રતા માન્ય રાખનાર છો હું તારો અપવિત્ર અને દરિદ્ર સેવક છું હે પવિત્ર અલ્લાહ! હું તારી પવિત્રતાદ્વારા, તારા પવિત્ર સેવકો દ્વારા તારી કને યાચના કરૂં છું નાસ્તિકતાને, વિકલ્પનાને, દુર્ગુણો અને ખામીઓને મારા હૃદયમાથી નષ્ટ કરી દે અને મારા હૃદયને પવિત્ર બનાવી દે મારી ધારણાઓમા, મારી મતિઓમા, અને મારા દરેક કર્મોમા પવિત્રતા ઉત્પન્ન કર

હે શાંતિ આપનાર! ભયભિતને શત્રુથી, નિર્બળને બળવાનથી, સહનશીલને અત્યાચારીથી રક્ષણ આપનાર તુંજ છો, હૃદયને શયતાનથી બુદ્ધિને અજ્ઞાનતાથી, આત્માને દુષ્ટતાથી સુરક્ષિત રાખનાર તુંજ છો હે મારા મદદગાર! જો તારી સહાય ન હોય, તારી દયાદૃષ્ટિ ન હોય,

તારી કૃપા ન હોય તો સમારની વ્યવસ્થા અસ્તોવ્યસ્ત થઈ જાય, તુ જેને સુરક્ષિત રાખે છે તેને કોઇ નષ્ટ કરી શકતુ નથી, જેને તું જીવન અર્પે તેને કોઇ મૃત્યુ આપી શકતું નથી તારો આ સેવક તારા માર્ગથી ભટકેલ હતો, તેં સન્માર્ગ દેખાડયો, તારી દયા, ક્ષમા અને તારો ઉપકાર મારો હાથ ન ઝાલત તો નિસદેહ હુ નરકાગ્નિના ખાડામા જઇ પડયો હોત

હે પવિત્ર અલ્લાહ! જે તને અતિપ્રિય છે, જે તારો પ્રેમી છે, જેના તે તારા પ્રભાવ અને તારી પૂર્ણ કળા વડે મદદ કરી છે, જેને વિશ્વ ઉત્પત્તિનુ કારણ બનાવ્યું જેની ઇચ્છાને તારી ઇચ્છા, જેની તાબેદારીને તારી તાબેદારી, જેના પ્રેમને તારો પ્રેમ બનાવ્યો જેને સકળ જગત માટે દયા બનાવી મોકલ્યો, જેને સઘળી પદવીઓ અને સપૂર્ણ શ્રેષ્ઠતા અર્પી કરી શક્તિએ તારા દર્શનાર્થે બોલાવ્યો, અને રહસ્યમય વાતો કરી, તેનેજ હુ મારી માગણીનુ સાધન બનાવુ છુ.

હે પરમ દયાળુ! તારો આ સેવક તારાથી તારીજ માગણી કરે છે તે હાથ અર્પણ કર જે તારી આગળજ ઉંચા થાય, તે પગ જે તારીજ શોધમા આવે, તે આંખ જે તારા માટેજ રડે, તે માથુ જેમા તારીજ ધૂન રહે, તે દિલ જેમા તારીજ પ્રીતિ ને સ્થાન હોય, ભાવના હોય, પ્રબળ ઇચ્છા હોય, તારા સૌંદર્યનો આયનો (દર્પણ) હોય. મારા આત્માને તારા માટે વિકળ બનાવી તારી ભાવનામા અસ્વસ્થ બનાવે હે આમીન



કારવાં

પૂરના નૂતન શાયરોને સફળતાથી આગળ વધવું હોય તો કલીમ જેવા ઉસ્તાદને અપનાવે, અને કલીમ સાહબને પણ માત્ર નમ્ર સૂચન છે કે તેઓય કદરદાની દ્રષ્ટિથી કામ લે! 'કલીમ' તો ખુદ ઉસ્તાદ-આ તેમની શાયરીનું શું કહેવું? શાયદ ગઝલો લખવામાં એ એકકા છે અને 'ઘાયલ' તો કાઠિઆવાડના આભડે ઠાકમાં સૂરજ જેવા કવિ છે ગુજરાત 'પતિત'ને તો જાણે છે, પણ અમૃત 'ઘાયલ'ને જાણતું નથી કેવી કદરદાની? કેવો વિવેક? 'બાબવ'ને એક વાર સાંભળનાર જરૂર મામન થાય 'અમીન', મામત' ને 'કલીમ'ની ત્રિપુટીનો મુશાયરાને સફળ કરાવવામાં મુખ્ય ફાળો હતો અને 'શાવકીન'નો પણ બાકી 'બેકાર' તો પોતાની ગઝલનો પોતે શો અભિપ્રાય આપે? વખાણું કરું તો વાયડો મણાઉં, ને ગીબત કરું તો મન ના માને! શું કરું? ફુલ ફૂટયો ફૂટયો શું ધરતો હું ને?

"રાયરો પણ પવનથી ફુલાય છે,
શાયરો શું નવથી ફુલાયના?"

ખેર! પહેલો દૌર પુરો થયો જેતપુરમાં શાયરીની શરૂઆત કરનાર અને ખુદ આજના મુશાયરાની પંક્તિ આપનાર 'મઝલૂમ'ની ગેરહાજરી સાલતી હતી વહેપારી નોકરીથી મજબૂરીથી તેમને અચાનક કલકત્તે જવાનું થયું હતું પહેલા અને બીજા દૌરની વચ્ચે જેતપુરના એક બાબુભાઈ નામે હિંદુ કવિએ પોતાના બે સરળ કાવ્યો રજુ કર્યાં હતા પછી બીજો દૌર શરૂ થયો જેની પંક્તિ હતી, 'ન રાખે કોઈ અસર એ અસર હું રાખું છું'

એ પંક્તિ ઉપર પણ શાયરોએ ખૂબ પેચ લડાવ્યા હતા બહારથી આવેલા જનાબ 'શયદા' 'નવાઝ', 'દિલખુશ' વગેરેની ગઝલો વંચાઈ હતી 'શયદા' તે શયદાજ હતા 'હુમદમ'ની ગઝલમાં પણ દમ તો હતોજ ખમખમ ત્રણ વાગે બીજો દૌર પુરો થયો જનતા રસમાં ઝબોળાઈ રહી હતી અને રસ પાનાર રસદાતાઓ સફળતાના જામામાં ફુલ્યા સમાતા ન હતા અભિમાન યોગ્ય હતું રસદાતા ને રસજ્ઞાતાઓની મહેનત અને પરસેવો ઉજાગરો ને પૈસા વસુલ થયા હતા

પછી આવ્યો ઉર્દૂનો દૌર ઉર્દૂ ભાષા એવી છે કે જ્યાં હોય ત્યાં પોતાનો ઝંડો ફરકાવે જ 'શયદા' સાહબ જુનાગઢી, 'મહેર' સાહબ જુનાગઢી, 'કવસર' સાહબ જુનાગઢી, ઉસ્તાદ 'સિદ્દીક' સાહબ જુનાગઢી અને 'રૂસ્વા' સાહબ મઝહબીએ પોતપોતાના કલામોથી જનતાને ખુશખુશાલ કરી દીધી હતી ઉસ્તાદ-'સિદ્દીક' સાહબનું ગુજરાતી કાવ્ય અને ઉર્દૂ ખમસો ખાસ સફળતાની ટોચે પહોંચ્યા હતા અને 'રૂસ્વા' સાહબના જોરદાર કલામોએ તો શ્રોતાઓના દિલો પર છેલ્લે છેલ્લી રંગીન મહોર છાપ મારી હતી

પાંચ વાગે અનેરા ઉત્સાહ વચ્ચે આભાર વિધિ અને ફૂલહારનું અર્પણ-સમર્પણ થયા પછી કાયમની યાદગીરી છોડી મુશાયરો બરખાસ્ત થયો હતો. આ સફળતાના સેહરાના હકદાર જનાબ ગુ રશીદ મોતીવાલા સાહબ ઠરે છે જેતપુરી ભાઈઓની મામાને મમતાની ઉંડી છાપ લઈને હું ત્યાંથી ઉઠયો, અને જેતપુર ખાતર વહેવરાવેલો મારો પરસેવો પણ લેખે લાગ્યો ગણી નિરાતે ઉતારે ગયો બીજે દિવસે કવિમંડળ ભાવનગર ગયું કવિતાની મસ્તી, ટ્રેનમાં પણ વહેતીજ રહી હતી ભાવનગરના અહેવાલ માટે આવતો અંક જુવો ખરે! જેતપુરના જીવતા મુશાયરાના સુખદ સ્મરણો જીવનભર નહિ ભૂલાય એવાં

'બેકાર'

## શાદી

તા ૧૪-૩-૪૩ અહમદ ઇસ્માઇલ આગડીઆ-આયશાબીબી બિન્તે મુસા ઇબ્રાહીમ મામત

તા ૨૧-૩-૪૩ મોહમદ ઇબ્રાહીમ હાટીયા-સારાબીબી યુસુફ આઝમ પીપરડી

તા ૩૧-૩-૪૩ અલી ગુલામ હુસેન કાસમ પીપરડી-હાજરાબીબી ... આઝમ પીપ ડી

## જન્મ

૧-૩-૪૩ કાસમ મહમદ ... ઇસ્માઇલ ને ત્યા છોકરી ... બીબી
૧-૩-૪૩ શેખ ગુ નબી ગુ મોહમદને ત્યા છોકરી ઝોહરાબીબી
૧-૩-૪૩ અલી મોહમદ મન્સુરને ત્યા છોકરી મરીયમબીબી
૩-૩-૪૩ ઇસ્માઇલ મહમદ આદકને ત્યા છોકરી ઝુબેદા ખાતુન
૩-૩-૪૩ સૈ ઉસ્માન સૈ અ રહેમાનને ત્યા છોકરી ઇફ્તેખારુન્નિસા
૬-૩-૪૩ ગુરજમાન ઇબ્રાહીમને ત્યા છોકરો ગુ નબી
૬-૩-૪૩ ઇસપ કાસેખાને ત્યા છોકરી હનીફાબીબી
૯-૩-૪૩ દાઉદ મીયાજી હજામને ત્યા છોકરો અ દુલ ખાલીક
૯-૩-૪૩ મોહમદ કાસમ માકડાને ત્યા છોકરો ઉમર
૯-૩-૪૩ ખ્વાજા ગુલામ મોહીયુદ્દીન પીર ભાઇ કમરૂને ત્યા છોકરી કુલસુમ બીબી
૧૧-૩-૪૩ કાસમ ઇબ્રાહીમ માકડાને ત્યા છોકરી મરીયમબીબી
૧૨-૩-૪૩ મોહમદ યુસુફ હાસીયાને ત્યા છોકરો ઐયુબ
૧૨-૩-૪૩ સૈયદ ગુલામ સૈયદ જીવાને ત્યા છોકરો સૈયદ અહમદ
૧૩-૩-૪૩ કાસમ કાસમ મુસાજીને ત્યા છોકરી ખતીજાબીબી
૧૩-૩-૪૩ બફાતી રજબઅલીને ત્યા છોકરો અબ્દુલસત્તાર
૧૫-૩-૪૩ ઇસ્માઇલ યુસુફ ઇબ્રાહીમ હાસીયાને ત્યા છોકરો અબુબકર
૧૬-૩-૪૩ ઇબ્રાહીમ મોહમદ લાલાને ત્યા છોકરી સલમાબીબી
૧૬-૩-૪૩ અહમદ ગોરા ગુ મોહમદ યુસુફ ધૂપલીને ત્યા છોકરી અમીનાબીબી
૧૭-૩-૪૩ અહમદ ઇબ્રાહીમ સોનીને ત્યા છોકરી ઝોહરાબીબી
૧૭-૩-૪૩ અહમદ ઇબ્રાહીમ બપોરીઆને ત્યા છોકરી બીલ્કીસ
૧૭-૩-૪૩ શેખ સગીર શેખ બન્નુને ત્યા છોકરી હાફેઝાબીબી
૧૯-૩-૪૩ હાફેઝ ઇસ્માઇલ ઇબ્રાહીમ મુલ્લાને ત્યા છોકરો અલી
૨૨-૩-૪૩ ઇસ્માઇલ અહમદ હાસીયાને ત્યા છોકરી હાજરાબીબી
૨૯-૩-૪૩ અહમદ હાજી અબ્દુર્રેહમાન સાદીક ને ત્યા છોકરી ખતીજાબીબી
૩૧-૩-૪૩ આઝમ અહમદ બાવામીંયાને ત્યા છોકરો મોહમદ સલીમ

## મરણ

૧-૩-૪૩ યુસુફ કાસમ મોદન ઉમર વ ૭૨
૩-૩-૪૩ રહીમાબીબી તે ગુ હુસેન ઇસ્માઇલ હુની છોકરી ઉ વ ૩૭
૯-૩-૪૩ શેખ રહીમ શેખ મોહમદ ઉ વ ૫૦
૧૦-૩-૪૩ ખતીજાબીબી તે ગુલામ મોહમદ ગુમ્તફાટપાલીનીધણીયાણીઉ વ ૧૮
૧૩-૩-૪૩ નુરજહાંબેગમ તે સૈયદ હબીબ સૈયદ અબ્દુર્રેહમાનની છોકરી ઉ મા ૪
૧૪-૩-૪૩ હાજરાબીબી ઇસ્માઇલ મોહમદ જીવાની છોકરી ઉ વ ૧૩
૨૨-૩-૪૩ યુસુફ ઇબ્રાહીમ આઝમ ઉ વ ૭૩
૨૪-૩-૪૩ ફુતસમ ... શેખ આઝમ પીર ભાઇ ઉ વ ૨૭
૨૫-૩-૪૩ ફાતમાબીબી કાઝી હબીબુલ્લાહની છોકરી ઉ વ ૪૦
૨૯-૩-૪૩ આશાબીબી તે ઇસપ કાસમ મન્સુરની છોકરી ઉ વ ૯
૩૧-૩-૪૩ આશાબીબી તે હાજી ફજલુ નાનાવાલાની વહુ ઉ વ ૨૨
૩૧-૩-૪૩ ફાતમાબીબી આરેફ બાવામીંયાની છોકરી ઉ વ ૧૦૪

# બે તરંગો

[મનહર]

કોઇ પીડાય છે દુઃખથી ! કોઈ રિબાય છે સુખથી !
જગતમાં માણએ ક્યાં છે ? ખુશીથી, ચેનથી, સુખથી !
બધા જે કંઈ કહે છે તે તમે પણ ગોખથી કહેજો,
પરંતુ ખૂબ શોધીને પછી ઉચ્ચારજો મુખથી

* * *

અઘટતું માન આપીને બિચારાને બનાવે છે !
ફુલાઇને બિચારો નિજના મનને મનાવે છે !
કંઈ લોકો જહાંમાં 'શેખચલ્લી' સૌ એવા છે,
વડા થાવાની જેને રાતદહાડો ચેળ આવે છે

—"શેખચલ્લી"

# રિવ

મે

તંત્રી · 'વલ્લભી'.

૧૯૪૩

મે
૧૯૪૩

તંત્રી
"વહશી" સુરતી.



## અનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ—હિન્દ અને સીલોન રૂા ૪, બર્મા રૂા ૫, પરદેશ રૂા ૮
છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની ૫ દરમી તારીખે પ્રગટ થઇને તેજ દીવસે પોસ્ટ કરવામાં આવે છે રેપર ઉપરનો ગ્રાહક નંબર નોંધી રાખો, પત્રવ્યવહાર વેળા તે જરૂર લખશો હિન્દના ગ્રાહકોએ અંક નહી મળવાની ફરિયાદ તેજ માસની તા ૨૫ મી સુધીમાં કરવી પત્રવ્યવહાર શેહેરના સરનામે નહીં કરતાં સુરત કરવો મનીઑર્ડરની નીચેની કુપન ઉપર મોકલનારે ગ્રાહક નંબર, નામ સરનામુ લખવા ચૂકવુ નહી મનીઑર્ડર કે પ્રીન્ટેડ પોસ્ટલ ઑર્ડર ઉપર નીચે મુજબ નામ ભરવુ.

VAHSHI SAHITYA KARYALAYA
Tower Road, Surat

અને પછી મુશાયરાની માગણી કરી હોય, ને તે પાછી ઠેલાઇ હોય તો એ આક્ષેપ વાજબી ઠરે બાકી, સાડાત્રણ શાયરો પોતાની પપુડી વગાડવા ખાતર ખબરદારજીનુ આગણુ અને પોતાના બૂટના તળીયા ઘસી નાખે છતા પરિણામ નિરાશાજનક આવે તોય તેમા સાહિત્ય પરિષદનો શુ દોષ મુશાયરાઓમાં ખુદ શકાર હોય તો જરૂર સાહિત્ય પરિષદ તેના તરફ આકર્ષાય "ખુદ ચર્ચે આઇગો નાલોમે અસર હોને તો દો" હા, મુશાયરાવાળાઓની આહમા અસર હોય તો ખુદ સાહિત્ય પરિષદ તેના તરફ ઘસડાય બાકી મુશાયરાની વાડીમા પક્ષાપક્ષીના ઘર રોપી હાલ જે જુદા જુદા વાડા બનાવાઇ રહ્યા છે; તેનુ સ્પષ્ટ દર્શન થઇ રહ્યા પછી સાહિત્ય પરિષદ હા એ બળતુ ઘર ક્યાંઇ રાખે?

●

આવાઝકી દુનિયા કે દોસ્તો! ગયે મહીને હુ જણાવી ગયો હતો કે થોડા દિવસમા રોમેલની ફાંદડી ઉચકાઇ જશે, પણ ના ઉચકાઇ! હજુ તો જળોની જેમ ટ્યુનીસમા રોમેલ ચોટી રહ્યો છે પછડે ફેણુ માડી રહ્યો છે! જળોની જેમ ચોટી રહ્યો છે! શિવાજીના માવળા લશ્કરની જેમ રોમેલના નાઝીઓ ખાડા ટેકરાની લડાઇમા સતાકૂકડી રમી, મિત્ર સૈનાઓને સસલાની ગતીએ રોકી કાચબાની ગતીએ ફરજ પાડી રહ્યા છે નાઝીઓ રસ્તામા ઝાખરા નાખવામા પાવરધા છે, છતા ચારે તરફથી મિત્રસૈનાઓ ધીમે ધીમે આગળ વધી રહી છે એટલે ટ્યુનીસના નાટકનો ડ્રૉપ સીન ક્યારે પડે એ હાલમાં તો કહી શકાય એમ નથી બાકી રશિયાના મોરચા પર તો વસતના વાતાવરણમા ગરમીને બદલે ઠડી અનુભવાઇ રહી છે. અને બાજુ ની નાટક કપનીઓ નવીન સીનસીનેરી, નવિન એક્ટરો અને નવિન લાઇટની રોશનીમા નવા નાટકો ભજવવાની પુરતી તૈયારી કરી રહી છે ધારવા કરતા ઇન્ટરવલ લબાઇ ગયો હોય, ગ્રીષ્મમા ભયંકર નાટક શરૂ થવાના ભણકારા વાગી રહ્યા છે અને બાજુના સૂત્રધારો પડદાની દોરી ખેચે એટલીજ વાર છે!

એ પહેલા લડનમા બેઠેલી પોલાડની સરકાર અને મોસ્કોની સરકાર વચ્ચે ગોમેન્સાના દોરી સચરથી એક હાથખડો ભજવાઇ ગયો છે પોલાડ ને રશિયા વચ્ચે તરાડ પડી છે. જોઇએ છે એ તરાડ સધાય છે કે વાદળના ઘા જેવુ થાય છે. બાકી ચીનની નાટક કપનીને તો ખીચડીના વાંધા પડ્યા હોઇ લડાઇનુ નાટક નહિવત થઇ ગયું છે અને આસામના મોરચે રોજ ઘડીકમા ભમરડો ફેરવે છે તો ઘડીકમા વાવેતરોની ટાલપર ટપલી મારી આવે છે દીયર-ભોજાઇના મીઠા રૂસણા જેવી એ લડાઇ લડાઇનું નાટક મટી અસલ રંગ્ગુણ ક્યારે બનશે એતો ટોકીયો કે સિમલના ભગવાન જાણે! ને ત્યાં પાસિફિકના દરિયામા ઑસ્ટ્રેલીયાની દ્રૌપદીના ચીર ખેચવાની ચેષ્ટા જાપાનના દુશાસને સબમરીન દ્વારા કરી દીધી છે વધુ ખબરના અભાવે હાલ તો આટલુજ જણાવીએ છીએ. બાકી તો 'આગે આગે ગોરખ જાગે!'

●

આવાઝકી દુનિયા કે દોસ્તો! હિંદ એટલે શુ? હિંદ એટલે સમસ્ત જગતની પાજરાપોળ સમજ્યા? તમામ જગતના ઘરડા, અશક્ત ને ખોડા ઢોરો હિંદની પાજરાપોળમા આવીને સુખેથી ચરી શકે છે તમામ જગતને ઘાસચારો પુરો પાડવાનું પરોપકારી કાર્ય હિંદ પાચ હજાર વર્ષથી કરી રહ્યુ છે

પહેલાં આર્ય નામે પ્રાણીઓ આ અનાર્યોના દેશમા આવ્યા, પછી જ્યુ નામે ખપગા ઢોરો આ દેશમા આવ્યા, પછી પારસી નામે માનવ

પ્રાણીઓ આવ્યા પણ તે હિંદનો ઘાસચારો ચરીને સામે શિંગડાં નથી ઉગામતા કે પૂછડાની ઝાપટ નથી મારતા એ તેમનો ઉપકાર !

પછીથી આવ્યા પાશ્ચાત્ય કે મુગલરૂપિ માનવ પ્રાણીઓ એમણે હિંદનો ચારો ચર્યો જેથી એ આખલા જેવા પ્રાણીઓ પણ અહીંના ઘાસચારાની ઢીલીઢાલી અસરથી માળિયા બળદ જેવા બની ગયા પછી તો આવ્યા યુરોપના ધોળા હાથીઓ એમણે આખી હિંદના દરબારની શોભા તો વધારી પણ ધીમે ધીમે પાંજરાપોળના બીડને કચ્છના રણ જેવું સફાચટ બનાવી દીધું ધરમદાનથી જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાતા હિંદીઓએ દયાધરમનું પૂછડું પકડી રાખીને પરોણાઓની પરોણાગત કરી જાતે બાવા બનીને પણ સદાવ્રત ચાલુ રાખ્યું પણ એવરકુરીની પર્શિસમાં તો જુવોકે હવે સફાચટ રેતીનું રણ થયું છે, તેમાં સ્વરાજનું વહાણ ચલાવવા તત્પર થયા છે !

●

આવાઝકી દુનિયા કે દોસ્તો ! ગુજરાતી મુશાઇરાઓને વધુ સફળ બનાવવામાં ઓલ ઇંડીયા રેડીઓનો ફાળો નાનો સૂનો નથી તેના ગુજરાતી વિભાગના સંચાલકોનો મુશાઇરા તરફ ખાસ ચાહ હોવાથીજ રેડીઓ પર આજ સુધીમાં ૭-૮ મુશાઇરા થઇ શકયા છે

પ્રથમ ગુજરાત-મુંબઈના શાઇરોના ભેગા ત્રણ મુશાઇરા થયા હતા જેમાંય વધુમતિ તો મુંબઇના શાઇરોનીજ રહેતી હતી પછી એક મુશાઇરો મુંબઇના હિંદુ-મુસ્લિમ કવિઓનો યોજાયો હતો અને તે પછી ત્રણ મુશાઇરા આજના મુંબઇના ગઝલ મંડળમાં ગણાતા સ્થાનિક કવિઓના યોજાયા હતા આટલા બધા મુશાઇરા મુંબઇ ઓલ ઇંડીયા રેડીઓ સ્ટેશને થયા, છતાં તેના તરફ અને તેમાંય ખાસ ગુજરાતી વિભા-ગના સંચાલકો પ્રત્યે આક્ષેપ કરવો કે "મુશાઇરા પ્રત્યે તેઓ આંખ આડા કાન કરે છે" એ વાજબી નથી

●

મુંબઇ ગઝલ મંડળના છેલ્લા મુશાઇરાના પ્રમુખ સ્થાનેથી એ શબ્દો ઉચ્ચારાયા હતા. કોઇ પૂર્વગ્રહથી પ્રેરાઇને એ શબ્દો કેહ્યાં હશે ! સાંભળવા પ્રમાણે હેલીનાર મુંબઇ ઓલ ઇંડીઆ રેડીઓ મુશાઇરામાં ગઝલ મંડળના કોઇ સભ્યે અગન હુમલા જેવા શબ્દો ઉચાર્યા હતા આમ શાઇરોની પક્ષાપક્ષીએ રેડીઓ, હાઉસને પાવન કર્યું, તેથીજ શાઇરોના પગેથી રેડીઓ હાઉસનું આંગણું હવે પાવન થતું નથી. જો શાઇરો પક્ષાપક્ષીમાં પડયા ન હોત, તો તેમના માટે રેડીઓ હાઉસનાં બારણાં બંધ ન થાત

ઉર્દુ મુંબઇ રેડીઓના ગુજરાતી વિભાગના સંચાલકોએ તો મુસ્લિમ સાહિત્યકારોનો વ્યક્તિગત રીતે પણ ઠીક ઠીક અપનાવી લીધા છે 'શયદા' 'આસિમ', 'નસીમ', 'કાફિર', ઇમામુદ્દીન, 'ઝાર', 'બેકાર' વગેરે અનેક મુસ્લિમ સાહિત્યકારો રેડીયો પર રજુ થાા છે તે ગુજરાતી સંચાલકો અને તેમાંય ખાસ ચંદ્રવદન મહેતાની હમદર્દીનું પરિણામ છે

હા ! મુંબઈ ઑલ ઈંડીયા રેડીયોના ગુજરાતી સંચાલકોના ધ્યાન બહાર એ વાત નહિજ હોય કે મુંબઇ બહાર પણ ગુજરાત કાઠિઆવાડ કે બહદ ગુજરાતમાં પણ વિપુલ સંખ્યામાં ગુજરાતી શાઇરો વસે છે, તો એકલા મુંબઇના ગઝલ મંડળને વારંવાર રેડીયો હાઉસમાં સ્થાન આપી બહારનાઓને અન્યાય ન કરી શકાય. તેમાંય ખાસ કાઠિઆવાડમાં આજ કાલ મુશાઇરા પ્રવૃત્તિ ખુબ વેગ પકડી રહી છે તેમને ઉત્તેજનથી અપનાવવાની રેડીયોના ગુજરાતી સંચાલકોને દુ નમ્ર સૂચના

કારવાં

કર છું. સચાલકોની દીર્ઘદ્રષ્ટિ પર મને પુરો વિશ્વાસ છે તેમના તરફથી જાણે અજાણે કોઇને આજ સુધી તો અન્યાય થયો નથીજ, ને થશે પણ નહિ

## શોક સમાચાર

રાંદેર મ્યુ ના લોકપ્રિય પ્રેસીડન્ટ તથા રાંદેર ઇસ્લામ જીમખાના, રાંદેર મેહફિલે ઇસ્લામ, રાંદેર સુન્ની વહોરા પચાયતના પ્રમુખ અને મુલ્ક મશહુર ખોટાવાળા ચેરેટીઝના ટ્રસ્ટી જનાબ હાજી મોહમદ આરેફ સુધીાં તા૦ ૨૩મી એપ્રીલે જન્નત નશીન થયા છે મર્હૂમના માનમા સમસ્ત રાંદેરે હડતાલ પાડી હતી તથા સ્કૂલો, ઓફીસો, બજારો વગેરે બધ રહ્યા હતા મર્હૂમની લોકપ્રિયતા ભારે હતી મર્હૂમના કુટુબીઓ તથા સગા સબધીઓને ખુદા સબ્રે જમીલ અતા કરે, અને મર્હૂમની રૂહને જન્નતુલ ફિરદોસ અતા કરે! આમીન

—તંત્રી

# સૂરએ ફાતેહાની ચંદ ફઝીલતો

" દલીલુલ આરેફીનમાથી "

' મઝાક ' ડભોઈ

અલ્લાહ તઆલાએ બીજી કુર્આનની સૂરતોનું એક એક નામ રાખ્યુ છે ત્યારે સૂરએ ફાતેહાના સાત નામ રાખ્યા છે ૧ ફાતેહુલ કિતાબ, ૨ સબઉલ મસાની, ૩ ઉમ્મુલ કિતાબ, ૪ ઉમ્મુલ કુર્આન, ૫ સૂરએ મગફિરત, ૬ સૂરએ રહમત, ૭ સૂરતુલ કનઝર

બીજુ આ સૂરતમા સાત શબ્દો બિલકુલ આવ્યા નથી પહેલો " સે " કે જે સબુર (અઝાબ)નો પહેલો શબ્દ છે બીજો "જીમ" જહન્નમનો પહેલો શબ્દ છે ત્રીજો " ઝે " ઝકુમનો પહેલો શબ્દ છે ચોથો " શીન " શકાવત (કમનસીબી)નો પહેલો શબ્દ છે પાચમો "ઝોય" ઝુલમનો પહેલો શબ્દ છે છઠ્ઠો "ફે" ફિરાકનો શબ્દ છે સાતમો "ખે" ખુવારીનો પહેલો શબ્દ છે એટના માટે સૂરએ ફાતેહા પઢવાવાળાને એ શબ્દોથી કોઈ વાસ્તો નથી

અરબીમા " અલહમ્દો "મા પાચ શબ્દ છે હકતઆલાએ પાચ વખતની નમાઝ ફરમાવી છે "લિલ્લાહે"મા ત્રણ શબ્દ છે માટે ત્રણ અને પાચ મળી આઠ થાય માટે બહિસ્તના પણ આઠ દરવાઝા છે "રબ્બીલ આલમીન" ના દશ શબ્દ છે દશ અને આઠ મળી અઢાર થાય ખુદાએ અઢાર હઝાર આલમ પેદા કરી છે "અર્રહમાન"ના છ શબ્દ છે, છ અને અઢાર મળી ચોવીસ થાય દીવસ અને રાતના પણ ચોવીસ કલાક બનાવ્યા છે "અર્રહીમ" ના પણ છ શબ્દ છે, છ અને ચોવીસ મળી ત્રીસ થાય પુલ સરાતનો રસ્તો પણ ત્રીસ હઝાર વર્ષનો બનાવ્યો છે "માલેકે યૌમિદ્દીન" ના બાર શબ્દ છે બાર અને ત્રીસ મળી બેતાલીસ થાય. આ બાર શબ્દના વરસના બાર મહીના બનાવ્યા છે 'ઈય્યા નઅબોદો' ના આઠ શબ્દ છે, આઠ અને બેતાલીસ મળી પચાસ થાય કયામતનો દિવસ પણ પચાસ હઝાર વર્ષનો થશે ' વ ઈય્યાકા નસ્તઈન ' ના અગીયાર શબ્દ છે અગીયાર અને પચાસ મળી એકસઠ થાય ઝમીન અને આસમાનના એકસઠ દરીયા પેદા કર્યા છે 'અહદેનસ્-સિરાતલ મુસ્તકીમ'ના ઓગણીસ શબ્દ છે ઓગણીસ અને એકસઠ મળી એંસી થાય જે દુન્યામા શરાબ પીએ છે તેને એંસી ફટકા મારવાનો હુકમ છે " અન અમતા અલેહિમ ગેરિલ મગદુબે અલેહિમ વલદ દ્દાલ્લીન"ના ચુમ્માલીસ શબ્દ છે, ચુમ્માલીસ અને એંસી મળી એકસો ચોવીસ શબ્દ થાય છે ખુદાએ પણ એક લાખ ચોવીસ હઝાર પેગમ્બર પેદા કર્યા છે જેથી સૂરએ ફાતેહા પઢવાવાળાઓને દરેક અઝાબથી ખુદા તઆલા બચાવે છે અને સવેં સવાન અને નેઅમતો અતા ફરમાવે છે

**ખુલાસો**

જનાબ મો૦ અહમદ અશરફ સા૦ લહેરી બહારગામ ગયેલા હોવાથી આ અંકે ફતાવા આપી શકયા નથી તે માટે દિલગીર છીએ.




થોડાક દિવસ પર એક ભાઇથી પહેલ-વહેલીજ મુલાકાત થઇ વાતચીત થતા તેઓ કહેવા લાગ્યા કે "તમારી 'પોઠ' વાચીને તો ! તમોને કંઇ જુદાજ કલ્પેલા મે ધારેલું કે 'તમે કોઇ આધેડ વયના ચાચા' જેવા હશો, લાંબી લાંબી કાબરચીતરી દાઢી હશે ખોડકા માથાપર હાંડી લકલક જેવી ટોપી હશે અને ઢુમણી ટાપા ઉપર ખિલાફ ચઢાવ્યા જેવા રંગના હશે" વગેરે વગેરે

તે ભાઇને મે જે જવાબ આપ્યો તે 'કારવાં'ના વાચકોને કામનો નથી પરંતુ આની વાતચીત પરથી મને એટલુ સમજાયુ કે વાચક વર્ગ મને વણજારાને મળવાની ખાસ ઉત્સુકતા ધરાવે છે એમ તો મ્હારા લખાણ દ્વારા હુ વાચકોની માસિક મુલાકાત કરતોજ રહુ છુ પરંતુ લખાણ પરથી લખનારની ખરી કલ્પના-છબી નક્કી કરવાનુ કામ અઘરુ છે અને એમા ઉપર તેના ભાઇએ જણાવ્યુ છે તેમ નર્યુ ઉંધુજ બફાતુ લાગે છે ફોટો પડાવીને છપાવી, તે દ્વારા વાચકોને હુ મળી શકુ છું પરંતુ તે મને હમણા આર્થિક દ્રષ્ટિએ પરવડે તેમ નથી વળી કેટલાક અમારા મિત્રોએ ગમે તેનો ફોટો પાડી છાપવાનો ઇજારો રાખી લીધેલો હોવાથી એમા દખલ દેવાની મારી મરજી પણ નથી પરંતુ નિરાશ થવાની જરૂર નથી મે પોતેજ મ્હારૂ એક રેખાચિત્ર દોર્યુ છે તે વાચીને હુ કેવો છુ તે દરેકે કલ્પી લેવુ

"સદાય રોની સુરત જેવુ સપાટ ડાચુ ડાચાની એ સપાટી પર કોઇ ઉપસી આવેલી વસ્તુ હોય તો તેને મ્હારૂ' નાક સમજવુ ડાચાની લંબાઇ, ઓની પહોળાઇથી ટૂંકી અને પહોળાઇ તથા ખોપરીની ગોળાઇની બરાબર ડીલ અને ઊંચા પંજાબી જેવા, પરંતુ હિમ્મત અને સાહસિકતા માત્ર ગુજરાતી જેવી માલદારો ભિખારી અને ભિખારીઓ માલદાર માને એવો પહેરવેશ લેખક તરીકેની આબરૂ ગાડુ ભરાય એટલી, પરંતુ લખીને કરેલી કમાઇ આના પાઇથી વધુ નહિ કોઇજ પુસ્તક લખ્યુ નથી અને લખવાનો પણ નથી (એ કડાકૂટ બધી 'બેકાર'ને સોંપી દીધી છે) સાડાત્રણ મિત્રો છે (૧) બેકાર (૨) હુકમત (૩) શેખચલ્લી અને અડધા મિત્ર ઓલ્યા અડવાજી. દિવસે નોકરી કરૂં છુ, અને રાત્રે થોથા વાચવાનો ઉજાગરો. લેખક તરીકે મશહૂર થઇ જવાથી કોઇ નોકરી યા છોકરી દેતુ નથી એટલે બાપદાદાની જમીન ગીરો મૂકતો જાઉં

છુ, અને કવિતાઓ લખે જાઉં છુ બસ એથી વધુ કાઈજ નહિ."

• • •

જગતમા આટલુ મોટુ વિશ્વયુધ્ધ ચાલુ હોવા છતા કવિઓ એના પર કલમ કસવાને બદલે સાવરણી અને ગોકલી પરજ સોનેરા લખ્યા કરે એ કેટલું શોચનીય ગણાય? એ તો સારૂ છે કે હજી ગુજરાતમા બલુકાકા જેવા મુરબ્બીઓ હયાત છે જેઓ સગ્રામ કાવ્યો લખી ગુજરાતીને જુસ્સાદાર અને પાણીદાર, બનાવી રહ્યા છે, અને આપણી કવિતાને કપાળે કાળી ટીલી લાગવા દેતા નથી હાલમાજ એમનુ આ હારમાળાનુ એક કાવ્ય "પ્રસ્થાન"મા પ્રગટ થયુ છે એ કાવ્યની ખાસ ખૂબી એ છે કે તે બીલકુલ નવા છદમા લખાયું છે એ નવા છદનુ નામ છે "પચાશુ છદ" કાકાએ ખુલાસો કરીનેજ જણાવ્યું છે કે વીરરસ માટે તેમને જુના છદો ન ગમ્યા, એટલે આ નવો છદ સરજી કાઢયો છે વીર નર્મદને જે છદોમા જુસ્સાદાર લખતા ફાવટ આવેલી તે છદોમા શ્રી બ ક. ઠાકોરને કેમ ફાવટ નથી આવતી? એ પ્રશ્ન પૂછવાની મ્હારી હિમ્મત તો ચાલતી નથી પરતુ દુખ તો એનુ છે કે એ છદ, ગાઉ છુ તો ગવાતુ નથી, અને વાચુ છુ, તો તે ગદ્ય જેવુ લાગે છે કાવ્યો લોકભોગ્ય અને સરળ હોવા જોઇએ એ બધુ વિચારવાનુ અને સમજવાનુ અમારે નવરાઓને છે બલ્યુકાકા જેવા મુરબ્બીઓને નહિજ નવા છદ વિષે તો એટલુજ કહેવાનુ કે લડાઈથી ગુજરાતને આ એક ખાસ લાભ થયો છે ન થાત યુધ્ધ અને ન મળત એની પ્રેરણા તો ન રચાત સગ્રામ કાવ્યો અને ન યોજાત પચાશુ છદ પણ એ નવો છદ ઉમેરાયા બદલ આપણે આભાર કોનો માનવો? [...]રીઆનો કે બલ્લુકાકાનો?

• • •

"ઘણા માણસો જો હવાઇ મહેલ ન રચત તો આ પૃથ્વી પર એક પણ મહેલ નજરે ન પડત" આનો અર્થ નથી કે માણસે વધુ ભાગે હવાઇ મહેલ રાચવુ પરતુ ગગન વિહારી કલ્પનાઓમા થતુ માણસને ગમે છે જીવનની એજ [...] તો, સસારની ખારાશને હળવી કરી દે છે હવાઇ મહેલોમા રાચનારાઓનો વધુ ભાગ ર[...] અને કગાલારોજ હોય છે દુન્યામા રહેવા દુન્યાથી દૂર રહેલા પાગલોનો એજ પ[...] જગતમા ક્રાન્તિકારો પણ બને છે, પન્કિલાલના પયગામધારીઓ પણ પ્રેમીઓ પણ અને મહાન મર્દો પણ ર[...] આના પાઇથી આદમીનુ મૂલ્ય આકનારી એમને પારખી શકતી નથી

• • •

આપણા દેશમા હિદુ-મુસ્લિમનો કયા કયા ઘુસી જાય છ એનો થોડોક [...] "કુસણાન"મા વાચ્યો એનો દ્રષ્ટાંત કે 'જુનાગઢ રાજ્યમા મોટરવાળા, ઘોડાગાડી પાનવાળા અને પટાવાળાઓમા મુસ્લિ[...] પ્રમાણ નિયત કરેલા ટકા કરતા વધી છે અને તેથી હિદુઓને અન્યાય થય છે" આખબધ કોમની આ માગણી પછી વણઝારાને સમજાતુ નથી કે "મુસલ[...] શુ થાય તો હિદુઓને અન્યાય ન થા[...] અમે (મુસલમાનો) મોટી ખુરસીઓ પર બે[...] તો પણ એમને અન્યાય, અને દરવાજા દરવાન બનીને ઉભા રહીએ તોપણ અન્યાય અમલદાર તરીકે પાછળ ર[...] તો પણ ખોટુ, અને પટાવાળા તરીકે

કરવા,

ચાલીએ તો, પણ અગત્યનું ઘોડાગાડી ચલાવીએ તો પણ એમને અન્યાય, અને ઘોડાગાડીઓ દોડાવીએ તોપણ અન્યાય બીજું તો બધુ રહ્યુ પણ અમારૂ પાનવાળા થવુ પણ ભાઈબંધોની આંખે અન્યાયી લાગે છે તો હવે એ ભાઈઓ અમને સમજાવે કે આ દેશમા અમારે શુ થઈને રહેવુ ? ઉંચી જગ્યાઓની હરીફાઈ યા અદેખાઈ તો સમજાય તેવી છે પણ આ પટાવાળા અને ગાડીવાળાની પણ હરીફાઈ ? એમા પણ એમને ટકાવારી જોઈએ છે ? હુ ધારૂ છું કે આવી સ્થિતિ ચાલુ રહેશે તો મુલ્લાગીરી, પીરી મુરીદી, ભાડાઈ, ભઠીઆરાગીરી, અને કસાઈગરી, જેવા ધધામા પણ હિંદુઓને અન્યાય દેખાવાનોજ અને એ અન્યાયમાથી ન્યાય મેળવવાની લડતને સત્યાગ્રહી તંત્રીઓ ટેકો આપતાજ રહેવાના, અને એમ કરીને કોમવાદી તરીકે ભડાવાનુ અમારે 'હરીફ' જાલ ધરીએ સાચેજ કહ્યુ છે કે

"આપને વતનમે સબ કુછ હય પ્યારે"

એ સબ કુછમા આવી નવીનતાઓ પણ સમાએલી હોવી જોઈએ

• • •

"હુ શુ ? અને મ્હારી શાયરી શું ? અને આજના નવા રંગની શાયરીમા મ્હારા જેવા જુની ઘરેડના કવિની કવિતાનુ સ્થાન ક્યાં ?" (એક અવાજ)

"વધુ નહિ તો આપ ફકત બેજ શેઅર સભળાવો જેથી આપણુ આજનુ મિલન ઉર્દૂ શાયરીના ઇતિહાસનુ સુવર્ણમય પનુ બની રહે" (બીજો અવાજ)

અને પ્રાંતે "ઇમામુલ ફન"ના હસતા મોમાથી નીચે મુજબના પુષ્પો ઝર્યા.

દુઆમે દર્દ, દુઆમે અસર નહિ આતા.
જો તુમ નહિ હોતે તો કોઈ ઇધર નહી આતા
તેરે ખિયાલમે જો કુછભી આયે કેહ દેના
મેરી સમઝમે તો કુછ નામાબર નહિ આતા."

આ શેઅરો સાભળીને "ગઝલ સમ્રાટ" કલાકો સુધી ઝુમતા રહ્યા અને ફરી ફરીને એ પંક્તિઓ દોહરાવતા રહ્યા."

ઉપર લખેલ એહવાલ ગયા જાન્યુઆરી માસમા થએલી હઝરત 'જલીલ' તથા 'જિગર' મુરાદાબાદીની મુલાકાતના વર્ણનમાથી ઉતાર્યો છે, અને તે એટલા માટેજ કે વાચકોએ મહાકવિઓની નમ્રતા, સૌજન્ય અને પરસ્પરની સન્માનની સદ્‌ભાવના જુએ ખાસ કરીને 'જિગર' જેવા ગઝલના શહેનશાહની દાદ દેવાની વૃત્તિને નિહાળે.

આપણે ત્યા પણ "ગઝલ સમ્રાટ" છે પરંતુ 'જિગર'નુ જિગર એમની પાસે નથી માત્ર ટીકા પુરતુંજ યા દ્વેષબુદ્ધિથી હુ આવુ લખુ છુ એમ રખે કોઈ માને મે પોતે એમની દાદ દેવાની વૃત્તિને અનુભવી છે, અને એમા મને જે કાઈ સમજાયુ છે તે પરથીજ આવુ લખુ છુ

એકાદ પ્રસંગ વર્ણનનુ ઉદાહરણ આપીને આ વાત સિદ્ધ કરવી મુશ્કેલ નથી, પરંતુ એની કંઈ ખાસ જરૂર હમણા લાગતી નથી. કહેવાનુ તાત્પર્ય એટલુંજ છે કે આપણા ગઝલ સમ્રાટ ઉપરનો દાખલો ધ્યાનમા લઈ બીજાઓને પણ કંઈ સમજે કેમકે કવિતા શુ કળા શું, એ કોઈની પોતાની ખાસ જાગીર નથી એતો કુદરતની દેન છે ઇશ્વરદત્ત વસ્તુ છે એકજ જણને આપીને ઇશ્વરે એ વસ્તુ બીજાને આપવાનું બંધ કરી દીધુ નથી એમા ધમંડ કરવો નકામો છે અને પક્ષપાત કરવો ઉઘાડો અન્યાય

કારવાં

# "પુત્ર કે પીડા?"

'તાજ' [ સંદેર ]

**મુસીબત**      નં. ૪

[ આજકાલના નવયુવાનો અંગ્રેજી શિક્ષણ મેળવી સનમની ડુગડુગી પર બંદર બની નાચતા ફરે છે તેમ આ લેખના નાયક મી એમ સીંગ બંદર બનીને એક રાજકુમારી પાછળ ફરે છે ને એ શિક્ષણ વડે મેરેજ વખતે પોતાના ફાધરને હજામ બનાવી જાનમાં લઈ જાય છે જાનમાં કેટલી વિટંબણાઓ પડે છે તે માટે આ લેખ જરૂર વાંચો ]

[ ૧ ]

(બંને ન્યુ ગ્રાંટ હોટલમાં જમતા જમતા વાતો કરતા હતા)

મીસ રાજકુમારીએ પૂછ્યું "આપને શેની દાળ પસંદ છે?"

"અડદ અને તુવેરની" મી એમ સીંગે કહ્યું "અને ચણાની?"

"એટલી નહિ" એમ સીંગે પોતાની લાયકાત બતાવવા માટે કહ્યું

"તો આપને ચણાની દાળ ઘણીજ પસંદ છે?" વાત મેળવતા કુમારીએ કહ્યું

"ચણા અને તુવેરમાં કંઈ તફાવત નથી"

"પરંતુ બંનેના છોડમાં કેટલો તફાવત છે જુઓને ચણા જમીન સાથે લાગે ને તુવેર છોડની ઉપર"

"હશે!"

"હશે એનો અર્થ શું? શું આપે ચણા અને તુવેરના છોડ જોયા નથી?"

"કદી નહી હું શહેરનો રહેવાસી છું મારા બાપદાદાએ ખેતીનું કામ કદી પણ કર્યું નથી મને શી ખબર ચણા અને તુવેરના છોડની!"

[ ૨ ]

(મી એમ સીંગ હોટલમાં બેસી પોતાની અને પોતાના બાપદાદાની મોટાઈ અને તવંગરીની બડાઈ હાંકી રહ્યા હતા પણ પોતાના પિતા પર કેમ ગુજરે છે તે તો તેઓજ જાણતા હતા લાયક પુત્રે ચાર મહિનાના શિઆળા માટે ત્રણ સુટ સીવડાવ્યા ને બેકુન પિતાને એક જૂની ધોતી ને ખમીસ પર આખો શિઆળો વિતાવવો પડયો પિતાના કપડાએ કોઈ કાળે ધોબીનું મુખ જોયું ન હશે પરંતુ સાહેબજાદા તો જરા ડાઘ કે મેલા થાય કે તરતજ વૉશિંગ કંપનીને સુપરદ કરતા)

મીસ કુમારીએ પોતાની વાત ચાલુ રાખતા પૂછ્યું

"શું આપને ત્યાં ખેતી તદ્દન થતી નથી?"

"બિલકુલ નહિ નાની ઝમીનદારી છે ખેતરો ગણોતે આપી દીધા છે કોણ પડે ખેતીવાડીના કામમાં પ્રભુએ આપેલા બે ચાર ગામ છે તેની આવકમાં ગાડું ચાલે છે

મી. એમ સીંગની આવી પોતાની અસર મીસ રાજકુમારી પર થઈ ને તે શાંત થઈ ગઈ

[ ૩ ]

"પરવાનગી હોય તો એક વિનંતિ કરું?"

"કહો કહો આપસમા એવી મધ્યતાની શી જરૂર છે?"

"શંકા છે કે કદાચ આપ ખફા થઇ જશો?

"નહિ આપને જે કહેવુ હોય તે ખુશીથી કહો એમા નારાજ થવાની શી જરૂર છે?"

"પરતુ મને કહેતા શરમ આવે છે!"

"શરમ શા માટે?"

ઉત્તર આપ્યા વિના મી એમ સીંગે કાગળ પર કઈ લખી રાજકુમારી તરફ ધર્યો કાગળમા લખ્યુ હતુ

'શું આપ મને પોતાની જિંદગીનો સાથી કબૂલ કરશો?"

"શુ આપ મને એજ કહેવા માગતા હતા?"

"જી હા, દિલની મજબૂરીથી એ માર્ગ પકડવો પડયો છે"

કુમારીએ એજ કાગળ પર લખ્યુ "જોઇશ."ને બધ કરી મી એમ સીંગ તરફ ધર્યો ને કહ્યુ "એને હોસ્ટેલમા જઇ વાચી લેશો!"

[ ૪ ]

મી એમ સીંગના વૃદ્ધ પિતાજી ખભા પર લાકડી લઇ આખો દિવસ ખેતરાની રખેવાળી કરતા ને મી. સીંગ પોતાની નાજુક લાકડીને એક હાથમા લઇ નચાવતા ને બીજા હાથમા નેકટાઈ બરાબર કરતા હોસ્ટેલથી બહાર નીકળતા તો પોતાને કોઇ સુબા કે લોર્ડના ભત્રીજાથી ઓછા ન સમજતા

પિતા પુત્રમા કેટલો તફાવત હતો તેનો વિચાર એથી કરો કે પિતાની પાઘડીને પુત્રના બૂટ સાફ કરવાળા ટુવાલથી પણ કઇ સબધ નહતો મતલબ કે પિતાની પાઘડીથી પુત્રના બૂટ સાફ થતા પુત્રના શિક્ષણમા કઇ બાધ ન આવે તેટલા માટે પિતાએ પોતાના તબાકુ સુધીનો ખર્ચ ઓછો કરી મૂકયો હતો એ બાજુ પુત્રની એવી સ્થિતિ હતી કે વિલાયતી સીગારેટોને છોડી દેશી સીગારેટોને પણ અડતા નહિ બિચારા ગામડીયા પિતાને શી ખબર કે તે જેટલા પૈસામા એક અઠવાડીઆ સુધી તબાકુ પીતા તેટલાજ પૈસા સાહબઝાદા એક સીગારેટમા ફુકી દે છે બાપનો વિચાર હતો કે પુત્રને બાપદાદાની જેમ હળ પકડી આખો દિવસ તાપમા તપવુ ન પડે, વરસાદમા ભીંજવુ ન પડે તેથીજ પુત્રને મોજો ઉડાવવાનો ચાન્સ મળી ગયો પરતુ આપે એ વાત ભૂલવી ન જોઇએ કે મી એમ સીંગની એવી રીતભાતથી લાયલપુરના રાજા રામસીંગની પુત્રીથી એમની દોસ્તી થઇ ગઇ હતી નહિ તો—

'ચે નિસ્બત ખાકરા બા આલમે પાક'

મી એમ સીંગ સ્ત્રીઓથી વાતચીત કરવાની સભ્યતા જાણતા હતા, જેથી તેઓ ઘણી સહેલાઇથી સ્ત્રીઓ સાથે રાહો રસમ પૈદા કરી લેતા એક રોજની વાત છે કે કોલેજમાં ક્રિકેટનો મુકાબલો થયો હતો બેત્રણ નવ-જુવાનો સાથે મી. એમ સીંગ પણ હતા મીસ રાજકુમારી પણ ત્યા હાજર હતા એમાથી એક નવજુવાન પાન બનાવી લાવ્યો તેનો વિચાર હતો કે પાન ખવડાવી મીસ રજકુમારી પર પોતે અસર જમાવે પણ તેણે વિચાર્યુ કે જો હુ પ્રથમ રાજકુમારીને પાન આપીશ તો પાછળથી મિત્રો બનાવશે જેથી પહેલા પાન મી સીંગને આપ્યુ કે તે પોતે એક પાન લઈ લે, પ તુ એમ સીંગે બધાજ પાન લઇ લીધા ને મીસ કુમારી તરફ ધર્યાં બિચારો પૈસા

ખર્ચીને પાન બનાવી લાવનાર આયોજ થઈ ગયો, ને કુમારીનો બધો આભાર મી એમ. સીંગે વસૂલ કર્યો આપ એ વાતથી વિચાર કરો કે મી. સીંગ પોતા તરફ સ્ત્રીઓને આકર્ષવામા કેટલા શક્તિમાન હતા જો તેઓ દૂરથી રાજકુમારીને આવતી જોતા તો પ્રથમથીજ હેટ ઉતારી ગઢ જોતા ને પાસે આવતાજ કમાનની જેમ વળી સનામ્ કરતા

ખરેખર હાસ્યરસના સમ્રાટ લેખક ને કવિ 'અકબર' સાહેબે કહ્યુ છે કે —

"ઘણા તુફાન થાએ છ પ્રભુથ ઈતિહાસની અદર,
સનમની હુમકુગી પર બની નાચે ઘણા બદર"

બીજી એક વાત સાભળો એક વખતે બીકમા ભીમ કુમારીનો પગ જોરથી મી એમ સીંગના પગ પર પડયો પણ તેમણે મુખથી ઉ સુદ્ધા ન કરતા ઉલટા રાજકુમારીથી માફી માગતા કહ્યું 'મને અફસોસ છે માફ કરો આઇ એમ વેરી સોરી' પોતેજ માર ખાઈને માફી માગવી એને કહે છે સભ્યતા ને લાયકાત. તો પછી આવા નવજુવાનથી રાજકુમારીને કેમ મહબ્બત ન હોય? ને એવી કુમારીકાઓ તેમની ખુશામતો શા માટે ન ઉઠાવે?

"વાજીયા ઉનકી ફરિશ્તોને ઉઠાઈ કંચા કયા,
હાથ ચૂમે જો મેરા દામને ફર્યાદ આયા"

[ ૫ ]

જ્યારથી મી એમ સીંગે 'જોઇશુ' નો જવાબ વાચ્યો ત્યારથી તેમને વિશ્વાસ થઈ ચૂકયો હતો કે લાલપુર રાજ્યના વારસદાર હોવામા કઈ બાધ નથી તેઓ સ્ત્રીઓની વાતોથી જાણકાર હતા કે સ્ત્રીઓના 'ના' નો અર્થ 'હા' છે તો, 'જોઇશુ'નો અર્થ એ કે તે એ વાત કબૂલ કરે છે

મી. એમ સીંગ રોજ સુના જાગતા રિયાસતના સ્વપ્ના જોતા એક રોજ તેમણે કુમારીથી પૂછ્યું 'આપે જવાબ આપ્યો હતો કે 'જોઇશ' પણ એ તો બતાવો કયા સુધી?"

"થોડા દિવસ હજુ થોભો, મે પિતાજીને પત્ર લખ્યો છે"

રાજા રામસીંગનો ઉત્તર આવી ગયો છે તેમણે મી સીંગની પ્રાઈવેટ લાઇફ ને ખાનદાનીની વિગત પૂછાવી હતી

મી સીંગે જવાબમા લખ્યું કે 'થોડી જમીંદારી ને ગામ છે'

રાજા રામસીંગે વાત કબૂલ કરી, ને કુમારીને કાગળ લખ્યો કે 'જ્યારે તને છોકરો પસદ છે તો મને કઈ વાધો નથી'

લગ્નની તારીખ નક્કી થઈ ગઈ મી સીંગનો હર્ષ માતો નથી પણ સામે એક પ્રશ્ન ઉભો હતો ને તે એ કે તે રાજાની પુત્રી છે ને જો લાખો રૂપિયાના ઘરેણા ન હશે તો પોતાની બધી તવગરી ને રિયાસતની પોલ ઉઘડી જશે તેમની બુધ્ધી આ વખતે કામ આવી આવા પ્રસગે અમૃતસર ને દહેલીના અઢી રૂપિયા તોલાના ઘરેણા કામમા આવ્યા પરતુ બીજો પ્રશ્ન એ હતો કે તેની બરાબરીની જાન હોવી જોઇએ ને એ માટે પોતાના ગુજરાન પુરતી જે બે ત્રણ વીઘા જમીન હતી તે વેચી નાખવી પડી તેની એમને ચિંતા ન હતી ચિંતા ફકત રિયાસત લાલપુરની હતી

ભાડાની જાનનો બદોબસ્ત થવા લાગ્યો ગામના અને સગાવહાલાઓને એકઠા કરી કોઇને જમીનદાર, કોઇને રેસિડન્ટ, કોઇને બેકર, કોઇને મેનેજર, કોઇને કલેકટર, તો કોઇને મેજિસ્ટ્રેટ, બનાવી એક શાનદાર જાન તૈયાર કરાવી

પરંતુ એક જૂજ વાતે એ બંદોબસ્ત ઉપર પાણી ફેરવી વાળ્યું ને તે એકે હજામે હઠ પકડી કે હું એવી પ્રોગ્રેશન (બનાવટી) જાન સાથે કદી આવીશ નહિ, જયાં દશે ને જાગ પાથરેલી છે ને જો મને જબરદસ્તી લઇ જવામાં આવશે તો હું જાનનો બધો પડદો ખુલ્લો કરી મૂકીશ હજામ વગર કામ ન ચાલે ને તે આવે તો બધા કારોબાર પર પાણી ફરી જશે હવે એનો ઉપાય શો કરવો? એની બધાને ચિંતા પડી પરંતુ એમ સીંગની બુધ્ધિ પણ આ વખતે કામ આવી ને તેમણે પોતાના વૃદ્ધ પિતાજીને એક તરફ બોલાવી કહ્યું કે "તમે પોતે હજામ બનીને ચાલો તો કંઇ વાંધો છે?

મી સીંગના પિતાજી પોતાના લાયક પુત્રનું મો જોવા લાગ્યા ને વધ્યા.

"તું શું કહે છે? મે તને એ માટે જન્મ આપ્યો છે? અપવાસ આદરી તને ભણાવ્યો ગણાવ્યો ને આજે તું મને તારા લગ્નમાં હજામ બનીને લઇ જવા માગે છે? એના કરતા તો મરી જવું ઠીક છે" બુદ્ધિવાન પુત્રે નમ્રતાથી જવાબ વાળ્યો "એમા શું? કામ વખતે કામ કાઢવા પૂરતા તમારે તો ગધેડો બનવા માટે પણ ના પાડવી ન જોઇએ ને હું તો ફક્ત આપને હજામ બનવા કહુ છુ"

"જો મારાથી બનશે નહિ?"

મી એમ સીંગ ઉદાસ થઈ વદ્યા "તો પછી અમારે લાલપુર રાજ્યથી હાથ ધોઈ નાખવા પડશે—ન જાણે તમારી અક્કલ કયાં ગુમ થઇ છે પરંતુ આપ હજામ બનવાને બહુએ છો, પણ એટલા મોટા રાજ્યને જોતા નથી હજામ તો બે દિવસ માટે બનશો ને રાજ્ય મળી જશે પુત્રોના પુત્રો સુધી મળશે ઉડાવશો" મી એમ સીંગે પિતાને એવી રીતે સમજાવ્યા કે તેઓ હજામ બનવા માટે તૈયાર થઇ ગયા

[ ૬ ]

છેવટે જાન રવાના થઈ. જે કોઇ જાનને જોઇ આશ્ચર્ય પામતા પણ તેમને શી ખબર કે "જાનમા આપના ઘરબાર તારાજ થ. ગયા છે?"

જાન લાલપુર સ્ટેશને પહોંચી પણ ત્યા આવકાર ને સત્કારના માટેની કશી વ્યવસ્થા ન જોઇ મી એમ સીંગ આશ્ચર્યમા પડ્યા તેમણે એક કુલીથી પૂછ્યુ "શું અહિં આ રાજા રામસીંગ તરફથી જાન લઈ જવા માટે કશી વ્યવસ્થા થઇ નથી?"

"શું આ જાન રાજા રામસીંગને ત્યા જશે?" કુલીએ આશ્ચર્યથી પૂછ્યું

"જીહા, વળી શું છે?"

"રાજા રામસીંગને ત્યા?" કુલીએ પોતાની શંકા દૂર કરવા ફરી પ્રશ્ન કર્યો

"હાજી હા રાજા રામસીંગને ત્યા શું તમે કાને બહેરા છો કે સાંભળતા નથી?"

"હું તો ધારતો હતો કે કોઇ બીજાને ત્યા જશે"

"શું તમે અમને સાધારણ આદમી સમજો છો?" એક જાનીઓ બોલ્યો

"હું બેંકર છુ?" બીજો બોલ્યો

"અને હું કલેક્ટર છુ?" ત્રીજો બોલ્યો

એ પ્રમાણે દરેક પોતાની લાયકાત જણાવી છેવટે એક માણસ વદ્યો "તમેજ વિચારો કે એટલા મોટા મોટા ઓફિસરો જે જાનમા હોય તે રાજા રામસીંગને ત્યા નહિ તો શું બીજાને ત્યા જશે?"

ફોરવાં

"એ માટે તો , " કુવીએ ઉભા માણસના જવાબમા કહ્યુ 'મારો વિચાર હતો કે આ જાન કોઈ મોટા રઈસને ત્યા જતી હશે ઠાકોર સાહેબે તો આપતા માટે બે ટાંગા ને ચાર એક્કા મોકલ્યા છે ?"

' એક્કા ?"

"હા '

" ઠાકોર સાહેબ કોણ ? '

તેજ જેમને ત્યા જાન જવાની છે ઠાકોર રાજા રામસીંગ એ તો તેઓ પોતે આવી રહ્યા છે "

"તો શુ એમનુજ નામ રાજા રામસીંગ છે ?" એક હૃદને આવતો જોઈ એક જનૈયો બોલ્યો.

[ ૭ ]

ચાનો ધર અને ખેતર વેચીને 'રાજા રામસીંગ' નહિ તો 'ઠાકોર રામસીંગ'ની પુત્રી તો ભી એ સીંગને મળી. પાછા ફરતા સ્ટેશન પર રામુ ચાહવાળાની હોટલમા રેકર્ડ વાગતી હતી કે—

' મે તો મુબઇસે લ્હન લાયારે

એ બાબુજી 1'×

× સુચિત•

## હાસિલ નથી હોતુ

નઝર આવે છે મુશ્કિલ ખરે મુશ્કિલ નથી હોતુ,
નિચોવ્યા વિણ જિવન અમૃત કઈ હાસિલ નથી હોતુ.

ખુશાલીમા તો લાખો સાથી આવી મળે છે પણ
મુસીબતમા કોઈ શાને ભલા શામિલ નથી હોતુ ?

મનાવુ છુ, હુ બેહલાવુ છુ, એને લાખ રીતે પણ
કદી રાજી એ મ્હારા દિલથી મ્હારુ દિલ નથી હોતુ

દિલેરીની એ ખામી છે હૃદયની છે એ કમઝોરી
નહિ તો શુ છે, એવુ કે જે તુજ કાબિલ નથી હોતુ!

ખુદની શાને રેહમત જોશમાર આવે છે જો ઘડીએ,
બની જાએ છે કામિલ તેય જે, કામિલ નથી હોતુ

મને જીવવાના રસ્તા સેકડો 'અશરાફ' માલુમ છે,
પરતુ મ્હારૂ દિલ કઈ એ તરફ માઇલ નથી હોતુ

'અશરાફ' ( વહાલુ )

કારવા

# જીવનનાં તેજ

## ( પાંચ કલમે લખાયેલી એક વાર્તા )

[ ૨ ] ભૂતકાળ . 'બરકત' ચાલુ

(ગયા અંકથી ચાલુ)

"મારી તો સલાહ છે કે તું આ જગ્યા લઈને પછી જોતો તારો વિચાર " એટલું કહી એ હેટ પહેરી બહાર ચાલ્યો ગયો અને સબિરા રાંધણિયા તરફ વળી

° ° °

સાબિરા સ્કૂલમાં જવાની તૈયારી કરતી હતી ત્યાં સુશીલા આવી પહોંચી

"સાબિરા ! પરમ દિવસે આપણે ચર્ચા-સભા ગોઠવી છે વકતા તરીકે મેં તારૂં નામ પણ લખાવ્યું છે તું બોલીશને ?" સુશીલાએ નવો ધડાકો કર્યો

"સુશીલા ! તુંય જબરી છે મારી સંમતિ લીધા વિના મારૂં નામ લખાવતા તને જરાય વિચાર ન થયો મને ક્યારેક ભાષણ આપતા સાંભળી છે ? તને આવી મશ્કરી કરવાનું ક્યાંથી સૂઝયું ?", સાબિરાએ પોતાનો રૂમાલ સંકેલતા કહ્યું

"ચર્ચા કરતા તો થાકતી નથી અને સભામાં બોલવાની વાત આવી એટલે "

"બસ બસ રાખ તને નહિ પહોંચાય આજ જલદી કહે વિષય શો રાખ્યો છે ? મારે જવાનો વખત થઈ ગયો છે " સાબિરાએ સુશીલાને બોલતા અટકાવી પૂછ્યું

"વિષય છે 'પુનર્લગ્ન જરૂરી કે બિન જરૂરી ?' કહે તું તરફેણમાં બોલીશ કે વિરૂદ્ધમાં"

"તરફેણમાં " કહી સાબિરા સુશીલાનો હાથ પકડી ઘર બહાર નીકળી

સાબિરાને ગુજરાતી ચોથા ધોરણનો એક વર્ગ સોંપવામાં આવ્યો હતો. વર્ગમાં આશરે પચીસેક બાલિકાઓ હતી સાબિરાને થોડા સમયમાંજ પોતાની આ નોકરી ફાવી ગઈ સુશીલાની દોસ્તી પછી વધેલો વાચનનો શોખ એને પોતાના આ ધંધામાં ખુબ મદદગાર નીવડયો. સ્કૂલની હેડમિસ્ટ્રેસ ખ્રિસ્તી હતી એ બહુજ ભલી બાઈ હતી. સાબિરાએ થોડા વખતમાજ પોતાની આવડતથી એનો ચાહ મેળવી લીધો. પહેલાં સાબિરાને એનો દુ:ખદ ભૂતકાળ બહુ સતાવ્યા કરતો પરતુ સુશીલાની દોસ્તી પછી એ પોતાનું ઘણું દુ:ખ ભૂલી ગઈ હતી અને શિક્ષિકા થયા પછી તો એ પોતાના ધંધામાં એટલી મગ્ન થઈ ગઈ હતી કે એના એ કરૂણ પૂર્વજીવનને વિસ્મૃતિના પડદાએ સંપૂર્ણપણે આવરી લીધું હતું પતિના અવસાન પછી એણે આભૂષણો પહેરવાની તો હંમેશ માટે ના કરી હતી નહિ જેમ? રંગીન સાડીઓ પણ ગરીબ ભીખારણોને આપી દઈ પોતાને માટે માત્ર કાળી કિનારીઓવાળી શ્વેત સાડીઓ ખરીદ કરી હતી

"બેન ! પુનર્લગ્ન એટલે શું ?" એક બાળાએ પોતાની ધ્યાનમગ્ન શિક્ષિકા સાબિરા પાસે આવીને પૂછ્યું

"પુનર્લગ્ન એટલે ફરીવાર લગ્ન કરવા" વિચારમાં ગરકાવ થઈ ગયેલી સાબિરાએ પોતાની

"એ મા ... એને ફરીવાર માણુસના ... 'પુનર્લગ્ન ... ઓળખતી પોતાન કે આ જાન ... એમ ... હકાર સાહે ... ચાર એક ... બધાય શબ્દો મે દસ દસ વાર ... હવે મારે શુ કરવુ ?" બીજી ... ત્યારે પોતાની સ્લેટ-પાટી ... 

" ...

" ... હવે તારે પુનર્લગ્ન કરવુ" સાબિરાએ ... આપ્યો પરતુ એકાએક એની ... સ્થિતિનુ ભાન થયુ હોય એમ તે ... રાજ ... "શુ કહ્યુ તે ?" રહી ... બધાય શબ્દો દસ દસ વાર લખી ...

"ઠીક તારી પાટી અહીં મૂકી તારો ... વાચવા માડ"

સુશીલાને એના ઘરે પહોચાડી સાબિરા શાળામા આવી પોતાની હાજરી પુરી પોતાના વર્ગમા ગઇ ત્યારે કોણુ જાણે કેમ એને એમ લાગ્યુ કે પુનર્લગ્નની તરફેણુમા બોલવાની કબૂલાત આપી પોતે એક મહાન ગુનો કર્યો છે વર્ગમા એની શિષ્યાઓ શુ કરે છે એનુ એને જરાયે ભાન નહોતુ પહેલી બાળા એને પૂછવા આવી એ વેળા એના મગજમા જબરી ગડમથલ ચાલતી હતી બીજી બાળા આવી ત્યારે અચાનકજ એની વિચાર શ્રેણી ખડિત થઇ ગઇ

"તમે જરા બટુકનુ ધ્યાન રાખજો હુ સાબિરાને બોલાવીને આવુ છુ" સાજના ૭ વાગી ગયા છતા સાબિરા નિત્યના નિયમ અનુસાર પોતાને ત્યા ન આવી એટલે સુશીલા એના પતિને બટુકની સભાળ રાખવાનુ કહી સાબિરાને ત્યા ઉપડી

"માસી! સાબિરા નથી આવી?" સુશીલાએ ઘરમા પ્રવેશતાજ સાબિરાની મામીને પૂછ્યુ

"આવી તો કયારની ગઇ છે પણુ આજે તો ચા પીવાનીય ના પાડે છે કોણુ જાણે એને શુ થઇ ગયુ છે! આમને આમ ચા પણુ ઠરી જવા આવી" પોતાનો પહેરો પગાર મળતા સાબિરાએ એની મામીને એક જોડ નવા કપડા કરાવી આપ્યા હતા અને ત્યારથી મામી સારૂંમા સાબિરા પર મીઠી નજર રાખતા હતા

સુશીલા મેડી ઉપર ગઇ એણે જોયુ તો ઉડા વિચારમા ગરકાવ થઇ ગયેલી સાબિરા બિસ્તર પર આડી પડી હતી

'સાબિરા! તબીઅત કેવી છે? આજે ફરવા નથી આવવુ? માસી તો કહે છે કે તે આજે ચા પણુ નથી પીધી." સુશીલા એની પાસે બેસતા બોલી એના અવાજમા નરી આત્મીયતા ભરી હતી

"હા, સુશીલા! આજે મને જરા બેચેની લાગે છે" સાબિરાએ નાશાદગીથી ભરપૂર જવાબ આપ્યો

"પણુ તુ ચા તો પી લે લઇ આવુ" અને સાબિરાના જવાબની પરવા કર્યા સિવાય સુશીલા ચાનો કપ લઇ આવી

સાબિરા સુશીલાના આ કૃત્યને ન અવગણી શકી એણે બેઠા થઇ ચા પીવાનુ શરૂ કર્યુ

"લે ચાલ હવે તૈયાર થઇ જા જો તારી બધીય બેચેની ન નાસી જાય તો કહેજે" સાબિરા ચા પી રહી એટલે સુશીલાએ કહ્યુ

'ના ના, સુશીલા! મને આજે ફરવા આવવાનો તો આગ્રહ કરીશજ મા" સાબિરાએ જવાબ આપ્યો

"ઠીક ત્યારે આજે મારેય ફરવા નથી જવુ સવિત બેન પણુ બને બગીચામા આપણી રાહ જોઇ જોઇને ચાલ્યા જશે"

સુશીલાએ દૂર પડેલી ખુરશી નજીક લાવી એની પર બેસતા કહ્યુ

"સુશીલા! તુ તો ભારે હઠીલી છે કોઇ દિવસ ફરવા ન પણ અવાય ઠીક છે ફરવા આવુ ને જો મારી તબીઅત ખરાબ થઇ તો વાત છે તારી" કહી સાબિરા તૈયાર થઇ આવવા પાસેના કમરામા ચાલી ગઇ

સુશીલા સસ્મિત, એને જતા જોઇ રહી

'ચાલો મેમ સાહેબ! આગળ થાવ', સાબિરાએ સુશીલાને ખુરશી પરથી ઉભી કરી હસતા હસતા કહ્યુ

• • •

"હમણા સુશીલા આવશે શા માટે મે પુનર્લગ્નની તરફેણમા બોલવાનુ સ્વીકાર્યું? મારા જેવી એક યુવાન વિધવાને એ છાજે ખરુ? સુશીલાને કહી દઉ કે હુ નહિ બોલી શકુ? વિરૂદ્ધમા બોલુ તો? પણ મારો ઇસ્લામ તો પુનર્લગ્ન કરવાની મના નથી કરતો અને આજના સુધારકોનો મોટો ભાગ પણ એનીજ હિમાયત કરે છે તો પછી મારે શા માટે એની તરફેણમા બોલતા આટલો બધો સંકોચ અનુભવવો પડે અને વળી તરફેણમા બોલનારી હુ એકલીજ ક્યા છુ!"

આજે સાડા ચાર વાગે ચર્ચા સભા મળવાની હતી સાડા ત્રણ વાગી ગયા હતા સાબિરાએ પોતાના ભાષણની બરાબર તૈયારી કરી નાખી હતી પરતુ સાડા ત્રણનો ટકોરો વાગ્યા પછી જેમ જેમ ઘડિયાળનો મોટો કાંટો આગળ ડગલા ભરતો હતો તેમ તેમ એના મનમા અવનવા વિચાર તરગો ઉદભવતા હતા

"સાબિરા!" પોણા ચાર વાગવાની તૈયારી હતી ત્યા સુશીલાની બૂમ સાબિરાને કાને પડી. સાબિરા તો તૈયારજ બેઠી હતી એટલે તુરતજ બન્ને સખીઓ ચર્ચા સભાના સ્થાન તરફ ઝપાટાબધ ઉપડી

"... પુનર્લગ્ન વિના વિધવાઓનો, આસુઓનો, એમની આહ્નોનો, ઉદ્ધાર નથી" સાબિરાએ પોતાનુ જુસ્સાદાર ભાષણ ખતમ કર્યું અને સભામા જાણે તાળીઓનો વરસાદ વરસ્યો

"રગ રહી ગયો, સાબિરા!" સાબિરાએ મચ પરથી નીચે ઉતરી સુશીલા પાસે બેઠક લીધી ત્યારે સુશીલાએ એની પીઠ થાબડી શાબાશી આપી

પ્રમુખે ઉપસહાર કરતી વેળા સાબિરાની સચોટ દલીલો અને સુદર વક્તૃત્વકળાની ભારે પ્રશસા કરી આખરે ઠરાવ પણ પુનર્લગ્નની તરફેણમાજ થયો

સભા બરખાસ્ત થઇ ત્યારે પ્રેક્ષકોમા પણ સાબિરાનું નામ ખૂબ ગવાતુ હતુ એ સાજ ભાને સુશીલાનો હરખ તો ક્યાય માતો ન્હોતો

• • •

આજે સાબિરાને ઉઘ આવતી નહોતી એણે નિદ્રાધીન થવાના ઘણા પ્રયાસો કર્યા પણ વ્યર્થ સાજની સભામાથી પાછા ફરતા એને એક નવોજ વિચાર આવ્યો હતો—એના દિલમા પુનર્લગ્નની ઝખના જાગી હતી.

'મારે હજી આખી ઝિદગી વિતાવવી છે મારો મઝહબ જો મને પરવાનગી આપતો હોય તો શા માટે પુનર્લગ્ન ન કરવુ? સુશીલા મારા જેટલીજ છે એને પતિ છે, બાળક છે, એનુ જીવન કેવુ સુખી છે? શુ મારે સુશીલા જેવુ હૃદય નથી? એના જેવો મારે આત્મા નથી? મારે એના જેવો સસાર શા માટે નહિ? પણ મારા પિતા મને રજા આપશે? અને નાના?" એની વિચારધારા અટકી ગઇ એમેને પોતાનું પૂર્વજીવન સાભર્યું

મર્યાદિત વિચાર સરણીમાંથી જન્મેલા હોય છે જે ખરેખર અધુરા અને નિરર્થક છે!

અને બિનમુસ્લિમોના જીવન એટલા માટે મુશ્કેલીઓથી ભરપૂર છે કે તેઓ ઇસ્લામના સિધ્ધાંતો અને ઉપનિયમોથી લાભ ઉઠાવતા નથી અને તેને પોતાની પાડોશી અને પ્રતિસ્પર્ધી કોમનો ધર્મ સમજી પોતાનો હરીફ સમજે છે! માનવ-જીવન અમુક પરિસ્થિતિઓનો સમૂહ છે, જેની એક દિશા વ્યક્તિગત નીતિ અને રિતરિવાજ છે, બીજી દિશા સામાજિક ઝરૂરતો, અને ત્રીજી રાજકીય માગણીઓ. હિન્દુસ્તાન અત્યારે જે પરિસ્થિતિઓમાંથી પસાર થઇ રહ્યું છે, તે પૈકી સામૂહિક દ્રષ્ટિએ જોતા સામાજિક ઝરૂરતો મહત્વનું સ્થાન ધરાવે છે રાજકારણ તો પરિવર્તન માગે છે, પણ સામાજિક જરૂરતો મહત્વનું સ્થાન ધરાવે છે, રાજકારણ તો પરિવર્તન માગે છે પણ સામાજિક ઝરૂરતો સુધારણા, અને ક્રમિક પ્રાતરોથી પણ પુરી થઇ જાય છે વળી સામાજિક ઝરૂરતોમાં દામ્પત્ય જીવન અને તેનાથી ઉત્પન્ન થતા પ્રશ્નો સૌથી વધારે મહત્વના છે એક માણસ જુવાન થાય છે, તો લગ્ન કરે છે તેનાથી છોકરા અને છોકરીઓ પૈદા થાય છે અને જ્યારે તે મરણ પામે છે, ત્યારે તેની વારસા વહેંચણી અને તેમાં જુદા જુદા લોકોના હિસ્સાનો સવાલ ઉભો થાય છે બીજા પણ અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે!

### "બે માર્ગો"

એ પ્રશ્નોના ઉકેલ માટે બે માર્ગો ગ્રહણ કરવામાં આવ્યા છે એક મનુષ્યોની વિચાર સરણી અને પ્રત્યક્ષ અનુભવથી નિયમો બનાવવાનો માર્ગ છે અને બીજો માર્ગ જગત-કર્તાથી હિદાયત અને માર્ગદર્શન મેળવીને તેણે બતાવેલા કાયદાઓ અને નિયમો પર કર્તવ્ય પરાયણ થવાનો છે વર્તમાન હિન્દુ સોસાયટીનું ક્રિયાત્મક વલણ પ્રથમ વર્ણવેલા માર્ગ તરફ છે! માન્યતાની દ્રષ્ટિએ તો તેઓ એક ધર્મના અનુયાયી છે, ધર્મ-પુસ્તક પણ ધરાવે છે ખુદાને પણ માને છે પરંતુ કર્મની દ્રષ્ટિએ તેઓ તેને કેવળ વ્યક્તિગત વસ્તુ સમજે છે, અને સામુદાયિક આવશ્યકતાઓને માટે વિદ્યા, બુદ્ધિ, વિચારણા, અનુભવ તથા પ્રત્યક્ષ દર્શનનો માર્ગજ ધારણ કરે છે મુસ્લિમો બીજો માર્ગને સ્વીકારે છે તેઓ એક હદ સુધી તેના ઉપર અમલ પણ કરે છે પરંતુ સામાન્ય થઇ પડેલી રૂઢી અને અલ્પ બુદ્ધિને પરિણામે કેટલીક વખતે પહેલો માર્ગ પણ ગ્રહણ કરી લીએ છે! છતા તેઓ બીજા માર્ગના કાર્યક્રમથી બિલ્કુલ દોરી થયા નથી અને ધર્મકારણીય નિયમો સબંધી તેઓ ખુદાના કાનૂનોનેજ સાચી અને વાસ્તવિક વસ્તુ સમજે છે જોકે તેમના ધનવાનો વિકૃત કૃત્યોને કારણે અને સામાન્ય જનતા અજ્ઞાનતાને પરિણામ ખુદાઈ કાનૂનોની એવીજ અવગણના કરતા રહે છે, જેવા કે બિનમુસ્લિમો જે થોડા સ્ત્રીઓને વારસાથી વંચિત રાખે છે અને રિવાજ પર અમલ કરે છે તેઓ માન્યતાની દ્રષ્ટિએ ચાહે તે કહેવાય પણ કર્તવ્યની દ્રષ્ટિએ ઇસ્લામી શરીઅતનો ઇન્કાર કરનારાઓ છે! અલ્લાહ તઆલાને ત્યાં કેવળ મોઢાનો સ્વીકાર પુરતો નથી, જ કે ઇમાનની સાથે અમલનું શામિલ હોવું જ વિશ્વાસપાત્ર ગણાય છે

### "હિન્દુ સોસાયટીની સુધારણા"

મુસ્લિમોને તેમની નાફરમાનીને સુપરદ કરી તેના પરિણામો ભોગવવા માટે છોડીને અમે હિન્દુ સોસાયટી પ્રતિ અમારૂં લક્ષ કેન્દ્રિત કરીએ છીએ જેઓ હિદાયત અને માર્ગદર્શનના પ્રેરણાત્મક સાધનોથી વિમૂખ થઇને પોતાના જીવન-પ્રશ્નોના ઉકેલનો પ્રયાસ કરી રહી છે!

હવે તે 'ધર્મ-શાસ્ત્ર'થી સંતુષ્ઠ નથી એ વાત આ ઘટનાઓથી પુરવાર થાય છે કે જ્યારથી હિન્દુસ્તાનમા ધારાસભાઓ દ્વારા ધારા ઘડવાની સત્તા હિન્દુસ્તાનીઓના હાથમા આવી છે, અને તેઓ રાજનૈતિક તેમજ આર્થિક દ્રષ્ટિ ન સહી, પણ સામાજીક દ્રષ્ટિએ પરિસ્થિતિઓની સુધારણા માટે કાયદા ઘડવાના અધિકારી થયા છે, (ત્યારથી) હિન્દુ સોસાયટીના પ્રતિનિધિઓએ હિન્દુસ્તાનની મધ્યસ્થ ધારાસભા દ્વારા પોતાની સોસાયટીના અનેક નિયમોની સુધારણા કરી છે, અને અનેક કાયદાઓને કે જે હિન્દુ ધર્મના મહત્વના તત્વ રૂપ હતા, ઉડાવી દીધા મનન, ચિંતન તથા પરસ્પર વિચારણા અને પ્રજામતના બળ વડે નવા નવા કાયદાઓ બનાવ્યા છે! દાખલા તરીકે હિન્દુ સોસાયટીમા એક વર્ણની વ્યક્તિઓ બીજી વર્ણની વ્યક્તિઓ સાથે લગ્ન ગાંઠે જોડાઇ શકતા ન હતા એને માટે તેમણે નવા કાયદાઓ બનાવ્યા! વળી સીવીલ મેરેજ એક્ટ બનાવ્યો, એટલા માટે કે બીજા ધર્મની વ્યક્તિઓ સાથે સગાઈ સ્થાપિત થઈ શકે 'બાળ-લગ્ન' પર કોઇ અંકુશ ન હતો એના બદલે તેમણે "શારદા-એક્ટ" બનાવરાવ્યો! તલાકનો રિવાજ કે આજ્ઞા નથી હિન્દુ સોસાયટીની માન્યતા મુજબ "લગ્ન-બંધન" એક અતૂટ સબંધ છે, ત્યા સુધી કે મૃત્યુ પણ એ સબંધને તોડી શકતુ નથી! (પરંતુ) હિન્દુઓના પ્રયત્ન છે કે તલાકની આજ્ઞા મળી જાય! હિન્દુઓમા પુનર્લગ્ન મહાપાપ હતુ તેમણે તેને જાયઝ બલ્કે શ્રેષ્ટ ઠરાવ્યુ વારસા-વહેંચણી સબંધી ધર્મ-શાસ્ત્રને અપૂર્ણ અને અધુરૂ દેખી "ગર-કમિટી" મારફતે એક એવો એક્ટ બનાવાનો પ્રયાસ થઇ રહ્યો છે જે "ધર્મ-શાસ્ત્ર"ને તદ્દન નિરર્થક બનાવી દે, અને હમણા દેશમુખે એક એવુ બિલ રજુ કરવા ચાહ્યું છે જે 'લગ્ન-ગાંઠ'ની તે સાંકળ-કડીઓને તોડી નાખશે જે "ગોત્ર"એ બનાવી રાખી છે!

## "ઇસ્લામનુ આમંત્રણ"

ઉપર્યુક્ત દ્રષ્ટાંતોથી પુરવાર થાય છે કે હિન્દુ ધર્મ-શાસ્ત્ર સબંધી હિન્દુ સોસાયટીનો નિર્ણય આ સિવાય કંઇજ નથી કે તે અધુરૂ અને અપૂર્ણ છે, અને એની સુધારણા થવી જોઇએ અને સુધારણાની આવશ્યકતા એટલા માટે છે કે હિન્દુઓના રાજધુરંધરો, ધર્મધુરંધરો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની સોસાયટીની મુશ્કિલીઓને અનુભવી છે, તેમણે વિધવાઓની દુઃખમય જીવનને નિહાળી પુનર્લગ્નનો નિર્ણય કર્યો! વર કન્યા શોધવાની મુશ્કિલીઓથી ગભરાઇને વર્ણોની વાડાબંધીઓને તોડી નાખી! તેમણે સ્ત્રીઓને વારસાથી વંચિત જોઇ તો રાવ કમિટીની સ્થાપના કીધી, "ગોત્ર"ની મર્યાદિત હદોથી તેમનો શ્વાસ રૂંધાયો તો દેશમુખે એક બિલ રજુ કર્યું જેના આધાર હિન્દુઓ પોતાના ગોત્રમા પણ લગ્ન કરી શકશે, અને તેમણે દામ્પત્ય જીવનની કડવાસથી બચવાનો કોઇ માર્ગ ન જોયો તો તલાક તરફ હાથ લંબાવ્યો!

આ બધી અનીવાર્ય આવશ્યકતાઓ, આ બધા પ્રત્યક્ષ દર્શનો, અને આ બધા નિર્ણયો તેમને ક્યારે કરવા પડ્યા? ત્યારેજ કે જ્યારે માનવ-અનુભવો, વિદ્યા અને બુદ્ધિઓના સમતોલપણાએ સૈકાઓની મુસાફરી કરી લીધી અને જ્યારે માનવ-સેવા તથા "કોકડા ઉકેલ"ના પ્રખર ઉત્સાહે પ્રબળ સ્વરૂપ ધારણ કરી લીધુ, પરંતુ એ બધા કાયદાઓ અને નિયમો અતિ ઉત્તમ પ્રકારે ઇસ્લામે આજથી ચૌદસો વર્ષ પુર્વે માનવ-જાતી સ્હામે રજુ કરી દીધા હતા અને તેમને રજુ કરવાવાળી કોઇ એવી કોમ કે સોસાયટી ન હતી કે જે

કારવાં

અનુભવ, દર્શનથી જીવન-પ્રશ્નોનો ઉકેલ ઇચ્છતી હોય? બલ્કે આ વાદ તરફથી એક એવા પવિત્ર અને સત્યવાદી કામિલ પુરુષને એની પ્રેરણા અર્પી! જેણે ન તો કોઈ પાઠ-શાળામાં શિક્ષણ લીધું હતું કે ન તો રાજનૈતિક અને સાંસ્કૃતિક પુસ્તકોનાં પૃષ્ઠો ઉથલાવ્યાં હતાં જે ન તો કવિ હતો, ન ફિલસૂફ; માત્ર ખુદાનો પયગમ્બર હોવા સિવાય બીજો કોઈ તેનો દાવો ન હતો.

### "ઇસ્લામ બધાનો મિત્ર છે"

વિચાર કરો આ કેટલી આશ્ચર્યની વાત છે કે આજે જે જે એકટો અને કાયદાઓ પ્રખર ધારાશાસ્ત્રીઓના ભેજામાંથી તૈયાર થાય છે, અને જેની તૈયારીમાં તે અમર-પ્રેમારાનો પણ અર્થ છે જે ઇસ્લામે યુરોપ અને એશીયા પર રેડ્યો હતો, તેનાથી શ્રેષ્ઠ અને ઉત્તમ એકટો ઇસ્લામની "જીવન-વ્યવસ્થા"માં ચૌદસો વર્ષથી મૌજૂદ છે પુનર્લગ્ન હોય યા તલાકની માગણી, 'વર્જીત' હોય યા 'ગૌત્રાન', વારસા-નિયમ હોય, યા અસ્પૃશ્ય-નિવારણ એ બધાને ચૌદસો વરસ પૂર્વે નિર્ણિત કરી દેવામાં આવ્યું છે! અને ઇસ્લામ જગત પર સાબિત કરી ચૂક્યો છે 'માનવ-જીવન'ને વાસ્તવિક રીતે મુશ્કેલી-ઓથી મુક્ત કરવા માટે જે સિદ્ધાંતો મેં બતાવ્યા છે તેજ ખરા છે, ઇસ્લામ સ્વભાવિક ધર્મ છે અર્થાત તે માનવ-પ્રકૃતિના આંતરિક મર્મોને અનુસરીને જીવન-વ્યવસ્થા અર્પણ કરે છે અને મનુષ્ય જે યાન પ્રકૃતિના અનુભવ તથા ચિંતન અને મનન પછી ધારણ કરે છે તેનાથી ઉત્તમ વાત ઇસ્લામ કાયદા સ્વરૂપે રજુ કરી ચૂક્યો છે અફસોસ કે બિનમુસ્લિમોએ ઇસ્લામને મુસ્લિમ કૌમનો ધર્મ કલ્પી તેને પોતાનો તથા પોતાના ધર્મોનો પ્રતિસ્પર્ધી અને વેરી સમજી લીધો! એમ છતાં કે તે માન્યતા અને કર્તવ્યમાંથી કોઈ એવી વાત નથી કહેતો જે અન્ય કોમ માટે વિઘાતક યા ધર્મને માટે દુખપ્રદ હોય! ઇસ્લામ તો માનવ-જીવનને ઉત્તમ રીતે વ્યતિત કરવાનો એક 'સંપૂર્ણ કાયદો' છે મુસ્લિમો સાથે તેનો કેવળ એટલોજ સંબંધ છે કે તેઓ એના શ્રદ્ધાળુ હોવાનો દાવો કરે છે બિનમુસ્લિમોને મુસ્લિમો સામે શિકાયત હોઈ શકે છે, નારાજ પણ હોઈ શકે છે, તેઓ તેમને પોતાના હરીફ પણ કલ્પી શકે છે. પરંતુ ઇસ્લામ તો મિત્ર, સહાનુભૂતિ ધરાવનાર અને આરોગ્યતા અર્પનાર વૈદ્ય સિવાય અન્ય કંઈજ નથી એની સેવા ઉપદેશથી લાભ ઉઠાવવો એતો પોતાનુંજ ભલું ઇચ્છવા બરાબર છે

# દીદારે રસૂલ (સલ૦)

સ પા દ ક

[ સર્વ હક સપાદકને સ્વાધિન છે ]

શિફાઈ-સાબેરી

**હદીસ** (૫૪) હુઝૂરે (સ૦) ફરમાવ્યુ કે– જે માણસ સાચી મહબ્બત અને ઉમગથી સવારે અને રાત્રે ત્રીસ ત્રીસ વખત દરૂદ પઢશે તેના તે દિવસ અને રાતના બધા ગુન્હા ખુદાપાક માફ કરી દેશે

**હદીસ** (૫૫) હમેશા કસરતથી દરૂદ શરીફ પઢનારથી જો કદાચ ભૂનમા કોઇ ફર્ઝ અદા કરવા રહી જાય તો તેની પૂછપરછ થશે નહી

**હદીસ** (૫૬) દરૂદ શરીફ પઢનાર સાથે ફરિસ્તા દોસ્તી કરે છે અને દરેક બાબતમા તેઓ તેને મદદ કરે છે

**હદીસ** (૫૭) હુઝૂરે (સ૦) ફરમાવ્યુ છે કે –જેણે મને જાગૃત હાલતમા અગર સ્વપ્નામા જોયો તેણે હક અને બરોબર જોયુ, કારણકે શેતાન મારી સૂરત ધારણ કરી શકતોજ નથી

મજકુર હદીસ ઉપરથી ઉ માઓ ફરમાવે છે કે હરકોઇ મુસલમાન મર્દ, ઔરત નબીએ કરીમ (સ૦)ને જાગૃત અગર સ્વપ્નાની હાલતમા જોઇ શક છે, દીદાર કરનાર કોઇ પણ હોય અમુક માણસજ દીદાર કરી શકે અને અમુક નહીં, એવુ કઇ પણ નથી, એટલે તકવા, પરહેઝગારી, ઇબાદત વગેરેના કઇ પણ ભેદભાવ વગર હરકોઈ ઉમ્મતી દીદાર કરી શકે છે, જો તેના નસીબમા હોય તો

**હદીસ** (૫૮) ખરી મહબ્બત અને ઉમગથી માત્ર એકજ વાર દરૂદ શરીફ પઢવાથી તે આખા વરસના બધા સગીરા (નાના, નાના) ગુન્હા ખુદાપાક માફ કરી દે છે

**હદીસ** (૫૯)-હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે એક માણસે પૂછ્યુ કે–"યા રસુલિલ્લાહ (સ૦) કયામત ક્યારે થશે?"

હઝરતે (સ૦)–'કયામતનો શુ સામાન તે ભેગો કર્યો છે કે આવો સવાલ કરે છે?"

તે માણસ–"કઇ સામાન તો નથી, ન તો વધારે નમાઝ કે ન તો રોઝા છે, પણ ખુદાપાક અને તેના રસૂલ (સ૦)ની મહબ્બત રાખુ છુ"

હઝરત (સ૦)–"કયામતને દહાડે મહબ્બતને લીધે તુ અમારી સાથે રહેશે"

મજકુર હદીસ ઉપ થી દરેક સાહેબ સારી રીતે સમજી શકે છે કે "માત્ર મહબ્બતને લીધે જ્યારે આટલો દરજ્જો અને ઇઝ્ઝતો મળે છે ત્યારે જેઓ મહબ્બતની સાથો સાથ દરૂદ શરીફનો પણ ઝિક્ર ચાલુ રાખે, તેઓના દરજ્જા અને મરતબા કેટલા બુલદ હશે તે ખુદ ખુદાપાક બેહતર જાણે છે કોઇપણ ફરિસ્તા કે ઇન્સાન સમજી કે જાણી શકતા નથી

દરૂદ શરીફનો ઝિક્ર, ખુ ચોને એવી ચીજ છે કે, એના ઝિક્રને ધીમે ધીમે ખુદ બ ખુદ, હુઝૂર (સ૦)ની મહબ્બત દિન પર દિન વધતી જાય છે આપણે નો માત્ર દરૂદ શરીફનો ઝિક્ર શરૂ કરવાની વાર છે પછી સૌ કઇ ઇ આ હાસિલ થશે

સૂફીયાએ કિરામ અને અરબાબે ઝોકો શૌક (રેહ૦)ની નઝદીક આ (મજકુર) હદીસની

બરાબર બીજી કોઇ હદીસ નથી કારણકે કયા મતમા હુઝૂર (સ૦)ની સાથે રહેવુ એનાથી બીજો કોઇ દરજો બેહતર નથી કારણકે જેટલી હુઝૂર (સ૦)ની નઝદીકી કયામતમા હશે, તેટલીજ નઝદીકી ખુદાપાકથી પણ હશે

બુઝુર્ગોને દીન (રેહ) કહી ગયા છે કે – "જ્યારે હુઝૂર (સ૦)ની મહબ્બત દિલની અંદર બરોબર જગ્યા મેળવી ને છે ત્યારે આપ (સ૦)ની સૂરતે પાક દમભર માટે પણ કદી ગાએબ થતી નથી એમા કઇ પણ શક નથી કે ખરા દિલથી અને ખરી મહબ્બતથી હુઝૂર (સ૦) ઉપર દરૂદ મોકલવામા આવે તો બાતિનમા એક રોશની અને ચમક પૈદા થાય છે અને તે ધીમે ધીમે વધતી જાય છે જેથી દરૂદ પઢનારનુ બાતિન હુઝૂર (સ૦)ની મુબારક સૂરત માટે આઇના બની જાય છે, કે જે આઇનામાથી, કદી પણ આપ (સ૦)ની સૂરતે પાક દૂર થતી નથી (કાયમને માટે રહે છે) અને એજ ઇશ્કે હકીકી, અને ઇશ્કે હકીકી કહેવાય છે જેમા કઇ પણ શક-શુબાહ નથી

હદીસ શરીફમા છે કે – ખરી મહબ્બત અને ઉમંગથી દરૂદ શરીફ પઢનાર હુઝૂર (સ૦)નો દોસ્ત બની જાય છે અને જે હુઝૂર (સ૦)નો દોસ્ત બને છે તે ખુદાપાકનો પણ દોસ્ત બની જાય છે એ ઉપરથી સબિત થાય છે કે ઉપર લખ્યા મુજબ જ્યારે દરૂદ શરીફના ઝાકિરનુ અંતર હુઝૂર (સ૦)નો આઇનો બની જાય છે તો ખુદ ખુદાપાકની જાત માટે પણ આઇનો બની જાય છેજ

હદીસ (૬૦) હુઝૂરે (સ૦) ફરમાવ્યુ છે કે – જુમેઅરાત (ગુરૂવાર)ને દહાડે એકસો વાર દરૂદ શરીફ મોકલનાર (પઢનાર) કદી પણ કોઇનો મોહતાજ થશે નહીં

હદીસ (૬૧) હુઝૂરે (સ૦) મોમિનીને પોતાના ભાઇઓ કહ્યા છે જેથી ફરમાવ્યુ છે કે – "મને બહુ હોસ અને ઉમંગ છે કે હું મારા ભાઇઓને પણ જરા જોઇ લેતે હોત (સહાબાએ કિરામ રદી૦)એ અર્ઝ કરી "યા રસૂલલ્લાહ શુ અમો આપ (સલ૦)ના ભાઇઓ નથી ?" આપે (સ૦) ફરમાવ્યુ – તમો બધા તો મા. (અસ્હાબ રદી) દોસ્તો છો અને ભાઇ તે લોકો છે જેઓ મારા પછી આવનાર છે" (એટલે હુઝૂર સલ૦ પછીના ઉમ્મતીઓ)

જ્યારે આપે (સલ૦) આવનાર ઉમ્મતીને (આપણ બધાને) પોતાના ભાઇ કહી સંબોધ્યા છે અને આપણને જોવા કેટલો બધો ઉમંગ દેખાડયો છે ત્યારે આપણને પણ જોઇએ કે આપણા એ ભાઇ જેઓ બન્ને જહાન માટે રહમત બની દુન્યામા તશરીફ લાવ્યા અને જેઓ કયામતને દહાડે બધાઓની શફાઅત કરશે તેવા નબીએ કરીમ (સ૦) માટે જે કઇ કરીએ તે કમતીજ કહેવાય હવે આપણને જોઇએ કે આપણા જે કામ ખાસ કરી દરૂદ શરીફ જે આપ (સ૦)ને બહુ પસંદ છે તેને હમેશ માટે આપણો વિર્દ નઝીફો નકકી કરી લઇએ કે જેથી બન્ને જહાનના આપણા તેઓ (સલ૦) હાદી, રહનુમા, અને દરેક કામમા મદદગાર અને શફી થાય ખુદાપાક તુ અમો બધાને દરૂદ શરીફ હમેશા પઢવાની દિલચસ્પી અને ઉમંગ બખ્શ, આમીન રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નકા અન્તસ્સમી ઉલ અલીમ

## 'દરૂદ શરીફ નહી પઢનારને થતા ગેરલાભની હદીસો'

હદીસ (૧) ઝેહરતુર્રિયાઝના કર્તા ફરમાવે છે કે – એક દિવસ હઝરત ઉબઇબ (અ૦) તશરીફ લાવ્યા અને હુઝૂર (સ૦)ને અર્ઝ કરી કે "યા રસૂલલ્લાહ (સ૦) આજે એક નવાઈ જેવો નમારો મે જોયો છે હું અચાનક કોઇ કાફ તરફ ગયો, જ્યાથી મને રડવાનો અવાઝ સભળાયો, જે એવો દર્દ ભર્યો હતો કે મારાથી સહન થઇ શકયો નહી અને તેની મે શોધ કરી હુઝૂર, (સ૦) તે તો એક

-ફરિશ્તાનો અવાઝ હતો, કે જે ફરિશ્તાને અગાઉ બહુજ દબદબા સાથે મે જોયો હતો હજારો ફરિશ્તા તેની ચારે તરફ હારબંધ ઉભા રહેતા હતા, અને તેના સાસથી રબ્બુલ ઇઝઝને સેંકડો ફરિશ્તા પેદા કર્યા હતા આજે તેની આ હાલત જોઇ હુ બહુજ પરેશાન થયો અને તેની હાલત પૂછી તેણે જવાબ દીધો કે "એ જીબ્રઇલ (અલૈ૦) હું મારા તેજ જાહોજલાલ સાથે મેઅરાજની રાતે તખ્ત પર બેઠો હતો, ત્યારે એકાએક નબીએ આખેરૂઝ ઝમાન હઝરત મુહમ્મદ મુસ્તફા (સ૦)ની સવારી મારા માથા પરથી પસાર થઈ એ જીબ્રઇલ (અલૈ૦) હું હુઝૂર (સ૦)ની તાઝીમ કરવા ઉભો થયો નહીં અને તેવીજ રીતે તખ્ત પર બેસી રહ્યો અને આ તેનોજ નતીજો છે કે આસ્માન પરથી જમીન પર મને ફેંકી દેવામા આવ્યો છે અને હરેક વખત હુ રડતોજ રહુ છુ. અગર તમો મારી શિફારિશ કરો તો કદાચ મારા છુટકારાનો કોઇ રસ્તો નીકળી આવે યા રસૂલલ્લાહ (સ૦) જનાબે બારીમા તેની નજાત માટે મે અરજ કરી તો, ઇર્શાદ થયો કે -એની નજાત સારેજ થાય કે જ્યારે એ મારા હબીબ (સ૦) ઉપર દરૂદ મોકલે આ સાભળી પેલા ફરિશ્તાએ આપ (સ૦) ઉપર તરતજ દરૂદ પઢવા શરૂ કર્યા, તો અલ્લાહ તઆલાએ તેની ભૂલ માફ કરી, તેનો અસલ દરજ્જો તેને આપ્યો

"હદીસ ૨" હઝરત આઇશાહ (રદી૦) ફરમાવે છે કે—'એક દિવસ સુબ્હે સાદિક વખત ઘરમા હું કંઇક કપડા સીવતી હતી અચાનક મારા હાથમાથી સોય પડી ગઇ બત્તી લઇ સોય શોધવાની મે કોશિશ કરી તો બત્તી પણ અચાનક બુઝાઇ ગઇ એટલામા હુઝુર (સ૦) ઓરડામા તશરીફ લાવ્યા તો આપ (સ૦)ના મુબારક ચેહરાના નૂરથી ઓરડો ચમકી ઉઠયો મને એ રોશનીથી સોય મળી ગઇ તો મારા મોઢામાથી અચાનક નીકળી ગયુ "યા રસૂલલ્લાહ ! (સ૦) આપનો ચેહરો કેટલો બધો નૂરાની છે" આપે (સ૦) ફરમાવ્યુ—"એ આઇશાહ (રદી૦) તે માણસ માટે બહુજ ખરાબી છે કે જેણે મને કયામતને દહાડે જોયો નહી" મેં પૂછ્યુ —"હુઝૂર (સ૦) કયો માણસ આપના દીદારથી મહરૂમ રહેશે ?" આપે (સ૦) જવાબ દીધો "કંજુસ" મે પૂછ્યું -"કંજુસ કોણ છે?" ત્યારે આપે (સ૦) ફરમાવ્યુ કે — "કંજુસ તે માણસ છે કે જેની આગળ મારૂ નામ લેવામા આવે, છતા તે માણસ મારી ઉપર દરૂદ ન મોકલે"

"હદીસ ૩" હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી) ફરમાવે છે કે -એક દિવસ હુઝૂરે અકરમ (સ૦) મિમ્બર ઉપર તશરીફ લાવ્યા અને પહેલાજ પગથીઆ ઉપર પગ મૂકતાજ કહ્યુ "આમીન" એવીજ રીતે બીજા અને ત્રીજા પગથીઆ ઉપર પણ કહ્યુ ખુત્બો ખલાસ થયા પછી અમે બધાએ આપની હમેશાની આદત વિરૂદ્ધના આ કામ માટે પૂછ્યુ, તો આપે (સ૦) ફરમાવ્યું કે—જ્યારે પહેલા પગથીઆ ઉપર મે પગ મૂકયો ત્યારે જીબ્રઇલ (અલૈ) આવ્યા અને કહ્યુ "બદનસીબ તે માણસ છે કે જેણે રમઝાનમા પણ પોતાના ગુનાહને લીધે અલ્લાહની મગફેરતથી કોરો (મહરૂમ) રહ્યો મે કહ્યુ "આમીન" બીજા પગથીઆ ઉપર પગ મૂકતી વખત તેમણે (અલૈ) કહ્યુ —જે માણસે પોતાના ઝઇફ મા-બાપમાથી એકને પણ મેળવ્યા છતા જન્નતમા દાખલ ન થયો એટલે તેઓની ખિદમત કરી દુઆ ન લઇ જન્નતમા દાખલ ન થયો તે પણ અલ્લાહની રહમતથી દૂર રહે મે કહ્યુ "આમીન" પછી તેમણે (અલૈ) કહ્યુ "જે માણસે આપ (સ૦)નુ મુબારક નામ સાંભળ્યુ છતા દરૂદ ન મોકલ્યુ તેને પણ ખુદા પાકની રહમતમાથી કોઇપણ રીતનો હિસ્સો મળશે નહીં મે કહ્યુ "આમીન."

# ભાવનગરનો ભવ્ય મુશાઇરો

[ વિહંગાવલોકન ]

તા ૩-૪-૪૨ને રોજ રાત્રે ૯ાા વાગે ભાવનગર ખાતે સૈતારસાહના સેહનમાં જનાબ 'બેકાર' સાહબના પ્રમુખ સ્થાને એક મુશાયરો યોજવામાં આવ્યો હતો. સ્વાગત પ્રમુખ જાણીતા વિવેચક રવિશંકર જોષિ, એમ. એ. હતા.

પ્રથમ મૂસાજી પોપટીઆએ તિલાવતે કુર્આન કર્યાં, પછી બચુઅલી જી પટેલ તરફથી પ્રમુખ સ્થાનની દરખાસ્ત અને અબ્દુલકરીમ તરફથી ટેકો અપાયો હતો. તે પછી જાણીતા ગઝલકાર ને કાઠિઆવાડના જીનત કલાપિ સમા 'ઘાયલે' સ્વાગત ગીત ગયું હતું (જે મેહફિલમાં પ્રગટ થયું છે તત્રી) પછી સ્વાગત પ્રમુખ પ્રો. રવિશંકર જોષિ, એમ. એ એ ગુજરાતી સાહિત્યના વિવિધ પ્રવાહમાં મુસ્લિમોએ આપેલા ફાળાનું ટુંક દર્શન કરાવ્યું હતું હિન્દુ મુસ્લિમ સમન્વયની સુંદર સાંકળરૂપ આવા મુશાયરાઓની અગત્ય તેમણે જણાવી હતી.

તે પછી મુશાયરાના પ્રમુખ જનાબ બેકાર' સાહબે પોતાની હાસ્ય રસિક શૈલીમાં મુશાયરાની અગત્ય, અને મુશાયરો કેવી રીતે આમ જનતાને કવિ સાથે મેળવી દે છે તે સમજાવી મુશાયરા દ્વારાજ લોકો પોતાના કવિઓને સમજતા થશે તે વિષેનું ટુંક પણ રસીલું વિવેચન કર્યું હતું. લોકોનો ઉત્સાહ સમાતો ન હતો. સાકીઓ કાવ્યરસ છલકાવવા અને પીનારાઓ રસના ઘુટડા પીવા તનપાપ થઈ રહ્યા હતા. એક તરફ હિન્દુ સાહિત્યકારો તો બીજી તરફ મુસ્લિમ સાહિત્યકારો તેમજ હિન્દુ—મુસ્લિમ પ્રેક્ષકોની અફાટ મેદની ગંગા-જમનાના અપૂર્વ સંગમની યાદ આપતી હતી. ૭ થી ૮ હજાર માનવોની આંખો કવિઓ તરફ તાકી રહી હતી, અને કાં ઉત્સુકતાથી ઉંચા થઇ રહ્યા હતા. લાઉડ સ્પીકરોની વ્યવસ્થાને લીધે બધાય શાન્તિથી સાંભળી શકતા હતા.

હા, પ્રમુખ સાહબના ભાષણ પછીના જનાબ 'ફરિદ' સાહબે મુશાયરાનો ટુંક ઇતિહાસ રજુ કર્યો હતો (જે અન્ય સ્થળે પ્રગટ થયેલો છે તંત્રી) પછી આવ્યો કાવ્યનો પ્રથમ દોર.

'તીર ખુદ થઇ ગયું નિશાન હવે"

એ પંક્તિ પર જુદા જુદા શાયરોએ તીર ચલાવવામાં માંડયા 'અમી'। આઝાદ, 'ઘાયલ', 'કલીમ', 'મિસ્કીન', 'શૌકીન' 'સાગર', 'કૌસર', 'મિફતાહ', 'ચમકાર' 'ફારિદ' 'મસ્તાન', 'નિશાન', 'બેકાર', વગેરે પોતપોતાના રંગમાં ખુબ ખીલ્યા હતા. દરેકે દરેક શાયરને એવી સુંદર રીતે બેકાર સાહબે રજુ કર્યા હતા કે સંભળાવનાર અને સાંભળનારને પણ જોશ ચડતો હતો. સભા મસ્ત બની ગઇ હતી. બહારથી આવેલી ગઝલો પૈકી 'કિસ્મત', 'શિતાબ', 'આદમ', 'નવાઝ

'સુમન' વગેરેની ગઝલો ધ્યાન ખેંચતી હતી અને 'અમર' પણ અમર થાય એવી કવિતા વાંચી ગયા હતા પહેલા અને બીજા દોરની વચ્ચે 'બારી બ્હાર'ના સર્જક રા પ્રહલાદ પારેખ અને 'કાલિંદી'ના સર્જક રા નાથાલાલ દવેએ પોતાની કવિતાઓ રજુ કરી હતી અને રા કપિલરાય ઠક્કરનુ પણ એક ચટુકલુ વચાયુ હતુ

પછી બીજો અને ત્રીજો ગૈરતરહનો દોર ચાલ્યા તરહની ગઝલો કરતા ગૈરતરહની ગઝલોએ વધુને વધુ રગ જમાવ્યો કેટલાક વયોવૃદ્ધ સાક્ષરો રાત્રે બે વાગે ઘેર જવાનો ઈરાદો કરતા હતા, પણ કવિઓની રસમગ્ન ગઝલોએ તેમને જતા રોકવા ન મહિપત પડ્યા, પ્રો બાકરઝા વગેરેએ ખૂબ દાદ દીધી હતી

મુશાયરાએ એવો રગ જમાવ્યો હતો કે ડેઢ રાત્રે સાડાત્રણ વાગે પણ પ્રેક્ષકોની તો ઉઠવાની મરજીજ ન હતી પ્રો જોષીએ તો કહ્યુ હતુ કે 'આવો વિરાટ સાહિત્ય સભા ભાવનગરના ઇતિહાસમા છેલ્લા ૨૫ વરસથી તો મે જોઇજ નથી' કેટલાક સાહિત્યકારો તો ત્યાને ત્યાજ આવુ બીજુ એકાદ સાહિત્ય સમેલન નજીકના ભવિષ્યમા ગોઠવવાની મનમા ગાંઠ વાળીનેજ ઉઠ્યા મુશાયરાની સફળતાએ ભાવનગરમા એવો ઉત્સાહ પ્રેર્યો છે કે કેટલાક ઉત્સાહી યુવાનોએ તો બીજા મુશાયરા માટેની યોજનાઓ પણ ઘડવા માડી છે હિંદુ-મુસ્લિમ જનતા અને સાહિત્યકારોનો સુદર સમન્વય ભાવનગરને આગણે ફરીથી ક્યારે જામે ? એજ ઉદ્ભાવના વ્યક્ત કરતા સાહિત્યકારો ૪ વાગે ફૂલપાન થયા પછી આભારવિધિથી પરવારી ઉઠ્યા, અને ત્યારેજ પ્રેક્ષકો પણ ઉઠ્યા

ભાવનગરનો એ ભવ્ય મુશાયરાના સ્મરણો લાબા કાળ સુધી પ્રેક્ષકોના જિગર પર જડાઇનેજ રહેશે અને કવિઓની એ અણુમોલી બિરાદરી તો ચિર સ્મરણીય રહેવા સર્જાઇ છે મુસ્લિમ સાહિત્ય મડળ ભાવનગરના કોડ આ મુશાયરાની સફળતાથી ફૂલ્યા-ફાલ્યા છે ખુદ પ્રમુખ સાહેબે ફરમાવ્યુ હતુ કે ભાવનગરનો મુશાયરો વધુ કામયાબ રહ્યો હતો, અને તે પ્રેક્ષક સાહિત્યકારોની વિપુલ હાજરીતાજ પ્રતાપ હતો.

ભાવનગર મુસ્લિમ સાહિત્યમ ડળના પ્રાણ સમા જનાબ 'કિસ્મત' સાહેબની ગેરહાજરી દેખાઇ આવતી હતી, ત્યારે 'ચમકાર'ની વ્યવસ્થા સારી ચમકી ઉઠી હતી તેરીઓનાય દિલ વશ કરી લે એવી વ્યવસ્થાપકોની નમ્રતાઇ અને સાદાઇ માટે પ્રમુખ સાહેબે પ્રસશા કરી હતી

ઓછામા ઓછા ભાવનગરના કાનોથી જ૦ 'બેઝાર'ના રમુજી કટાક્ષો, 'અમીન' આઝાદની ગઝલ મસ્તી, ધાયલ'નો જોશ અને 'કલીમ'ની કાવ્યમયતા તો વરસો સુધી નહિજ ભૂલાય

**—એક સાહિત્યકાર તરફથી**

# ગુજરાતી મુશાઈરા *

લેખક "ગુલિંદ" (ભાવનગર)

ભાવનગરને આંગણે "મુસ્લિમ સાહિત્ય મંડળ"ના આશ્રયે આજે ગુજરાત અને કાઠિયાવાડના શાયરોનો દિલચસ્પ મુશાયરો યોજાયો છે, એ પ્રસંગે મુશાયરા વિશેની થોડી હકીકત અસ્થાને નહિ ગણાય, મુશાયરો એટલે કવિ સંમેલન અથવા કવિ-દરબાર આપણે ત્યાં કવિ સંમેલનો દીર્ઘ કાળથી યોજાતા આવે છે પણ આવા ઉર્દૂ રીતિના મુશાયરાઓનુ આયુષ્ય તો માત્ર દોઢ દાયકાનુ જ

મુશાયરામા દરેક કવિને નક્કી કરવામા આવેલી એક પંક્તિ અગાઉથી આપવામા આવે છે અને તે ઉપર કવિ પોતાનું કાવ્ય રચી મુશાયરામા રજૂ કરે છે આ રીતે એકજ પંક્તિ પર જુદા જુદા કવિઓ પોતાના ભાવનાઓ અને વિચારો ભિન્ન ભિન્ન રીતે રજૂ કરતા કાવ્યો રચે છે, પરિણામે ભાષાની સમૃદ્ધિ વધે છે અને એનુ સાહિત્ય વિકસે છે ઉર્દૂ ભાષાના કવિઓ આવા મુશાયરા અવારનવાર ભરતા આવ્યા છે અને ઉર્દૂ ભાષાની આજની સંગીનતા અને મધુરતા ઘણે અંશે એ મુશાયરાઓનેજ આભારી છે કવિતા જેવો રસિક છતા અઘરો વિષય આમ જનતા સુધી પહોંચાડવા માટે મુશાયરા વિના બીજુ એકેય સચોટ સાધન હાલ તુરત તો આપણી પાસે નથી ગુજરાતમા હજી આવા મુશાયરા વધારે પ્રમાણમા યોજાય અને આવકારાય તો ગુર્જર ગિરાની ઘણીખરી ત્રુટિઓનુ નિવારણ થઈ જાય અને હિંદની અન્ય કોઈ ભાષાને મુકાબલે ઊભી શકવા અને એની સામે ટક્કર ઝીલવા એ શક્તિમાન થાય

હવે ગુજરાતમા ઉર્દૂ ઢંગના મુશાઈરાના ક્યારથી મંડાણ થયા તેની ટૂંક તવારીખ પર ઉડતી નજર નાખી જઈએ રાંદેરના કેટલાક સાહિત્ય પ્રેમી મુસ્લિમોએ ઉર્દૂ ગઝલ, પદ્ધતિએ ગુજરાતી ભાષામા ગઝલો-કાવ્યો રચી મુશાયરા ભરવાનુ નક્કી કર્યું એટલે તેઓએ "મુસ્લિમ-ગુજરાત સાહિત્ય મંડળ-રાંદેર"ની સ્થાપના તા ૩૧-૭-૧૯૩૧ ના રોજ કરેલ અને તેના આશ્રય નીચે ગુર્જરગિરાનો પહેલો મુશાયરો તા ૧-૯-૧૯૩૧ના રોજ રાંદેર મુકામે જનાબ ઉમરજી ઇસમાઈલ પટેલ "સાજીદ" સાહેબના પ્રમુખ સ્થાને ભરાયેલ પછી તા ૬-૧૨-૧૯૩૧ના રોજ રાંદેર મુકામે જનાબ શેખ મુહમ્મદ ઉમર 'કાફિલ" સાહેબના પ્રમુખ સ્થાને બીજો મુશાયરો યોજાયેલ તે પછી ત્રીજો મુશાયરો તા ૬-૩-૧૯૩૨ના રોજ રાંદેર મુકામે જનાબ હરજી લવજી દામાણી "શયદા" સાહેબ તત્રી, 'બે ઘડી મોજ'ના પ્રમુખ સ્થાને યોજાયેલ તે બાદ તા ૨૮-૧૧-૧૯૩૨ના રોજ રાંદેર મુકામે જનાબ નિઝામુદ્દીન એ કુરૈશી 'પ્રેમી" તત્રી, 'દીન' સાહેબના પ્રમુખ સ્થાને પચમો મુશાયરો થયેલ ત્યાર પછી તા ૧૫-૪-૧૯૩૩ના રોજ મુંબઈ મુકામે જનાબ અઝીમુદ્દીન એ સૈયદ 'મુનાદી" સાહેબના પ્રમુખસ્થાને છઠ્ઠો મુશાયરો ભરાયેલ જેને આપણા જાણીતા અને માનીતા વિદ્વાન સાક્ષર શ્રી દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી સાહેબે ખુલ્લો મૂકેલ ત્યારબાદ તા ૫-૧૧-૩૩ ના રોજ રાંદેર મુકામે આપણા આજના મુશાઈરાના માનદ પ્રમુખ જનાબ મુન્શી ઇબ્રાહીમ દાદાભાઈ પટેલ "બેકાર" સાહેબના પ્રમુખસ્થાને સાતમો મુશાયરો ભરાયેલ જનાબ "બેકાર" સાહેબ ગુજરાતના લોકપ્રિય અને સીકાગયેલા હાસ્યકાર છે કવિ તરીકે પણ એમનુ સ્થાન નિરાળુ છે વર્ષોથી મંડળથી

તેમની સાહિત્ય સેવા અનેક વિધ સ્વરૂપે આજે પણ જીવંત હોઇ તેની કદર કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે તેઓ "મુસ્લિમ ગુજરાત સાહિત્ય મંડળ–રાંદેર"ના આરંભથી તે અંત સુધી પ્રમુખ હતા અને એ સ્થાને રહીને પણ તેમણે સાહિત્ય સેવાના અવનવા વહેણ વહેતાં મૂકયા છે હવે એ વિશે વધુ ન કહેતા એટલુંજ કહીશ કે ગુજરાતમા જેટના મુશાયરા ભરાયેલા છે એમા "બેકાર" સાહબે પોતાનો વિશિષ્ટ અને ચિરસ્મરણીય ફાળો નોંધાવ્યો છે મુ ગુ સા મંડળનો આઠમો અને આખરી મુશાયરો તા ૧૩–૫–૧૯૩૪ના દિવસે વડોદરા મુકામે આપણા વિખ્યાત નવલકથાકાર શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઇ એમ એ ના પ્રમુખસ્થાને યોજાયો હતો આ આઠેય મુશાયરાઓ સફળ થયા હતા અને એ બધાય મુશાયરાની ગઝલો અને પ્રમુખોના ભાષણોના સંગ્રહો "કાવ્યકુંજ" ના નામે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે મુસ્લિમોએ ગુજરાતી સાહિત્યની કરેલી સેવાઓ ટપકાવતુ–બીજા મુશાયરાના પ્રમુખ જનાબ "રૂકિન" સાહબનુ કાવ્યમય ભાષણ, છઠ્ઠા કવિ સંમેલન પ્રસંગેનુ સાક્ષર શ્રી દીવાન બ્હાદુર કૃ. મો. ઝવેરી, સાહેબનુ મનનીય પ્રવચન, મુસ્લિમ સ્મૃતિ અને સાહિત્યની સમસ્ત યુરોપીય સાહિત્ય પર થયેલી અસર વર્ણવતુ જનાબ "મુનાદી" સાહબનુ અભ્યાસ યુકત વ્યાખ્યાન અને આઠમા મુશાયરાના પ્રમુખ શ્રીયુત ર. વ. દેસાઇ સાહેબનુ મુસ્લિમ ઇતિહાસનુ રેખાદર્શન આપતુ ટુંકુ–મુસ્લિમ ઐકય પરનું મનોહર ભાષણ, આ ચારેય ભાષણો ઉચ્ચ કોટીના હોઇ મુશાયરાની મહત્તામા વધારો કરી ગયા છે.

એ પછી આજ સુધીમા છૂટા છવાયા મુશાયરા ગુજરાતમા યોજાતા રહ્યા છે તેમાંય ઉમેદ્યનો કવિથી 'સુન્દરમ્'ના પ્રમુખસ્થાને યોજાયેલ મુશાયરો તથા અમદાવાદમા "મજલિસ" ના આશ્રયે જનાબ "શયદા" સાહબના પ્રમુખસ્થાને યોજાયેલ મુશાયરો અને એના પ્રમુખસ્થાનેથી અપાયેલુ ગુજરાતી ભાષા પરનુ ચિંતનાત્મક ભાષણ ભૂલી શકાય એમ નથી બીજો એક યાદગાર મુશાયરો મહાકવિ ઈકબાલની સંવત્સરી નિમિત્તે "બઝમે ઇકબાલ" ના આશ્રયે શ્રીયુત પ્રોફેસર "બાદરાયણ" સાહેબના પ્રમુખપદે કઠોર મુકામે ૧૯મી એપ્રિલ ૧૯૪૨ યોજાયો હતો ઓલ ઇન્ડિયા રેડીયોના મુંબઈ સ્ટેશન પર યોજાયેલા મુશાયરા પણ અત્રે યાદ કરી લેવા જોઇએ, હાલમા કાઠિયાવાડમા પણ બે મુશાયરા યોજાઇ ગયા અને ભાવનગરમા આજે પ્રથમ વાર એક વધુ શાનદાર મુશાયરો યોજવાનું માન ભાવનગરના "મુસ્લિમ સાહિત્યમંડળ"ના ફાળે જાય છે

આમ ગુજરાતમા મુશાયરા પ્રવૃત્તિ દ્વારા અગત્યની સાહિત્યસેવા કરવાનો યશ રંદેરના મુસ્લિમ કલમબાજો ખાટી જાય છે માત્ર તેર વર્ષ પહેલા મુસ્લિમોએ ગુજરાતને આપેલી આ અનોખી મુશાયરા–ભેટની પ્રગતિ અને ગુજરાતી વાણીમા ભરેલી બરકત ખરેખર આશ્ચર્યકારક અને આનંદદાયક છે આપણા આ મુશાયરા એક દિવસે આપણી ગરવી ગુર્જર ગિરાની અનોખી સમૃદ્ધિ બની જશે એ નિર્વિવાદ છે અંતમા જનાબ "મુનાદી" સાહબની "પ્રાર્થના" કાવ્યની થોડી પંકિતઓ ટાંકી વિરમીશ –

"ગુર્જર–ગિરા જ્ઞાન–ગિરિનુ શિખર બનો,
સાહિત્ય ગિર ઉદ્યાન બની પ્રિયવર બનો,
વ્યાપી નઝલ–વસંત છે ગુજરાત–ગુલશને,
હે ઈશ ! તેની લુપ્ત કવિત–પાનખર બનો"

* તા ૩–૪–૪૩ની રાત્રે ભાવનગરમા યોજાયેલા મુશાયરામા વાંચેલો લઘુનિબંધ.

## સાક્ષરોના અભિપ્રાયોમાંથી -

મુબઈ. (૪)

ગીરગામ પોસ્ટ તા ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યા આજથી ચાળીસ વર્ષ પર મે Persian Prosody with Figures of Speech નામનુ એક નાનું પુસ્તક લખેલુ, એજ ધાટી ઉપર તમારૂ પુસ્તક લખાયલુ છે તે અગ્રેજીમા છે તમારૂ ગુજરાતીમા છે એટલો ફેર અને ગુજરાતીમા આના પુસ્તકની અતિ ઘણી જરૂર હતી ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરાએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલુ એમને હુ રા રણછોડભાઇ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજુ કાંઇ બતાવી શકેલો નહિ મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબધે જાણવાની ગુજરાતીઓને ઉત્કટા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું, તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે તે પુસ્તકમાં ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણુ કે તફાવત બતાવવાની કઇ જરૂર નહોતી તમે ઉડા ઉતરી એ બન્ને ભાષાઓનુ પિગળ શાસ્ત્ર પરસ્પર ક્યા મળતુ આવે છે અને ક્યા ક્યા તેમા ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીમત ને ઉપયોગીતા વધારી છે

આપણા હાલના ગુજરાતી સાહિત્યમા તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે એની જોડીનુ બીજુ પુસ્તક મારી જાણમા નથી

દી 'બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

(એમ એ એલ એલ બી)



અમદાવાદ તા ૨૦-૯-૩૬

તમે મોકલેલા શાયરીના બે પુસ્તકનુ બુક પોસ્ટ મોકલ્યુ છે તે મળ્યુ છે ફારસી અરબી પિગળ ગુજરાતીમા ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઇ હુ ઘણો ખુશ થયો, તમારા એ પ્રયત્નને સપૂર્ણ સફળતા ઇચ્છુ છુ

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

## સાક્ષરોના અભિપ્રાયોમાંથી -

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે અરબી પર્શિયન ૭૬ રચનાના રણછોડભાઇ ઉદયરામ અને દી બ કૃષ્ણલાલ ઝવેરીના પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઇનુ પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી અરબી પર્શિયન ૭૬ રચનાની ભાઇ 'આર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છદો સાથે સરખામણી કરી યાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે અરબી પર્શિયન પદ્ય રચના સબધી કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે

વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી.

૪ ૧૦-૩૬ M A

કોલેજ, સુરત Professor of English & Gujarati

M T B College, Surat

તમારૂ પુસ્તક હુ ઉતાવળે વાચી ગયો છુ અરબી અને ગુજરાતી પિગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણુ ઉપયોગી થઇ પડે તેવુ લખાયુ છે પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે આજ સુધી કોઇ ગુજરાતી પુસ્તકમા યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સપૂર્ણ સમજણ આપેલ મે વાચી નથી એ માટે હુ તમને મુબારકબાદી આપુ છુ, અને ઇચ્છુ છુ કે તમને આ તમારા પ્રયાસમા સપૂર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી॰ શુભેચ્છક

૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી




[ તા ૩-૪-૪૩ના ભાવનગરના મુશાયરામા વચાએલી ગઝલોમાથી અમુક પંક્તિઓ અત્રે રજુ કરવામા આવી છે ]

—સંપાદક

## સ્વાગત ગીત

મેહમાન થઇ અમારા સજ્જન બને પધાર્યા,
કુર્બાન તમ ઉપરથી જીવન બને પધાર્યા
દેવા અમોને દુર્લભ દર્શન બને પધાર્યા,
કરવા અમારૂ આંગણુ પાવન બને પધાર્યા
મનને કરૂ તમારૂ આસન બને પધાર્યા,
પ્રેમે કરૂ તમારૂ પૂજન બને પધાર્યા
ઉપવન મહીં ખિલેલા પુષ્પો ઝુકી ઝુકીને,
કે' છે હજાર તમને વંદન બને પધાર્યા
આજે તમે પધારી અમ આબરૂ વધારી,
કરવા અમારૂ જીવન રોશન બને પધાર્યા
આપે નિભાવ્યો અમથી કેવો સબંધ પ્રિતે?
પુન બાંધવા પ્રણયના બંધન બને પધાર્યા
હમેશ આવી રીતે અમ આંગણે પધારો
'ઘાયલ' ફરી કહુ છુ સજ્જન બને પધાર્યા
'ઘાયલ' ] [ પાન્જો

— પંક્તિ :—

"તીર ખુદ થઇ ગયુ નિશાન હવે"

-[ ૧ ]-

હિંદીઓ થાવ સાવધાન હવે,
બાગ લૂટે છે બાગબાન હવે!
કર્મનું કોઇને ન ધ્યાન હવે,
બંધ છે ધર્મની દુકાન હવે!
નાકને રાખવામા નાક ગયુ
ફક્ત બાકી રહ્યા છે કાન હવે!
ખુમારી ગઇ ન ખાનદાનીની,
મુકાયુ ગિરવી પાનદાન હવે!
રૂપના નિત્ય ખાસડા ખાઇ,
આવી ઠેકાણે દિલની સાન હવે!
છતાં વ'તારી, અછતમા વરતીની,
પ્રભુ શુ થઇ ગયો નુકસાન હવે!
ટાઇમની હેરફેરમા 'બેકાર',
છટકી ઘડિયાળની કમાન હવે!
'બેકાર' ] [ ગદેર

-[ ૨ ]-

રોગ પોષુ છુ હું મહાન હવે,
ત્યાગો ઉપચારકો નિદાન હવે!
તેની શીતળ નઝરની છાયામા,
થાય છે ઉર્મિયો જવાન હવે!
નિત્ય આવી વસંત ખોલે છે,
ગુલની ઉદ્યાનમા દુકાન હવે!
આમ કથની મને નથી કથવી,
મૌન સેવી લે તું જબાન હવે!
જામ જોતાજ થઇ ગયો નિર્ભાન,
કયા છે પીવાનુ લેશ ભાન હવે?
'કલીમ' ] [ ધોરાજી

-[ ૩ ]-

— કૈત્અ —

દેહમા કયા છે દિલ જવાન હવે,
કયા રહી છે એ આનબાન હવે ?
છે જવાનો બધા જુદા 'ઘાયલ',
તીર પણ થઇ ગયા કમાન હવે !

• • •

નિત કરે છે સ્મિત જહાન હવે,
પૃથ્વિ થઇ ગઇ છે આસમાન હવે !
વર્ષો પહેલા મરી ચૂકયુ છે દિલ,
કે નથી નામ કે નિશાન ! હવે
તુ વસીને વસાવી દે દિલને,
સન્ય ભાસે છે એ મકાન હવે
હું તો થાકી ગયો છુ એનાથી,
દર્દ તુ રાખ દિલનુ ધ્યાન હવે
ઝિંદગી હો કે મોત હો 'ઘાયલ',
મારે મન બેઉ છે સમાન હવે

'ઘાયલ' ] [ પાજોદ

-[ ૪ ]-

ત્યાગ નિદ્રા તુ હે ' સુજાન હવે
કેમ ભુલ્યો છે ભાન સાન હવે ?
પારકાને અમાન દેનારા,
પારકાથી ચહે અમાન હવે ?
સ્વામી આ વિશ્વનો હતો તુ પણ
કાગનુ થઇ ગયો નિશાન હવે ?
આ જગત ઇન્કિલાબ ચાહે છે;
કઇક આંદોલનો પિછાન હવે !
શુભ કથાનક કિતાબ છે 'બિસ્મિલ'
કઇક ગ્રહણ કરોને જ્ઞાન હવે

-'બિસ્મિલ' ] [ ધોરાજી

-[ ૫ ]-

દર્દનુ કા કરો નિદાન હવે,
ઔષધિનુ તજ્યુ મે પાન હવે
એની પાસે શી રાખવી આશ ?
રે, જવાની નથી જવાન હવે

માછીને માઝની ફસાની ગઇ
તીર ખુદ થઇ ગયું નિશાન હવે
ચીર દર્શન તણા હવે તો દો,
થઇ ગયુ પૂર્ણ અશ્રુ—સ્નાન હવે.
ભાન 'કિસ્મત' ભને જવુ તારૂ,
તે કર્યા સર્વને સભાન હવે !

'કિસ્મત' ] [ ભાવ

-[ ૬ ]-

કાગ કે સ્થાનના ન બધન છે
વિશ્વ આખુ છે મુજ મકાન હવે
જ્ઞાન અજ્ઞાન ભેદ એ જાણે
છોડ દિલ જ્ઞાનનું ગુમાન હવે
કોના ગમમા છે ચદ્ર પરદામા ?
કોના વિરહે દીસે છે મ્લાન હવે ?
દાન દો દિલના, દાનની સુજને,
કઇક રાખો ખ્યાલ ધ્યાન હવે
ઝેર અમૃત છે બને જીવનમા
એજ 'સાગર' છે સાચુ જ્ઞાન હવે

'સાગર' ] [

-[ ૭ ]-

કોઇ કાતિલ તુ દિલની જાન હવે
તીર ખુદ થઇ ગયુ નિશાન હવે
અશ્રુ બિંદુ નયનથી ટપકીને,
થઇ ગયા મોતીઓ સમાન હવે
આવ્યુ શુ વીજ હસ્તમા તારા ?
કેમ બાળ્યુ તે મુજ મકાન હવે ?
પહેલા સુમસામ દિલ હતુ કિન્તુ
આશ ફેરૂ વસે જહાન હવે !
સેવા કરવી હો શુદ્ધ સેવા કર
છોડ 'શૌકીન' એવા ગાન હવે

-'શૌકીન' ] [

-[ ૮ ]-

દર્દને દિલ તુ દે અમાન હવે
તારી એમાજ માન શાન હવે
વ્યોમ કચડી નહિ વાકે સુજને





શૌર્ય મારૂ છે પાસબાન હવે
આપદા છે તો પ્રેમ કેરી છે,
કા કરૂ વૈદના નિદાન હવે
મસ્ત 'મસ્તાન' કર તુ મેહફિલને,
કોઇ રંગીન ગાઈ ગાન હવે
—'મસ્તાન' ] [ બગસરા

—[ ૯ ]—

ઊઠશે દિલ મહીં તુફાન હવે,
દર્દ કેરૂ થશે નિદાન હવે
વેદના ખુદ રડે કુમાશ ઉર,
કેમ મલકે વિધિ વિધાન હવે ?
અશ્રુથી આગ ઉર તણી શમશે,
કોળશે આ જીવન વિરાન હવે
પાનખર થઇ ચિતા અને ઉપવન,
પુષ્પ કેરૂ થયુ, સ્મશાન હવે
દર્દ સૌ દિલ તણા રડી ઉઠશે,
છોડ 'બેફામ' તુજ બયાન હવે
'બેફામ' ] [ ભાવનગર

—[ ૧૦ ]—

માન રે માન મારૂ માન હવે,
ગીદ તડપાવ મારી જાન હવે
આંખ આ જ્યારથી લડી છે બસ,
દિન થયુ ત્યારથી વિરાન હવે
આશા મારા જિગર તણી ન ફળી,
થૈ અકારી છે આ જહાન હવે
શર્મથી પાણી પાણી થઇ જઇને;
જો રડે આજ આસમાન હવે
જિંદગીને અફળ કરી જાના,
ભૂન 'ચમકાર' ના ધમાન હવે
'ચમકાર' ] [ ભાવનગર

—[ ૧૧ ]—

જાગ નિદ્રાથી ઓ જવાન હવે,
દાવમા મૂક તારી જાન હવે,
ક્યા લગી મરશે ઓગ મૌન વિના ?
ક્યા લગી ગાશે ગાનતાન હવે ?
શૌર્યતા કેવી દાખવેલ હતી ?
દે બતાવી ફરી એ શાન હવે
આજ 'ફારિદ'ની વાણી-જાદૂથી,
તીર ખુદ થઇ ગયુ નિશાન હવે
—'ફારિદ' ] [ ભાવનગર

—[ ૧૨ ]—

જોર જડવાદનુ જગે જામ્યુ,
મુર્દા રૂહ થઇ ગયુ જહાન હવે
દિલે ના જોશ ના કદમમા જોર,
વ્યર્થ વદના તણા ગુમાન હવે !
ઓને શૂરવીર પણ અમન-સુરા
ક્યા રહ્યા કો' છે નવજવાન હવે ?
જગથી મોવનાગીથી ઓ ખુદા !
બની 'આદમ'ને દે અમાન હવે
—'આદમ' ] [ ભાવનગર

—[ ૧૩ ]—

જાહો હસ્મત ગુમાવી બેઠો છુ,
છે ફકત નામની ઝબાન હવે
ઉન્નતિ ગર વતનની ચાહો તો,
ખીલવો બાગની દો શાન હવે
જગને તુ 'નવાઝ' આહ ભરી,
જાણુ આને જગે લે સાન હવે
—'નવાઝ ] [ ધોરાજી

—[ ૧૪ ]—

રૂપ કઇ જાણ પ્રેમ-શાન હવે !
ભાન નવ ત્યાગ રે' તુ ભાન હવે !
જીવતા જોઇ મે જફાઓ પણ,
કબ્ર થઇ માટી પુષ્પદાન હવે
કોઇ આવી વસો અહીં આવો,
મારૂ ઉજડ્યુ છે ઘર જહાન હવે
મૂક નિશ્વાસ એમ સારૂ છુ,
વ્યોમ છે જર્જરીત સમાન હવે
જેને મળવુ છે તુજને હે 'કૌસર',
દિલ મહીં તેનુ વસ્જે ધ્યાન હવે
—'કૌસર' ] [ ધોરાજી

–[ १५ ]–

હાથ જોડુ છુ મારૂ માન હવે,
હે પ્રિયા ! છોડ મારો કાન હવે !
મારૂ ચપનનો ખાય છે મિસ્ટર,
તીર ખુદ થઈ ગયુ નિશાન હવે !
તે ભને છે ડી રોટલી ઘડની,
છોડુ હુ કા સિગાર–પાન હવે ?
રૂપીનો રસ બોય થસી તે,
ગે ટલાનું કરૂ હુ દાન હવે !
પરસુરણુ પીગળી અનોખ થતા
દૂપનોના વધ્યા છે માન હવે !

'ગિતાબ' ] [ ભાવનગર

–[ १६ ]–

જાગ ઉઠ જાગ ઓ જવાન હવે
મોડુ મોડુ તો લાવ ભાન હવે !
મારે માટે ગુનમ ભારતમા
છે જીવનને મરણ સમાન હવે
થઇ ગયુ ૨૯ આપી આપીને
કેટલું કરશે હિંદ દાન હવે !
બાળપણનુ મરણુ થતુ ચન્દ્રુ
એ થતા જાય છે જવાન હવે
જાણે પહેના જહાનમા હુ હતો
દિલમા રાખુ છુ હુ જહાન હવે
કોઇમા એવો થઇ ગયો છુ ગુમ,
મારૂ મળતુ નથી નિશાન હવે
દિલ છે તુટેલ એવુ લાગે છે
ના પડે કાઇ આ મકાન હવે

'અમીન' આઝાદ ] [ સુરત

–[ १७ ]–

રાખ કઇ તુ વતનનુ ધ્યાન હવે
શુ સુતો આમ નવજવાન હવે ?
ધન લુટાયુ છે સર્વ ભારતનુ
રણુ થયા છે બધાય રાન હવે
હુંજ ક્યાંથી ભસ્મ હાય થયો
તીર ખુદ થઈ ગયુ નિશાન હવે
બિંદુ વર્ષાનુ હતુ છીપ મહીં,
તાજ પર જે દીસે મહાન હવે

આજ 'નિશાત' ગઝલકાર થયો
તુજ ઉપાડે મવિ ઉપાન હવે

'નિશાત' ] [ ભાવનગર

–[ १८ ]–

ગાઉં શુ ? ના રહી ઝબાન હવે
છે વિલાપો ન કઇ ગાન હવે
શુ વિચારૂ તગી કમાન હવે
તીર ખુદ થઇ ગયુ નિશાન હવે
મો શુ પડતીના મહેલને હવે ?
મદિરો છે થયા દુકાન હવે !
જગનો બાગ ને સૌરથી પર
છે વધી કઇ કેરી શાન હવે
બુ 'સુમન'ની ગઇ, મુરઝાઇ ગયું
શુ ખુરયા મર્ગ બાગબાન હવે ?

'સુમન' ] [ ઘોઘા



કારના /

વાર્તાની વાર્તા યાને

# નોવેલ વિષે કંઇક

નોવેલ અને નોવેલ લખવાની રીતને અમે હાલમાં યૂરપથી લીધી છે, પરંતુ ઇતિહાસ દેખાડે છે કે એ અમારીજ પ્રાચીન અમાનત છે, જેને અમે પશ્ચિમના અમાનતદારો પાસેથી પાછી લીધી છે. નોવેલનો આરંભ મિથ્યાવી (કલ્પીત) અને જોડકણા કિસ્સાઓથી થયો છે આવા કિસ્સા પ્રથમ કહાણી કહેનારાઓની ઢબે લખી લેવાયા એ પછી એવી પ્રગતિ થઇ કે માત્ર કલ્પનાઓજ દોડાવવાનું ત્યજીને ઐતિહાસિક બનાવોમાં રંગો ભરીને દિલચસ્પ દાસ્તાનોની શાન ઉત્પન્ન કરવામાં આવી એ પછી નોવેલની પ્રગતિનો ત્રીજો દરજ્જો એવો હતો કે મનુષ્ય જીવનના બનાવો નવીન નવીન ઢબે દેખાડવામાં આવે અને તેના વડે જીવન અને સમાજ સુધારણાના પાઠ આપવામાં આવે

પૂર્વમાં સૌથી પ્રથમ સંસ્કૃતિશાળી દેશ ઇજીપ્ટ છે ઇજીપ્ટવાસીઓથીજ કહાણીઓ લખવાની શરૂઆત પણ સાબિત થાય છે ઇજીપ્ટના ફિરઓનોના પ્રાચીન સમયનો લખેલો એક કિસ્સો, જે આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે લખાયો હતો, એક પપાઇરસ (મિસરીઓનો પ્રાચીન-કાગળ, જે એક દરખ્તની છાલમાંથી બનાવવામાં આવતો હતો) ઉપર લખેલો લંડનના સંગ્રહસ્થાન બ્રિટિશ મ્યુઝીયમમાં મૌજૂદ છે એના ભિન્ન ભિન્ન ભાગો જુદા જુદા લેવાયના હતા, પરંતુ તેનો સંપૂર્ણ તરજુમો સૌથી પ્રથમ મિસરની વિદ્યાઓના મશહૂર સંશોધક ડૉક્ટર બરવગરો જર્મન ભાષામાં કર્યો, જે ઈ સ ૧૮૬૫માં પ્રગટ થયો હતો આ કિસ્સાને મિસરી શાહી દરબારના એક બનાવો લખનારે મીસરી ફિરઓન "રમીસસ" (બીજા)ના પુત્ર અને વલીઅહદ "સતી મની ફાતહ"ના આનંદ માટે લખ્યો હતો

આ કિસ્સાની લખાણ શૈલી અને સાહિત્ય ખૂબી વિષે જર્મન સંશોધક મી ઇમાનોઇલ દયૂપ લખે છે કે, "લખાણની શૈલી સાદી અને સાફ છે, જોકે કવિત્વના વિચારોથી ખાલી નથી, પરંતુ એ છતા એ સાદી અને સરળ છે એનું લખાણ પણ તેજ રંગનો નમૂનો છે, જે પ્રાચીન પ્રેરણાત્મક પુસ્તકો ખાસ કરીને તૌરાતમાં મળે છે, અર્થાત અનહદ સફાઇ અને સાદાઈ"

આ પ્રાચીન કિસ્સાનો પ્લોટ એ છે કે, "બે ભાઇ છે, મ્હોટા ભાઇની ઔરત ન્હાના ભાઇ સાથે તેજ વર્તાવ કરે છે, જે પૂતયફાર (અઝીઝે મિસર)ની સ્ત્રી ઝુલેખાએ હઝરત યુસુફ (અલૈ૦) સાથે કર્યો હતો તે તેને પોતાના પતિની નઝરમાં ગુનહગાર અને પાપી સાબિત કરે છે, છેવટે ન્હાનો ભાઇ મ્હોટા ભાઇની બીકથી ઘર ત્યજીને નાસી જાય છે અને સૂર્ય દેવતાની મદદથી મનુષ્યનું ખોળીયું ત્યજીને એક વિચિત્ર પ્રકારનું નવું ખોળીયું ધારણ કરે છે હવે સાચો બનાવ મ્હોટા ભાઇની જાણમાં આવે છે તેની મક્કાર ઔરત પોતાના કર્તકની શિક્ષા ભોગવે છે જે પછી ન્હાનો ભાઇ ફરીથી મનુષ્ય સ્વરૂપ ધારણ કરે છે અને બન્ને ભાઇઓ મહબ્બત સાથે મળે છે મ્હોટો ન્હાનાની કદ્ર અને ન્હાનો મ્હોટાનો અદબ કરે છે, અને પરિણામે મ્હોટો ભાઇ પ્રગતિ કરીને અઝીઝે મિસર બની જાય છે"

આ મિસરી કિસ્સા સિવાય ખાત્રી પૂર્વક સાબિત છે કે ઇરાન અરબસ્તાન અને અન્ય પૂર્વના દેશોમા ઘણા પ્રચીન કાળથી ખિયાલી (કલ્પીત) અને જોડકણા કિસ્સા–ક્હાણીઓનો સામાન્ય રિવાજ ચા લો આવતો હતો તેમની પાસેથી યૂનાનીઓ (ગ્રીકો)એ કિસ્સા કહેવા અને કિસ્સા લખવા શીખ્યા, પછી યૂનાનીઓ પાસેથી રોમનો શીખ્યા સૌથી પ્રથમ લેટિન ભાષામા યૂનાનીઓના દાસ્તાન "અરસ્ટાઈડીઝ' નુ ભાષતર ઘણી કાળજીપૂર્વક થયુ આ ભાષાતર તે સમયમા થયુ જ્યારે રોમનોમા સત્તા પોતના હાથમાં લેવા માટે આપસમા ખુનરેઝી થઇ રહી હતી મારયૂસ અને સયના એક બીજાના લોહી તરસ્યા થઈ રહ્યા હતા રોમનોએ આ કિસ્સાને ઘણે જ પસદ કર્યો અને એમનામા વાર્તા કહેવા અને લખવાનો રિવાજ વૃદ્ધિ કરવા લાગ્યો

મુસલમાનો (અરબો)એ પોતાના સમયમા વાર્તા લખવાની કળા કોઇ બીજી કૌમ પાસેથી લીધી નથી, કેમકે ખુદ એમનામા વાર્તા કહેવાનો મેહદ રિવાજ હતો અરબોના અજ્ઞાન કાળમા તેમનામા વાર્તા કહેવાની મેહફિલો ગોઠવાતી હતી અરબોની ઘણી વાર્તાઓનો સગ્રહ 'અલેફ લૈલા' (એરેબીઅન નાઇટ્સ) છે જે આખી દુન્યાની વાર્તાઓથી વિશેષ વખણાએલી અને દરેક કૌમ તથા દેશમા પ્રચાર પામી છે અલેફ લૈલાના મૂળ લેખક અથવા સપાદકનુ નામ કોઇને ખબર નથી, પણ કહેવાય છે કે ફારસી કિસ્સા 'હઝાર અફસાના'થી લેવાયેલી છે આ કિસ્સો સસાનીઓના સમયમા ઇરાનમા પ્રચલીત અને ઇગનીઓમા ખાસ પસદગી પામેલો હતો પરતુ જો એ સચ પણ હોય તો અરબોએ તેને એવી ખૂબી સાથે લીધો છે કે તેમા ઇરાની ગિતરિવાજોનુ નામ નિશાન નથી નિર્ભેળ અરબી રહેણી કરણી અને બગદાદના અબ્બાસી ખલીફાઓની ઉચ્ચતમ સભ્યતાનો નમૂનો છે પરતુ કમાલ એ છે કે એના ભિન્ન ભિન્ન કિસ્સાઓમા એવા એવા અજીબ અને નવીન જીવનના બનાવો દેખાડવામા આવ્યા છે કે અરબી રિત રિવાજો હોવા છતા દરેક કૌમ અને દરેક ભાષામા જઇને બધા કિસ્સાઓથી વિશેષ દિલચસ્પ સાબિત થઇ જાય છે

અગ્રેઝી નોવેલોની શરૂઆત રોમન નોવેલોના ભાષાતરથી થઇ જેનાથી ઇગ્લાડના ઘણા પ્રાચીન અને સારામા સારા નટક લેખકોએ પોતાની કૃતિઓ માટે ભિન્ન ભિન્ન વાર્તાઓના પ્લોટ લીધા છે પરતુ એ મ્હોટે ભાગે રોમનોના આમ પસદ હાસ્યરસ અને કરૂણારસથી લેવાયના છે

એજ ખિયાની કિસ્સાઓથી ઐતિહાસિક નોવેલોનો આરભ થયો કોઇ એમ અથવા યુદ્ધના બનાવને વધારી ઘગડીને એવી રગીન શૈલીમા લખવામા આવતો કે વાર્તાથી વિશેષ મઝા ઇતિહાસમા ઉત્પન્ન થઇ જતી

રાણી ઇલીઝાબેથના સમયમા સ્પેનની નોવેલોના ભાષાતર થયા જે અરબી સ્વભાવને મળતા હતા એમનો પહેલો ભાષાતરકાર 'જોન લે લયા" હતો જેની શૈલીમા કોઇ પ્રકારની રગીની અથવા ભાષા લાલિત્ય ન હતુ

સત્તરમી સદીના મધ્યમા મિસિસ અફરા બહને નવીન શૈલી શરૂ કરી વાર્તાઓમા ઇન્સાની રિત રિવાજ અને ઘરની ઝિન્દગીના નવા નવા નમૂના દેખાડવામા આવ્યા એજ સમયમા મિસિઝ મનને નામે એક અગ્રેઝ બાનુએ પોતાની નોવેલો વડે એ વખતની પ્રચલીત બદકારીઓના નમૂના દેખાડયા અને બધા લેખકો એનેજ પગલે ચાલવા લાગ્યા

લેખાંક ૮મો

# હું, મિયાં ને તિસ્મારખાં

લેખક "શાન્ત"

ધૂમ તડકામા રવિવારની બપોરે મિત્રને મળવા ગયો દોલતખાના આમાદી શહેરથી દૂર એકલ ડબિયા મકાનમા હતી ડામરની સડકનો તાપ, ખુલ્લા મેદાનની ધૂળ અને એ લાબા રસ્તાનો પથ માથે પડયો જનાય ઘેર ન હતા પોતે ગ્રેજ્યુએટ એટલે લાયબ્રેરીના પુરા ભક્ત હતા વળીના, ત્યા તપાસ કરી પણ 'પતા ન દારદ' બજારમા થોડે ચાલ્યો ત્યા માનવ મેદનીમાથી રસ્તો કરતા ભાઇ સાહેબ દેખાયા બે આગળીઓમા બે બાળકો હતા "સ્ટાફની સાથે અત્યારે કયા ?" "બાળકોના બુટ ખરીદવા છે, ચાલો તો જરા બાટા કપનીમા જઇ આવીયે" બુટ વિવિધ તરેહના સામે ઢગબધ આવી પડયા આ બટનવાળા, દોરીવાળા, સ્લીપર, પપણી, 'બસ બસ આની કીમત બે પદર આના, પેલાની ત્રણ પદર આના, જુઓ, આ ઓઇન કનોય, અદરની સફાઇ'' પગાર ટુકો ને આ કીમત આકરી, મારા દોસ્તે કહ્યુ "જરા કટલરી બજારમા તપાસ કરીએ" સકડી દુકાન અને સારો સ્ટોક હતો કેટલીએ જોડ ફેરવી, તેમા એક બાળકને ફીટ થાય તેવી જોડ મળી બીજા ગ્રાહકો ચપલ, બદ્રનેધર, રગીન એવી એવી માગણીમા સાજ પડી ગઇ એક બાઇ ત્રણ બાળકોને લઇ આવી, "બા મને આ" "બા આ સોનેરી ગમે છે" સ્થૂળ શરીરથી રોકાતી જગ્યા મારા મિત્રે ખાલી કરી ત્યારે દીવાટાણુ થઇ ગયુ ,ટટી યુવતીઓ, લેડી ફેશન-ચપલ પહેરતા જુવાનીયા, કોઇ અપ-ટુ-ડેટ સાબ, સૌથી દુકાન ઉભરાવા લાગી મે કહ્યુ "ચાલીશુ ?" "અરે આ બાળકો રાતભર મને સુવા નહિ દે એને સુદ્દેદ બુટ બીજેથી અપાવુ" "કાલે લેજો ભાઇ, કાલે તો બીજા બે બાળકોને અપાવવાના છેને" મે તો રસ્તો માપ્યો મારા બાળકો પણ ઘેર વાળુ માટે "બાપુ"ની વાટ જોતા બેઠા હતો "બાપુ, બીસ્કીટ લાવ્યા ? પીપરમેટ ? બાપુ મને પેડા બહુ ભાવે''

• • •

તિસ્મારખા, લાકડાની તપાસમા ઘણીયે વેપારો ફર્યા બીબીએ તાકીદ કરી હતી કે જો લાકડા ન આવ્યા તો ખાણુ નહિ પાકે તિસ્મારખા હતાશ થઇ ગયા, " માલી, ચેહ લદામ તો લકડે, છાણે કોલસે સબમે ઘુસ ગઇ, સકડે રૂપેકે એક મણ કાલસે ચારરૂ પે મણ!. જલાના કયા ?" સુધરાઇ ખાતા તરફથી સુકા ઝાડની હરાજી થાય છે તે સસ્તા પડે છે "વોહ તો કાગડુનો કે દોસ્ત વગેરે પેશતર ખરીદ લેતે હય" મિયા સાહેબની બેઠક સૈયદ સાબ લાકડાવાળાને ત્યા હતી ભાવ ગામથી દોઢો, "લકડે લીને, મકકાર બાતે, ઝાંહેગી મરતાવ, માનમે દગાબાઝી-વોહ ઉન્કી રફતાર હય, "મિયા, કયા સમઝો તુમ ઇન બાતોકો ?" તિસ્મારખા, જરા જઝબામા આવી ગયા મિયા સાબે ઘણી વકીલાત કરી કહ્યુ, "જરા દેખોગે ઉન્કી ઉમ્ર કો, સુફેદ લબી દાઢીકો, લાલ ગિનકૂમે લટકતે કુર્આન કો, નમાઝકી પાબદીકો, ચેહ ગરીબ મઝદૂરોકી પરવરિશકો '

"અજી, દેખા હુ ઉન્કો ? સરદીમે એક ફકીરકો કોલસે ભિજવાયે થે તો બિલકુલ છોટે ટુકડે ઠોક મારે ચેહ કબ્રસ્તાન પુરાના હય, જમાતસે કોર્ટ લડે ઓર બાપદાદાકા બના લિયા, બનાવી લકડેકી દુકાન, ઓર જગે ફકીરોકો

કિરાયેરો દેદી ઔર બીચારોસે લકડે કટવાને, ઔર કમ દામસે મઝદૂરી લેની ક્યા હુઆ જુમ્મા કે દિન પહેલી સફમે બૈઠ ગયે? ક્યા ઇબાદત મહાદી ખતમ હો ગઈ? અલ્લાહકી ફરમાબરદારી નમાઝ તક હય? ઔર બાકી મા'અમલાતમે, દુનિયા સાઝીમે ઇસ્લામી ઇબાદતકા તરીકા તર્ક કર દેના?"

• • •

મગતો, ત્યા જબરો રસાયો રહેતો સંજોગોવસાત મસ્જિદ મેદાનમા એકલીજ બાકી રહી અંદર, ગુનાબ, ચંપા અને અન્ય ફલઝાડ હતા ગરમીમા ઠંડક રહેતી, ખામોશ વાતાવરણમા કદી ત્યા નમાઝ પઢવી બહુ ગમતી મૌની સા'બ આઠ દાયકા વિતાવી ચૂકયા હતા વિક્ટોરીયા રાણીનો ઝમાનો જોયો હતો હીંદુસ્તાન ફર્યા હતા મહાન વિગ્રહમા ફ્રાંસ પણ ગએલા મસ્જિદની આબાદી તેમ નેજ આભારી હતી

ત્યાની કોટડીમાં એક પ્રોફેસર ભાડે રહેતા પોતે મુસ્લિમ અને ઇંગ્લીશ-ખ્રિસ્તના હતા મૌલવી સા'બ અઝાન દેતા તો 'સાહેબની નીંદમા ખલેલ પડતી કુર્આન શરીફની તિલાવતથી Disturbance—અડચણ પડતી મૌલ્વી સાથે ઝગડો થતો લાનત મલામત થતી અ'લ્લાહની કુદરત, સાહેબની નોકરી ગઇ ભાડુવાળીના ચાર માસના પૈસા ન દીધા ને આખરે ભાડુતો માર પડયો ઝલીલ થઇને જવુ પડયુ

• • •

પ્રેસવાળા દોસ્તને ત્યા હુ બે'ક હતો ગેરવાજી ને સદમા બે ગુદસ્થો આવ્યા સ્યુ નિસીપાલીટીના ઇલેક્શનની ધમાલમા હતા મુલાકાત થઈ છાપાવાળાથી ઠેઠ લેજીસ્લેટીવ એસેમ્બલી સુધીની લાગવગની નાનો કરી

ઇલેકશન વખતનો ઠાઠમાઠ જબરો હ મોટર ને વાહનોની હકડા ઠઠ જામી હ વોટર Voterની આગના સ્વાગના ભળવા બદોબસ્ત હતો ગામના ફકીરો, અ લુના જે આવે તેને વોટ માટે લે આવના ચાર લાખની આબાદીમા ત્રે હજારની મુસ્લિમ વસ્તી હતી, કાઉન્સી ખુરશીના મોહે હરીફાઇ જમાની હતી।

મિયા સાહેબને આ પરિચય વડે તે શેરવાનીવાળા શખ્સ પીરનામા હતા. "મુરીદ ને ત્યા રહેતા બાઇનો મર્દ પરદેશ" બામા ચાલીશ વર્ષે પણ બ્રહ્મચારીજ હ બેઠકમા ગોખનો હતો લીલુ કપડુ હતુ સામાન બત્તી થતા અ લાહની ? થતી ચ હ. પાણી મળતા

સુટવાળા શખ્સ બાપના વારસામા મકાનમા રહેતા, નોકરી ધંધો હવે પીરનામાને આ જનાબ પ્રગતિ સાધક વિચ હતા કહે કે એક સીનેમા કંપની શ તેમા મુસ્લિમોને કામ મળે, નહિ થાય તેમ કોમની કેળવણી અને તરક્કીનો પ્રશ્ન થઇ રહે।

મિયા સા'બ ભક્તિભવથી હળી પ મુરીદ બની જઇએ તો ભલા કેટલો પહોચે! દાદર ઉતરતા, નિસ્માર ખાવે એ નામ પાટીયુ વચાયુ ઝાંખા અક્ષરોમા લ અને ઉંચે ટાંગેલુ એ બોર્ડ પીરનામાની મહિ દર્શાવતુ હતુ –

"પીરબાબા તાવીઝ દોરા ધાગા મંતર, રમલ, નજૂમ, ભૂત પ્રેત ઝા વિગેરે વિગેરે"

• • •

કાવ્યો

# રાંદેર : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ.

**શાદી**

તા ૧૯-૪-૪૩ મોહમદ કાસમ પીપરડી -મરયમબીબી મોહમદઅલી મદારી

તા ૨૨-૪-૪૩ ઇબ્રાહીમ અહમદ ઇબ્રાહીમ ભાઇમીયા-ખદીજાબીબી ઇબરાહીમ યૂસફ બોટાવાલા

તા ૨૯-૪-૪૩ મૌલવી સૈયદ અબ્દુર્રહીમ સૈયદ અબ્દુલકરીમ લાજપોરી-ખદીજાબીબી શેખ ગુલામ રસૂલ ગુજરાતી

તા ૨૯-૪-૪૩ અહમદ મોહમદ ગુલામ જેનાની નાખુદા ભરૂચા-મરયમ બીબી હાજી મોહમદ અહમદ સુરતી

તા ૨-૫-૪૩ કાસિમ હાશિમ ઓલિયા-હકમાબીબી યૂસુફ આઝમ પીપરડી

તા ૮-૫-૪૩ રહીમખા હબીબખા રેહમાનખા-સાગબીબી શેખ હબીબ શેખ મુન્તુદ્દા

**જન્મ**

૧-૪-૪૩ હુસેનખા ઇમામખા છોકરી હાજરા બીબી

૧-૪ ૪૩ શેખ ગુલામનબી ગુલામમોહમદ-છોકરી ઝોહરાબીબી

૩-૪-૪૩ ગુલામ મોહમદ હુસેન-છોકરો યાકૂબ

૪-૪-૪૩ કાસમ ગુલામ મોહમદ હાસ છોકરી ગનીયાબીબી

૭-૪-૪૩ મોહમદ અહમદ અગરફ-છોકરી હાજરાબીબી

૮-૪-૪૩ રસૂલ મોહમદ-છોકરો ગુલામ

૮-૪-૪૩ ઇસ્માઇલ ઇસ્રુફ મન્સુર પેઠીવાલા -છોકરી અસ્માબીબી

૮-૪-૪૩ ઇબરાહીમ ગુલામ મોહમદ સાદે-છોકરી ઝૈનબબીબી

૧૩-૪-૪૩ હુસેન મોહમદ-છોકરો ગુલામ હરીદુદી।

૧૫-૪-૪૩ ઇબ્રાહીમ અહમદ બનાતી છોકરો અહમદ

૧૫-૪ ૪૩ સુલેમાન ઇસ્હાક મુંગા-છોકરી આમાબીબી (જન્મ પછી ગુજરી ગઇ)

૧૫-૪-૪૩ આદમીયા ઇબ્રાહીમ-છોકરી અમુબીબી

૧૭-૪-૪૩ શેખ કાસમ ગુલામ હુસેન-છોકરો શેખ મોહમદ

૧૮-૪-૪૩ મુન્શી આદમજી સુલેમાન-છોકરો ઉમરજી

૧૮-૪-૪૩ અબ્દુર્રઝાક અબ્દુલ લતીફ-છોકરી રેહમત બીબી

૨૦-૪-૪૩ હાફિઝ ઇસ્માઇલ હાફિઝ સાલેહ -છોકરી સુમૈયાબીબી

૨૧-૪-૪૩ કરીમમીયા ગનીમીયા-છોકરો ઇબરાહીમ

૨૨-૪-૪૩ યાકુબ કાસમ આરેફ ભામ-છોકરી ખતીજાબીબી

૨૫-૪-૪૩ ઇબ્રાહીમ મહમદ માજુ-છોકરી આયશાબીબી

૨૭-૪-૪૩ હાજી આઝમ મોહમદ નાખુદા-છોકરી હાજરાબીબી.

૨૮ ૪-૪૩ ગુલામ રસુલ છોટુ-છોકરો મોહમદ

૩૦-૪-૪૩ કાસમ છોટુ બગસ્વી-છોકરો યાકુબ

**મરણ.**

૪-૪-૪૩ ઇસ્માઇલ ઇબરાહીમ પટેલ ભરૂચવાલા ઉ વ ૨૨

૭-૪-૪૩ રેહમતબીબી શેખ હુસેન ભરૂચીની છોકરી ઉ વ ૭

૧૧-૪-૪૩ ખદીજાબીબી ઇબરાહીમ આઝમ બાવામીયાની છોકરી ઉ વ ૬૦

૧૨-૪-૪૩ પ્યારીબીબી ઇસાક સરગની ઔરત ઉ વ ૬૦

૧૩-૪-૪૩ ઇસ્માઇલ ઇબ્રાહીમ ખાડીવાલા ઉ વ ૧૬

૧૩-૪-૪૩ ફાતમાબીબી સૈયદ અ કરીમ સૈયદ અબ્દુલ્લાહની છોકરી ઉ વ ૩

૧૪-૪-૪૩ કુલ્સમબીબી આરેફ પેચની છોકરી ઉ વ ૮૦

૧૬-૪-૪૩ રેહમતબીબી શેખ કરીમ હુસેન ઝોલપાડીની છોકરી ઉ વ ૨૫

૧૭-૪-૪૩ **હાજી અહમદ મોહમદ ગુલફ ઇસ્માઇલ ઉ વ ૫૦**

૨૦-૪-૪૩ ઇસ્માઇલ હાશમ ભેમાણીયા આટકી ઉ વ ૩૨

૨૦-૪-૪૩ ખદીજાબીબી મોહમદ કાસમ છના બનાતીની છોકરી ઉ વ ૮૫

૨૧-૪-૪૩ ફાતમાખાનમ મરદારબેગ અમીરબેગની છોકરી ઉ વ, ૫૦

૨૩-૪ ૪૩ **હાજી મોહમદ આરેફ મુલ્લાં** ઉ વ ૫૦

૨૫-૪-૪૩ ખદીજાબીબી આરેફ ઇસ્માઇલ નાખુદા ભરૂચાની વિધવા ઉ વ ૫૨

૨૮-૪-૪૩ અહમદ મુન્તુદ્દા ફાધાર ઉ વ ૪૨

૩૦-૪-૪૩ છનનખાનુ મલેક અહમદ મલેક મુરાદની ધણીયાણી વ ૫૨

૩૦-૪-૪૩ કુલસમબીબી અહમદ બનુ બાસુકાની છોકરી ઉ વ ૫

૩૦-૪-૪૩ છનનખાનુ આઝમ હામેદ ડોક્ટરની ઔરત ઉ વ ૮૦

# વીણેલાં ફૂલ

એ. જી. સોરઠીયા (જુનાગઢ)

- કદી ન પડવામા નહિ પરતુ પડયા પછી ઉઠવામા આપણી મે મસાએલી છે
- કેળવણી સપત્તિ સમયમા ભુષણ રૂપ બને છે, અને વિપત્તિના આશ્રય સ્થાન બને છે
- સમજુ માણસ પોતાની જાતને દુન્યાને બધ બેસ્તી બનાવે છે, અણસમજુ માણસ દુન્યાને પોતાની જાતને બધ બેસ્તી પ્રયત્ન કરે છે
- જેવી રીતે ઝરાઓમાથી નદીઓ બને છે, અને નદીઓ સમુદ્રમા થાય છે તેવી રીતે ખરાબ ટેવો અદ્રશ્ય રીતે વૃદ્ધિ પામે છે
- માયાળુ સ્વભાવ શાન્તદાયક ઓષધની ગરજ સારે છે તે દુ ખમા રૂપ હોય છે, અને અભિમાનને દૂર કરે છે
- પ્રારબ્ધ કદાચ તમને નીચે પાડી દે, પરંતુ હમેશને માટે તે નાશ નહિ કરે
- ન્હાનું ન્હાનુ ખર્ચ કરવાથી સાવધ રહો એક ન્હાનુ બાકોરૂ વહાણને ડુબાડશે
- હૃદય વિનાના શબ્દો કરતા, શબ્દો વિનાના હૃદય વડે, પ્રાર્થના એ વધારે સારૂ છે
- ખુશામત એ એક જાતનુ ખરાબ નાણું છે, જેને માણસોની ચલણી નાણુ બનાવે છે
- ચિન્તા એ મુશ્કેલીઓ ઉપરનુ મુદ્દત પહેલા ભરવામા આવતું વ્યાજ

[અ મેછ ઉ

Printed by Maganlal Mangaldas Patel, at The 'Gangotri' Printing P
Kanpith, Khand Bazar, Surat
Published by Asum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya K...,
Tower Road, Surat.





## 'ઈતિહાસ હજામનો'

કુમાર તણા હસ્તે થઈ ખગ તણી હજામત,
ને શેઠના હાથે થઈ નોકર તણી હજામત
ખીનાબ તણા અસ્ત્રે થઇ શીર તણી હજામત,
દિલદારને હાથે થઇ દિલબર તણી હજામત
એક્સચેન્જની નીતિથી થઈ જર તણી હજામત
ફુટ-ફાટ થકી થઇ ગઇ ઘર, ઘર તણી હજામત.

* * *

આયાત થઈ પછી તો બમ મેકરી રેઝરની,
ચલમેલી એ હજામત રાણી થઇ ઘર ઘરની
હાથે કરીને લોકો બન્યા હજામ ભાઈ,
ને વિસરી ગયા સૌ નિજ સ્નેહ કે સગાઈ!
મન ભાવતુ કો ખોને, મન ફાવતું કો છોને,
કલજુગમા હજામોની નવ આવતુ કો તોલે!

—'બેકાર'

જુન

તંત્રી 'વર્ધશી'

૧૯૪૩

જુન
૧૯૪૩



તંત્રી
"વહશી" રાંદેરી.

# અનુક્રમણિકા.




લવાજમ—હિન્દ અને સીલોન રૂ. ૪, બર્મા રૂા ૫, પરદેશ શી ૮

છુટક નકલ પાંચ આના

"કારવાં" દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થઇને તેજ દીવસે પોસ્ટ કરવામાં આવે છે રેપર ઉપરનો ગ્રાહક નંબર નોંધી રાખો, પત્રવ્યવહાર વેળા તે જરૂર લખશો હિંદના ગ્રાહકોએ અંક નહીં મળવા ની ફરિયાદ તેજ માસની તા. ૨૫ મી સુધીમાં કરવી પત્રવ્યવહાર રાંદેરના સરનામે નહીં કરતાં સુરત કરવો. મનીઑર્ડરની નીચેની કુપન ઉપર મોકલનારે ગ્રાહક નંબર, નામ સરનામુ લખવા ચુકવુ નહીં મનીઑર્ડર કે બ્રીટિશ પોસ્ટલ ઑર્ડર ઉપર નીચે મુજબ નામ ભરવુ.

VAHSHI SAHITYA KARYALAYA





# ઈસ્લામી શિક્ષણ

અ લાહ તઆલાનુ ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સ



(૨૫૦) બેશક જેમણે કહ્યુ અમારો પરવરદિગાર અલ્લાહજ છે ફરી તે પર કાયમ રહ્યા તો તેઓના ઉપર ફિરિશ્તા ઉતરશે (અને કહેશે) કે તમે ડરો અને દિલગીર ન થાઓ અને તે જન્નતની ખુશખબરી સાભળો તમને વાયદો હતો (કુર્આન)

*  *  *  *

૨૫૧) (હે નબી !) તેમને નજીકમા આવનાર દિવસ (કિયામત)થી ડરાવ, જ્યારે કે દિલ ગળામા આવી જશે તો તેઓ દબાવતા હશે (અને) ગુનેહગારોનો કોઇ દોસ્ત કે કોઈ એવો ભલામણ કરનાર નહિ જેની વાત માનવામા આવે (કુર્આન)

*  *  *  *

૨૫૨) જે માણુસ નેકી કરે છે તો તે પોતાનાજ માટે અને જે બદી કરે તો તેનો વબાલ તેનાજ ઉપર પડશે, અને તારો પરવરદિગાર બદાર પર ઝુલ્મ કરનાર નથી (કુર્આન)

*  *  *  *

૨૫૩) અને જે કાઇ આફત તમને પહોચે છે તો તે તમારાજ હાથોની કમાણી બદલો છે અને ઘણાખરા ગુનાહોને તો તે (ખુદા) માફ કરી દે છે (કુર્આ

*  *  *  *

૨૫૪) આકાશો અને પૃથ્વીનો બનાવનાર (તેજ) છે, તેણેજ તમારા મ તમારામાથીજ જોડા બનાવ્યા અને પશુઓમા પણ જોડા, (બનાવ્યા એવીજ રીતે તે ખુદા તમને ફેલાવે છે, તેના જેવી કોઇ વસ્તુ ન અને તેજ સાભળનાર જોનાર છે (કુર્આન)





# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સ . . .
મૌલાના અબ્દુ . . .



(૨૫૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે કોઈપણ મુસલમાનને કોઈ મુસીબત પહોંચે છે તો તેના બદલામા અલ્લાહ તેના ગુનાહ દૂર કરે છે તે એટલા સુધી કે કાંટો ભોંકાવાથી પણ (સહીહૈન)

× × × ×

(૨૫૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે હે જુવાનો ! તમારામાનો જે કોઈ નિકાહ કરવાની શક્તિ રાખતો હોય તે નિકાહ કરે કારણ કે એ આંખને (બૂરી નજરથી) રોકનાર અને શરમગાહને વધારે સંભાળ કરનાર છે અને જે નિકાહ કરવા શક્તિમાન ન હોય તેને જોઈએ કે રોઝા રાખે કારણ કે એ તેના માટે ખસ્સી કરવા સમાન છે (સહીહૈન)

× × × ×

(૨૫૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ઓ આદમના દીકરા ! હાજત કરતા વધુ માલને ખર્ચ કરવો તારે માટે બેહતર છે અને તેને રોકી રાખવો તારે માટે બુરૂ છે અને ઘરવાળાઓના કૂત જેટલુ રાખવા પર તને કંઈ ઠપકો નથી (બુખારી)

× × + ×

(૨૫૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ગનીપણુ દુન્યાના સાધનોના વધારાથી નથી પણ ગનીપણું તો નફસની બેપરવાઈથીજ છે. (સહીહૈન)

× × × ×

(૨૫૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ઓ ખત્તાબના દીકરા ! જા, લોકોમા પોકાર કરી દે કે ખચીત ઈમાનવાળાઓ સિવાય કોઈ જન્નતમા જશે નહિ. (મુસ્લિમ)

ગયા છે બીજા સાધારણ જનોની વાત બાજુએ મૂકી આપણા વિદ્વાનોનીજ વાત કરીએ જેન આજકાલ સાડી કરતા તેની કોરનુ મહત્વ વધી ગયુ છે, તેમ વિવેચનમાંય પશ્ચિમના વિદ્વાનોના અભિપ્રાયો ટાકવાનુ મહત્વ વધી ગયુ છે. કેટલાક વિવેચકો એમ માનતા હોય છે કે પશ્ચિમના વિદ્વાનો, કવિઓ, વિજ્ઞાનિકોના વાકયો ટાકવાથી વિવેચનની ખૂબસુરતી વધે છે પારકા ઝવેરીઓ પાસે આપણા કાચનની કસોટી કરાવવાની મનોદશા ગુજરાતમાથી કયારે ઓસરશે ? શુ ગુજરાતી સાહિત્યમા કલા પારખો ન હતા ? કે નથી ? દરિયા પારથી આવે તે બધુજ સારૂ એવી માન્યતા ઘણા અગ્રેજી ભણેલાઓની હોય છે અને તેનુજ આ વિપરીત પરિણામ છે દેશી દાતણો કરતા વિલાયતી બ્રશને સારા સમજનારા દેશી ગુલાબો કરતા પરદેશી સુગધ વધારતા ફુલોને ઉત્તમ ગણનારા, દેશી ગાય-ભેસના તાજા દૂધ કરતા વિલાયતથી પેક થઈને આવેલા દૂધ પર આફ્રીન થનારા, અને દેશી વાતમા વાકયે વાકયે અગ્રેજી શબ્દો ઘુસાડનારા અધકચરા ભણેલાઓનો પણ આ દેશમા દુકાળ નથી !

આતો થઇ સામાન્ય માણસોની વાત, પણ આપણા કેટલાક આગેવાનો પણ એવા પારકે ચશ્મે જોનારા હોય છે કે બીજાઓ યાને યુરોપ, અમેરિકાવાળાઓ આપણા માટે કેવો મત ધરાવે છે તેનીજ ચિંતા રાખે છે પોતાના શુ કહેશે તેની લગરેય ચિંતા રાખતા નથી ? દેશી છાપાના પુસ્તકો એટલે કચરાનો ઉકરડો, દેશી ચિત્રો એટલે ધગ ધડા વગરનો ખિચડો, દેશી સિરિકટ એટલે નર્યું ભુસું, દેશી માલ એટલે ભેળસેળ, દેશી વૈદ્ય એટલે અભણુના, દેશી અમલદારો એટલે લાચીયા, દેશી લીડરો એટલે અદેખા, દેશી વહેપારીઓ એટલે અપ્રમાણિક, એવી માન્યતા ઘણા વાને કાળા, છતા દિમાગે ગોરા સજ્જનો હજુ દિલમા ધારણ કરી રહ્યા છે ! હજી ઘણા ધનવાનો અને જમીનદારો એ મતના છે કે પશ્ચિમની ડીગ્રીની મ્હોર છાપ લાગવાથી માનવીની ખરી કીમત અકાય છે પહેલા મકકે હજ કરવા જનાર મુસલમાન કે દ્વારકાની છાપ મરાવી આવનાર હિંદુની સમાજમા જે ઇજ્જત અકાતી હતી, તેવી ઇજ્જત હવે વિલાયત કે અમેરિકાની ડીગ્રી લઈ આવનારની થાય છે ! જવાહરની ભાણીઓ અને વિજયાલક્ષ્મી પંડીતની પુત્રીઓ અમેરિકા કેળવણી લેવા જાય એ શુ ? શુ અહિ શિક્ષક-શિક્ષિકાઓનો દુકાળ પડયો છે ? કે પરાધીન ગુલામી વાતાવરણની કેળવણીમા પણ ગુલામીની ગધ એમને લાગતી હશે ? શુ સ્વદેશીનો ઉદ્ધાર વિલાયતી યત્રોને વિલાયતી બીબાથી થતો હશે !

કેટલાક લીડરો તો હજુય એમ ધારી બેઠા છે કે જેમ મજુરો આબા પરથી કેરી ઉતારી આપે, તેમ અમેરિકનો આપણને આઝાદી અપાવી દેશે ! અને તેટલા માટેજ અમેરિકામા પ્રચાર કરવાની જેને તેને ધૂન ચઢી છે ઘરમા અધારૂ ભલે રહે, પણ બાજુએ દીવા મૂકી દીવાળી ઉજવો ! ઘરમા ભલે મોહર્રમ હોય પણ બહાર ઈદ ઉજવો ! આપણે આવી રીતે પારકી આખે જોવા જોવરાવાની પ્રેકટીસ વધારી દઇશુ તો ભય રહે છે કે આપણી દેખવાની દ્રષ્ટિ અલોપ થતા છતી આખે અધ બનીશુ !



અનાજની માપબધી, કાપડની માપબધી, ખાડની માપબધી, ગ્યાસતેલ ને દિવાસળીની માપબધી, ભોજન સમારભની માપબધી, ખોળ અને ગોળની માપબધી, કોલસા ને

જીવનજરૂરી માપબંધી કપાસીયા ને ઘી પર પ્રતિબંધ, કાગળ ને કાંદા પર પ્રતિબંધ, કારખાના ને આગગાડી પર પ્રતિબંધ, આમ ઠેરઠેર ઘણી વસ્તુ પર માપબંધી ને પ્રતિબંધ આવી ગયા છે ભૂખ પર પ્રતિબંધ મૂકાવાની તૈયારી છે, પાણી પર પ્રતિબંધ મૂકાવાની તૈયારી છે હવા કાબુમા નથી નહિ તો તેના ઉપર પણ પ્રતિબંધ મૂકાઇ જાત! આમ જીવન પ્રતિબંધના પીંજરામા પુરાતુ જાય છે ફક્ત મૃત્યુ પર પ્રતિબંધ મૂકાતો નથી! પણ ખર બગાસા ને આળસ ખાવાની દરેકને છૂટ છે ઉંઘ વેચીને ઉજાગરો લેવા પર પ્રતિબંધ નથી, વિચારોના ઘોડા દોડાવવા પર પ્રતિબંધ નથી, શાયરી પર પ્રતિબંધ નથી ડહાપણ ઉપર પ્રતિબંધ નથી, વસ્તી વધારવા પર પ્રતિબંધ નથી પ્રેમ પર પ્રતિબંધ નથી, ભાવણો પર પ્રતિબંધ છે, પણ ગપ્પાં બોલવા પર પ્રતિબંધ નથી ત્યા સુધી સુવાનો તથા બહુ બોલા વકીલોને મઝા છે બાકી ફૂલોમા રસ કસ રહ્યો નથી જેથી મધમાખીઓના મધપૂડા પર પ્રતિબંધ મૂકાઇ ગયો છે ફૂલોની સુગંધને અભાવે ભ્રમરો અટવાઇ ગયા છે, તો ફૂલોનો રંગ ઉડી જતા પતંગીયા ઝાંખા પડી ગયા છે! બાગ બગીચાઓમા ભર વસંતમાય પાનખરના દર્શન થતા હોઇ બુલબુલો બાવળી આ પર બેસી નિસાસા નાખી બોલી રહ્યા છે કે, "અમે ઉંદનુ કાં ન બન્યા કે દિવસે દેખવુ નહિ ને દાઝવુ નહિ!" ફૂલ સંકોચાતા જાય છે ને કાંટા વિસ્તરતા જાય છે

ધરતીમાંથી રસકસ સુકાઇ ગયો છે, તેનો તો કંઇ ઉપાય જડતો નથી પણ ખેતરોમા શું વાવવુ? દરેક છોડવા પર કેટલા ડુંડા? ને દરેક ડુંડામા કેટના દાણા ઉત્પન્ન કરવા તેના કાયદા ઘડાઇ રહ્યા છે, ચીથરાના ગાભતાય પ્રતિબંધથી મૂક્ત નથી! આટના બધા પ્રતિબંધો ઉપર વિચાર કરતા વિચાર કરનારની ડા ન ચસકી જાય? ખરે! અભણોને અણસમજ જ આજે સુખી છે ને સમજદારનું છે! ભરમા ભૂરે છે ને તારા ડૂબે છે!

●

અમેરિકન અને યુરોપી પત્રકારો કરત હિંદમા આવેલા તુર્કી પત્રકારો વધુ રંગી રંગીન નીકળ્યા. હાલમા તેમણે હિંદી પત્રો વિષે એક ભારે રમુજી શોધ જાહેર કરી 'જેઓ હિંદના પ્રવાસે જાય તેઓએ ભૂ ન જોઇએ કે ત્યા હાથીઓ અને વાઘ જંગલ ઉપરાંત પત્રકારોનુ પણ જંગલ જેમા શિકાર કરવાનો પ્રશ્ન નથી પણ શિ થઇ પડવાનો ભય રહે છે આમ તુર્કી કાર મી૦ અતોય લખે છે અલબત્ત હિ પત્રકારો બહારથી આવનારનો શિકાર કરે પણ તે તીર તલવાર, ગોફણ કે બંદુ નહિ જ, ફક્ત અહિંસક ફાઉન્ટન પેન ઠી શા હીજ! પણ એ ભૂલાવુ ન જોઇએ કે બ દેશોમા બંદુકની ગોળી પર જેટનો અ મૂકાયો હોય છે, તેથી વધુ અહીં સખ ગોળીઓ પર અંકુશ હોય છે એ તુર્કી કારોથી અજાણ્યુ નહિ જ હોય! અને બહા આવનાર પત્રકારોય કંઇ ખરા વાઘ હોય કે અહીંના પત્રકારો તેમનો શિકાર ક તેઓય પણ મોઢેમનાજ વાઘ હોય છે બાકી આપણા વાયડા પત્રકારો જેના આગળ દિલ ખોલી દે છે તેનુ જ આ પરિણ છે બાકી જમનને ક્યા ખબર છે કે બિર 'સાદીકના શબ્દોમા કહીએ તો હિંદી પત્ર એટલે કાગળોનો અને બીજા અપૂર્ણ જવ દારીઓનો ભાર લઇને તલવારની ધાર ચાલનાર એક ગર્દભ સમાન છે!

●

"યુદ્ધ એકાએક બંધ પડી જશે" એવી કોઈ વજનદાર આગેવાન આગાહી કરે છે યા કોઈ જાતિ એવો ગોળો વહેતો મૂકે છે કે કેટના વહેપારીઓના તો મોતીઆજ મરી જાય છે તેઓ તો મનમા પ્રાર્થના કરતા હોય છે કે "પ્રભુ આ યુદ્ધને હજુ નધુને વધુ લંબાવે!" જેમ જેમ યુદ્ધ આગળ લંબાતુ જાય છે તેમ તેમ દરેક વસ્તુના ભાવ કુદરતી રીતેજ વધતા જાય છે તેના કરતાય વહેપારીઓ તે ભાવોને પોતાની હૈસીયત પ્રમાણે વધારતાને વધારતાજ જાય છે આ લડાઈએ જગતનું ભલે નીકદન કાઢ્યું હોય, ગરીબો ને મધ્યમો ભલે ભૂખે મરી ગયા હોય, પણ વહેપારીઓને તો આ યુધ્ધમા ઘી કેળા થયા છે "જીસ્કો દેતા હે ખુદા, દેતા હે છપ્પર ફાળકે!" એ કહેવત હાલતો વહેપારીઓને માટે ખરી પડી છે બીજાનું ઘર બળે પણ એમને તો તાપણું થઇ રહ્યું છે. ખુદા કરે લડાઇ એટલી વધુ ન લંબાય કે આપણા વહેપારીઓ નફાખોરીનુ ખૂન ચૂસી ચૂસીને માનવ મટી દાનવ ન બની જાય!

●



ધારવાં




નોટ—આજના સમયમા કાગળો ઘણાજ મોંઘા છે નાહકના સવાલો લખી કાગળ અને સમય બગાડશો નહી સવાલો ટુંકાણમા મતલબ સમાઇ જાય તે રીતે પુછવા લાંબુ લાંબુ લખવુ નહીં બગલ જેવા સવાલો દોઢ આનાની ટીકીટ જવાબ માટે મોકલી હશે તો તે પ્રગટ થશે નહીં ફકત જાહેર હિતના સવાલોજ પ્રગટ થઈ શકશે — તત્રી

સવાલ—નફીલ નમાઝો કયારથી શરૂ થઇ? નબી સાહેબ (સ૰) જે પઢતા હતા તેને સુન્નત કહે છે, તો ફરી નફીલ નમાઝો કોણે શરૂ કરી?

જવાબ—નફીલ નમાઝો પણ હઝરત (સ૰)ના વખતથીજ સાબિત છે સુન્નત બે તરેહની છે એક સુન્નતે મોઅક્કેદા જેને પઢવાની તાકીદ આવેલી છે સુન્નતે મોઅક્કેદા એને કહે છે કે જેના ઉપર હઝરતે હમેશગી કીધી હોય અને જેને કદી પઢી હોય અને કદી છોડી હોય, એટને તે ઉપર હમેશગી ન કીધી હોય તેને સુન્નતે ઝાએદા (જેમકે અસરે પહેલાની ચાર રકાત સુન્નત, તેને સુન્નતે ઝાએદા, નફીલ, મુસ્તહબ નતવ્વો કહેવામા આવે છે

સવાલ ૨૪ કલાકમા ૪૦ નમાઝો પઢવાનુ કહેવામા આવ્યુ છે તે અવળી નહી પઢતા ફક્ત ફર્ઝ, વાજિબ, અને સુન્નતે મોઅક્કેદા પઢે બીજી સુન્નતો નહી પઢે તેમ નફીલો નહી પઢે તો ગુનેહગાર થાય કે નહી?

જવાબ—સુન્નતે મોઅક્કેદા સિવાય બીજી સુન્નતે કે નફીલના છોડવાથી માણસ ગુનેહગાર થતો નથી જો પઢશે તો સવાબ મળશે.

સવાલ—ફર્ઝ નમાઝોની રકાતો કયારથી મુકર્રર થઇ? તેના નખલો શુ?

જવાબ ફર્ઝ નમાઝોની રકાતો તેમજ પંચ ફર્ઝ નમાઝોના ટાઇમો હઝરત (સ૰)ના વખતમા મુકર્રર થયા છે

સવાલ—દાઢી લાંબી એક મુઠ રાખવી સુન્નત છે પણ રૂખસારો ઉપર બન્ને બાજુથી શુ હદ છે? કેટલાક બન્ને બાજુ મશીન ફેરવી દીએ છે તે કહે છે કે એમા કાંઇ વાંધો નથી ફક્ત એક મુઠ લાંબી સુન્નત છે

જવાબ—જેવી રીતે દાઢી નીચના ભાગમા એક મુઠ રાખવી જરૂરી છે તેવીજ રીતે બન્ને બાજુના રૂખસારો ઉપર પણ એક મુઠ રાખવી જરૂરી છે માત્ર નીચેથી લાંબી હોય અને બન્ને બાજુઓમાથી કતરાવવામા આવી હોય તો ફ્રેંચ કટ ની મુશાબેહ થઈ જશે

સવાલ મૈયત આવે તો પહેલા મૈયતની નમાઝ પઢવી કે ફર્ઝ સુન્નત પઢીને પઢવી?

જવાબ—તે વખતની પ્રથમ ફર્ઝ નમાઝ અને સુન્નત પઢવી, ફરી જનાઝહની નમાઝ પઢવી એ પછી નફીલ પઢવી હોય તો પઢે નફીલોને લીધે જનાઝહની નમાઝમા વાર લગાડે નહિ (રદ્દુલ મુહતાર)

સવાલ—એક માણસે બીજા માણસ પાસેથી એક બકરો કુરબાની સારૂ એવી શર્તેથી લીધો - કે, મારો બકરો આવેલો નથી હમણાં ઇદના દીવસે તમારા બકરાની કુરબાની કરૂ ફરી મારો બકરો આવેથી હું તમને આપી દઇશ, એમ બદલ કરવાથી કુરબાની થાય કે નહી.

જવાબ—કુરબાની કરવાની માટે કોઇ માણસ પાસેથી બકરો લીધો અને તેના બદલામા બીજો બકરો (એવોજ નહી બલકે એના લગભગનો) આપવાનું કહ્યુ તો ઉધાર થવાથી જાઇઝ નથી (તિરમીઝી પાનુ ૧૪૮)

સવાલ—ઝિન્દગીનો વીમો ઉતારવો જાએઝ છે

જવાબ—જાએઝ નથી

સવાબ—સેવીંગ બેન્કનુ વ્યાજ લેવુ કેમ છે?

જવાબ—કોઈપણ બેકમા વ્યાજ મળવાની નીય્યતથી નાણા મુકવા દુરસ્ત નથી પણ લાચારીએ જો નાણા મુકયા હોય તો તેનું વ્યાજ લઇ ગરીબો-યતીમોને સવાબની નીય્યત વગર આપી દે પોતે વાપરે નહી

સવાલ—અમારા એક દોસ્તની ઔરત પોતાના મરદના હુકમની નાફરમાની કરે છે તેમ તે બહુ જીદ્દી છે અમારા દોસ્તે પોતાની ઔરતને કહ્યુ જે તારે સવારમા રોજ કુર્આનની તિલાવત કરવી જે દિવસે તિલાવત કરે નહી તે દિવસે તારે ચા-પા-નાસ્તો કરવો નહી તે ઔરત પોતાની જીદમા ન તિલાવત કરે છે તેમ ચા નાસ્તો પણ કરતી નથી બીજી દરેક બાબતમા પણ મરદના હુકમથી વિરૂધ્ધ વર્તન કરે છે તેણીને ધણી સમજાવી છતા પણ પોતાની આદત છોડતી નથી. આખર મરદ લાચાર થઇ તેણીને તલાક દેવાનો ઇરાદો કરેલ છે તો તે ઔરતને તલાક આપે કે નહી? ને તલાક આપે તો તેમા મરદનો કાંઇ ગુન્હો ગણાશે? તેમ ઇદ્દતની ખોરાકી તે ઔરતને શું આપવી? હાલના મોંઘવારી પ્રમાણે આપની યા શરાહથી કોઈ રકમ મુકરર હોય તો મહેરબાની કરીને ખુલાસાવાર જવાબ આપશો

જવાબ—ઔરતે મરદની તાબેદારી કરવી જરૂરી છે ઔરત નાફરમાની કરતી હોય તો પ્રથમ ધણી નસીહત કરે ન માને તો તેણી સાથે સુવુ છોડી દે છતા ન માને તો તેણીને એવી રીતે મારે કે શરીરનો કોઇ અવયવ કે હાડકી તુટવા પામે નહી છતા તેણી ન માને તો તલાક આપવી જાઇઝ છે એવી હાલતમા ધણી ગુન્હેગાર થશે નહી અને ઇદ્દતનો ખર્ચ ધણીને શીરે છે બે સારા માણસ વ્યાજબી રકમ ખર્ચની જે મુકર્રર કરે તે આપવી જોઇએ

સવાલ—હું મારૂ મકાન બનાવુ છુ અને પાડોસમા મસ્જિદ છે તો લોકોનુ કહેવુ છે કે રહેવાના ઘરથી મસ્જિદ નીચી થઇ શકે નહીં

જવાબ—મસ્જિદથી મકાન ઉચુ બનાવવુ જાઇઝ છે કાંઇ ગુન્હો નથી

સવાલ—મોરીશ્યસમા એક માણસ પોતાનુ મકાન તોડી તેટલી જગ્યામા વકફ તરીકે મસ્જિદ બનાવી આપવા ચાહે છે એ એવી રીતે કે નીચેના જમીન તકલામા દુકાનો અને ઉપરના તકલામા મસ્જિદ, દુકાનો પણ મસ્જિદ માટેજ વકફ કરે છે તો એવી રીતે થઇ શકે છે?

જવાબ—જ્યારે કે દુકાનો એજ મસ્જિદના નીભાવ માટે બનાવવાના આવે છે, અને જમીન મસ્જિદ ઉપર વકફ કરે છે તો એવી રીતે દુકાન બનાવવી જાઇઝ છે જો મજકુર દુકાનો એજ મસ્જિદ પર વકફ ન કરે તો જાઇઝ નથી. (મજમુઆ-ફતવા-ભાગ ૧લો પાનું ૧૨૧)

કારવા

સવાલ—આફ્રીકા કરતી વેળા બકરાના કાનમાં દુઆ પઢવી જરૂરી છે?

જવાબ—આફ્રીકાના બકરાના કાનમાં દુઆ પઢવી જરૂરી નથી તેમજ જરૂરી સમજવુ જોઇએ નહિ મોઢેથી દુઆ પઢી લીયે અથવા દિલથી નિયત કરી લીએ એજ કાફી છે

સવાલ—મસ્જિદની ખાલી પડેલી જમીન ઉપર મદ્રેસા ફંડ તરફથી ઇમારત બનાવી ચલાવી શકાય?

જવાબ—એવી રીતે મદ્રેસો ચલાવવો જાઇઝ છે પરતુ જમીનનુ ભાડુ મસ્જિદને આપ વામા આવે અને તે વિષે કાયદેસર લેખ કર વામા આવે કે ભવિષ્યમા કાઇ વાંધો પડે નહિ

• સવાલ—મસ્જિદના ઇમામ કમેલામા બકરા કાપે અને કપાઇ પર પૈસા લે તે જાઇઝ છે?

• જવાબ—બકરા કાપવા પર મઝદૂરી મુકર્રર કરી લેવુ જાઇઝ છે એટને એક બકરા પર એક આનો કે બે આના લઇશ એમ નક્કી થવુ જોઇએ

સવાલ—એક જણે એક માણસ પાસે તેની ઔરતને ઝબરદસ્તી તલાક અપાવી અને તેણે તલાક આપી તો તલાક પડશે કે કેમ?

જવાબ—તલાક ઝબરદસ્તીથી આપી હોય કે ખુશીથી આપી હોય, બને સુરતોમા તલાક પડી જશે (દુર્રે મુખ્તાર—આલમગીરી)

સવાલ જુમ્આની નમાઝ એક માણસે પઢાવી, ખુત્બો બીજાએ પઢાવ્યો, તેમજ ઇદની નમાઝ અને ખુત્બો અલગ અલગ માણસે પઢાવ્યો એમ થઇ શકે?

જવાબ—નમાઝ દુરસ્ત થઇ જશે પણ બેહતર અને મુનાસિબ એ છે કે ખુત્બો અને નમાઝ એજ માણસ પઢાવે (દુર્રે મુખ્તાર)

• સવાલ—ખુન્સાના નિકાહ કોઇ ઔરત સાથે થઇ શકે છે કે નહિ?

જવાબ—ખુન્સા મુશ્કીલના નિકાહ કોઇ મર્દ કે કોઇ ઔરત સાથે થઇ શકતો નથી

સવાલ—મદ્રસાના રૂપીઆ પોસ્ટ ઓફિસમાં જમા છે જે વેળા તે રૂપીઆ લેવામા આવશે ત્યારે વ્યાજ સાથે મળશે તો વ્યાજના નાણા મદ્રસાના કામમા ખર્ચ કરવા જાઇઝ છે?

જવાબ—વ્યાજના નાણા ગરીબ મોહતાજ મુસલમાનો પર ખર્ચ કરવા દુરસ્ત છે અને ભવિષ્ય માટે આ વાત જરૂરી છે કે નાણા પોસ્ટ ઓફિસમા જમા રાખે નહિ

## કેળવણીની પ્યાસ

ગુજરાતના બધાય જિલ્લાઓના મુસ્લિમોની એમ એમ પી હોસ્ટેલ, રાંદેર છેલ્લા ચાળીસ વર્ષોથી બર્માની પોતાની સ્વતત્ર આવક ઉપર છિપાવતુ રહ્યુ હતુ

આજે બર્મા શત્રુ-દેશ બન્યો છે આફ્રિકા ખાતેના હિતેચ્છુઓની ઇચ્છાને વશ થઇ હોસ્ટેલ ચાલુ છે લગભગ સાઠ હજારના ખર્ચે બધાએલ નવા હોસ્ટેલમા વિદ્યાર્થીઓ રહેતા થયાં છે

આફ્રિકા તો બનતુ કરતુ રહ્યુ છે, કરે છે અને ઇ સ ભવિષ્યમા પણ કરશેજ

તો

શુ ગુજરાતના મુસ્લિમોની ફર્જ નથી કે તેમનાજ બાલકોની આશા-ઓ મજકૂર હોસ્ટેલદ્વારા પ્રફુલ્લિત કરે?

મુબારક રમઝાન માસ નજદીક આવે છે તે પ્રસગે આપ આપનો સખી-હાથ લબાવશો?

સસ્થાના 'ઑલ્ડ બૉય્ઝ' આ બાબતમા કાંઇ કરે એ વધુ ઇચ્છનિય છે

'એક ઑલ્ડ બોય'




લેખક -
એફ. મુહમ્મદી

[ ૧ ]

આંક આવડતા ન હોય, દાખલા ગણ્યા ન હોય, હોમ વર્ક બરાબર કર્યું ન હોય કે કવિતા આવડતી ન હોય ત્યારે મગનલાલ મહેતાજી એને રોકડું પરખાવતા!

'તદ્દન ઘસાયલો ઢબ્બુજ રહેવાનો.'

અને રામુનું ખૂન ઉકળી આવતું ઢબ્બુ, અને તે પણ ઘસાયલો! કેવું ઘોર અપમાન! મહેતાજીને પાટી છુટ્ટી મારીને નાસી જવાનું મન એને થઇ આવતું ઘણીવાર મહેતાજીની ખુરસી પર કવચ નાખી વેર વાળવાના વિચારને રામુ રોકી રાખતો ઘણી વાર તેમની ચોટલી કાપી, તેમના કપડા પર શાહી ઢોળી તેમને લોકોમાં ફજેત કરવાનો વિચાર રામુના દિમાગમાં આવી ચાલ્યો જતો આમને આમ દિવસો વીતતા ગયા પહેલું બીજું ત્રીજું અને પાંચમું એમ પાંચ વર્ષો પસાર થઇ ગયા રામુ તેજ હતો મહેતાજીય પહેલાનાજ હતા ફક્ત ધોરણમાં ફેર પડતો હતો. રામુ હવે ગુજરાતી છઠ્ઠા ધોરણમાં હતો

એક દિવસ મહેતાજીએ પૂછ્યું,

'નિહારિકા એટલે શું?'

રામુ ચુપ રહ્યો આજે તેણે વાંચ્યું ન હતું મહેતાજી તપ્યા,

'તદ્દન નાલાયક! ઢોર! તું તો ઘસાયલો ઢબ્બુજ.'

અને રામુથી સહેવાયું નહિ માસ્તરને છુટી સ્લેટ મારી એ નાઠો ફરી તેણે સ્કૂલના દ્વાર દીઠાજ નહિ

[ ૨ ]

ત્રણ વધુ દીવાળીઓ વીતી

તેજ રામુ હતો, પોતાના એક સ્નેહીની દુકાનમાં ચાકર તરીકે

દુકાનના મહેતાજી રામુના મગનલાલ મહેતાજીથી ઉતરે એવા ન હતા વાત વાતમાં રામુને નવા નવા વિશેષણો મળતા રહેતા

બુડથલ, ગધેડો, બેવકૂફ, ચીબાવલો, હરામખોર અને એવા બીજા ઘણાંયે

આજે મહેતાજી ખુબ કામમાં રોકાયા હતા એટલે રામુને હાક મારી,

"રામુ ઓ રામુ!"

'જી' રામુ દોડ્યો

'મારે સ્ટેશને જવું છે એટલામાં આ બે કાગળોના જવાબ લખી નાખ'

'હાજી'

'અને જો! ભાવમાં દસ રૂપીઆનો વધારો કરીનેજ લખવું'

'પણ સા'બ, સરકારે ઠરાવેલા ભાવતો'

'તદ્દન ઢોર જેવો છે! ઢોર કપાનો ઢબ્બુજ રહેવાનો વેપાર કરવો કંઇ બચ્ચાના ખેલ છે?'

અને રામુનું ખૂન ફરી ઉકળી આવ્યું મહેતાજીના રહ્યા સહ્યા દાંત પણ પદભ્રષ્ટ કરવાનું તેને મન થઇ આવ્યું પણ ભવિની ચિંતાએ ત્યાંજ તેને અટકાવ્યો

પણ એક દિવસે મહેતાજીએ રામુને દુકાનમાં કોપરા ખાતો જોયો મહેતાજી સહન કરી શક્યા નહિ,

'રામુ!'

'જી' રામુ ચોંકીને બોલ્યો

'ઢોર કપાનો! આમ આવ'

રામુ ડરતો ડરતો મહેતાજીના ટેબલ પાસે પહોંચ્યો

'કેમ, કામ બહુ કરવું પડે છે કે શું ?'

'નાજી, રાતે એક મિત્રના લગ્નમાં '

'લગન ? આ ફક્તનો તો છેટો નહિ ને આપસામ મઝા કરીને દિવસભર ઉંઘતા રહે છે એક તો ઘસયલા ડબ્બુ જેવો ને વળી '

રામુની રહીસહી ઉંઘ પણ ઉડી ગઇ સામે ટેબલ પરજ એક ઢબ્બુ પડ્યો હતો ઉપાડીને છુટ્ટો મહેતાજીના ચશ્માની દાઢી પર મારવાનું મન એને થઈ આવ્યું ઘસાયલો ઢબ્બુ ! ઢબ્બુ !! આ નામના સિક્કા બહાર પાડતી ટંકશાળને સળગાવવાનું મન થઇ આવ્યું

પણ એમ ગુસ્સો એણે કાબુમાં રાખ્યો પરંતુ હવે ત્યાં રહેવું અશક્ય હતું

રામુએ એ જગ્યાનેય પ્રણામ કર્યાં

[ ૩ ]

એ પછી કેટલીય દિવાળીઓ આવીને ગઇ કેટલીય વસંતો આવી અને વિદાય થઈ ગઇ

ઋતુઓ પોતાનું કામ કરતી ગઇ સૂર્ય પોતાનું કાર્ય કરતો ગયો અને સિતારાઓ પોતાની ફરજ બજાવતા ગયા

રામુના ભાગ્યનો સિતારો પણ પોતાની ફરજ બજાવીનેજ ચૂક્યો, એ ફર્યો ખુબ વેગથી અને ભાગ્યના આ ચક્કરે રામુને રામુશેઠ બનાવીનેજ છુટકારાનો શ્વાસ લીધો

હવે પહેલાનો રામુ ન હતો, તે તો કોણ જાણે ક્યાય અદ્રશ્ય થઇ ગયો હતો જાણે મરણ પામ્યોજ ન હોય !

હવે તો હતા રામુશેઠ—આપબળ અને ખંતથી આગળ વધેલા રામુશેઠ બીજું ય ઘણું હતું મુનીમો ગુમાસ્તાઓ ખાતાના ચોપડાઓ ટેલીફોનનો રણકાર, રૂ બજારના ભાવો બોલતા આંકડાઓ રૂપીઆનો ખણખણાટ ખુશ ખબરીના તારો અને એવું ધમાલભર્યું જીવન રામુ શેઠને ફાવી ગયું એક વખત શબ્દો રામુના કર્ણે સાંભળતા થાકી ગયા તેજ શબ્દો ઉચ્ચારતા કદી પણ રામુશેઠ ક્યાંય થાકતી નહિ પહેલાનાજ શબ્દો હતા

"બેવકૂફ ગધેડો, હરામખોર "

આમ ને આમ દિવસો વીતતા ગયા કો'ક અશુભ ઘડીએ બૂમ પડી

'પરચુરણની અછત છે—ખાસ તાંબાની '

રામુશેઠેય નોકરોને હુકમ આપ્યો

'બને એટલું પરચુરણ જમા કરજો"

[ ૪ ]

અને એક દિવસે રામુશેઠે પરચુરણ ઢગલો તપાસવા માંડ્યો

'તાંબુ ક્યાં ? પૈસા તો જોઈએ જોજ ન પડે છે પાઇઓ તો આંગળીને વેઢે ગણી શકાય એટલી છે મોટી જરૂરત તો તાંબાની તદ્દન નકામોજ રહેવાનો'

'પણ શેઠ '

'ચુપ ! ઘસાયલા ઢબ્બુ જેવોજ '

પણ રામુશેઠનું વાક્ય ત્યાંજ અધુરૂં તેમની નજર ઢગલા તરફ પડી બધું જ આની, બેઆનીઓ, પૈસા, પાઇ, ચારઆની પણ ઢબ્બુ ન હતા એકે ઘસાયેલો ઢબ્બુ ત્યાં ન હતો શેઠ પોતાના નોકરની ઢબ્બુ આંકી રહ્યા હતા આમ કરવામાં પોતાનું જ અપમાન થતું લાગ્યું એક જમાને એ શબ્દો શેઠને તીર સમાન લાગતા એ શબ્દો બોલતા તેમને જણાયું કે કિંમત આજે પણ એકાદ ઘસાયલા ઢબ્બુ વધુ ન હતી તે જમાનામાં ઢબ્બુઓ હતા ગામુઓ એથીય વધુ સસ્તા હતા આ રામુશેઠ મોંઘા થયા છે ઢબ્બુઓ એથીય વિ મોંઘા થયા છે—મળી પણ ન શકે એટલા મો

[ ૫ ]

આવા વિચારમાં ને વિચારમાં રામુ કેટલીય વાર સુધી ઢબ્બુ વિનાના પરચુરણ ઢગના તરફ જોઇ રહ્યા




અત્યારે હું ખાટલાસ્થ છું એટલે સૌથી પહેલા ખાટલા વિષેજ લખવાનુ મન થય છે ખાટલો એ આપણુ ગૃહસ્થાશ્રમનુ મુખ્ય ચિન્હ છે. જેના ઉપરથી આપણે આ દુન્યાને પહેલ-વહેલી નિહાળીએ છીએ તે ઘરનુ ઘણુ કરીને ખાટલોજ હોય છે ખાટલો ન હોય તો આપણે શેના ઉપર બેસી બૈરી ઉપર રોફ મારીએ? આદર્શો ક્યા બેસીને રચીએ? લેખો અને શાયરી ક્યા બેસીને કરીએ? મિલન અને વિરહની રાત્રિ ક્યા વીતાવીએ? સીમકારા ક્યા ભરીએ? કરાંજીએ ક્યા? અને આળોટીએ ક્યા?

ઘરમા કોઇ વસ્તુ ગુમ થાય ત્યારે તેની પહેલી તપાસ ખાટલાથીજ શરૂ થાય છે. લેણદાર યા પોલીસ શોધતા આવે ત્યારે ખાટલા પાછળજ સતાવુ પડે છે આવી રીતે ખાટલો આપણો ખાસ મદદગાર મિત્ર છે આપણને કાંઇ ખાસ મુંજવણ યા તકલીફ પડે છે તો આપણે ઝટ ખાટલા તરફજ દોડીએ છીએ અને ધબ દઇને એના પર પડતુ મુકી આંખ ઉપર હાથ યા ઓશીકુ ઢાંકી દઇએ છીએ યા ગોદડાની સોડ તાણી લઇએ છીએ પછી ઝખ મારે છે આખી દુન્યા!

પરદેશમા વસતા કોઇ મૌલાનાના હાથે ખાટલાનુ ચઢી જવુ એ એની સર્વદેશીય સેવા સાબિત કરવા માટે પુરતુ છે ઓશીકા આગળ જુઓ તો આખી પુરી લાયબ્રેરી, એની બાજુમા જુઓ તો ચશ્મા ચમચો, આઇનો, તસ્બીહ, પેન્શીલ, દાતણ વગેરે પગાત તરફ જુઓ, તુટેલી શેરવાની અને ઓઢવાની ચાદર, બન્ને બાજુએ સાપ્તાહિકો અને માસિકો અને ખાટલાની નીચે તો એક પુરેપુરી ગોદામ યા વસ્તુ ભંડાર સારાશ કે એ ખાટલો શુ આખુ ઘર હોય છે ઘર?

ખાટલાને ચાર પાયા હોય છે તે ચોપાઇ છંદ શોપેલો લાગે છે આમ ખાટલાને શાયરી સાથે પણ સબંધ છેજ

●

થોડાક દિવસ ઉપર સાક્ષરશ્રી અડવાણી મારે ત્યા પધાર્યા તો મારૂ મકાન જોઇને તેમણે આ પ્રમાણેનો અભિપ્રાય આપ્યો "તમારૂ મકાન **ખાસ તંગી અનુભવી રહ્યુ છે માટે યોગ્ય તે તજવીજ** કરવી"

"યોગ્ય તે તજવીજ કરવાને તો હુ તૈયાર છુ પરંતુ મારૂ મકાન **ખાસ તંગી અનુભવી** રહ્યુ છે તો તે મને શા માટે કંઈ કહેતું નથી?" મે શ્રી અડવાણીને પૂછયું. હવે અડવાણીને પોતાની ભૂલ સમજાઈ કે મકાન નહિ પણ મકાનમા રહેનાર હું, તંગી અનુભવી રહ્યો છુ આમ છતા તેઓ પોતાની ભૂલનો ઝટ સ્વીકાર કરે તો સાક્ષર શાના?

તેમણે પોતાની ખાસ ફિલસૂફી રજુ કરતા જણાવ્યુ કે જેવી રીતે ખાનપાનની વસ્તુઓ સિવાય લોકો તંગી અનુભવી રહ્યા છે, લશ્કરી સાધનો સિવાય રાજ્યો તંગી અનુભવે છે, કાપડ સિવાય શહેરો તંગી અનુભવે છે, તેવીજ રીતે અને તેજ ધોરણે મકાન શા માટે તંગી ન અનુભવી શકે ? તમે મકાનમા નહિ નારાઓ એમા સમાઇ શકતા નથી, એટલે મકાન તંગી અનુભવે છે એ ઉઘાડી બીના છે એમા મકાનને કહેવાની જરૂરજ કયા છે ? એમ છતા તમારા પૂછવાનો એ દ્રષ્ટિકોણ હોય કે-મકાનમા તંગી યા મોકળાશ અનુભવવાનો ગુણ નથી તો તમે ભારે ભૂલ કરી રહ્યા છે મકાનો જ્યારે બેસી જઇ શકે છે ઉંચા-નીચા થઇ શકે છે, ખાલી રહે છે અને કરડના ધારે છે તો પછી તંગી કેમ ન અનુભવી શકે ?" અડવાણીની આવી મક્કમ દલીલો છતા મને એમા સદેહ રહીજ ગયો કેમકે, મારા વિચારો સ્થિર ન હતા જ્યા કશુજ સ્થિર નહિ ત્યા માણસના વિચારો પણ કેમ સ્થિર થાય ? શકા અને સદેહના આચકા અનુભવતા મ્હારા દિમાગે એનો જે ઉકેલ વિચાર્યો તે નીચે મુજબ છે ' અડવાણીનું કહેવુ ખરૂ પણ છે અને ખોટુ પણ તેઓ સાચા પણ છે અને જૂઠા પણ મ્હારૂ મકાન તંગી અનુભવે છે એ પણ ખરૂ એને માટે યોગ્ય તજવીજ કરવી પણ અને ! પણ કરી "

●

પાલીતાણાથી પ્રિન્સ રોઇટર્સ એજન્સી સમાચાર પાઠવે છે કે કાઇદે આઝમ જનાબ જિન્નાહે પોતાના છેલ્લા ભાષણ દરમ્યાન 'વર્ણાશ્રમ ધર્મ' નો ઉચ્ચાર 'વર્ણ,-શર્ણ,-ધર્મ,' તથા "ગાંધી પ્રચાર સભા"નો ઉચ્ચાર 'ગાધી પ્રે-ચ-ર સેભા' એવો કર્યો હતો આ વાચીને મને અગ્રેજની નકલી ઢબે અઝાન દેનાર એક દોસ્તની યાદ આવી, એ દોસ્તને એવીજ બીમારી લાગેલી કે તેઓ દરેક ઉચ્ચાર અગ્રેજની નકલી ઢબે ઉચ્ચારતા 'મહાત્મા ગાધી'ને તેઓ મેત્મે ગેન્દી અને અબુલ કલામ આઝાદને એબુલ કેલેમ એઝેદ કહેતા અને અઝાન દેવા ઉભા થતા તો 'અલ્લાહો અકબર'નો ઉચ્ચાર "એ-લે-હો-ક-બ-ર" કરતા

●

"રાજવી કવિ 'કલાપી'ની ગુજરાતી ગઝલોનુ હિદી ભાષાતર ઝાલરા પટ્ટણના ના૦ મહારાણા સાહેબ કરે છે" એવુ 'શારદા' મા સિકમા વાચવામા આવ્યું જો એ વાત ખરીજ હોય તો ઝાલરા પટ્ટણના ના૦ મહારાણા સાહેબને મુબારકબાદ દેવી ઘટે પરંતુ જો એ પોતેજ લખતા હોય તો એમને ખાસ સભાળવાનુ એ છે કે કયાક કલાપીની જિંદગીનુ તેઓ પોતામા રૂપાતર ન કરી લે કેમકે પ્રેમી જીવનમા દુ ખજ દુ ખ છે

●

મોઢેથી કાને, અને કાનેથી મોઢે ઠેક ! મારતી એક ખબર મળી છે કે જનાબ ગુજરાતમાથી ગઝલોનું ઉત્તરાણ કરી રહ્યા છે એ ઉતરાણ ગા તેઓ મોટી લાલચ આપી રહ્યા છે કે ફનાણા સાહેબ ફલાણુ લખશે, અને બીજુ ઘણુ ઘણુ'-તો ગઝલો આપનારાઓના ભલા માટે અમે એટલી સૂચના આપીએ છીએ કે "ચોરો પાસુન સાવધ રહ્યા"

●

લાયકાત વગરના માણસો જ્યારે પ્રમુખ યા નેતા બને છે ત્યારે સેકડો હજારો માણસો ના ખૂન સિવાય બીજુ કઇ ભાગ્યેજ કરી શકે છે (વા મો શાહ)

અને લાયકાત વગરના લેખકો જ્યારે કલમ ચલાવે છે ત્યારે સાહિત્યની મીટ્ટી પલીદ કરીને મૂકે છે એવાજ એક લેખક કે જેઓને ગુજરાતી ડિક્ટેશન લખતાંનુ ભાન નથી તેઓ વિવેચક બનવા દોડયા છે બિચારી ગુજરાતી (ભાષા) રડી રહી છે અને તેઓ એનુ બેધડક ખૂન કરી રહ્યા છે

# શું આપે કદી વિચાર્યું છે ?

અનુવાદક "ખામોશ" કુનિયાણા

આ વિચિત્ર બીના છે કે, માણસની દુન્યામા આવી, સૌથી પહેલા જે વાત પ્રસિધ્ધ થાય છે, તે રૂદન છે આપણા જીવનની શરૂઆત રડવાથી થાય છે રડવાનુ પછી કોઇ કારણ હોય કે ન હોય, પરંતુ દરેક રીતે શોકનું તે એક એંધાણ છે જે જીવન શોકના એંધાણો સાથે આરંભાય, તેના માટે આ આશા રાખવી કે, આગળ જતા આનંદ મગનતાથી જીવી જશે, તે એક લાભ વિહોણી કલ્પના છે આ અમર દશાથી ધારણા થઇ શકે છે કે, દુખ કેવુ આપણી ઉત્પત્તિમા જોડાએલુ છે. જો, આપણે ઉદાસ ન થઇએ, તો જાણે આ એક એવી વાત હશે, જેને ઉત્પત્તિની વિરૂધ્ધ સમજવુ જોઇએ કોઇ બાળક જો, જન્મતી વખતે નથી રડતુ, તો સારૂ નથી માનવામા આવતુ રૂદન જીવનનો એક પુરાવો છે બાળક જેમ બહુ મોટેથી રડે છે, તેમ સગા સ્નેહીઓ હસે અને ખુશ થાય છે પરંતુ જ્યારે તે સમય આવે છે કે, આપણુ રડવાનો ક્રમ રોજના માટે સંપૂર્ણ થઇ જાય છે, ત્યારે સગા સ્નેહીઓ રડે છે એથી જાણવામા આવે છે કે, આપણને દુખ અને શોકના સારૂજ પેદા કરવામા આવ્યા છે બસ, આપણે દુખથી ઉદાસ ન થવુ જોઇએ

o o o

તમે કહો છો કે "જો હુ પૈસાદાર હોત, તો અનાથાશ્રમો સ્થાપત ગરીબ-ગૃહનો પાયો નાખત વિધવાઓના દરમાયા નક્કી કરત નિર્ધનોના બાળકોને સારૂ શિક્ષણ અપાવત" ફરી તમે કહો છો કે "જો હુ નિરોગી હોત, તો મારો બધો સમય પ્રભુ ભક્તિમા ખરચ કરત દિવસે રોઝા રાખત રાત આખી નમાઝ પડત અને કોઇ ક્ષણ સ્તુતિથી ખાલી ન રાખત" ખુદા તમને એના પાત્ર કરે પરંતુ જરા પોતાને તપાસી જુઓ કે, આ દાવો કઇ મર્યાદા લગી વાજબી છે? તપાસી જોવાની રીત એ છે કે, જે મર્યાદા લગી તમને સગવડ અને શક્તિ પ્રાપ્ત છે, શુ તે મર્યાદા લગણ તમે પ્રજાની સેવા-ચાકરી અને ઇશ્વરની સ્તુતિ પ્રાર્થનામા શામેલ છો? જો એમ છે, તો ખાત્રીપૂર્વક તમે પોતાના દાવામા ખરા છો અને જો એમ નથી, તો વિશ્વાસ રાખો કે, પૈસાદાર બનવા અને નિરોગી થવા પછી પણ તમે કાંઈ ન કરી શકશો ઘણા મોટી ભૂલમા છે તેઓ ખુદાના દરબારને જગતના દરબારોની જેમ કલ્પે છે આહ એમને ખબર નથી કે, સમય એવો નથી, જેવો તેઓ માની રહ્યા છે

એક વૃદ્ધ સ્ત્રી, જેની પાસે એક વખતના ભોજન સિવાય કાંઈ ન હોય, તેણી જો પોતાનું ભોજન પ્રભુના માર્ગમા ઉપાડી દે છે, તો એનુ પુણ્ય કદાપી એનાથી ઓછુ નથી મળતુ કે, એક રાજા પોતાનુ આખુ રાજ્ય પ્રભુના નામ પર સમર્પી દે એવી રીતે એક લાચાર અને અશક્ત માણસ, જેના માટે ઉઠવુ બેસવું તો શું, શ્વાસ લેવુ પણ અઘરૂ હોય, તે જો પ્રાર્થના-દ્રષ્ટિએ એક વખત "અલ્હાદુ" કહી દે છે, તો આકાશના ફરિશ્તાઓ એના નાદ પર માથા ધૂણાવે છે અને એકવાર અભિનંદ કરી દેવાથી એને જે પુણ્ય મળે છે, તે કોઇ રીતે એ પુણ્યથી ઓછુ નથી હોતુ, જે કોઇ નિરોગી માણસને આખી રાતની પ્રાર્થના પછી પ્રાપ્ત થઇ શકે છે

એક પૈસાદાર માણસ પોતાના મિત્રોમા બેસીને ફરિયાદ કરે છે કે, તે આજકાલ બહુ મોટી વિપત્તિમા સપડાએલો છે એની વ્યાકુળતાની કાંઇ હદ નથી એને આખો દિવસ લેણદારો ઘેરેલા રહે છે આ વિપત્તિયાગે કોણ

છે ? તે અંગ્રેજી સોદાગરો છે, જેમની દુકાનોથી ભોગવિલાસની સામગ્રી ખરીદવામાં આવી હતી તે કાપડિયાઓ છે, જેમના પાસેથી અગત્યનું અને બિન-અગત્યનું કાપડ મગાવ્યું હતું તે ફેશનેબલ દરજીઓ છે, જેમના સિલાઈના બીલ ચુકવવામાં નથી આવ્યા એવા પ્રકારના બીજા પણ જાહેર લેણિયાતો છે છુપી રીતે ઉઘરાણી કરનારાઓમાં નોકરોની આખી એક ટોળકી છે, જેને બે માસથી પગાર નથી મળ્યો આ આર્થિક-સંકટોના હોવા પછી પણ હાસ્તું ખર્ચોમાં કાંઈ ફેર નથી પડતો રસોઈઆનો ખર્ચ તેજ છે, જે આ સંકટોપૂર્વે હતો પહેરવેશ અને જાહેરી ભોગ-વિલાસમાં પણ કાંઈ ફેરફાર થયો નથી નોકરોની સંખ્યામાં પણ કોઈ જાતની ઉણપ નજરે નથી પડતી મોટરમાં જેટલું પેટ્રોલ પ્રથમ વપરાતું હતું, તેટલું અત્યારે પણ વપરાય છે એજ ડાક બંગલાથી થોડેક છેટે રસ્તામાં એક સુંદર ઘર છે, અને દરવાજા પર એજ ઘરનો માલિક બેસીને પોતાના સાથી-મિત્રો પાસે પોતાની વિપત્તિનું વર્ણન કરી રહ્યો છે તે કહે છે કે "મારી ઓરડી પર ત્રણ મહીનાનો યુગ વીતી ગયો રાત્રી ભોજનનું મળવું પણ અઘરું લાગે છે કોઈ વખત રાત-દિવસમાં ફક્ત એક વખત જમણ પ્રાપ્ત થાય છે બાળકો હઠ કરે છે, પરંતુ મારી પાસે આંખોથી ટપકતા અશ્રુઓ સિવાય કંઈ નથી હોતું, જેનાથી એમની હઠ પૂર્ણ કરું" આર્થિક વિપત્તિઓના આ બે ઉદાહરણો છે અને બેઉ પોતાના દાવામાં કેટલા ખરા છે, એની કલ્પના કરી શકાય છે

* * *

જેવી રીતે વય પોતાનો જાહેર કાળ રાખે છે, એવી રીતે ગુપ્ત કાળ પણ રાખે છે વયનો આ ગુપ્ત કાળ મૃત્યુ પછી શરૂ થાય છે આપણે જોઈએ છીએ કે, કેટલાક બાળકો જન્મતાં સાથેજ મરણ પામે છે કેટલાક બે ચાર દિવસ જીવતા રહે છે કેટલાક બે-ચાર માસ અને કેટલાક અમુક વરસો કેટલા એવા સદ્ભાગ્યશાળી લોકો પણ છે, જેમને પચાસ સાઠ વરસ સુધી જગતમાં રહેવાનો પ્રસંગ મળે છે. અને કોક એવા પણ છે, જેઓ વૃદ્ધાવસ્થાએ પુગે છે સાથે એજ અવસ્થા વયનો ગુપ્ત કાળની છે કેટલાક લોકો મરવાની સાથેજ પોતાનું નામ ગુમાવી બેસે છે કેટલાક લોકોનું નામ અઠવાડિયા પખવાડિયા સુધી, કેટલાકનું વરસ બે વરસ, અને કેટલાકનું દસ વીસ વરસ સુધી બાકી રહે છે કોક એવા પણ છે, જેમને સદીઓ સુધી દુન્યા નથી ભૂલતી. અને કોક એવા પણ છે, જેમના નામ કયામત લગી સ્મરણમાં રહેશે

તમે વિચાર કરશો તો જણાશે કે, જેવી રીતે શારિરિક અસ્તિત્વ માટે મનુષ્ય રાચરચિલાનો ગરજુ છે, એવી રીતે નામિક અસ્તિત્વ માટે પણ રાચરચીનની આવશ્યકતા છે શારીરિક અસ્તિત્વ માટે ઔષધ એ અમલની તમા છે અને નામિક અસ્તિત્વ માટે સદ્વર્તનની જરૂરત છે પરંતુ એક એવું સદાચરણ, જે અમાપ અને અવિનાશી હોય

# ચાર દિવસ

અનુવાદક રઝાકાઝી



પહેલો દિવસ.-

ચાર વર્ષ જેલની અંધારી દુન્યામાં ગાળી આજે બહાર નીકળ્યો. સિપાઇઓ ઑફિસમાં લઇ ગયા. ઑફિસનું કેલેન્ડર જોતાંજ મ્હારાથી એક ધીમો નિશ્વાસ નાખી દેવાયો. ૭ ફેબ્રુઆરી! જરૂર આજે ફરીને મ્હારી સુખ શાન્તિનો અંત નજીક ભસે છે જાણે એક તૂટેલી નૌકાને મહાસાગરના ભયંકર તોફાનમાં હડસેલી દીધી હોય તેમ મ્હારા દિમાગમાં સેંકડો વિચારો આવ્યા અને સરી ગયા. એક જુનાણી ઇચ્છા હતી કે શરીફ બની સુખ શાન્તિમાં દિવસો વિતાવું. સુખ શાંતિ માટે ગમે તેનો ભોગ આપવા તૈયાર હતો પરંતુ તે મળે ક્યાં? જેલ, હા જેલ! હું તેને પોકો કહે છે તેમ જેલજ ગણું છું. જેલ બહાર આઝાદી! પરંતુ આઝાદી એટલે શું? એ હું સમજી શક્યો નથી. આઝાદીનો અર્થ જો સુખ અને શાંતિજ હોય તો એવી આઝાદી મ્હને જેલમાં હતીજ. જેલમાં મ્હારી પાસે કામ લેવામાં આવતું હતું. તેના બદલામાં જાને સુખ અને શાંતિ નહોતી પરંતુ જિંદગી તો આપવામાં આવતી હતી. અને બહાર! કામ નહિ ને ભૂખે મરવાનું!

"ટપો નંબર છે?" જમાદારની કર્કશ વાણીએ મ્હને તંદ્રામાંથી જગાડી દીધો.

"૧૮૩!" મ્હેં જવાબ આપ્યો.

તેણે કબાટમાંથી એક જુની પોટલી કાઢી મ્હારા તરફ ફેંકતા કહ્યું—"લે, તારા કપડાં!"

હું કપડાં પહેરી સદર દરવાજે પહોંચ્યો. ત્યાં વૃદ્ધ જેલર મ્હારી પ્રતિક્ષા કરી રહ્યો હતો. સિપાઇને દરવાજો ઉઘાડવાની આજ્ઞા આપતાં મ્હારે ખભે હાથ મૂકીને તે કહેવા લાગ્યો કે "જો હજી તું યુવાન છે. મહેનત મજદૂરીથી પેટ ભરજે. ચોરી અને લૂટ કરવી એ માણસનું—સારા માણસનું કામ નથી. જે કુકર્મો કરે છે તેના હૃદયમાંથી સારાં કાર્યો કરવાની શક્તિ ઓછી થઇ જાય છે. મ્હને આશા છે કે તું સુમાર્ગે વળશે અને મ્હારૂં કહ્યું યાદ રાખશે."

'યોગ્ય અયોગ્ય કોને કહેવાય એ હું સમજતો નથી. મ્હારા માટે તો દુનિયામાં ફક્ત એકજ માર્ગ છે. હું કામ ન કરૂં તો ભૂખે મરી જાઉં અને એવું મૃત્યુ કાયરનું મૃત્યુ લેખાય. હું કાયરની રીતે મરવા ઇચ્છતો નથી પણ હું શું કામ મરૂં? સમજ પડે તેમ હાથ પગ હલાવું છું. હું સમજું છું કે એ પાપ છે! નીચ કર્મ છે! છતાં હું તેજ કરૂં છું કેમકે એના સિવાય મ્હારી પાસે બીજું કામ નથી. હું પાપનો તિરસ્કાર કરૂં છું છતાં પાપ કર્યા કરૂં છું કેમકે હું લાચાર છું. બિલકુલ લાચાર! હું મરવું પસંદ કરતો નથી. મ્હારા માટે જિંદગી એક તૂટેલ ગાડી સમાન છે જેને હું ખાબડ ખુબડ માર્ગે લાચારીથી હાંકી રહ્યો છું."

મ્હેં કહ્યું.

માણસ જેવી હતી કે જે ચોરી કરતા પકડાઈ જાય મ્હને એવો ભાસ થયો કે ઘણી નજરો મ્હારી તાકી રહી છે કરી બાપણ શરુ થયુ એટલે હુ સધી ચાલતો થયો થાકયો પાકયો નિષ્ફળ અને નિરાશ રાતના અગિયાર ત્રિ ધર્મશાળામા પહુચ્યો

ત્રીજો દિવસ –

ભૂખ્યા પેટે આખી રાત ઉંઘ ન આવી તેવુ ચાર સુતેલ મુસાફરોના પાકીટ તપાસી જોયા પણ તેઓ મ્હારા જેવા હતા સવાર પડી બપોર થઇ અને સાજ પડી પણ ભૂખ્યા પેટને એક રોટીનો કકડો પણ ન મળ્યો

તે વેળા શહેરનુ બજાર ઝગઝગી રહ્યુ હતુ આખા દિવસના થાકયા પાકયા લોકો પોતાની જરૂરી વસ્તુઓ ખરીદવા આ વ્યા હતા હુ એક વિજળીના થાભલા આગળ ઉભો રહી આવનાર લોકોના ચહેરાઓનો સતોષ દુ ખી ચિત્તે નિહાળી રહ્યો હતો. સામે ની સોના ચાદીની દુકાનમા વિજળીનો પ્રકાશ ઝગઝગી ઉઠયો શેઠ સાહેબ મેલુ ધોતીયુ પહેરીને ગાદી પર બેઠા હતા મ્હારામા સતત ઉપવાસે સહસ અને નીડરતા પેદા કરી હતી મ્હે દુકાનમા જઈ પૂછ્યુ 'શેઠ સાહેબ ! નોકરી એ રાખશો ?

'નોકરી !' શેઠ સાહેબે મ્હારૂ નિરીક્ષણ કર્યા પછી પૂછ્યુ "કદી પહેલા નોકરી કરી છે ?"

"હા સાહેબ ! હમણાજ જેલમાથી છુટીને આવી રહ્યો છુ હુ મેટ્રીક પાસ છુ " મે નીડરતા પૂર્વક જવાબ આપ્યો

શેઠ સાહેબ હવે ગભરાયા મ્હારૂ ફરી એક વાર નિરીક્ષણ કરી સહાનુભૂતિ પ્રગટ કરતા કહ્યુ "ભાઈ ! આજકાલ નોકરી કયા મળે છે ! બી એ અને એમ એ વાળા બુટપાલીશ કરે છે હમણા તો જગ્યા ખાલી નથી મિત્રોને પૂછી જોઇશ, ફરી કોઇવાર આવજો "

હુ દુકાનથી બહાર નીકળ્યો તો એક માણસને અદર જતા જોયો મ્હે તેને ઓળખ્યો તે બીજો કોઇ નહિ પણ બીજી વાર જેલનો સાથી ફત્તુ હતો શેઠ સાહેબ તેને જોતાજ ચારે બાજુ જોવા લાગ્યા જ્યારે ખાત્રી થઈ કે કોઇ જોતું નથી ત્યારે ફત્તુને પૂછ્યુ "શુ લાવ્યો છે ?"

ફત્તુએ ચગદાયેલુ પીળા રગનુ એક કડુ આપ્યુ શેઠ સાહેબે હાથમા લઇ વજનનો અડસટ્ટો કાઢતા કહ્યુ " બનાવટી સોનુ છે, પચ્ચીસ રૂપિયાનુ હશે !"

"શેઠ સાહેબ ! શુ કહો છો ! દોઢ સોનો માલ છે, દોઢ સોનો."

"ચુપ ! સિ ફુલ બનાવટી છે ચાળીસથી વધારેનો માલ નથી એક વાત કહુ છુ પચીસમા આપવુ છે ? એથી વિશેષ એક પાઇ પણ મળશે નહિ "

ફત્તુ ધીમેથી બોલ્યો "શેઠ સાહેબ ગઝબ કરી રહ્યા છો !" શેઠ સાહબે ગુસ્સામા જવાબ આપ્યો "બસ એક વાત કહી દીધી "

"જેવી આપની ઇચ્છા " ગ્રાહક આવતા જોઇને ફત્તુએ સોદો પૂરો કરી નાખ્યો પૈસા પાકીટમા મૂકી બહાર નીકળ્યો મ્હે પાછળથી જઇ તેના ખભે હાથ મૂકયો એટલે તે ગભરાઇ ગયો પછી ઓળખીને બોલ્યો "ઓહ ! રાજુ ! તુ છે ? તે તો મને ડરાવી મૂકયો હમણા કયા છે ? અને શુ કરે છે ?

તુ મ્હને પહેલા ખાવાનુ ખવડાવ. હુ બે દિવસનો ભૂખ્યો છુ

અમે શહેરના બેરોક ભાગમા આવેલ એક હોટલમા ગયા તેણે કહ્યુ "આ હોટલ અમારો ખાસ અડ્ડો છે અહિયા અમે આઝાદીથી વાતચીત કરી શકીએ છીએ" ખાવાનુ ખાધા પછી મ્હે મ્હારી કહાણી સભળાવી એટલે તે કહેવા લાગ્યો "ઓહ ! તમે તો બહુ પ્રમાણિક

બનવા ગયા હતા નહિ ?" એમ કહેતા હસીને તેણે ચહાનો ઓર્ડર આપ્યો

"ત્રણ ત્રણ વાર જેલ જવા છતા તુ નાદાનજ રહ્યો રાજુ ! અરે મૂર્ખ ! કઇ પ્રમાણિકપણાથી અને મેહનત મઝદૂરીથી સુખ અને શાંતિ મળી શકે છે ? અને તે પણ આ દુન્યામા, કે જ્યાં જીવનનો અર્થ જૂઠાણુ, કપટ, દગો અને લુચ્ચાઇ હોય ! શું એ તુ તોને જોતો નથી કે જેઓને પ્રમાણિકતા અને ભોળપણે જીવતા હોવા છતા મડદા બનાવી મુકયા છે, તારે જાણી લેવુ જોઇએ કે આવી સજ્જનતા અને સદાઇને દુન્યા મૂર્ખતા સમજે છે પેલા શેઠ સાહેબનોજ દાખલો લે ખબર છે ? આજે શેઠ સાહેબ શહેરના સૌથી ધનવાન માણસ છે માનને ઇચ્છાઓ તેમની ખરીદેલી દાસીઓ છે પણ એજ શેઠ સાહેબ બે વર્ષ પહેલા સામાન્ય માણસ હતા નાની સરખી દુકાન માંડી અમારા પાસે ચોરીનો માલ ખરીદી ગાળીને વેચવા લાગ્યા લોકોને વ્યાજમા ખૂબ ચૂસ્યા, ઘરો લઇ લીધા, જાગીરો જપ્ત કરી, પોલીસોને લાંચ આપી, અમલદારોની ખુશામત કરી, સાહેબોને પાર્ટીઓ અને ભેટો આપી, રાયબહાદુર બન્યા-મ્યુનિસિપાલના પ્રમુખ થયા. આજે ચારે બાજુ પ્રતિષ્ઠા છે લોકો નમી નમીને પ્રણામ કરે છે સભાઓના પ્રમુખ માટેના આમંત્રણો મળે છે સમજ્યો ! આ છે દુન્યા ! અહિંયા શરાફત અને પ્રતિષ્ઠા ધન પર અવલંબિત છે જો મ્હારી પાસે પૈસા હોય તો હુ શહેરની મોટી અને માનનીય વ્યક્તિ ગણાઉં અને જો સંજોગવશાત હુ કંગાળ થઇ જાઉં તો કોઇ મ્હારી સાથે વાત કરવાનું પણ પસંદ કરશે નહિ રૂપિયાનો ઝગઝાટ માણસોની આંખોને એટલો આંજી નાખે છે કે લોકોને ધનવાન માણસના દોષ પણ સદ્ગુણ દેખાય ધનની જાળ એવી મજબૂત છે કે જે શત્રુઓને પણ એમા જકડી શકે છે વિરોધીઓ રૂપીયા ગળાનાં મિત્રો બને છે. જ્યા લગી પૈસા પાસે નથી હોતા ત્યા લગીજ તે કેવી રીતે કમાયા તેની ચર્ચા કરવામાં આવે છે. પણ જ્યા પૈસા આવ્યા કે પાપ અને પુણ્યનું, નીતિ અનીતિનુ, યોગ્ય અયોગ્યની ચર્ચાનો અંતજ આવી જાય છે"

ફઝલુ ઠંડી ચાહનો છેલ્લો ઘુંટ લેતાં કહેવા લાગ્યો "આ દુન્યાના કામની ભલાઇ બુરાઇનો આધાર તે કામના કરનારની લાયકાત ચતુરાઇ અને હોશિયારી પર નિર્ભર છે જો નઠારા કામને પણ સારી રીતે કરવામા આવે તો તે સારૂં બની જાય છે કસૂર કરવી એ ગુનોહ નથી, પણ એને છુપાવી ન શકવુ એ ગુનોહ છે" તેણે સિગરેટ સળગાવી એક મ્હને પણ આપી ધુમાડાના ગોટા ઉડાવતો વળી તે બોલ્યો કે "સાભળો રાજુ ભૈયા ! જીવનની સફળતાનુ રહસ્ય ચાંદીના ટુકડાઓમા છુપાએલુ છે, સોનાને અહિંયા ચમકદાર થેલીઓથી તોળવામાં આવે છે ગરીબાઇ એ ભયંકર શ્રાપ છે થોડા સિક્કાઓ વડે તમે તમારૂ ભાગ્ય પલટાવી શકો છો." ઘડિયાળ પ્રતિ જોઇને તે બોલ્યો માફ કરજો મ્હારે ખાસ કામ માટે જવુ છે તમે અહિં આરામથી રાત વિતાવી શકો છો"

હું જાગ્યો હતો મ્હારી આંખો ઉઘડી ચૂકી હતી હવે મ્હારે શુ કરવુ એનો નિશ્ચય મ્હેં કરી લીધો હતો

"હુ તમારો આભારી છુ" મ્હેં ધીમેથી જવાબ વાળ્યો

"તો શુ તમે મ્હારી મદદ કરી શકો છો?"

"તે શુ ?" તેણે પૂછ્યું

"મ્હને થોડાક ઘર ફાડવાના હથિયાર અપાવશો ?"

**ચોથો દિવસ —**

આજે જ્યારે કે મ્હારા જીવન ગ્રંથના પાના જુના થવા આવ્યા છે બાર વર્ષ પછી હુ કેદમાથી છુટી ગયો છુ જેલના દ્વાર પર જેલર મ્હને કહેવા લાગ્યો" મેહનત મઝદૂરીથી પેટ ભરો અને ભલા માણસની પેઠે જીવન ગાળો"

(સંપૂર્ણ)

# પ્રખ્યાત માણસોની પરેશાની

## કીર્તિ મેળવનારાઓને લોકો કેવી રીતે સતાવે છે?

લેખક ઈબ્રાહીમ હાજી મહંમદ મીસી

પ્રસિદ્ધીને વરી ચૂકેલા નરનારીઓનાં જીવનમાં લોકો ભારે રસ લે છે તેઓ એમના હસ્તાક્ષરો મેળવવા, યાદગીરી માટેની વસ્તુઓ પ્રાપ્ત કરવા અને એમની મૈત્રિ સાધવા ઉત્સુક હોય છે કીર્તિની ઝમક અને લોકોના જિગરોને સ્પર્શવાની એમની શક્તિથી મુગ્ધ બની જાય છે તેઓ એમના મિત્રોને પણ માનની નજરે જૂએ છે અને એમનાં ખાનગી જીવનની ઝીણી ઝીણી વાતો જાણવાની પણ જીજ્ઞાસા બતાવે છે પ્રખ્યાત બનવું હોય તો વિખ્યાત વ્યક્તિઓની રીતરસમ બધી કીર્તિ મેળવવાનો આ સહેલો માર્ગ છે!

### શાઇરની સનમ

લખનૌના એક પ્રખર સાહિત્યકાર અને શાઇરની સાથે એક લડકાની મહબ્બત થઇ ગઈ એ લડકી પોતાને એ શાઇર કરતા પણ વિશેષ હુશિયાર માનતી આ લડકી સાથે શાદી કરવાને બદલે એ શાઇર કોઇ ઓરતને પરણી ગો પરણ્યા બાદ એમની કીર્તિનો સુવાસ ઓરજ ફેલાયો ઉર્દૂ સાહિત્ય શોખીનોના એ લાડકવાયા બની ગયા કીર્તિ મેળવવાના વળખા મારતી પેલી રખડી ગયેલી "હુશિયાર" ખાતૂને એમના ઇન્તિકાલ પછી પોતાની પાસે સાચવી રાખેલા એમના "ખુતૂતે મહબ્બત" પોતેજ પ્રકટ કરાવ્યા આ કિતાબે ઉર્દૂ સાહિત્ય રસિ-

— અનુસંધાન પાન ૪૨૯

### પાર વગરની પરેશાની

લોકો કીર્તિ મેળવવા માટે આ પ્રમાણે તરેહવાર તરકીબો અજમાવે છે, ત્યારે કીર્તિ મેળવી ચૂકેલાઓ પાર વગરની પરેશાની અનુભવે છે લોકનઝરના શિકાર બનવાથી તેઓને ત્રાસ ઉપજે છે એમનું જીવન "જંજાળી" બની જાય છે, કેટલાકો "અનડા" બની જાય છે તો કેટલાકો પોતાના પ્રશંસકોને ખુશ કરવાનુંજ પસંદ કરે છે સાધન સંપન્ન વ્યક્તિઓ કીર્તિ મેળવ્યા પછી સુખે જીવન જીવી શકે કીર્તિની સાથે કલદાર હોય તો કીર્તિની કાંઇ ઔર મજાહ છે!

### ફિલ્મ સ્ટારો

હોલીવૂડના ફિલ્મ સ્ટારો પાછળ તો કેટલાય લોકો દીવાના બની જાય છે એ સિનેમા જગતના સિતારાઓ એમના મનમ ફિલ્મની જાણે મૂર્તિઓ થઇ પડે છે જગતના કેટલાક મહાપુરૂષોને નસીબ નહિ થતી હોય તેટલી જાહેરાત રૂપેરી આલમના એ રૂડલા તારાઓને થાય છે આપણે ત્યાં પણ સંયુક્ત પ્રાન્તો અને પંજાબના કેટલાક જમીનદારોના રોશન ચિરાગો મુંબઇની કેટલીક ફિલ્મ સ્ટારોના પરવાના બની પોતાનો દૌલત ખાક કરી નાખ્યાના કિસ્સાઓ બનતા રહે છે

### હસ્તાક્ષરોનો સંગ્રહ

આપણે અહિં જીકનીનના એક રોળના

પાદરી કોર્નેલિયસ ગ્રીનવેનો લાખ્યો લઇએ આ પાદરી પાસે અનેક જગમશહૂર નરનારીઓના હાથે લખાયલા પત્રોનો સુંદર સંગ્રહ છે આ પત્રો એકઠા કરવામાં એણે વાપરેલી યુક્તિઓ પણ ધ્યાન ખેંચનારી છે ૧૯૨૯માં એણે અમેરિકાના પ્રેસિડન્ટ કુલીજને પત્ર લખી પૂછ્યું હતું કે, "કોલેજીઅનની ઝિન્દગીની નેમ અને ફર્જ શું હોવી જોઇએ?" પ્રેસિડન્ટ કૂલીજે પ્રત્યુત્તર પાઠવ્યો કે, "કોલેજીઅનની નેમ અને ફર્જ સારી રીતભાત અને ચલુ મહેનત હોવી જોઇએ"

## ઠીકરેટરો પણ બાકાત નહિ

ગ્રીનવેએ હિટલર અને મુસોલિનીને પણ છોડયા નથી એમણે મહામુસીબતે મુસોલિનીની સહી સાથેનો એક ફોટોગ્રાફ મેળવ્યો. આ ફોટો મેળવ્યા પછી તેમણે હિટલરને પત્ર પાઠવ્યો કે 'તમે તમારો ફોટો નહિ મોકલાવો તો કાંઈ નહિ મારી પાસે હાલમાંજ મુસોલિની જેવા મહાપુરૂષે પોતાનો એક મોટો ફોટો મોકલી આપ્યો છે આ ફોટાની સાઇઝ જેવડો મોટો ફોટો મારી પાસે બીજો એકેય નથી '

થોડા દિવસ પછી ન્યૂયોર્કના જર્મન એલચી ખાતાના પ્રતિનિધિએ એમની મુલાકાત લીધી મુસોલિનીના ફોટાનું એ માપ લઇ ગયો અને એ ફોટાથી બેવડી સાઇઝનો હેર હિટલરના હસ્તાક્ષરો સાથેનો ફોટો એમને મળી ગયો

## રાણીનો પત્ર

રૂમાનીઆની રાણીના હસ્તાક્ષરો માટે એમણે વર્ષો સુધી નિષ્ફળ પ્રયત્નો કરેલા. એક દિવસ એમણે એક 'ક્રીમ'ની જાહેરખબર જોડે રૂમાનિઆની રાણીનો ફોટો જોયો આ જાહેરખબર કાપીને એમણે રાણી સાહેબાને તત્કાળીને કાગળ લખ્યો કે 'તમે રાણી થઇને આની ક્રીમ વાપરવાની સલાહ આપો છો એ અજબ થવા જેવું છે ' રાણીએ 'મિસ' ગ્રીનવેને જવાબ લખી મોકલ્યો કે 'એ ક્રીમ વાપરવામાં કશું નુકશાન નથી અતિ સુંવાળી ચામડી માટે પણ એ સારી છે–તમારી મેરી'

## છાપે ચડેલા શૉ

સુતરફેણી જેવી સફેદ દાઢીવાળા નામાંકિત નાટ્યકાર જ્યાર્જ બર્નાડ શૉના હસ્તાક્ષરો પ્રાપ્ત કરવા માટે ડિટ્રોઇટના કેનેથ મેકડોનાલ્ડે અજમાવેલો અખતરો પણ જાણવા જેવો છે. એણે બર્નાડ શૉને પત્ર પાઠવ્યો કે પેટના દર્દો દૂર કરનારી એક દવા સાથે તમારૂં નામ જોડવાનો મારો વિચાર છે, તમે મને વખતસર જવાબ મોકલશો નહિ તો હું એ જાહેરાત વર્તમાનપત્રોમાં પ્રગટ કરાવીશ. તમે મારી દવાનો નિયમિત ઉપયોગ કરો છો એ વાત પણ જાહેરાતમાં 'પ્રસિદ્ધ થશે ' આ પત્ર વાંચી ડોસાનો મિજાજ ગયો. એણે તતડાવીને લખેલો પ્રત્યુત્તર સાચવી રાખવા લાયક વસ્તુ છે !

## વેચી નાખ્યા !

એક અમેરિકન ભેજાએ પોતાને અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર તરીકે ઓળખાવી, લોકપ્રિય લેખકો ઉપર પત્રો લખી પ્રખ્યાત લેખકોના જીવનચરિત્રનું પુસ્તક તેમના હસ્તાક્ષરો સાથેની છેલ્લામાં છેલ્લી તસ્વીરો સાથે પ્રગટ કરવાનો પોતાનો ઇરાદો જણાવ્યો અને તેમને તેમના જીવનની જાણવા જેમ વાતો લખી મોકલવા વિનંતિ કરી આ પ્રોફેસર પણ પોતાના વિષયના કાંઇ બારી માટે નહિ એ માટે કેટલાક જાણીતા લેખકોએ પોતાના જીવન સંબંધી માહિતિઓ લખી મોકલાવી એ માણસે પુસ્તક પ્રગટ કરવાને બદલે એ હસ્તપ્રતોજ સારી કિંમતે વેચી નાખી

# પ્રખ્યાત માણસોની પરેશાની

## કીર્તિ મેળવનારાઓને લોકો કેવી રીતે સતાવે છે?

લેખક ઇબ્રાહીમ હાજી મહમદ મીસી

પ્રસિદ્ધીને વરી ચૂકેલા નરનારીઓના જીવનમાં લોકો ભારે રસ લે છે તેઓ એમના હસ્તાક્ષર મેળવવા, યાદગીરી માટેની વસ્તુઓ પ્રાપ્ત કરવા અને એમની મૈત્રિ સાધવા ઉત્સુક હોય છે કીર્તિની ઝમક અને લોકોના જિગરોને સ્પર્શવાની એમની શક્તિથી મુગ્ધ બની જાય છે તેઓ એમના મિત્રોને પણ માનની નજરે જુએ છે અને એમના ખાનગી જીવનની ઝીણી ઝીણી વાતો જાણવાની પણ જીજ્ઞાસા બતાવે છે પ્રખ્યાત બનવું હોય તો વિખ્યાત વ્યક્તિઓની દોસ્તી બાંધો કીર્તિ મેળવવાનો આ સહેલો માર્ગ છે।

### શાયરની સનમ

લખનૌના એક પ્રખર સાહિત્યકાર અને શાયરની સાથે એક લડકાની મહોબ્બત થઈ ગઈ એ લડકી પોતાને એ શાયર કરતા પણ વિશેષ હુશિયાર માનતી આ લડકી સાથે શાદી કરવાને બદલે એ શાયર કોઇ ઓરને પરણી બેઠા પરણ્યા બાદ એમની કીર્તિનો સૂરજ ફેલાયો ઉર્દૂ સાહિત્ય શોખીનોના એ લાડકવાયા બની ગયા કીર્તિ મેળવવાના વલખા મારતી પેલી રખડી ગયેલી "હુશિયાર" બાનુને એમના ઇન્તિકાલ પછી પોતાની પાસે સાચવી રાખેલા એમના "ખુતૂતે મહોબ્બત" પોતેજ પ્રકટ કરાવ્યા આ કિતાબે ઉર્દૂ સાહિત્ય રસિકોનું ખાસ્સું ધ્યાન ખેંચ્યું

### પાર વગરની પરેશાની

લોકો કીર્તિ મેળવવા માટે આ પ્રમાણે તરેહવાર તરકીબો અજમાવે છે, ત્યારે કીર્તિ મેળવી ચૂકેલાઓ પાર વગરની પરેશાની અનુભવે છે લોકનજરના શિકાર બનવાથી તેઓને ત્રાસ ઉપજે છે એમનું જીવન "જંજાળ" બની જાય છે, કેટલાકો "ગાંડા" બની જાય છે તો કેટલાકો પોતાના પ્રશંસકોને ખુશ કરવાનુંજ પસંદ કરે છે સાધન સંપન્ન વ્યક્તિઓ કીર્તિ મેળવ્યા પછી સુખે જીવન જીવી શકે કીર્તિની સાથે કલદાર હોય તો કીર્તિની કાંઇ ઓર મજાહ છે।

### ફિલ્મ સ્ટારો

હોલીવૂડના ફિલ્મ સ્ટારો પાછળ તો કેટલાય લોકો દીવાના બની જાય છે એ સિનેમા જગતના સિતારાઓ એમના મનપસંદની જાણે મૂર્તિઓ થઇ પડે છે જગતના કેટલાક મહાપુરુષોને નસીબ નહિ થતી હોય તેટલી જાહેરાત રૂપેરી આલમના એ રૂડા તારાઓને થાય છે આપણે ત્યાં પણ સંયુક્ત પ્રાન્તો અને પંજાબના કેટલાક જમીનદારોના રોશન ચિરાગો મુંબઇની કેટલીક ફિલ્મ સ્ટારોના પરવાના બની પોતાની દૌલત ખાક કરી નાખ્યાના કિસ્સાઓ બનતા રહે છે

### હસ્તાક્ષરોનો સંગ્રહ

આપણે અહિં મુકીનના એક રોજના

પાદરી કોર્નેલિયસ ગ્રીનવેનો દાખલો લઇએ આ પાદરી પાસે અનેક જગમશહૂર નરનારીઓના હાથે લખાયલા પત્રોનો સુંદર સમ્રહ . આ પત્રો એકઠા કરવામા એણે વાપરેલી યુક્તિઓ પણ ધ્યાન ખેચનારી છે ૧૯૨૯મા એણે અમેરિકાના પ્રેસિડન્ટ કુલીજને પત્ર લખી પૂછાવ્યુ હતુ કે, "કોલેજીઅનની ઝિન્દગીની નેમ અને ફર્ઝ શુ હોવી જોઇએ ?" પ્રેસિડન્ટ કૂલીજે પ્રત્યુત્તર પાઠવ્યો કે, "કોલેજીઅનની નેમ અને ફર્ઝ સારી રીતભાત અને ચાલુ મહેનત હોવી જોઇએ"

## ડીકટેટરો પણ બાકાત નહિ

ગ્રીનવેએ હિટલર અને મુસોલિનીને પણ છોડયા નથી એમણે મહામુસીબતે મુસોલિનીની સહી સાથેનો એક ફોટોગ્રાફ મેળવ્યો આ ફોટો મેળવ્યા પછી તેમણે હિટલરને પત્ર પાઠવ્યો કે 'તમે તમારો ફોટો નહિ મોકલાવો તો કાંઇ નહિ મારી પાસે હાલમાંજ મુસોલિની જેવા મહાપુરૂષે પોતાનો એક મોટો ફોટો મોકલી આપ્યો છે આ ફોટાની સાઇઝ જેવડો મોટો ફોટો મારી પાસે બીજો એકેય નથી '

થોડા દિવસ પછી ન્યૂયોર્કના જર્મન એલચી ખાતાના પ્રતિનિધિએ એમની મુલાકાત લીધી મુસોલિનીના ફોટાનુ એ માપ લઇ ગયો અને એ ફોટાથી બેવડી સાઇઝનો હેર હિટલરના હસ્તાક્ષરો સાથેનો ફોટો એમને મળી ગયો

## રાણીનો પત્ર

રૂમાનીઆની રાણીના હસ્તાક્ષરો માટે એમણે વર્ષો સુધી નિષ્ફળ પ્રયત્નો કરેલા એક દિવસ એમણે એક 'ક્રીમ'ની જાહેરખબર જોડે રૂમાનિઆની રાણીનો ફોટો જોયો આ જાહેરખબર કાપીને એમણે રાણી સાહેબાને તતડાવીને કાગળ લખ્યો કે 'તમે રાણી થઇને આવી ક્રીમ વાપરવાની સલાહ આપો છો એ અજબ થવા જેવુ છે ' રાણીએ 'મિસ' ગ્રીનવેને જવાબ લખી મોકલ્યો કે 'એ ક્રીમ વાપરવામા કશુ નુકશાન નથી અતિ સુંવાળી ચામડી માટે પણ એ સારી છે—તમારી મેરી'

## છેલ્લાઇ પરવડે શા

સત્તરફેણી જેવી સફેદ દાઢીવાળા નામાંકિત નાટ્યકાર જ્યાર્જ બર્નાડ શૉના હસ્તાક્ષરો પ્રાપ્ત કરવા માટે ડિટ્રોઇટના કેનેથ મેકડોનાલ્ડે અજમાવેલો અખતરો પણ જાણવા જેવો છે. એણે બર્નાડ શૉને પત્ર પાઠવ્યો કે પેટના દર્દો દૂર કરનારી એક દવા સાથે તમારૂ નામ જોડવાનો મારો વિચાર છે, તમે મને વખતસર જવાબ મોકલશો નહિ તો હુ એ જાહેરાત વર્તમાનપત્રોમા પ્રગટ કરાવીશ. તમે મારી દવાનો નિયમિત ઉપયોગ કરો છો એ વાત પણ જાહેરાતમા પ્રસિદ્ધ થશે ' આ પત્ર વાચી ડોસાનો મિજાજ ગયો. એણે તતડાવીને લખેલો પ્રત્યુત્તર સાચવી રાખવા લાયક વસ્તુ છે !

## વેચી નાખ્યા !

એક અમેરિકન ભેજાએ પોતાને અગ્રેજી સાહિત્યના પ્રોફેસર તરીકે ઓળખાવી, લોકપ્રિય લેખકો ઉપર પત્રો લખી પ્રખ્યાત લેખકોના જીવનચરિત્રનું પુસ્તક તેમના હસ્તાક્ષરો સાથેની છેલ્લામા છેલ્લી તસ્વીરો સાથે પ્રગટ કરવાનો પોતાનો ઇરાદો જણાવ્યો અને તેમને તેમના જીવનની જાણવા જોગ વાતો લખી મોકલવા વિનંતિ કરી આ પ્રોફેસર પણ પોતાના વિષયના કાંઇ બાકી માટે નહિ એ માટે કેટલાક જાણીતા લેખકોએ પોતાના જીવન સંબંધી માહિતિઓ લખી મોકલાવી એ માણસે પુસ્તક પ્રગટ કરવાને બદલે એ હસ્તપ્રતોજ સારી કિંમતે વેચી નાખી

કારવાં

લેજનો પ્રોફેસર

કૉલેજના પ્રોફેસરો મુખ્યત્વે ચરકેલ મગ
જના હોય છે, પરતુ તેઓનું ચારિત્રપણુ નબળા
મગજના અને કમબ'દેશ છોકરા છોકરીઓને
નુકસાન કરી શકે છે મુબઈની એક કૉલેજની
કન્યા અને એક ખ્રિસ્તી પ્રોફેસર વચ્ચે ગાઢ
મૈત્રાચારી બધાતા એ મૂર્ખ છોકરી કૉલેજમા
નામચીન બની ગઈ કૉલેજમા એના વિષે
તરેહવાર વાતો થતી, પરતુ એ એમ સમજતી
., એ બધા અદેખાઈની આગમા ભડભડ બળી
.લા છે એજ છોકરીની એક સારૂ કમાતા
જાણીતા અને લોકપ્રિય જુવાન સાથે મૈત્રિ
થતા એ છોકરી તરફ લોકો માનની નજરે
જોવા લાગ્યા એ યુવાનના નામની પાછળ
ડીગ્રીના પૂછડા ન હતા, પરતુ સમાજમા તેની
સારી પ્રતિષ્ઠા હતી એ યુવતીએ આ વાત
પર દુર્લક્ષ કરી પેલા "માકા પાઉ" પ્રોફેસ-
રની પોતાના ઓળખાણવાલાઓ અને સગા-
સબધીઓમા ફૂલ્યથી વાતો કરવા લાગી. આનુ
પરિણામ એ આવ્યુ કે, એ બાળાએ પાછી
મેળવેલી પ્રતિષ્ઠા પણ ગુમાવી અને પેલો સારો
ચરિત્રવાન યુવાન પણ ગુમાવ્યો મહાન અને
મશ્હૂર માણસો સાથે દોસ્તીનો સબધ લાબા
વખત સુધી ટકાવી રાખતા જેને આવડતું ન
હોય તેઓ પસ્તાયા વગર રહેતા નથી એક
વખત લોકોની નજરમાથી ઉતરી ગયા પછી
પાછા નજરે ચઢવુ મુશ્કેલ છે કીર્તિ મેળવ-
વાની હોસ રાખનારાઓ આ વાત અવશ્ય
ધ્યાનમા રાખે

# દીદારે રસૂલ (સ૭૦)

સંપાદક રિફાઈ-સાબેરી
[ સર્વ હક સંપાદકને સ્વાધિન છે. ]

હદીસ (૪) હઝરત અબૂ હોરૈરહ (રદી•)થી રિવાયત છે કે.–"તે માણસનુ નાક માટી ભેગુ કરવામા આવે કે, જેની આગળ મારૂ નામ લેવામા આવે, છતા પણ તે મારી ઉપર દરૂદ મોકલે નહિ"

હદીસ (૫) દુર્રે મન્સૂરના કર્તા સોઆબુન ઇમાનના હવાલાથી ફરમાવે છે કે–"જેણે દુન્યામાં મારી ઉપર દરૂદ મોકલવામા બેપરવાઇ કરી તે માણસ કયામતને દહાડે જન્નતના રસ્તામા ભટકતો રહેશે અને તેનુ કયા પણ ઠેકાણુ લાગશે નહી"

હદીસ (૬) દુર્રે મન્સૂરના કર્તા હઝરત જાબિર (રદી•)થી નકલ કરે છે કે -"જનાબ મુહમ્મદ રસૂલિલ્લાહ (સ•) ફરમાવે છે કે–"જે કોમ કોઇ જગ્યાએ ભેગી થઇ અને મારી ઉપર દરૂદ મોકલવા વગર પોતાની મજલિસ બરખાસ્ત કરી તો તેઓનુ એ કામ બદબુદાર મુરદાર ઉપરથી ઉઠવા સમાન છે. કેટલીક રિવાયતોમા મુરદાર ગધેડો પણ છે, જેની મતલબ છે કે તે બધાઓ ગધેડાની સડેલી લાશ ઉપર તેને ખાવા એકઠા થયા હતા આ પ્રકારે તે મજલિસની બેખબરકતી અને ધારેલા કામથી મહરૂમ (નિષ્ફળ) રહેવા તરફ છે.

મુસલમાનોને જોઇએ કે પોતાના દરેક જલસા અને મીટીંગોને ખુદાપાકની યાદ અને દરૂદ શરીફથી ખાલી ન રાખે

હદીસ (૭) દુર્રે મન્સૂરના કર્તા બગાવી અને બૈહકી (રદી•)ના હવાલાથી ફરમાવે છે કે –"જે જલસો ખુદાપાકની યાદ અને દરૂદ શરીફ વગર તમામ (પૂર્ણ) કરવામા આવ્યો તો કયામતને દહાડે તે જલસો કરનારને એવી બેદરકારી માટે સખત હસરત અને શરમિન્દગી ઉઠાવવી પડશે, પછી ભલે તે તેની બીજી નેકીઓને બદલે જન્નતમા દાખલ પણ થઇ જાય"

મજકૂર સાહબ તારીખે ખતીબથી નકલ કરે છે કે –"હઝરત અબૂબકર સિદ્દીક (રદી•)ની નજદીક દરૂદ શરીફનો એટલો બધો મરતબો છે કે "તેઓ (રદી•) ફરમાવે છે કે–હુઝૂર (સ•) ઉપર દરૂદ મોકલવાથી બધા ગુનાહ બિલ્કુલ મટી જાય છે, અને સલામ મોકલવું, ગુલામ છુટા કરવાથી બેહતર અને અફઝલ છે, અને આપ (સલ•)ની મહબ્બત કરવી તે ખુદાપાકના રસ્તાના કરવાના કામો તેમજ ખુદાપાક માટે જિહાદ કરવા કરતા પણ બેહતર છે

આ ઉપરથી દરેક સાહબ દરૂદ શરીફની ફઝીલત અને મરતબો સારી રીતે સમજી શકે છે.

દરૂદ શરીફ પઢવાથી બુઝુર્ગાને દીન (ર. ત. અ.) વગેરેને શુ શુ ફાયદા થાય છે, તે, તેમજ નહી પઢનારાઓને શુ શુ નુકશાન થવા ઉપરાંત કેવાં કેવાં દુઃખ સહન કરવાં પડયા હતા તેનુ ટુંકમાં વર્ણન.

હિકાયત ૧ લી —તમ્બીહુલ ગાફેલીનના કર્તા હઝરત સુફયાન સૂરી (ર૦ અ૦)ના વખતનું વર્ણન કરે છે કે —તેમણે હજ્જના વખતે એક એવા માણસને જોયો કે જે દરેક પગલે તેમજ હજ્જના દરેક ફર્ઝ અદા કરતી વખતે નબી (સ૦) ઉપર દરૂદ શરીફ મોકલે છે હઝરત સુફયાને આ હાલત જોઇ તેને પૂછયું કે — "અલ્લાહના બંદા! દરૂદ શરીફ સિવાય બીજુ પણ કંઇ આવડે છે કે નહિ?" જે ઉપરથી તેણે હઝરત સુફયાનનું નામ પૂછયું અને નામથી જાણીતા થઇ તેણે જવાબ દીધો કે — "અગર જો આપ ચાલુ વખતના કામિલોમાંથી ન હોત તો હું કદી પણ આવી રીતે દરૂદ શરીફ પડવાનો ભેદ આપને કહેતે નહિ. હું મારા બાપ સાથે એક વખત હજ્જ પડવા રવાના થયો હતો, અચાનક મારો બાપ રસ્તામાં મરી ગયો, તેના કફન દફનના કામમાં હું રોકાયલો હતો, તેટલામાં તેનો ચેહરો બદલાઇ ગયો તેની આ હાલત જોઇ, મારી મુસાફરી તેમજ મુસીબતને હું રડવા લાગ્યો રડતા રડતા કંઇક ઉંઘ આવી ગઇ એ હાલતમાં હું જોઉં છું કે, એક બેહદ ખૂબસૂરત માણસ કે જેના કપડા ખૂશ્બૂથી મહેકી રહ્યા હતા—આ પહેલાં કદી પણ એવી ખૂબસૂરત શિકલ જોવામાં આવેલી નહીં, તેમજ એવી ખુશ્બુ પણ સુંઘેલી નહીં—અચાનક આવ્યા અને તેમણે મારા બાપના મોંઢા ઉપરથી કપડુ ખસેડી તેના મોંઢા પર હાથ ફેરવ્યો હું જોઉં છું કે મારા બાપનો ચેહરો ચંદ્રમા જેમ ચમકવા લાગ્યો મેં તેજ ઉંઘની હાલતમાં તે જુવાન અજનબીનો દામન પકડયો અને કહ્યું — "આપ એ તો કહો કે આપનું નામ શું છે?" તેમણે મારી તરફ હસીને જોયું અને જવાબ દીધો 'મને મુહમ્મદ બિન અબ્દુલ્લાહ (સ૦) કહે છે" એ સાંભળતાની સાથેજ તેમ (સલ૦) ને હું વળગી પડયો અને રડીને કહ્યું — "મારા મા-બાપ આપ (સ૦) પર કુરબાન થાય આપે (સ૦) આ જગતમાં શા માટે તકલીફ ઉઠાવી!" હુઝૂર (સ૦) જવાબ દીધો કે "જો કે તારો બાપ ફાસિક (ખુદાનો હુકમ ન માનનાર, ગુનહગાર) હતો, છતાં મારી ઉપર પુષ્કળ દરૂદ મોકલતો હતો, એની મુસીબતની ખબર મને પડી, તો તુર્તજ એની મુશ્કિલકુશાઇ માટે હું અહીં આવ્યો" મેં કહ્યું —"હુઝૂર (સ૦) મને કંઇ નસીહત કરતા જાઓ" આપે (સ૦) જવાબ દીધો કે "હમેશા દરૂદ પડયા કર." એ સુફયાન! હું જાગ્યો અને જોયું તો મારા બાપનો ચેહરો તેવોજ ચમકદાર થયો હતો, અને તેજ દિવસથી મારા વઝીફા તરીકે દરૂદ શરીફને નક્કી કર્યું છે"

હિકાયત ૨ જી —નુઝહતુલ મજાલિસના કર્તા એક સાલેહ (નેક) માણસથી રિવાયત કરે છે કે —"તેમણે યમનમાં એક એવા માણસને જોયો કે જે આંધળો, મુંગો અને કોઢીયલ (પિત્તયગ) હતો લોકોને તેની હકીકત પૂછવાથી જણાયું કે "એ માણસ બહુ સારા મધુર અવાજનો કારી હતો, એણે એક દિવસ —'ઇન્નલ્લાહ વ મલાએકતહુ યુસલ્લુન' બરાબરી' ને બદલે 'ઇન્નલ્લાહ વ મલાએકતહુ યુસલ્લુના અલબ્બા' કહ્યું (જેનો મતલબ થાય છે કે ખુદાપાક અને તેના ફરિશ્તા માગી ઉપર દરૂદ મોકલે છે) તેણે એ મુજબ કહ્યું કે તરતજ મજકૂર બધી બીમારીઓમાં ગિરફતાર થયો છે

હિકાયત ૩ જી —નુઝહતુલ મજાલિસના કર્તા લખે છે કે — "એક માણસ ઝાલિમ બાદશાહના જુલ્મોથી ગભરાઈ જંગલમાં નાસી ગયો, અને હુઝૂરે અકરમ (સ૦) ઉપર હજાર વખત દરૂદ શરીફ મોકલ્યું અને પછી ખુદાપાકને અરજ કરી કે "ઇલાહી તારા હબીબ (સ૦)ના વસીલાથી આ ઝાલિમ બાદ-શાહથી હું તારી પનાહ માગું છું" હજી તો તે માણસ દુઆ માગી ફારિગ થયો નહીં,

એટલામા ગૈબથી અવાજ આવ્યો કે "મુહમ્મદ (સ૦)નો વસીલો બધા વસીલાઓ કરતા શ્રેષ્ઠ છે તારી દુઆ મે કબૂલ કરી, અને તારા દુશ્મનને હલાક કરી દીધો (મારી નાખ્યો છે)' તે માણસ જ્યારે શહેરમા પાછો ફર્યો ત્યારે તેને ખબર પડી કે પેલો ઝાલિમ બાદશાહ મરણ પામ્યો છે

હિકાયત ૪ થી –મઆરેજના કર્તા લખે છે કે -એક માણસ હુઝૂરે અકરમ (સ૦) ઉપર દરૂદ શરીફ મોકલવામા આળસ કરતો હતો એક રાત્રે તેણે હુઝૂર (સ૦)ને સ્વપ્નામા જોયા, પણ હઝરતે (સ૦) તેની તરફ જોયું નહી, અને પોતાનો મુબારક ચેહરો બીજી તરફ ફેરવી લીધો. જે તરફ હુઝૂર (સ૦)નો મુબારક ચેહરો હતો તે તરફ પેલો માણસ ગયો ત્યારે આપે (સ૦) પોતાનો મુબારક ચેહરો બીજી તરફ ફેરવી લીધો જે પરથી તેણે અરજ કરી– "યા રસૂલિલ્લાહ (સ૦) શુ મારેથી આપ નારાઝ છો ?" આપે ફરમાવ્યું 'તું કોણ છે ? હું તને ઓળખતો નથી" તેણે જવાબ દીધો– "હુઝૂર (સ૦)! હુ આપનો ઉમ્મતી છુ ઉલમાઓથી મે સાંભળ્યુ છે કે આપ (સ૦) આપના ઉમ્મતીઓને સારી રીતે ઓળખો છો" આપે (સ૦) ફરમાવ્યુ 'એશક, (ખરેખર) પણ મારી ઓળખાણ દરૂદ ઉપર આધાર રાખે છે એટલે કે જે દરૂદ પઢે છે તેનેજ હું ઓળખુ છું અને તુ તો મારી ઉપર દરૂદ મોકલતો નથી" આ સાંભળતાની સાથેજ તે માણસની આંખ ખુલી ગઇ અને તેણે દરરોજ હજાર વખત દરૂદ શરીફ પઢવાનુ નક્કી કર્યું એ પછી એક વખત તેને પાછો દીદાર નસીબ થયો, તો તે વખતે આપે (સ૦) હસીને મુલાકાત કીધી

હિકાયત ૫ મી –એક આબિદ પાનસો દિર્હમનો દેણદાર હતો, તેણે એક દિવસ હુઝૂર (સ૦)ને સ્વપ્નામા કહેતા સાંભળ્યુ કે -નિશાપુરના કાઝી અબુલ હસનને મારૂ સલામ કહી મારા તરફથી કહે કે "તે તારૂં દેણુ ચૂકવી દે." આબિદે પૂછ્યુ 'હુઝૂર (સ૦) મારા સ્વપ્નાને તે કેવી રીતે સાચો માનશે ?" આપે (સ૦) ફરમાવ્યુ કે "દરરોજ રાત્રે એકસો વખત મારી ઉપર તે દરૂદ મોકલે છે, પણ ગઇ રાત્રે કેટલાક કારણને લીધે મારી ઉપર દરૂદ મોકલી શક્યો નહી દરરોજ તે જે દરૂદ મોકલે છે એ બાબત તેના સિવાય બીજો કોઇ પણ માણસ જાણતો નથી, અગર જો તે તારી પાસે કંઇ નિશાની માગે તો મે તને કહી છે એટલીજ વાત તેને કહેજો" આબિદે સવારે કાઝી સાહેબને બધી હકીકત કહી જે ઉપરથી તેણે ખુદાપાકને શુકરાનાનો સજદો કર્યો અને આબિદને અઢી હજાર દિર્હમ આપ્યા જેમાં એક હજાર દિર્હમ મજકૂર ખુશ ખબર માટે, એક હજાર દિર્હમ આબિદ તેની પાસે ગયો તે બદલ અને પાનસો દિર્હમ તેના કર્જ માટે, અને કહ્યુ કે, હવે પછી પણ જ્યારે આપને જરૂર પડે ત્યારે જે કંઇ જોઇએ તે જરા પણ સંકોચ વગર લઇ જશે।"

હિકાયત ૬ ઠ્ઠી –નુઝહતુલ મજાલિસના કર્તા એક નેક માણસનુ વર્ણન લખે છે કે –'એક માણસે અમુક ગણત્રીનું દરૂદ શરીફ દરરોજ પઢવા નક્કી કર્યું હતુ અને કોઇ પણ દિવસ તેમા કમતી કરતો નહી એક દિવસ તેણે ખાબમા જોયું કે હુઝૂર (સલ૦) તેને ત્યા આવ્યા છે, અને ફરમાવે છે કે –જે મુબારક મોઢાથી તુ મારી ઉપર દરૂદ પઢે છે તે મે હુ મારી પાસે લાવ હુ તેને બોસો આપુ" તેણે શરમાઇને મોઢુ નીચુ કરી દીધુ, તો હઝરતે (સ૦) તેના ગાલો ઉપર બોસા આપ્યા તેણે જાગૃત થઇ પોતાના ઘરને નૂર અને ખુશ્બુથી ભરપૂર જોયુ

હિકાયત ૭મી –હઝરત શિબ્લી (ર૦ અ૦)ને

એક ઔરતે કહ્યુ —હુઝૂર ! મારી છોકરી ગુજરી ગયાને કેટલાક મહીના થઇ ગયા છે, પણ હજી સુધી તેને ખ્વાબમા મેં જોઇ નથી” શિબ્લી (ર અ)એ દુઆ માગી અને જવાબ દીધો કે “ફલાણે દિવસે તેને ખ્વાબમા તું જોશે અમુક દિવસ પછી પેલી ઔરત આપની પાસે રડતી આવી અને કહ્યુ કે હુઝૂર તેને ખ્વાબમા મે જોઇ, પણ તે સખત અઝાબમા ગિરફતાર છે” તેમણે જવાબ દીધો કે —‘તેના છૂટકારા માટે ખુદાપાકથી તું દુઆ માગતી રહે, ખુદા પાક તેને અઝાબથી નજાત આપશે”

અમુક મુદ્દત પછી શિબ્લી (ર અ) એ ખ્વાબમા જોયુ કે —‘એક બહુજ ખૂબસૂરત ઔરત તખ્ત ઉપર જન્નતમા બેઠી છે, જેણે શિબ્લી (ર અ)ને પૂછ્યુ કે “તમો મને ઓળખો છો ?’ તેમણે જવાબ દીધો ‘નહી” તે ઔરતે કહ્યુ કે હુ તેજ ડોશીની છોકરી છુ કે જે તમો પાસે દુઆ માટે આવી હતી આપે તેના છુટકારાનો સબબ પૂછ્યો ત્યારે તેણીએ કહ્યુ ‘એક વખત એક માણસે અહીંના કબ્રસ્તાન તરફથી પસાર થતા થતા માત્ર દરૂદ શરીફ પઢી તેનો સવાબ મુરદાઓને બખ્શેલો, અને તેથી દરૂદ શરીફની બરકતથી ખુદાપાકે બધા મુરદઓ પરથી અઝાબ ખેંચી લઇ, બધાઓને બખ્શી દીધા ઓ શિબ્લી (ર અ) ! એ કબ્રસ્તાનમા ૫૫૦ મુરદા હતા, જે બધા અઝાબે ઇલાહીમાં ગિરફતાર હતા, જેમા હુ પણ હતી, અમો બધાઓને ખુદાપાકે બખ્શી દીધા છે”

**હિકાયત ૮ મી** —ગેઝુન ફાએકના કર્તા એક બુઝુર્ગની હિકાયત લખે છે કે —‘તેમની પાડોશમા એક બહુજ ગુનહગાર માણસ રહેતો હતો, જેના મરણ પછી તેમણે તેને ખ્વાબમા જોયો કે તે માણસ એક બહુજ સારા ઉંચી જાતના ઘોડા ઉપર બેસી જન્નતના બગીચામા ફરી રહ્યો છે, જે ઉપરથી તેમણે તેને અજા યબી સાથે સવાલ કર્યો કે —તને આ મરતબો કેવી રીતે મળ્યો ? તેણે જવાબ દીધો કે એક દિવસ એક વાઅઝની મજલિસમા હુ ગયો હતો, જ્યા મિમ્બર ઉપર એક મુહદ્દિસ બેસીને બધાઓની આગળ દરૂદ શરીફની બરકતો અને ફાયદાઓનુ વર્ણન કરતો હતો, તેણે વાઅઝ દરમ્યાન હાજર રહેલાઓને મોટા અવાજે એક વખત દરૂદ શરીફ પઢવાને કહ્યુ અને તેણે પોતે પણ પઢયુ તેમજ બધાઓની સાથે હુ પણ દરૂદ શરીફ પઢવામા શામિલ હતો ખુદા પાકે તે દરૂદ શરીફની બરકતથી મારા ગુનાહ માફ કરી આ મરતબો મને આપ્યો છે (અપૂર્ણ)

# આત્મ હત્યા

અનુવાદક "ખામોશ" [ કુતિયાણા ]

સદેશાવાહકે કહ્યુ—"એના લગ્ન થઇ ગયા"

મે કહ્યુ—"શુ બકે છે?"

તેણે પણ કહ્યુ—"તેણીએ વિવાહ કરી લીધા"

મે પાછુ કહ્યુ—"તુ જૂઠો છે!"

તેણે પોતાની સાયનટના ઉત્તરમા એક લગ્નની છપાએલી આમત્રણ-પત્રિકા બતાવી અને હુ "ઉંહ" કહીને પડી ગયો

બેર, આ તો મારો પોતાનો આત્મિક પ્રસગ છે, જેને ન હુ વર્ણવા ઇચ્છુ છુ, ન કોઇને એ વિષય જાણવાનો કાંઇ અધિકાર છે વારુ, વાત એમ છે કે, આ પ્રસગ પછી મારા માટે બીજો કોઇ ઉપાયજ ન હતો, કે હુ આપઘાત કરૂ અને શ્રદ્ધાના આ ચિતને, જે કોઇ વિશ્વાસઘાતીએ નિર્દયપણે ભુસ્યું હતુ, હુ મારા સોહીના ટીપાથી તર કરી દઉં જેથી જગત, વિશ્વાસ અને અવિશ્વાસનો ન્યાય તોળવા માટે કોઇ વિપત્તિમા સપડાય નહિ

મારૂ હૃદય નિશ્ચયપણે જગતથી કંટાળી ગયુ હતુ, અને જીવનથી કોઇ એવી ઘૃણા ઉત્પન્ન થઇ ગઇ હતી, જે સામાન્ય રીતે મૃત્યુથી ઉપજ્યા કરે છે હુ જાણતો હતો કે, આપઘાત એ ઘણુ ભયકર કાર્ય છે પરંતુ ઘણી વેળા આ ભયકર કાર્યપર અમલ ન કરવો, તે અતિમ નિર્લજ્જતા અને દૈવત દાખવે છે સક્ષિપ્ત વર્ણન એમ કે, મારો આપઘાતનો હેતુ તદન યોગ્ય અને સાચો હતો અને મારો આપઘાત પ્રતીત વાજબી એમજ નહીં, પણ "કર્તવ્ય" હતો. એથી હુ આ કર્તવ્યની સપૂર્ણતામા, દરેક સભવિત પ્રયત્ન વડે કામ લેવા ઇચ્છતો હતો

રાત્રિ મસાણ જેવી બિહામણી હતી. અને ચારેકોર સ્મશાનની જેમ સનસનાટી છવાઇ ગઇ હતી અને ખચીત એજ રાત અને એજ સનસનાટીની પ્રતિક્ષા હતી હુ ચુપચાપ ઉઠ્યો, અને મારા કમરામા જઇને, ખોકરામાથી મારી રિવોલ્વર કાઢી લીધી આ રિવોલ્વર જે દિવસે ખરીદવામા આવી હતી, તે દિવસથી મારી દેખરેખ નીચે બોકસમા એમજ પડી હતી, અને એનો કાંઇ ઉપાય સમજવા ન આવતો હતો પરતુ આજે જાણવામા આવ્યુ કે, ખરેખર આ ઘણી ઉપયોગી વસ્તુ છે અર્થાત એની સહાયથી ફકત આંગળીનો એક સકેત, મને બધા સકટો અને વિપત્તિઓ અને બધી અડચણોથી જે મારા ઉપર તે કુરતા લગ્ન-પ્રસગ પછીથી વીતિ રહી હતી-મોક્ષ આપી શકે છે

મે' રિવોલ્વરને ધ્રુજતા હાથોમા દૃઢ જકડી લીધી અને નિશાન બે ત્રણ કારતૂસો લગાવી દીધા એના પછી મારૂ મૃત્યુ જાતે મારા હાથમા હતુ જો હુ ઇચ્છત, તો એજ વખતે પોતાને દાગગૃહથી મુક્ત કરી શકત પરતુ એને રુધિરનો વેગ કહો કે પ્રેમનો ઉન્માદ, કે બરાબર એજ વખતે સૌથી પ્રથમ મારા બે ત્રાહિત બાળકો યાદ આવ્યા જેઓ થોડી

વાર પછી અનાથ થવાના હતા એના પછી તે જીવન-સખીનો વિચાર આવ્યો, જેનું સૌભાગ્ય લુંટાઇ રહ્યું હતું પછી તે શોકાવિષ્ટ માતા યાદ આવી, જે મુજ દુર્ભાગીને પોતાની વૃદ્ધતાનો આશ્રય ગણી જીવી રહી હતી અને પછી તે વૃદ્ધ પિતા યાદ આવ્યા, જે મુજને 'આંધળાની લાકડી' કહેતો હતો. આ બધા સ્નેહીઓની મૂર્તિઓ દ્રષ્ટિ સમીપ ફરી વળી, અને તરત હૃદયે ઇચ્છ્યુ કે ઓછામા ઓછું એકવાર અને અંતિમ ઘડીએ તેઓ બધાને જોઇ લઉં મે રિવોલ્વર નિર્દોષપણે ટેબલ પર રાખી દીધી, અને સંકુચિત પગને સદનમા ગયો જ્યા બધા મધુર સુષુપ્તિ લઇ રહ્યા હતા

સૌથી પહેલા મે મારા મોટા પુત્રને જોયો, જે સ્વપ્ન-સૃષ્ટિમા સ્વર્ગ-સુખનો શારીરિક સ્વાદ લેતો જણાતો હતો નીચે નમી એના કપાળને ચુંબન કર્યું, અને એનાથી અઘો ખસી નાના બાળક ભણી ધસ્યો જગતનો આ સૌથી વધુ દીપતો ફૂલ સ્વપ્ન શીલ હતો, અસ્વસ્થ ઉંઘી રહ્યો હતો અને દારિદ્રતા આમંત્ર હતી મે ધીમેથી એના માથા પર હાથ ફેરવ્યો, અને એને પણ પ્રભુને સુપ્રત કરી મારી તે જીવન-સખીની પાસે ગયો, જેની સુંદર સૃષ્ટિને મારા હાથે લુંટવનો હતો આ કીર્તિ વત સંયમની દેવી પોતાના પવિત્ર સૌંદર્ય સાથે કોઇ સરસ સમણું જોઇ રહી હતી એવું સમજાયું કે તેણીને પોતાના સિરતાજથી સેજના માટે અલગ થવાનો પણ ખ્યાલ ન હતો મે વિશ્વાસઘાતીએ તે શ્રદ્ધાળુને છેલ્લી સલામ કરી, અને સદનના બીજા વિભાગમા જઇને મારી વૃધ્ધ-માતાની સગત લીધી, જેમના હૃદયના કટકે કટકા કરવા હું અત્યારે આતુર હતો મે એની તેજસ્વી મુખાકૃતિ પર મમતાનું તેજ જોયુ, અને એવી રીતે નજર ફેરવી પિતાની તરફ વળ્યો એવું વૃધ્ધ અને નબળુ શરીર જોયુ, અને બહુ વિચાર કર્યો પહાડ આ ગરીબ પર હું તોડવા ઇચ્છી છુ, તે એના માટે પણ મૃત્યુ-સદેશ મારા ઉદ્દેશોમા કોઇ થડથડાત ઉત્પન્ન

મે મારા બધા પ્રિયજનો જોયા, પછી મારા કમરામા પાછો ફર્યો ઉદ્દગીવાર ને કાફિરી-પચ્ચખુ હદયીની જોઇ, જે ખરેખર મારી ઘાતક હતી લાગ્યુ કે એની છબી મારા આ ઉદ્દેશ હાસ્ય વિનોદ કરી રહી છે અને એને માખુ દેવાનો હજી પણ વિશ્વાસ નથી તત્તકાળ છબી ટેબલ પર રાખી દીધી, રિવોલ્વર ઉપાડી લીધી રિવોલ્વર મારા હા વૃક્ષની જેમ કંપી રહી હતી બહુધા ભયકર વિચારની એનામા પણ હતી, અને હું પોતે મારા મૃત્યુ ભવિષ્યમા ગુમ થએલો હતો વખતે એક ધડાકાના પછી રિવોલ્વ ઘાતક ગોળી મારી છાતીમા પ્રવેશી જશે, હું એક ગગનભેદી બૂમની સાથે પર પડી જઇશ અને માછલીની જેમ ડીશ એજ વખતે ઘરના સર્વે માણસો કમરામા ભેગા થઇ જશે મારી માતા પોતાના ઘુટણો પર સુવાડી ચીસો મારા પિતા લમ્બર ખાઇ પડી જશે પત્નિ ભીંત સાથે માથુ અફળાવશે અને પુત્રો રડશે મારી માતા કહેશે કે —

'હાય, મારા દીકરા, આ શું કર્યું વૃદ્ધાની કમાણી લુટાઇ ગઇ અરે, મારા દીક તારૂ મૃત્યુ મને કેમ ન આવ્યુ ? હવે કોનુ મુખ-ચન્દ્ર જોઇને જીવીશ ?"

મારી પત્નિ કહેશે "શું આ દીવસ મ મને જીવનપર્યંતના વચન આપ્યા હતા ? અ મને કોના પર મુકી ગયા ! આ બાળકો પિ કોને કહેશે ? હાય, શું હું નવોનાથી વિષ

બની ગઈ? અરે, શું હું રાંડેલી છું? હાય, તમે મારાથી કેમ રૂઠી ગયા? અરે, મારૂં કાળજું ફાટી રહ્યું છે કોઈ એક ગોળી અને પણ મારી દે”

મારો મોટો પુત્ર બધાને વિલાપ કરતો જોઈ, “પિતા! પિતા! કહીને એવી રીતે રડશે કે, ભીંત-પાષાણ પણ રડવા લાગશે, અને નાનો પુત્ર આશ્ચર્ય પામી રહી જશે, અને એક ધાવન પ્રજળી ઉઠશે એના પછી પોલીસ આવશે અને પુછપરછ શરૂ થશે એના પછી મારા મડદાને ‘પોસ્ટ મોર્ટમ’ માટે મેડીકલ કોલેજ મોકલવામાં આવશે જ્યાં મડદાની ચીર-ફાડ આરંભાશે અને છેવટે મારો મૃત-દેહ મારા પ્રિયજનોને સોંપવામાં આવશે અને કફન-દફનની ક્રિયા થશે મારા પિતા પર થોડી થોડી વારના અંતરે મૂર્છાના હુમલા થશે મારી માતા પોતાના યુવાન બાળકની અનુકંપા પછડાતી ખાઈ ખાઈને સ્વીકારશે મારી પત્નિ શ્યામ-સાજ ઓઢી, અને પોતાની બંગડીઓ તોડીને શોક-નિરાશાનો વિષય બની જશે અને મારા બે પુત્રો સ્વપ્ન ફાડી ફાડીને પોતાના બાપને ખોળશે, અને રહી જશે મારા હાથમાંથી રિવોલ્વર ખુદ-બ-ખુદ છુટીને જમીન પર ગબડી પડી જેમ એ થયું કે, પુરી નહીં નહીં તો તરતજ સા વા'વેલા શરૂ થઈ જાત હું આ ભયંકર બીનાથી ભડકી ઉઠ્યો હતો મેં નિર્ણય કરી લીધો કે, અસરે આપઘાતનો વિચાર મુલ્તવી રાખવામાં આવે તો સારૂં છે આ દૃઢ સંકલ્પ સાથેજ મારા શરીરનું કંપવું, મારા હૃદયનું ધડકવું અને માગ લોહીનું જામવું પૂર્ણ થયું મેં રિવોલ્વર ઉપાડીને કાર્તૂસો કાઢી લીધા, અને રિવોલ્વરને એજ બોક્સમાં રાખીને બંધ કરી દીધી

હું મારા કમરામાંથી નીકળી ઉંઘવા માટે સદનમાં જઈ રહ્યો હતો, ને મારી નજર એજ ઘાતક-છબી પર પડી, અને મને લાગ્યું કે જાણે એજ છબી તુચ્છ-સ્વરે કહી રહી છે કે-

“ચલે થે મરને કે લીયે, બડે બહાદુર થે
તો મર ગએ હોતે”

આ સ્પર્શે સ્થિર થએલી અગ્નિને પાછી ભડકાવી મૂકી અને મેં મારી આધુનિક દશા પર પાછું મનન કર્યું, તો હું સ્રોતે આ પરિણામ પર આવ્યો કે, “લાહોલ વલા કુવ્વતા” આ તો છેલ્લા દરજ્જાનું બાયલા-પણું છે એના સિવાય મારાથી આ નિર્લજ્જતાનું જીવન કેમ જીવી શકાશે, કે તે વિશ્વાસઘાતી મારાથી અજ્ઞાત રહીને કોઈ અન્યના માટે સ્વર્ગ-દૃષ્ટિ બને, અને હું નિરાશ-આતૂરતા સેવતો રહું મેં પોતાને કહ્યું કે આ જીવન પર ધિક્કાર છે અને અતિ ભયંકર ચિંતન સહિત એજ વખતે ઘરથી બહાર નીકળીને એક તરફ ચાલવા માંડ્યો

નિર્ગર્વી જગતમાં એક પગલા પછી બીજું પગલું ઉપાડતો હું જે સ્થળે પુગી થોભી ગયો, તે સમુદ્રનો પુલ હતો હું જો કે અહિંજ આવવાના વિચારે ચાલ્યો હતો કે, પૂલ પર જઈને પોતાને સમુદ્રના મોજાંને સોંપી દઈશ. જેથી મિર્ઝા “ગાલિબ”ના કહેવા પ્રમાણે —

“ન કહીં જનાઝા ઉઠે,
ન કહીં મઝાર બને”

પરંતુ, જેવુંજ મેં પૂલના એક કાંઠેથી દરિયા ભણી જોયું, તો મારૂં લોહી અચાનક એવી રીતે શુષ્ક થઈ ગયું, કે જાણે કોઈએ બધું ખેંચી લીધું હોય તે કાળી કાળી વળાંક લેતી મોટી મોટી લહેરો. તે ભયંકર તરંગ-દરયો તે દ્રાવક મોજાંનો સમૂહ ટુંકમાં એમ કે, આ ભય-સ્થાને બુદ્ધિને ચક્કરે ચડાવી દીધું અને હાથ-પગ ધ્રુજવા લાગ્યા. પરંતુ એમ થવા પછી પણ, મેં ઇચ્છ્યું કે, આંખો બંધ કરીને, અને નાક તથા કાનમાં લુમડું ખોસીને કુદકોજ મારી દઉં, ત્યાં તો મારી આંખોની સમીપ

મારી વિધાતાની પ્રતિમા આવી ગઇ, જે મારો પાલવ પકડીને, અને મારા પગે પડીને મને વિનતિઓ કરી રહી હતી કે, પ્રથમ મને સમુદ્રમા ડુબાડી દયો, એના પછી આપના પ્રાણને ત્યાગો મે વિચારમા ને વિચારમા, મારી પત્નિ તરફથી મોઢુ ફેરવીને મારા ઉદ્દેશ પર અમલ કરવા ઇચ્છયુ પરતુ બીજી બાજુ મારા ઉભય પુત્રો 'પિતા પિતા' કરી, મારી તરફ દોડી રહ્યા હતા હુ મારા આ તરગથી એટલો લાગણી-પ્રધાન બની ગયો કે રડતા રડતા ડિસ્મરાયે બધાઇ ગઇ, અને સમુદ્રના કેર પર મે અશ્રુઓનો એક ભરીએ સમુદ્ર વહવી દીધો પરતુ એમ થવા પછી પણ હુ નિર્ણય કરી ચુક્યો હતો કે સમુદ્રમા જરૂર ઝપઞ મારીશ એટલે 'મિરિમહનાહ' કહીને દિલમાજ કનમો પડતો, પૂલની ભીંત પર ચઢી ગયો પરતુ ત્યા પવનનુ એક એવુ તીખુ હલેસુ આવ્યું કે હુ સમુદ્રમા પડતો પડતો બચ્યો, અને ઘણી મુસીબતથી બેસીને મે ભીંતને મજબૂત પકડી લીધી જ્યારે જરા દિલ શાત થયુ, તો પાછો પૂલ પર ઉતરી ગયો અને વિચારવા લાગ્યો કે અગર ખુદા ના કરે, જો હુ પડી ગયો હોત, તો શુ થાત! પરતુ ફરી પોતેજ મને વિચાર આવ્યો કે, એજ કાર્યના માટે તો હુ પૂલની ભીંત પર ચઢયો હતો પછી ગમ તે થાય ઓછામા ઓછો આ વખતે તો આપઘાતનો બધો વેગ શાત પડી ગયો હતો અને મને મારા જીવનની ખરી કદર જણાવા લાગી હતી એટલે હુ 'જાન બચી તો લાખો પાએ' કહેતો ઘર તરફ ચાલી નીકળ્યો

હુ જ્યારે ઘેર પુગ્યો, ત્યારે પાછલી રાતનો શીતળ વાયુ મારી માતા અને મારા બાળકોને થપકીઓ મારીને સુવડી રહ્યા હતા અને મને પોતાને ઉંઘનુ આમત્રણ આપી રહ્યો હતો-આડો એટલે હુ અર્ધો-ઉભો અને અર્ધો-આડો પડી પથારીમા સુઇ ગયો અહીં તહીં પણ બદલ્યુ ઘણુ બધુ કરી અને ઉંઘવાનો પ્રયત્ન કરી રહ્યો હતો ને અચાનક તેજ ક્રૂર, તેજ ઘાતકી, તેજ વિશ્વાસઘાતી હાસ્ય વેરતી, વિનોદ કરતી અને સ્મિત પર ગર્વ લેતી મારા ઘરમા પેઠી મે એનાથી મોઢુ ફેરવી લીધુ પરતુ તે મારી ચક્ષુ સમક્ષ આવી ઉભી અને એક વિચિત્ર હાસ્યસ્પદ ચેષ્ટાથી મોઢુ મલકાવી, આગળીઓ નચાવીને, અને કપીને કહેવા લાગી કે 'જે મરણ પામનાર છે, તે કહ્યા વગર મરી જાય છે, અને જે કેવળ મૃત્યુથી બીએ છે, તે તમારી જેમ ખોટા આડબર કરી રહી જાય છે'' આ રીતે જાણે પેટ્રોલ છાંટીને મારા શરીરમા અગ્નિ ચાપી દીધી અને હુ એક અનિમ-ત્રણીય વિચારના સાથે તડફડી ઉઠયો. મારી આખ ઉઘડી ગઇ મારુ હૃદય ધડકી રહ્યુ હતુ, અને આખુ શરીર પરસેવાથી તૃપ્ત હતું પરતુ હુ તો મારા સ્વપ્નાને એક પ્રકૃતિ-સજ્ઞા સમજ્યો સત્યુ તો એ છે કે, આ સ્વપ્નાએ મારા ઉદ્દેશોમા એક ક્રાતિ આણી દીધી આપઘાતનો વિચાર જે મુનનવી રહી ચૂકયો હતો, તે પુન જ વિદ્યુત-વેગે ફરી ઉત્પન્ન થયો, અને મે નિશ્ચય કરી લીધો કે હવે મારે વિષની બાટલીથી જીવનનો સ્પષ્ટ-નીકાલ કરી લેવો જોઇએ એટલે હુ મારા કમરાથી સરકયો અને યુક્તિથી ઘાતકી વિષની બાટલી મોઢા સમીપ લાવીને, એક જ ઘુટમા પૂર્ણ કરી દેવા ઇચ્છયુ પરતુ એની ઉગ્ર અને તીની જેમ કઠોર દુર્ગંધ, મારા નાકના રસ્તામા પસાર થઇને મગજમા પુગી અને હુ ગુગળાતો મોઢુ ફેરવી લેવાને લાચાર થયો બરાબર એજ સમયે મને વિચાર આવ્યો કે, 'ન મારી પાસે કોઇ

જાગીર છે ન દ્રવ્ય એટને મારા ચક્ષુ બધ થનાની સાથેજ, એના સિવાય બીજુ શુ થઇ શકે છે કે, મારા લાડથી પેપાએના બાળકો અનાથાશ્રમમા દાખલ કરવામા આવશે મારી દુર્ભાગી વિધવા અન્યોના કપડા સીવી સીવીને પોતાનુ પેટ ભરશે મારી માતા અને મારા વૃદ્ધ પિતા, એઓ ઉભયનો ખુદા જાણે કેવો હશ્ર થશે! આ વિચાર ખુબ જાણે કેવો ભયકર હતો, કે મે અશ્રુ ટપકાવવા શરૂ કરી દીધા અને મારા એજ વિચારોની પ્રતિમા મારી દ્રષ્ટિની સમીપ ફરવા લાગી કે, મારા લાડકવાયા, મારા પ્યારા બાળકો અનાથાશ્રમમા છે તેઓના માથા મૂડએલા છે ચાર ખિસ્સા-વાળા કપડા પહેરેલા છે અનાથાશ્રમનો ચડો એઓના શ્વેત-રાતા ગાલો પર થપ્પડો મારી રહ્યો છે મારી પત્નિ સ્યામ ફાટેલા લુગડા પહેરી એક ઝુપડીમા બેઠી છે ચક્ષુમા અશ્રુઓ છે, અને હાથમા સોય અશ્રુઓ દુનતા જાય છે, અને લુગડુ સધતુ જાય છે મારી વૃદ્ધ માતુશ્રી રડી રડીને આધળી થઇ ગઇ છે, અને પિતાની કોઇ ખબર પૂછનારાઓ નથી હુ આ દ્રશ્યને વધારે વખત ન જોઇ શક્યો વિષની બાટલીને મે ફેકી દીધી, અને મારા મૃત્યુ પર પુષ્કળ પેટ ભરીને રડયો હાય, શુ મારૂ પુત્રાન-મૃત હતુ? અને આહ! કેવુ મારૂં દીપતુ ઘર, મારી ક્રૂર મોતે પાયમાલ કર્યું હતું? હું મારા પર રડી ઉઠયો અને જ્યારે પુ'કળ, સારી પેઠે રડી ચુકયો, ત્યારે મને લાગ્યુ કે, મારૂ હૃદય હલકુ થઇ ગયુ છે હવે મે દ્દઢતાપૂર્વક આપઘાતના વિષય પર વિચાર કર્યો, તો હુ આ પરિણામે પહુચ્યો —

આપઘાત ધર્મથી, નિયમથી, વિનયથી અને દરેક પ્રકારે એક અપવિત્ર કામ છે જો મરી ગયો, તો રોજના માટે નર્ક ચિક્ષામા સપડાયેનો રહીશ અને આ દોષની કદી ક્ષમા નહી મળે જો આપઘાત કરી ચુકયો, પરંતુ મરી ન શકયો, તો મગજની મુસીબત પણ ઉપાડવી પડશે અને વળી નિયમ-પદ્ધતિમા સપડાઇને કાગગૃહમા ઘટી પણ ફેરવવી પડશે. તે ઉપરાત આપઘાત સાચેજ એક બાયલાનો શ્રમ છે, એટલે જો આપણે શુરવીર છીએ, તો આપણે આ બાયલાપણુ ન કરવુ જોઇએ, વળી આ તો મોટી મૂર્ખાઇ છે, કે આપણે પ્રાણાર્પણ કરીએ, અને રકીબ આનંદ પામે જો મરવુજ છે તો, પ્રથમ એને વિદાય કરીએ પછી જો સજોગો યોગ્ય લાગે તો, પોતે પણ રવાના થઇ જઇએ. બરાબર એજ વખતે મને શુભ્ર રીતે શાઇરનો આ શે'ર યાદ આવ્યો —

"કેદ હો યે કોહકનસે કે મરના નહીં કમાલ,
મર મરકે હિજરે યારમે જીના કમાલ હૈ"

એટલે સ્વચ્છ-વિવેક હુ પ્રિયાના વિરહમાં મરી મરીને જીવુ છુ ખુદા મારૂ આયુષ્ય લાંબુ કરે જો કે હવે તો આપઘાતનો વિચાર એ નથી સાભળ્યુ છે કે, એને ત્યાં બાળક પણ થયુ છે અને હુ ધીમે ધીમે એની સ્મૃતિ વિસરીને, આજે એ બાજુથી તદન નવરો થઇ ગયો છુ એટલે ખુદાનો આભાર માનું છુ કે, ત્રણુનાર મારા દબી પરાક્રમે મને આપઘાતના શ્રમથી બચાવ્યો, નહીં તો આજે હુ કયારનો વકફ થઇ ચૂકયો હતો.

[ ઉર્દૂ ઉપરથી ]

## 'કારવાં' એજન્ટસ:—

(૧) મેસર્સ લિમ્બાડા એન્ડ કું
પો બોક્ષ ૭૬૩૬, જોહાનસબર્ગ.

(૨) મેસર્સ તજ્ઞા ન્યુસપેપર એજન્સી
નાનકવાડા, કરાંચી

(૩) ઓસ્માનીયા ટ્રેડીંગ કું
ન્યુસ પેપર એજન્ટસ, રાણાવાવ.

(૪) મેમણ ઉસ્માન ઇબ્રાહીમ
કેમલાની ભીડ ગેટ, રસકસની દુકાને,
ભુજ-કચ્છ

(૫) અ સત્તાર ઇબ્રાહીમ
ખુરેશી ચોરા, વેરાવળ

# આશા

લેખ: ગુનામ મુહમ્મદ બેગ જુનાગઢ.



આશા યૌવનના બગીચામા અશાસમ ફુલોને પોષી રહી હતી તેના દિલમાં કોઇની અજાણી મહબ્બત ડોકીયા કરી રહી હતી, જેથી આશા પણ બેખબર હતી યૌવનને હીંડોળે ઝુલતી આશા એ તો જાણુતી હતી કે તેનુ દિલ કોઇકના ચરણોમા જરૂર અર્પાશે, પરન્તુ તે કોણુ હશે તેનાથી તદ્દન અજાણુ હતી

દિવસો પાણીના રેલાની માફક વહેતા લાગ્યા એક પછી એક એમ કરતા કરતા વરસ વીત્યુ આશાનુ યૌવન—નીર આશાના પૂરમા આગળ ધપવા લાગ્યુ દિલની દુન્યા વેગવાન બની તેને વિચાર આવ્યો, 'હુ કોની બનીશ? જીવનસાથી મળશે?" પણ એ સૂર હ્રદયનિશ્વાસમા ઉતરી ગયો

આશા ગરીબ ખેડુત મા—બાપની એકજ દીકરી હતી તેના બાપ દાદાઓ વરસોથી ખેતીનો ધધો કરી નીભાવ કરતા હતા તેમનૂ ઘર પણ ગરીબ વસ્તીમા ગણાતુ પરન્તુ દરીદ્રતાને લીધે આશાના માબાપને ધનલોભ જરા વધુ હોવાથી પૈસાની લાલચ બહુ રહેતી, ને એ લાલચનો શિકાર આશાને બનાવવાનો તેમનો ઇરાદો હતો બીજી ગ્રામ્ય કન્યાઓ કરતા આશા જરા વધુ સસ્કારવાળી અને સમજુ હોવાથી કોઇ શહેરના ધનવાનના પુત્ર સાથે આશાને પરણાવવાની તેમની મહેચ્છા હતી "કોઇ ચાર પૈસાવાળો હોય તો સુખેથી દા'ડા તો પૂરા કરીએ" આશાની મા તેના બાપને રોજ કહ્યા કરતી બાપની એક ચાલતી ન હોવાથી તે પણ હામા ભણી દેતો

દિવસો પસાર થયા ને પુત્રીના ધનલોભી માતપીતાએ તેનુ નસીબ મણીનગર જાગીરદારના પુત્ર સાથે જકડી દીધા આમ ગાજવા લાગ્યું આશાને કંઇ સમજ પડી નહિ. "કોણુ હશે?" તે વિચારતી, "શાદી હમણા મડાશે" તેના વિચાર વમળમા કોઇએ વિઘ્ન પાડયું ઘર બહાર ગામની ડોસીઓ તેની મા સથે કાંઇક વાર્તાલાપ કરી રહી હતી "શુભ મુહૂર્ત પૂછીને વિવાહના મડાણ કરજો, જમુ બ્હેન" હમણાં થી ઉતાવળ છે? છોકરાની ઉમર નાની છે" "અરે, તો આટલી નાની, " "હા, હા, શુ વાંધો છે? કાલે મોટો થઇ જશે માકુબેન, પૈસાદારોને કાંઇ ચિંતાઓ થોડી હોય છે?"

આશાના જીવનમા હોળી સળગી' "શુ એ સાચુ છે?" તે બબડી "નહી, નહીં, મારી માને તો ખબર છે, બાપુ પણ જાણે છે કે મારી ઉમર " તે અટકી ગઇ તેને કાંઇ સુઝ પડી નહી વળી પાછો તેને વિચાર આવ્યો 'માને કહુ કે મારો વર તો હુ તેને નહિ .પણુ, ગામ જાણુશે તો! લોકો શુ કહેશે? અમારી આબરૂ!" સમાજે એની જીભ સીવી લીધી વિચારમાજ

રાત્રી પસાર થઈ શું કરવુ એની તેને કંઇ સમજ પડી નહીં

દિવસો વીતવા લાગ્યા કુન્દન સમ શરીર સકાવા લાગ્યું ઘરવાળાઓ નજીવી બીમારી સમજી ઉંટ વૈદુ કરી નાખતા, પણ જણનારીનુ દુ:ખ તો જણનારીજ જાણે! બેડુ માથે મૂકી વિચારમા ગોથા ખાતી વાવે પાણી ભરવા ચાલી રસ્તામા પગે મૂળ ભોંકાણી, સાથે સાથે દિલમા પણ ઉતરી અંતરમાથી કોઇનો સ્વર કાને પડયો, "પૈસા મળશેને પછી પણ અધ્ધરજ રાખેને" કોણ હશે એ જોવા માટે ચારે તરફ નજર ફેરવી પણ કોઇ દેખાયુ નહિ "પૈસા ખાતર મારૂ જીવતર બગડે છે!" તે વિચારમા પડી અને એકજ વિચારે એની જીવન દોરી બદલી નાખી

ગામ નજીક એટલે સાસરીયાઓ કોઇક વાર ખબર પૂછાવી લેતા શાદીની તો તેમને પડી નો'તી પણ આશા હવે પહેલાના જેવી આશા નો'તી. એ જીંદગી ઉપર મહીનાઓ વીતી ગયા તેની જીંદગી તદ્દન બદલાઇ ગઇ હતી ઘરમાથી બહાર પણ હવે વધારે નીકળતી નો'તી તેની સાહેલીઓ તેની ગેરહાજરી જોઇ નવી નવી અટકળો કરતી ઘરે પૂછવા જતી એટલે જમુકાકી આડાઅવળા જવાબ આપી બહારથીજ વીદાય કરી દેતી જમુકાકીની ચિંતા રાત દિવસ વધતી જતી હતી શામત પટેલને તો વાડીએ વધુ પડતુ રહેવાનુ હોવાથી ઘરમા અંદર જવર કમ રહેતી ડોસીઓ બીમાર જાણી જોવા આવતી એટલે જમુકાકી તેમને બહારજ બેસાડતી 'હમણા તાવ છે તો સુતી છે વૈદરાજે વધારે વાતચીત કરવાની બિલ્કુલ મના કરી છે"

જમુકાકીના આડા અવળા જવાબો અને વર્તનથી ગામ લોકોને શક થયો જુદી જુદી અટકળો કરવા લાગ્યા જમુકાકીના ઘરે અજાણ્યા માણસોની પહેલા બહુ અવર જવર રહેતી કોઇ દા'ડે તો આશા એકલીજ ઘરમા રહેતી ને કોઇ ગાડીમા આવતુ લોકોએ ઘણીવાર જોયેલ.

આશા મનમા સમસમતી "આમ છૂપાવવાથી ઇશ્વર તો નહીં સંતાડે" તે નિશ્વાસ ભરતી બોલી "કોને ધીક્કારૂં? હવે તો વાર નથી" કાળી રાત્રી જાણે એને લેવા મથતી હોય તેમ એની સામે ઘુરકી રહી હતી તે કાંઇ સોચવા લાગી. મહા કષ્ટે ઉઠી કારમી પીડાઓ તેના માટે મોતનો પેગામ લાવી હોય તેમ ઉઠી ઘર બહર નીકળી ચારેમેર સ્મશાન રાત્રી સીવાય કોઇ દેખાતુ નો'તુ આગળ વધી એકએક ડગલુ એના માટે કયામત સમાન સાબિત થતુ મહા મુસીબતે એક ખેતરવો ગઇ હશે કે તે ચાલવાને અશક્ત બની જમીન પર ઢળી પડી. આકાશમા ચંદ્ર ને તારાઓ પણ જાણે તેની પીડાઓના દ્રશ્યથી વંચિત રહેવા ઇચ્છતા હોય તેમ અદ્રશ્ય હતા તેની પીડાઓ અપાર હતી જમીન ઉપર જરા ઘસડાણી હશે કે તે બેશુધ્ધ બની તે કયા આવી અટકી તેનુ તેને કાઇ ભાન રહ્યુ નહીં ભાન આવતા પોતાને વાવને કાંઠે પડેલી જોઇ શરીર ખાલી થઇ ગયુ હતુ ઉઠવા પ્રયત્ન કરવા લાગી, પરંતુ પગમા કાંઇક સળવળતુ લાગ્યુ નજર ઉંચકતા બાળક ધૂળ ચાટી રહ્યુ હતુ

તેને વિચાર આવ્યો કે તેને ફાંસો આપી દઉં, પણ તે અટકી ગઈ "તારો શો વાંક? ઇશ્વર તારો છેને!" પરોઢયુ થતાજ ઘરમા એ ન દેખાણી ગામમા પવન વેગે ખબર ફેલાઇ ગયા પાવ કાંઠે બાળક જોઇ બધા તે તરફ ધસ્યા. શું જોયુ? બાળક ધૂળમા રડી રહ્યુ હતુ ને આશા અરે! આશાના અવતારની લાશ વાવમાથી સમાજવાદીઓને ઉપદેશ આપી રહી હતી

કારવા

ખૂણામા રહેતા, ને તે ખૂણાને પોતાનુ ઘર સમજતાં ભીક્ષા માગતા જે કંઈ મળતુ તે પ્રેમ ને મહબ્બતથી જમી ઉંઘી જતા રાતના અને કેટલી વાર સુધી દિનને બહેલાવવા માટે ગીતો પણ ગાતા—

"દુન્યામે ગરીબોકો આરામ નહિ મિલતા,
આવાઝ કો રોતે હે અન્નમ નહિ મિલતા"

વચ્ચે શમનૂર પૂછતી "બાબા ગુલાબના ફૂલ કેવા હોય છ ?"

"ગુલાબ ઘણા રગના હોય છે પીળા, સફેદ, લાલ વગેરે

"બાબા તમે દુન્યા જોઈ છે ?"

"જોઈ છે બેટા !"

"દુન્યા કેવી છે બાબા ?"

"ઘણી ખરાબ, બેટા"

"તમને દુન્યા સારી ન લાગી બાબા ?"

"હા, બેટા દુન્યાથી હુ નફરત કરૂ છુ દુન્યામા ખરાબ માણસો વસે છે ચાલાક, ફરેબી, જુગારી, શરાબી, દગાબોઝ વગેરે

"હે બાબા !"

"હા બેટા દુન્યા ઘણી મતલબી છે"

"મતલબકી સબ દુન્યા હારી,
મતલબકે સબ બેન બાબા—
જુડી જગકી પ્રીત"

તેના હૃદયમા નફરતની એક આગ ભભકી ઉઠતી ને સાથેજ શાંત થતી તે વદી

"બાબા તમે આધળા કેમ થયા ?"

"એ ન પૂછ બેટા" તે એક ઉંડો નિશ્વાસ ભરી શાન્ત થઈ જતો શમનૂર પણ શાત થઈ જતી

કબસ્તાનનો એક ખૂણો ખુલ્લો હતો તેમા વરસાદથી બચવા માટે કઈ સાધન ન હતુ પરન્તુ જ્યારે રાતના વરસાદ પડતો તો શમનૂર વૃદ્ધની આગળી પકડી વાકી લાકડીના ટેકાથી એવી જગ્યાએ લઈ જતી કે તેઓ વરસાદના પાણીથી ભીંજાઈ ન જાય એ બને સુફલીસ દુન્યામા રહેવા ટેવાઈ ગયા હતા અને તેમના પર રાતની સુનસનાટી તેમજ નિર્જન વીરાની જરા પણ અસર ન કરતી

શિઆળાની એક રાત હતી ઠંડી સખ્ત હતી વૃદ્ધ ધ્રુજી રહ્યા હતો તેના શરીર પર ફક્ત ફાટેલુ ખમીસ સિવાય કઈ ન હેતુ

શમનૂર પણ ઠંડી સહન કરી રહી હતી પરંતુ વૃદ્ધથી કઈક ઓછી, કેમકે તે યુવાન હતી તેના લોહીમા ગરમી હતી ગરીબ ઇન્સાનો પાસે એટલુ પણ ન હતુ કે તાપણી કરવા માટે એક દિવાસળી પણ મેળવી શકે ! ને કઇ ગરમી મેળવી શકે વૃધ્ધને શમનૂરનો ખ્યાલ હતો તે બીચારી ઠંડીથી કપી રહી હશે તેણે પાસુ બદલી તેને પોતાની બાહુમા દબાવી લીધી "બેટા ઘણી ઠંડી છે" વૃધ્ધે લથડતા અવાજે કહ્યુ પછી તેણે જાણ્યુ કે કોઈ પ્રાણી તેના કપાળને ચાટી રહ્યુ છે કારણ કે તે આગોશ એક મુસીબતઝદા કુતરાની હતી જે ઠંડીથી હારી રહ્યો હતો એ બનેની વચ્ચે પડી પોતે ગરમી મેળવી રહ્યો હતો કુદરત પણ આંધળાઓથી આંખ મિચોલી રમે છે. વૃધ્ધે પોતાની ગોદમા શમનૂરને જોરથી દબાવી પણ તેને માલમ પડયુ કે એ આગોશ શમ્નૂરની નથી ત્યારે પાસુ બદલ્યુ એક ઠંડો નિસાસો ભરી પોતાની આખોને શ્રાપ આપવા લાગ્યો.

(૨)

કબસ્તાનના એજ ખૂણામાં એક વખત શમનૂર બીમાર થઈ ગઈ કોઈ વખત એનો તાવ વધી જતો ને તેનુ મગજ ભમી જતુ તે વૃધ્ધને કાટવા લાગતી વૃદ્ધ ગભરાઈ જતો તે ઇચ્છતો કે હુ કોઈ પણ રીતે શમનૂરનુ મુખ જોઈ લઉ કાશ તેની ગુમ થએલી જ્યોતિ એક વખત મળી જતે તો ! તે પોતાની કમજોર આખોના પોપચા ફફડાવતો તેને જિંદગી થોડી વાર માટે તેની વીરાન ચક્ષુઓના પોપચામા સમાઈ આવતી, પરતુ બેકાર તે શમ્નૂરનુ બીમાર મુખ જોઈ ન શકતો

તે પોતાનો સૂકો ને કમજોર હાથ તેના કપાળ પર ફેરવતો તે ખીજવાઈ જતી, ને તેનો હાથ દૂર કરી દેતી, "તું પૂછતો—" કેવી

તબીઅત છે બેટા ?' ને સાથેજ બનેની અખ આખો અસૂંથી તર થઇ જતી ને વૃધ્ધ તેના ગાલ પર આસૂઓના ટીપા જોતો તો તેના હૃદયમા સખ્ત આઘાત પહોચતો ને મુખથી અહ નીકળી જતી "રડે છે બેટા ?" એટલુ કહી તે પોતાને કબૂમા રાખતો કારણ કે મરીઝની પાસે રડવાથી તેની તબીઅત બહુ લથડે છે

કોઇ કોઇ વાર શમનૂર પાગલની જેમ ઉઠી નાસવાની કોશિશ કરતી વૃધ્ધ પોતાના દુબળા હાથોથી તેને પકડી લેતે "કયા જાય છે બેટા ?' આ વાકયમા તેના હૃદયની ધડકણો છુપાઇ જતી

વૃધ્ધ પોતાના હાથ પ્રાર્થના માટે ઉપાડતો "હે ! પ્રભુ ! મારા પર કૃપા દ્રષ્ટિ કર." ને ભજન ગાતો કે—

'અબ તેરે સિવા કૌન મેરા કૃષ્ણ કનૈયા,
ભગવાન કિનારેસે લગાદે મેરી નૈયા—અબ૦"

પરંતુ એ હૃદયો પોતની મેળેજ તુટી પડી જતા જાણે કે તેમનામા ચેહીની ભ્રમણા બધ થઇ ગઇ છે કેમકે તેના હૃદયો અશક્તિની હદ સુધી પહોચી ગયા હતા ને તે જાણતો કે મરી પ્રાર્થનામા એટલી અસર કયા છે કે તે કબૂલ થાય

તેની જોશીલી મહબ્બત અને હમદર્દીએ બધી ઇન્સાનીયતને પોતાના દામનમા તાણી રાખી હતી શમનૂર એક એવી નાની વજૂદ હતી કે જેમા તેની બધી ઉમ્મીદો સમાઇ જતી ને જ્યારે એમ હતુ તો વૃદ્ધ શમનૂરને કેમ મુસીબતમા જોઇ શકતે ? શમનૂરની બીમારીને લીધે પરવીનની યાદ પણ તાજી થઇ જતી તેની વીરાન આખો સુજીને લાલ થઈ ગઇ હતી, તે શમનૂરની બીમારીના પરિણામ પર વિચાર કરતો ને સાથેજ તેની આખોમા ઉદાસી ને નિરાશા છવાઇ જતી. પરંતુ નિરાશા નિરાશા ન થઇ

"કહોને આશ, નિરાશ ન થઇ !'

શમનૂરની હાલત સુધરવા લાગી ને તેની જિંદગીની વીરાન તસ્વીર આનંદથી હસવા લાગી.

(૩)

બને શહેરની એક શેરીમાથી ગાતા પસાર થઇ રહ્યા હતો કે—

બાબા સુન લે મેરા ગીત
દુખિયા મન હે દુખિયા કાયા,
છૂટ ગયા હૈ અપના પરાયા,
દુન્યા કયા હૈ માયા માયા,
માયા કે સબ મીત હૈ લેકીન
માયા કિસકી મીત ?
બાબા સુનલે મેરા ગીત
માયાહી સે પ્યાર હૈ સારા
ઝૂઠા યહ સંસાર હૈ સારા,
ખોટા કારોબાર હૈ સારા,
રીતકા કોઈ ખરા નહિ હૈ
સબકી ખોટી રીત,
બાબા સુનલે મેરા ગીત
દુન્યા વાલે લોભકે બંદે,
તનકે ઉજલે મનકે ગંદે,
ઝૂઠી દુન્યા ઝૂઠે ધંદે,
આંખે વાલે લેકીન અંધે,
કોઈ નહિ હૈ સંગી સાથી,
સબકી ઝૂઠી પ્રિત,
બાબા સુનલે મેરા ગીત

[ પંજાબી કવિ મનોહરલાલ રચિત ]

તેઓ ગાવાની ધૂનમા તલ્લીન હતા, ને એકાએક અવાજ આવ્યો કે 'એ અંધળા રસ્તા પરથી ખસી જા, હઠી જા આંધળા" તેમની આખો હોત તો જોઇ શકત કે સામેથી બકરા ને ઘેટાનું ટોળુ આવી રહ્યુ છે થોડી બકરીઓ શમનૂર પાસેથી ગુજરી, કેટલાકના પગ આંધળાના પગ પર પડયા ને એ ગભરાટમા બન્ને વિખૂટા પડી ગયા અને પછી— બનેના માર્ગ જુદા થઇ ગયા શહેરની ગલીઓમા આજ સુધી એજ અવાજ ગૂંજે છે કે—

દુન્યામે ગરીબોકો આરામ નહિ મીલતા,
મરકે ભી ગરીબોકો આરામ નહિ મિલતા•

સુચિત•

કારવાં

 Registered No. B. 4321

# ખુદાથી મુલાકાત

અનુવાદક હાશિમ ટીમોલ

(ઇકબાલની આત્મભાનનું રહસ્ય, પરિચિતની પરિભાષામાં, એક પ્રસંગ ચિતાર



એક વેળા હું અલ્લામા ઇકબાલ પાસે બેઠો હતો કે એક બુઝુર્ગ ફકીર પધાર્યા. થોડી અહીંતહીંની વાતો કર્યા પછી અલ્લામાએ તે ફકીર સાહેબને ફરમાવ્યું "સાંઈજી મ્હારા હકમાં દુઆ કરો" ફકીર—"શું આપ ધન દૌલત ચાહો છો?"

અલ્લામા—"ના, નાણાંની તો વધુ હાજત નથી, દર્વેશ આદમી છું અને ખપજોગું તે માફક આપી રાખ્યું છે"

ફકીર—"ત્યારે શું દુન્યવી જાહોજલાલી, વૈભવ, કીર્તિ અને હોદ્દાની અભિલાષા છે?"

અલ્લામા—"નહિ, એ પણ અલ્લાહની મહેરબાનીથી મળેલા છે"

ફકીર—"તો પછી શું ખુદાથી મળવા ચાહો છો?"

આ પ્રશ્ન સાંભળી અલ્લામાની આંખો એક ખાસ નૂરથી ઝળકી ઉઠી. તેઓ અચંબો પામતા હોય તેમ પૂછવા લાગ્યા 'ખુદાથી મુલાકાત? સાંઈજી ખુદા ખુદા કરો! હું તેનાથી કેવી રીતે મળી શકું ભલા? તે માબૂદ! હું બંદો! મ્હારો તેનો માત્ર બંદગીનો સંબંધ! તે (ખુદા) ને મળવાનું બળ ક્યાંથી લાવું? બલ્કે મને ખબર પડે કે ખુદા મુજથી મળવા પધારે છે, તો હું વીસ ગાઉ દૂર ભાગું! કેમકે સિંધુ જો બિંદુને મળે તો પછી બિંદુ અસ્તિત્વ મટી જશે, બિંદુનું હોવાપણું નાશ પામશે, હું બિંદુ સમાન છું જ્યાં મ્હારું બિંદુ કાયમ રાખવા ચાહું છું. બિંદુને સિંધુમાં સમાવી દઈ મ્હારું આત્મભાન ગુમાવવા કરતાં, બિંદુજ રહી બિંદુમાં સિંધુની વિશાળતા પેદા કરવા ચાહું છું."

આ ભાની અને જ્ઞાની તત્વવેત્તાનો ઉત્તર સાંભળી ફકીર સાહેબ મસ્ત થઈ ડોલવા લાગ્યા "વાહરે ઇકબાલ તું પોતેજ મુર્શિદ છે, માર્ગદર્શક છે, જ્ઞાની છે, ત્હારા જેવાને રાહ બતાવનાર ... ક્યાં? હું બિચારો ત્હારા માટે શું દુઆ કરવાનો હતો?'×

×(મૌલાના 'સાલિક' સાહેબના એક લેખ પરથી)

*Printed by Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press
*Kanpith, Khand Bazar*, Surat
*Published by Azum Ahmad Esmail Vahshi for* Vahshi Sahitya Karyalaya
*Tower Road*, Surat




## એટલી પ્યારી કે બસ

એમની સુરત છે પ્યારી, એટલી પ્યારી કે બસ!
એમની કાયા છે ભારી, એટલી ભારી કે બસ!
એમની વાતો છે સારી એટલી સારી કે બસ!
એમની ચર્યા છે ન્યારી, એટલી ન્યારી કે બસ!
વાત વાતોમાં ગજાથી પણ વધુ પીવાઈ ગઈ,
આમલ સાકીનો પી, ને નિની મારી કે બસ?
જિંદગી સારી કે મૃત્યુ શેખ શું સમજાવશે?
એ નથી સમજ્યો હજુ તે ગામડલ સારી કે બસ!

—'શેખચલ્લી'

# રવિ

જુલાઈ

તંત્રી 'વહુશી'

૧૯૪૩

જુલાઈ
૧૯૪૩



તંત્રી
"વહશી" રાંદેરી.

## અનુક્રમણિકા.




વાર્ષિક લવાજમ – હિન્દ અને સીલોન રૂ ૪, બર્મા ૪ ૫, પરદેશ શી ૮
છુટક નકલ પાંચ આના

"કારવાઁ" દર અંગ્રેજી મહીનાની ૫ દરમી તારીખે પ્રગટ થઈને તેજ દીવસે પોસ્ટ કરવામાં આવે છે રેપર ઉપરનો ગ્રાહક નંબર નોંધી રાખો પત્રવ્યવહાર વેળા તે જરૂર લખશો હિંદના ગ્રાહકોએ અંક નહી મળવાની ફરિયાદ તેજ માસની તા ૨૫ મી સુધીમાં કરવી પત્રવ્યવહાર રાંદેરના સરનામે નહીં કરતા સુરત કરવો મનીઓર્ડરની નીચેની કુપન ઉપર મોકલનાર ગ્રાહક નંબર, નામ સરનામું લખવા ચૂકવું નહીં મનીઓર્ડર કે બ્રીટિશ પોસ્ટલ ઓર્ડર ઉપર નીચે મુજબ નામ ભરવું

VAHSHI SAHITYA KARYALAYA
Tower Road, Surat





## ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ



(૨૫૫) જે કોઈ પોતાના ઉપર ઝુલ્મ થવા પછી સરખો (વાજબી) બદલો લે તો એવા લોકો પર કંઈ પકડ નથી પકડ તો માત્ર તેમના ઉપરજ છે જેઓ લોકો પર ઝુલ્મ કરે અને દેશમા નાહક અત્યાચાર કરે છે, તેમને માટે દુઃખદાયક શિક્ષા છે (કુર્આન)

*

(૨૫૬) અને બુરાઇનો બદલો તો તેના પ્રમાણેજ છે, છતા જે કોઈ માફ કરે અને સુલેહ કરે તો તેનો સવાબ ખુદાના ઉપર છે, બેશક તે ઝુલ્મ કરનારાઓને પસંદ કરતો નથી (કુર્આન)

*

(૨૫૭) જ્યારે અમે માણસને પોતાની રહેમતની મજા ચખાડીએ છીએ ત્યારે તેથી ઇતરાય છે, અને જો તેમની કરણીના બદલે તેમને કંઈ બુરાઇ પહોચે છે તો (સર્વ ઉપકારોને ભૂલી જાય છે) બેશક માણસ બહુ નાશુકરો છે (કુર્આન)

*

(૨૫૮) પોતાના પરવરદિગારનો તે દિવસના આવવા પહેલા હુકમ માનો જેને ખુદાપાકના તરફથી પાછા હટવાનું નથી, તે દિવસે તમારે માટે ન કોઇ આશ્રયસ્થાન હશે અને ન તમારો કોઈ (ગુનાહથી) નકાર ચાલશે (કુર્આન)

*

(૨૫૯) આકાશો અને પૃથ્વીની બાદશાહી ખુદાપાકનીજ છે, તે જે ચાહે છે પેદા કરે છે, ચાહે તેને દીકરીઓ આપે છે અને ચાહે તેને દીકરા આપે છે અથવા તેને પુત્રો અને પુત્રીઓ બને આપે છે, અને ચાહે તેને વાઝીઓ બનાવે છે, તે સર્વજ્ઞ (અને) કુદરતવાળો છે (કુર્આન)

*

(૨૬૦) અલ્લાહ પોતાના બંદાઓ પર નરમીથી વર્તનાર છે જેને ચાહે તેટલી આપે છે, અને તેજ બળવાન જોરાવર છે (કુર્આન)



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુ'લ્લાહ સલ૦નુ ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ





(૨૫૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે એક માણસ રસ્તે ચાલ્યો જતો હતો તેણે માર્ગ ઉપર કાંટાનુ ઝાખરૂ પડેલુ જોઇ તેને માર્ગથી દૂર કર્યુ તો અલ્લાહ તઆલાએ તેની કદર કરી તેને બખ્શ્યો. (મુસ્લિમ)

× × ×

(૨૫૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે દુઝણી ઊંટડી ખૈરાત કરવી શુ ઉમદા સદકો છે અને દુઝણી બકરી ખૈરાત કરવી કેવો શ્રેષ્ઠ સદકો છે સવારમા એક વાસણ ભરે અને સાંજે બીજુ વાસણ ભરે (બુખારી)

× × × ×

(૨૫૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે ઓ ખત્તાબના દીકરા ! શુ તુ આ વાતથી રાજી થતો નથી કે અમને આખેરત(નુ સુખ) મળે અને કાફિરોને દુન્યા(નુ સુખ) મળે (એટલે અલ્પકાલિક સુખ સારૂ કે સ્દાનુ) સહીહૈન)

× × × ×

(૨૫૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે અલ્લાહ કને જે રહમત છે તે સઘળીને જો કાફિર જાણી લે તો કદી તે જન્નતથી નિરાશ થાય નહિ અને અલ્લાહ કને જે અઝાબ છે તે સઘળાને જો મૂમિન જાણી લે તો કદી તે દોઝખથી નિડર થાય નહિ (સહીહૈન)

× × + ×

(૨૫૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ઉંઘવાની સ્થિતિમા મારી પાસે દૂધનો એક પ્યાલો લાવવામા આવ્યો ફરી મ્હે તેમાથી પીધુ તે એટલા સુધી કે મારૂ ટસ થવુ મારા નખથી નીકળતા નિહાળુ છુ ફરી મારૂ બચેલુ મે ઉમર બિન ખત્તાબને આપ્યુ. લોકોએ કહ્યુ આપે તે ખ્વાબની શી તઅબીર કરી ? હઝરતે સલ૦ ફરમાવ્યુ કે ઇલ્મ અને સમજ છે (સહીહૈન)

× × × ×

(૨૬૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે (દુખમા) મ્હો પર તમાચા મારે, ગળુ (ગીરેબાન) ફાડે અને કુફ્રના બોલ બોલે તે અમારા માર્ગ પર નથી (સહીહૈન)

બિચારા વાવેલ સાહેબ હિંદના વાયસરૉય ચુંટાતાંજ છાપાઓ ઉપરે ચઢયા છે કોઈ કહે છે કે હવે "કલમનું પાણી પરવારી ગયું છે ને દંડાનું રાજ ચાલુ થયું છે" કોઈ કહે છે કે 'મુસદ્દીગીરીએ નિવૃત્તિમાં દેવાળું ફૂંક્યું છે કે સિપાઈગીરીના હાથમાં આવડી મોટી સત્તા સોંપાઈ!" કોઈ કહે છે કે "હિંદમાં લોખંડી એડી મજબૂત થશે ને લશ્કરી રાજ સ્થપાશે' તો કોઈ કહે છે કે "ના ઉ'દુ તડ ને ફડની નીતિથી હિંદને લાભ થશે" આમ તો ! મન ભાવતું બોલે ને મન ફાવતું છોડે છે કોણ કહે છે વાવેલમાં મુત્સદ્દીગીરી નથી ડઝનબંધી ભાષાઓ પર એમનો કાબુ છે તેઓ બહુભાષિ છે પણ બહુ રૂપિ નથી જુવોને હેરો કરવાની ના પાડી, ને એમનું હિંદ પ્રત્યેનું પહેલું નિવેદન પણ 'બેટા થા દીકરા પરણાવીશું' જેવું આશ્વાસન જનક છે હિંદીઓ પણ માળા જપનારા અધિરા છે તેઓ જોતા નથી તેની ધાર જોતા નથી ને અડ-બંગની જેમ ફાવે તેમ બોલી નાખે છે તો! એમને તો આશા છે કે તેઓ જરૂર નામ કાઢશે હિંદી કોરી સ્લેટ પર જરૂર એકડા ઘુંટશેજ ! પોતે પાકા વિદ્વાન છે સાથે સાથે કવિ અને હાસ્ય લેખક પણ છે જુવો અમેરિકાનું 'ટાઇમ' પેપર લખે છે કે "એક અમેરિકન સૈનિકે વેવલને કાવ્યાંજલિ રૂપે મુબારકબાદી આપી તો તેના જવાબમાં વેવલે પણ કવિતા રૂપેજ જવાબ આપ્યો જેનો સાર એ છે કે મારે એક આંખ છે, તેમ મારો મદદનીશ પણ એક આંખવાળો છે એટલે અમારે વિશાળ ક્ષેત્રપર નજર ફેંકવાની હોય, ત્યારે મારો મદદનીશ પૂર્વ તરફ જુવે તો હું પશ્ચિમ તરફ જોઉં છું " શું આ જવાબમાં કવિ સાથે હાસ્યકારના લક્ષણ નથી દેખાતા ? આવો ઉદાર દિલ માણસ હિંદને નિરાશ કરે ?

અરે ! ઉલ્ટી હવે તો આશા રાખવી રહી કે વરસોનું સ્વપ્નું સિદ્ધ થશે જુઓને તુર્કી અખબારો તો અભિપ્રાય આપે છે કે "સર-વેવલ કદાચ હિંદના અતાતુર્ક કે ઇનોનુ સાબિત થશે" ત્યારે તો એમના મોમાં સાકર ! બાકી ચર્ચીલના વિચાર ને એમેરીના આચાર જોતાતો કહેવુંજ પડે કે "લાડીને પાડી નિવડે વખાણ!' જોકે વાવેલ પોતે તો એમજ કહે છે કે ભગેસાની ભેસ પાડી નહિ જાય !'

●

મુસલમાનોને કોઈપણ બાબતમાં જોશ ચઢે છે ત્યારે બસ એકદમ ચઢી જાય છે મુશાયરાની પાછળ લાગ્યા છે ત્યારે બસ એવા આદુ ખાઈને લાગ્યા છે કે જ્યાં જુવો ત્યાં મુશાયરાની જાહેર ખબરો વંચાઈ રહી છે જેમ મોહર્રમમાં ઠેકઠેર સબીલો નજરે પડે છે તેમ ! મુશાયરા સારી વસ્તુ છે એમતો ઘીય સારી વસ્તુ છે, પણ તે વધુ પ્રમાણમાં ખાવાથી પચતું નથી તેમ ગુજરાતમાં મુશાયરાનો અપચો ન થાય તે જોવાનું છે કારણકે એથી સાહિત્યમાં ઋદ્ધિ સમૃદ્ધિ થાય છે એ ખરૂં, પણ સાથે સાથે હોંસાતોંસીનું બજાર પણ તેજી પર આવે છે એ ભૂલાવું ન જોઈએ ! ગણ્યા ગાંઠ્યા બેત્રણ પેપરોજ મુશાયરાથી વંચિત રહી જાય છે, તો તેમણે કંઈ નવિનતા ખાતર અગ્રલેખો અને નોંધો ગઝલોમાં લખી, પછી ઝંપ મારે છે ગુજરાતી પરિષદ પણ ભલે એ ગુજરાતના મુરિનમ કવિઓને દાદ ન દેતી હોય પણ આપણે તો એનું કાવ્યમય ધોરણ કરીને દાદ લઈનેજ જંપવાના ! બાકી હાલતો ખુદા પાસે એજ દુઆ માગવી રહી, કે આપણી મુશાયરાની મસ્તીને એ સસ્તી ન થવા દે નહિતર કાળે કરી એ કવિતાના બચ્ચાંઓને પસ્તીમાં જવાનો વારો આવે ! અસ્તુ

●

કારમાં

એ બીખલીને કોણ ખાય ? એમ લોકો
ારને સબોધીને કહેતા હતા એક જમાનો
કે જુવાર ૧૦ આને મણ હતી બહુ
ા જમાનો નહિ ફક્ત પાચ વરસ પહેલાજ
પણ આજે એજ જુવાર ૧૦ રૂ મણ
છે સોગણા ભાવ ! જુવારના ભ ા સોગ
પૈયા ૧૫ રૂ ા નો અક ખતરના ઉકરડો
ે ૮૫ રૂ મ મળે છે ! કયરો પુ ત્તે ન
ા પણ મેઘુ થયુ ! દસ આનમ મગની
ના આજે દસ રૂપિયા મેસે છે ! બે
ાના બૂટના બાર રૂપિયા બસ છે ! ત્રણ
ાની છત્રીના અઢર રૂપિયા બેસે છે !
ુપિયાની ટોપીના દસ રૂપિયા બેસે છે !
રૂપિયાની બકરીના પચ્ચીસ પચાસની
ના પચરો ને સોના બગદના હજાર રૂપિયા
છે તો કારકૂન મહેતાજી શિક્ષક મજુર
વાગા વગેરે તો તેના તેજ ભાવે મળે છે !
બહુ તો એકાદ પાચ કે દસની નોટ
રવારી ભથ્થાને નામે આપી સતોષવામા
ત્ર છે, ઇન્સાફને ખાતર એ છામા ઓછા
ઘો પગાર તો મળવોજ જોઇએ આ મોઘ
ામા સૌથી વધુ મરો નોકરીયાતો અને
ના ઘરના માનવીઓનો છે એ નિયરાર
બ્રહ્મચારી કે ઋષિ મુનિ નો નથી ?
ાનેય ભુખાર વગતી છે ! અને વળી એ
નિયમ બધાઇ ગયા જેવુ છે કે ગરીબોને
જ પ્રભુના પેગબરોની વરતી વધારે જોવામા
. છે !, ચ્યાપ્તુગ. કુઆ.પ. નહ્ના નો સૌ
! જુવે છે પણ નોકરોના સુકાવા તરફ
! કેમ ધ્યાન આપતુ નથી !

વળી નદીમા ઉભેલા માણસને પાણી વગર
સ મરવુ પડે એનો સમો તો જુવો કે
ઓરિસ્સા આસામ ને પૂર્વ બગળા જેમા
મ ચોખા પાકે છે તે લોકોજ ચોખા વિના
ળે છે, ૧૨–૧૨ ને ૧૪–૧૪ આને શેર

ચોખા સા થઇ ગયા છે ! સુરત, બીજાપુર, નાશિક સોલાપુર વગેરે જીલ્લા જુવાર પકવનારા છે છતા એ જીલ્લાઓમાજ જાણે જુવારનો દુકાળ પડયો છે ! ખાનદેશ ને મધ્ય હિંદમા ઘઉં સિવાય બીજુ કઇ ભાગ્યેજ પકવાય છે, છતા તે લોકો ઘઉં માટે વલખા મારે છે ! બાજરા માટે મશહૂર કાઠિઆવાડ બાજરા માટે જાન તોડે છે ! આતે શુ કુદરતનો ગઝબ કે વ્યવસ્થાનુ અધેર કે કોઇની પડદા પછળની ચલાકી હશે ? એ ભેદ તો જાણે અલ્લામિયા !



—સ્ટેપ પ્રેસ —ચો આપણે તો વિચાર કરતાજ રહી ગયા ને હીટલરે તો જાન પર જઇ રશિયામા આક્રમણ આરભી દીધુ છે ને આ વાચકોના હાથમા આવતા પહેલા મિત્રોએ પણ બીજા મોરચાનો આરભ કરી દીધો હશે ચાલો રાહ જોવાની મટી ! —'બેકાર'



## —ન છુટકે!

ન છુટકે બીજા પેપરોને પથે અમારે પડયુ પડે છે લડાઈ પતી જશે ને પુન હલત સુધરશે એ આશાએ અમે 'કારવાં'નુ લવાઝમ ન વધાર્યું બે ફારમ ઘટાડી જોયા, ખ્ખ્તોના ખર્ચ પર કાપ મૂકી, અને બીજાય અનેક અખ્તરા કરી જોયા પણ ખોટને પહોચી વળ-વાનુ બની ન શકયુ લડાઇને લીધે વધી ગએલી આ હદ મોંઘવારી અને તેમાય ખાસ પ્રેસ લાઇનમા પડતી હાડમારી, ને કાગળની તગીએ તો હદ કરી છે છેલા વરસમા પણ 'કારવા'એ પાનસોની ખોટ ખમી છે જેથી ન છુટકે હવે લવાઝમમા સ્હેજ વધારો કરવો પડે છે બીજા પેપરોના પ્રમાણમા એ વધારો નજીવોજ ગણાશે જો કે એટના વધારાથીય કંઇ નક્કી તો કરી શકવાના નથીજ ફક્ત ખોટ ન આવે ને સરભર થાય તોય બસ સાહિત્ય રસિક મુસ્લિમ-ગુજરાત પાસે અમારી નમ્ર અપીલ છે કે તે પોતાના આ એકના એક માસિકને ક્ષેમકુશળ જોવા ચાહતા હોય તો તેને ઉતેજનની નજરથી અપનાવી પોતપોતાના મિત્ર સર્કલમા પ્રચાર કરી તેના ગ્રાહકો બના-વવાની કોશિશ કરે અને 'કારવા'ના વાચકોને તો કંઇ ભલામણ કરવાની હોયજ નહિ તેઓ પોતે પોતાની ફરજ વિચારશે એવી આશા અસ્થાને નથી નવો ભાવ નવા વરસથી એટલે સપ્ટેમ્બર ૧૯૪૩ના અંકથી વધશે

વાર્ષિક લવાઝમ હિંદ અને સીલોન-રૂા ૫
પરદેશ શિલીંગ-૧૦
છુટક નકલ સાત આના.

—મેનેજર 'કારવા'

# — રાદેરના ત્રણ કામયાબ યુવાનો



શ્રી આરેફ આઝમ ઇસ્માઈલ એમ એ તે 'કારવા'ના તંત્રી જનાબ-'વહશી' સાહબના બીજા પુત્ર, કે જેમણે ઉર્દૂ-અરબી ,વિષયો સાથે, સેકન્ડ ક્લાસમા એમ એ ની પરીક્ષા પાસ કરી છે

●

રાદેરના શ્રી ગુલામ મોહમદ ઇબ્રાહીમ હાશમ ઇસ્માઈલ કે જેમણે ચાલુ સાલમા એમ એ ની પરીક્ષા પાસ કરી છે તેઓ ફોટો છાપવામા માનતા ન હોવાથી ફોટો છાપ્યો નથી

●

રાદેરના શ્રી ગુલામ મુસ્તુફા શેખભાઇ ગોલપાડી કે જેમણે ચાલુ સાલમા બી એ ની પરીક્ષા પાસ કરી છે સમયસર ફોટો-બ્લોક ન મળ વાથી ફોટો છાપ્યો નથી

●

આ ત્રણે યુવકોની કામયાબી બદલ અમે મુબારકબાદી અર્પીએ છીએ અને ખુદાથી દુઆ કરીએ છીએ કે ખુદા એમને ઉજ્જવળની કારકીર્દિ અર્પણ કરે આમીન

●




કહે છે કે, એક ગામડીઓ એક પૂજારીની સેવામા હાજર થઇ કહેવા લાગ્યો કે "સ્વામીજી! મ્હારે ભગવાનના દર્શન કરવા છે, મ્હારી એ મનોકામના કોઇપણ રીતે પુરી થાય, એવો માર્ગ બતાવો" પેલા પૂજારીનુ નાક કોઇ કામી રમખાણમા ઉડી ગયુ હતુ તેઓ ઉપદેશ આપતા બોલ્યા કે "અરે! મુરખ, "**આંખ કે આગે નાક, ફિર સૂઝે કયા ખાક?**" જા, નાક કટવા દે ફિર દેખ ભગવાનકી ભગવન નઝર આગે ઇધર દેખ, હમારે મુહ પર નાક હય?" પેલા ભોળા અને અધાળુ ગામડીઆએ પૂજારીના કહેવાથી નાક કપાવી નાખ્યુ છતા ભગવાન તો દેખાયા નહિ જેથી બહુજ અકળાયો પહેલા તો તેણે સ્વામીજીની લીનાનો ઘડો ફોડી નાખવા વિચાર્યું પરતુ એમ કરવા જતા લોકોમા હાસી થશે એ ખ્યાલ આવતા તેણે બીજી તરકીબ રચી જેને પણ તે મળતો તેના સામે નાચી કુદીને પોતે ભગવાન દર્શન કર્યાની વાત વહતી મુકતો અને તેની જાળમા આ ત્તારની નાક કપાવીનેજ જ પતો એવી રીતે લાખો ગાળે નકટાઓની એક જમાત બનીને રહી અને પેલા ગામડીઓ એ નકટા સમાજનો આગેવાન કિંવા "**સ્વામી નકટાનદજી મહારાજ**" બની બેઠો પોતાનુ નાક કપાયાનુ વેર તેણે આવી રીતે વાળ્યુ

મુબઇના એક મડળની સ્થિતિ પણ કઇક અગે સ્વામી **નકટાનદના પથ** જેવી છે આડે મ્હાડે જેની નિદા અને કુથલીથી નવરાશ નહોતી મળતી તેના ગુણદોષો, ખાનગીઓની સાધારણ ચર્ચા કર્યા વિના બધુય ઢાંકી દઇ તેનેજ સમ્મેલનનો પ્રમુખદેવ બનાવી દીધો શી ફિલસૂફી! શા સિદ્ધાત!! કેટલા ઉદાર અને કુમળા દિલ!! આટલું તો પ્રમુખ **બનાવનારાઓ** માટે હવે બનનાર વિષે તો શુ કહેવુ?

'વજ્રથીએ ઘણા કઠણ ને પુષ્પથી પણ કોમળા! કહો એવા મહાત્માના કો જાણે ચિત્તને ખરા "

પ્રમુખ બનનારે વિવેક જાળવ્યો છે (વિવેક એટને સત્યના ભોગે કડવુ કહી ન દેવાય તેની સભાળ) એક ગુજરાતીને છાજે તેવો વિવેક સુધરેલો વિવેક (કેમકે આપણે સૌ સુધરેલા છીએ એટને આપણો વિવેક પણ સુધરેલોજ છે) સત્ય ભૂલાય તો પરવા નહિ, પણ મર્યાદાનુ ભાન સદા જાગૃત રાખવુજ જોઇએ એ આપણી ખાસ વિશેષતા છે ઝીણવટથી વાચનાર વિચારનારને એ મડળનુ નામ શોધવા માટે દીવાની જરૂર નહિ પડે!

❁

મે એક વખત એક ચિત્ર દોર્યુ હતુ પોતાને બુદ્ધિમાન માનતા મારા એક મિત્રને એ બતાવ્યુ એમણે "સારૂ છે" કહી મૂકી દીધુ

આતે ગઝલ લખનાર અને ગઝલ છાપનાર ગણાવનાર ઉપર કશીય ટીકાની જરૂર છે ?

●

એક ઉપતંત્રીની કરૂણ કથા હું જાણું છું કે બાર વરસ સુધી એકની એક ઓફીસમાં કૂટાવા છતાં તેના પગારની રકમમાં તો એક પાઈનો વધારો થયો નથી પરંતુ એના કુટુંબમાં એની પત્નિ ઉપરાંત તને ઘુંટણીએ વળગી બેસતાં છ છોકરાનો વધારો થયો છે'

( પોથેન જોસેફ તંત્રી–ડૉન )

છોકરાનો વધારો પણ વધારો તો ખરોજને? અને એ વધારાની આ ગતિ કેટલી પ્રગતિ સાધશે તે કેમ કહેવાય? યુરોપમાં જ્યારે છોકરા વધારવાની ચળવળ ચાલતી હોય ત્યારે એ વસ્તુ અહીંઆ ઉપતંત્રીને અનાયાસે પ્રાપ્ત થતી હોય તો એમાં ખુશી થવા જેવું છે દુખી થવા જેવું નહિ અમે તો એ તંત્રીને એ પ્રગતિ બદલ મુબારકબાદ આપીએ છીએ

●

કવિતા વ્યાપક નથી બનતી તે માટે 'ફુલછાબ' સલાહ આપે છે કે 'કાવ્ય પુસ્તકનું કદ નાનું હોય, અને ખીસ્સાને પરવડે તેવી કિંમતે આપાતું હોય તો વાચકો તેને ગજવામાં નાખી શકે અને સમય મળે વાંચી શકે આમ થાય તો જનતા કવિતા પ્રિય બને

જનતાને કવિતા પ્રિય બનાવવા માટે કિંમત ઓછી રાખવાની સલાહ તો જાણે ઠીક પરંતુ નાનું કદ રાખવાની એમની સલાહ ગળે ઉતરતી નથી ગુજરાતીઓ વેપારીઓ છે અને વેપારીઓના ખીસ્સામાં દુકાનની ચાવી, બીડી અને ભરતાનની ડાયરી ફાઉન્ટન પેન, ઉપરાંતની બીજી વસ્તુને માટે સ્થાન મળવું મુશ્કેલ છે એટલે અમારી સલાહ તો એવીજ છે કે જનતાને કવિતા પ્રિય બનાવવા સારૂ મુશાઈરાથી વધુ સરસ બીજો કોઈ પ્રયોગજ નથી અલબત્ત આજના ગુજરાતી કવિઓની કવિતા જલસો ગોઠવી કોઈ ગાયક ગામેગામ ફરીને નવી ઢબથી ગાઈ સંભળાવે તો જરૂર જનતાનો કાવ્ય પ્રતિ શોખ વધે વાંચવાથી કંટાળનારાઓ સાંભળવાથી કંટાળે નહિ અને એ રીતે કવિઓનો અને કવિતાઓનો સરસ પ્રચાર થશે ઉર્દૂ કવિઓની કવિતાઓનો આવો પ્રયોગ ભાઈ મહંમદ રમઝાન કરી રહ્યા છે અને ખરેજ નવી ઢબથી કરી રહ્યા છે ઇરાનના એ મસ્ત કાવ્ય ગાયકે ઉર્દૂ શાયરોને ગુજરાતમાં જીવતા કર્યા છે ખરેખર ભાઈ મહંમદ રમઝાન ઉર્દૂ કવિતાનું જીવતું સાંભળીયું બની ગયા છે!

●

આજકાલ ત્યાં લેખકો કરતાં અનુવાદકો અને અનુવાદકો કરતાં સંપાદકો વધારે છે કેવળ વેપારી નજરેજ, એજન્સી રાખી હોય તેમ, પરભાષાનું સાહિત્ય દેશમાં ઉતારાય જાય છે!

જેમ ગાંધી ટોપીની ફેશન થઈ ત્યારે વેપારીઓએ ગાંધી ટોપ પહેરી, અને અનુવાદકો–સંપાદકોએ ગાંધી સાહિત્ય ફેલાવ્યું અને ઝીન્નાહ કેપની ફેશન થઇ ત્યારે વેપારીઓએ જિનાહ કેપ પહેરી અને લખનારાઓએ લીગી–સાહિત્ય ફેલાવવા માંડયું દ્રષ્ટિ ફક્ત એકજ હતી –' ચલો તુમ ઉધરકો હવા હો જિધરકી " આથી મારૂ મંતવ્ય એ નથી કે લીગી સાહિત્ય ન ફેલાવાય સાહિત્ય અમુક દ્રષ્ટિથી આપવાની ઇચ્છાનો પણ મારો વિરોધ નથી પણ આ સાહિત્ય ખપે છે માટે એ આપવું એ ભારકર મનાવું જોઈએ કેમકે સંપાદક વેપારી છતાં સાહિત્યકાર છે એ તેમણે ભૂલવું ન જોઈએ"

●

# વેપારી

[ સમાજનો એક નવોજ પ્રશ્ન છણતી લઘુ કથા ]



લેખક "ગુલામ"

પાંચમી વહુને દફન કરીને પાછા વળતા શકૂર શેઠની આંખમાંથી બે આંસુ ખરી પડ્યાં પુષ્પથીએ કોમળ એવી દેહમાના વજ્રથીએ ઘણા કઠણ એના હૃદયમાં જે આઘાત થયો હતો તે "માણસ ચાલ્યા જવાનો' યા પત્નિ-વિરહનો ન હતો રોઇને દુઃખ થવાનુ કારણ એ હતું કે 'કંઇ વારસો કેમ ન મૂકતી ગઇ?" 'મારે ઘેર શા માટે મરી? નાહક કફન દફનના ખાડામાં ઉતારતી ગઇ મરવું જ હતુ તો એના બાપને ઘેર જઇને કેમ ન મરી?

આમ છતાંય કબ્રસ્તાનમાંથી ઘેર પહોંચવાની સાથે શકૂર શેઠે પાંચમી પત્નિનું ખાતુ નીચે મુજબ વટાવ (નફો) કાઢીને બંધ કર્યું –

'લગ્નની સાલ એટલે અને ૧૯૩૫ થી ૧૯૪૩ સુધી તે જીવી તેમાં ત્રણ વરસ તેના માબાપને ત્યાં રહ્યાના બાદ જતાં એકંદરે ૭ વરસ એના ઘરમાં રહી ૭ વરસના તેની ખોરાકી તથા કપડાંલત્તાના મળી રૂા ૭૦૦) (સાતસો રૂપીઆ) ખર્ચ આવ્યુ તે તેણે રસોઇયણ તથા ચાકરડીનું કામ બજાવ્યુ તેના વાર્ષિક પગાર રૂા ૧૨૦) લેખે ગણતાં કુલ રૂા ૭૨૦) થાય છે તેમાં રૂા ૨૦) ચોકખો નફો આપતી ગઇ જણસો હતી તેમની તેમ તિજોરીમાં અકબંધ હોવાથી જણસ ખાતુ તો સરભર જ રહ્યું ગણાશે, અલબત્ત એ આખોય સ્ટોક નવી દુકાન શરૂ કરતાં કિંવા છઠ્ઠી વહુ આવતાં કામ લાગે તેવોજ છે એટલે એમાં તોટો છેજ નહિ

આ સર્વ નફા સાથે શેઠને ચોકખો લાભ તો એ હતો કે પાછળ બે પુત્રોને મૂકતી ગઇ હતી આમ દુકાનદારી દ્રષ્ટિએ જોતાં પાંચમી ખરીદી કિંવા વહુના વેપારમાં શેઠને નર્યો નફોજ નફો હતો ખોટનુ નામ પણ નહિ

ઇસ્લામમાં સ્ત્રીનુ સ્થાન ગમે તેટલુ ઉચ્ચ હોય જગત ભલે સ્ત્રી સન્માનની ઝુંબેશો ઉપાડે અને ભાષણો ભરડે, શકૂર શેઠને જરા પણ એની પરવા નથી તેઓ તો મઝથી જિન્નાહ કેપ પહેરી-વેપારીઓ જિન્નાહ કેપ પહેરે છે માટે-ફરીથી દુલ્હા બનવાની તૈયારીઓ કરી રહ્યા છે છઠ્ઠી પત્નિનુ ખાતુ ખોલવા માટે, છઠ્ઠી દુકાન ખોલવા માટે, તે પણ ભલેને આવીને ચાર પાંચ વરસમાં ચાલતી થાય! શકૂર શેઠ એમાંથી પણ વગર નફે બેચેન એટલો બેગીજ કાં'શે આપણે માટે એ ચિંતા કરવાનું રહેવા દે એવા ટૂંક ભંડોળીઆ નથી

'શકૂર શેઠને પતિ કહેવા કે વેપારી?' એ સવાલ પૂછનારે પૂછવુ હોય તો આમ પૂછવુ જોઇએ કે 'શકૂર શેઠ માણસ છે કે વેપારી?' કેમકે તેમનુ જીવન સૂત્ર છે 'સોંઘુ લેવુ અને મોંઘુ વેચવુ" એમાં તેઓ દરેક વસ્તુનો સમાવેશ કરી જાણે છે (સંપૂર્ણ)

# કુસુમ

લેખક

● મહમદ કે. મનીઆર

સપતિવાનોની ગણનામાં કરીમ શેઠનું સ્થાન મોખરે આવતું એટલે અગ્રગણ્ય શ્રેષ્ઠીઓની પંક્તિમાં પણ એમને સ્થાન મળતું અગ્રગણ્ય શહેરી હોવાથી એમની પ્રતિષ્ઠા પણ ઠીક પ્રમાણમાં હતી છતાં એ પ્રતિષ્ઠાને, સંપતિને મળતી પ્રતિષ્ઠા કહી શકાય

કરીમ શેઠને પહેલી ત્રણ પત્નિઓથી બે પુત્ર અને ત્રણ પુત્રી એટલાં બાળકો થયાં હતાં. પણ તે બધાં દરેક પત્નિની હયાતીમાંજ મરણ પામ્યાં હતાં આથી સંપતિવાન શેઠ સંતતિવિહીન હતાં એમને એ ઘણું સાલતું પોતાની સંપત્તિનો ભાવિમાં માલીક થાય એવા પુત્રની એમને સતત લાલસ રહેતી અને તેથી એ લાલસાને તૃપ્ત કરવા શેઠે ત્રીજી પત્નિના મરણ પછી થોડાજ સમયમાં ચોથી પત્નિ કરી અને ખુદાની કૃપાથી એમની ઇચ્છા પરિપૂર્ણ થઇ

રાશિદને શેઠે પુરા લાડકોડથી ઉછેર્યો શેઠની ઇચ્છા રાશિદને થોડુંક અંગ્રેજી શિક્ષણ અપાવવાની હતી એટલે રાશિદે અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો શેઠને મન એટલું શિક્ષણ પુરતું હતું પણ પુત્રની ઇચ્છા અભ્યાસ આગળ વધારવાની હતી એટલે સાતમાં ધોરણ સુધી શેઠ કશું ન બોલ્યા

મેટ્રીકની સફળતા પછીથી શેઠે વિચાર્યું હતું કે રાશિદને પોતાના ધંધામાં રોકી લેવો પણ રાશિદે વધુ અભ્યાસ કરવાનો પોતાનો મક્કમ વિચાર છે એવી સ્પષ્ટ જાણ શેઠને કરાવી દીધી કરીમ શેઠને આ ન ગમ્યું પણ પુત્રની ઇચ્છાને કચડી નાખવાનું એમને યોગ્ય ન લાગ્યું ને લોકોએ પણ સલાહ આપી કે "ખુદાએ લક્ષ્મી આપી છે તો તેનો આ સદુપયોગ શા માટે જતો કરો છો," શેઠે પણ વિચાર્યું "પૈસાની કયાં ખોટ છે? ભલેને ભણતો રહે" ને એ વિચારથી રાશિદને સંમતિ આપી, અને તેના વધુ અભ્યાસની સઘળી ગોઠવણ કરાવી તેને મુંબઇ મોકલ્યો

ક્રમભાગ્યે રાશિદે મુંબઇનું શિક્ષણ પણ પુરૂં કર્યું ને તેની માતા પણ મરણ પામી એટલે એ પાછો વતનમાં આવી રહ્યો કરીમ શેઠની ઇચ્છા પત્નિ વિયોગે પુત્રને જરાએ અળગા કરવાની નહતી વળી એમને હંમેશા એમ પણ લાગ્યા કરતું કે પોતાની નજર આગળજ પોતાનો પુત્ર સઘળી વાતોથી જાણકાર થઇ જાય તો સારૂં તેમની ઇચ્છા તો રાશિદને પોતાના ધંધામાં જોડી દેવાની હતી પણ રાશિદે આ વખતે પણ માન્યું નહિ એણે તો પિતાને સંભળાવી દીધું કે પોતે ડોકટર થશે નહિ ત્યાં સુધી કશુએ કરશે નહિ

કરીમ શેઠને રાશિદના આ વિચાર ન ગમ્યા કારણ ડૉકટરી પાસ કરીને તેણે કયા દર્દીઓ માટે જોડા ઘસવાના હતા? પૈસાની શું ખોટ હતી કે એ બધી પંચાતમાં ઉતરવું જોઇએ? છતાં રાશિદે પોતાનો વિચાર બદલ્યો નહિ અને ઇંગ્લાંડ જઇ ડૉકટરી અભ્યાસ વધારવાની રઢ લીધી

કરીમશેઠે આ વિષે ઉંડે ઉંડે વિચારવા માંડયું પોતાનો પુત્ર ડૉકટર બને એમાં પોતાને તો ગર્વ લેવા જેવું હતું જ પણ પૈસાના વ્યયનો ખ્યાલ એમને મુંઝવણમાં મૂકતો હતો

છતાય એમને રાશિદના વિચારને આ વેળાયે સંમતિ આપવી પડી પુત્રની ગરજમતા અને કરીમશેઠના મિત્રોની સલાહથી શેઠે આખરે રાશિદને ઈંગ્લાંડ મોકલી ડૉક્ટર બનવાની સંમતિ આપી અને પુત્રને દુ:ખી અંતરે ઈંગ્લાંડ મોકલ્યો

રાશિદ જ્યાં સુધી ઘેર હતો ત્યાં સુધી તો શેઠને પોતાની એકલતાનો ખ્યાલ આવ્યો નહિ પણ રાશિદના ગયા પછી એમને પોતાની ચિંતા થવા લાગી પુત્ર પરદેશમાં અને પત્નિના મૃત્યુ વિયોગથી એમને એમની એકલતાનું ભાન થયું પત્નિની ખોટ હવે તેમને જણાવા લાગી એમની દરેક સુચનો ઉકેલ એમના સ્નેહીઓ એમના પૂછ્યા વિના દરેક વેળા કરી દેતા તેજ પ્રમાણે આ કોયડાનો ઉકેલ પણ તેમણે કર્યો ૬૫ વર્ષ ચાર પત્નિઓના સહવાસમાં વિતાવેલ હોવાથી સદી નોંધાવાની મહત્વાકાંક્ષા રાખનાર કરીમશેઠ એમ એકલવાયું જીવન તો શી રીતેજ જીવી શકે ? એટલે એમણે પોતાના શુભેચ્છકની ઈચ્છાને માન આપી ફરીથી લગ્ન કરવાનો નિર્ણય કર્યો

"દેહ વૃદ્ધ થાય છે દિલ નથી થતું" એ સત્ય આજ પણ કરીમ શેઠની રસિકતા ઉપરથી સ્પષ્ટ થતું

આરામ ખુરસી ઉપર પડયા પડયા કરીમ શેઠે ભાવી પત્નિ વિષે વિચારવા માંડયું એમની દ્રષ્ટિ અનેક ઘરની ખબર લેતી આગળ વધતી હતી આખરે ઈબ્રાહીમભાઈના ઘરમાં એમની દ્રષ્ટિ સ્થિર થઈ ઈબ્રાહીમભાઈની કુસુમ એમને યાદ આવી કોઈવાર દ્રષ્ટિએ પડી ગએલ કુસુમનું મુખડું એમની આંખો આગળ આવી ખડું થયું એમને એ ગમ્યું ૧૮ વર્ષની કુસુમને પત્નિ બનાવી એમના એકલવાયા જીવનમાં કુસુમ વેરવાનું એમણે નક્કી કર્યું

પછી એમની કેળવાએલી, વપરાએલી દ્રષ્ટિએ વચ્ચે આવતા વિઘ્નોની ગણતરી કરવા માંડી, અને એ અનેક વિઘ્નોને કેવી રીતે દૂર કરવા તેની ચિંતામાં તેઓ ગુંથાયા પણ વધુ સુઝવાય તે આગળથી તેમનો હાથ પેટ ઉપર પર્યટન કરતો નાકમાં બાંધેલ ચાવીના ઝુમખા આગળ આવી અટક્યો ને ગુંચ ઉકેલાઈ ગઈ

ચાવીના ઝુમખાને એમણે ઉછાળ્યો ને એમના વૃદ્ધ મુખમાંથી એક વૃદ્ધ હાસ્ય ખરી પડયું

ને લક્ષ્મીપતિ શેઠનો કુસુમ જેવી લક્ષ્મીનો પણ પતિ થવાનો નિર્ણય વધુ દ્રઢ થયો

° ° °

પુત્રીને ઠેકાણે પાડવાની જેટલી તીવ્ર ઈચ્છા માત-પિતાને હોય છે એટલી પુત્રને ઠેકાણે પાડવાની હશે કે કેમ ? એ પ્રશ્નજ છે

કુસુમની વયની ગણતરી રાખનાર કુસુમની સાવકી માતાને કુસુમને ૧૮ મું બેઠું ને તેને ઠેકાણે પાડવાની ચિંતા થવા લાગી રાતી દિવસ એ વિચારો તો આવતાજ હતા ત્યાં કરીમ શેઠની વાત નીકળી અને એને બીડું ઝડપી લેવાનું મન થયું જ્યારે કુસુમના પિતા ઈબ્રાહીમભાઈને મન તો એમ હતું કે કુસુમ હજી લગ્નને લાયક નથી અત્યારથી લગ્નની વાત શી ? પણ એમના પત્નિથી ન રહેવાયું એમણે તો એક દિવસ લાગ જોઈ વાત કાઢી

"પછી તમે કાંઈ જવાબ ન આપ્યો"

'જવાબ શું આપું ? મને કશું સૂઝતુંજ નથી ને એવું થાય છે કે ઘર વચ્ચેને એ પીડામાંથી છૂટું" ઈબ્રાહીમભાઈ પત્નિના પ્રશ્નને સમજ્યા વિના બોલ્યા

'હું શું પૂછતી હતી ને તમે શું જવાબ આપ્યો ?" હસતા હસતા ઈબ્રાહીમભાઈના પત્નિ બોલ્યા

"હે શું ત્યારે તું આપણા કરજ વિષે નહોતી પૂછતી શું ?'

ઇબ્રાહીમભાઇ આશ્ચર્યથી બોલ્યા

"ના મે એ વિષે પૂછયુજ ન હતુ હું તો તમને કુસુમ વિષે પૂછતી હતી સમજ્યા ?" સ્પષ્ટ શબ્દોમા પત્નિએ સમજાવ્યુ

"હ ત્યારે તું કુસુમ વિષે પૂછે છે પણ આટલી વયે લગ્ન કરવા મને તો યોગ્ય નથી લાગતુ " ઇબ્રાહીમભાઇએ જવાબ આપ્યો

"તે અઢાર તે કાંઇ ઓછા છે કે ?" પત્નિ બોલી, ને આગળ ચલાવ્યુ 'હુ તો કહુ છુ કરીમશેઠ જેવો લાખનો ધણી પછી નહિ મળે સમજ્યા "

"તે પૈસાને શુ ઘોઇને પીવા છે ? એમનું વય તો જો જરા !" ભોળા ઇબ્રાહીમભાઇથી સ્પષ્ટ બોલી જવાયુ

"તે તમેજ કહોને વય કેટલી હશે ?" ઠાવકુ મોઢું રાખી પત્નિથી બોલા

"પુગ સિતેર " ઇબ્રાહીમભાઇએ રોકડુ પરખાવ્યુ

"શુ કહ્યુ સિતેર ?"

"હા સિતેર ! સત્તર નહિ, સમજી ?" કહેતા ઇબ્રાહીમભાઈ હસી પડયા

"જુઓ વાતને તમે આમ મશ્કરીમા ન ઉડાવી દયો પુગ ચાળીસ તો હજુ થયા નથી " દપકો દેતી હોય એ રીતે તે બોલી

" શુ કહ્યુ ચાળીસ મીંડુ પણ કાઢી નાખવુ હતુને ?" બોલતા બોલતા ઇબ્રાહીમ ભાઇ ખડખડાટ હસી પડયા

"ગભીર વાતોમાય તમને કેમ હસવુ આવતુ હશે એજ મને સમજાતુ નથી"

"ગભીર ને સભીર કાંઇ નહિ મને આજતો કુસુમના લગ્ન કરતા આપણા કરજનો પ્રશ્નજ વધુ મહત્વનો લાગે છે હજા રનાર પૈસાની માગણી ને અદાલતે જવાની ધમકીથી મને તો થાય છે કે ચોરી કરીનેય એ પૈસા ચૂકવીને એ વ્યાજ ખાવના પંજામાથી છૂટુ " ઇબ્રાહીમભાઇએ પોતાને ગુચવતા કોયડાની સ્પષ્ટતા પત્નિ આગળ કરી એકાએક આ વાત ઉપરથી ચાલાક પત્નિને નવોજ ઉકેલ સૂઝ્યો અને ઇબ્રાહીમભાઇને મનાવી લેવામા એ ઉપયોગી થશે એમ સ્પષ્ટ લાગ્યુ તે ગભીરતા ધારણ કરી બોલી "એ હુ કયા નથી જાણતી ? મને પણ એની એટલી ફિકર થાય છે કે રાતે ઉંઘ પણ સુખની નથી આવતી મને તો થાય છે કરીમ શેઠ જેવો જમાઇ મળે તો એ કરજના દોઝખમાથી તો છૂટીએ " અને ઇબ્રાહીમભાઇને પણ એ યોગ્ય લાગ્યુ, પત્નિની બુદ્ધી ઉપર એમને ગર્વ થયો કરજનો આમ ઉકેલ કરતા જોઇ પત્નિને અભીનદન આપવાનુ એમને મન થયુ તે ઉતાવળથી બોલ્યા " વાત તો ખરી છે " કરજે એમને ઢીલા કર્યા પત્નિએ જોયુ સફળતા મળશે ખરી, ને તેને હર્ષ થયો તેણે આગળ ચલાવ્યુ "ને ગામમા છોકરીઓની પણ કયા ખોટ છે ? કાલેજ કોઇ વાત કરતુ હતું કે સકીનાએ પોતાની દીકરીને કરીમ શેઠને મોથી દેવા માગણી કરી છે, જ્યારે આપણને તો માનથી તક મળે છે ! કયા દીવો લઇને શોધવા નીકળીએ તો તેવુજ ખૂટી જાય" અહી ઇબ્રાહીમભાઇના પત્નિ અટકયા પતિ ઉપર અસર થઇ છે કે નહિ તે જોયુ ને વળી આગળ ચલાવ્યુ "ને કુસુમને દુ ખ પણ શુ પડવાનુ છે ? નોકર ચાકર, વાડી, ગાડી તો હાજર છે આથી વધારે તે શુ જોઇએ ? કુસુમ પણ સુખી થાય ને આપણુ દુ ખ પણ ટળે કરજની વ્યાધી તો મટે ?"

'વાત તો સાચી પણ કુસુમ માનશે ?" અત્યાર સુધી વયના બાધને વળગી રહેનાર ઇબ્રાહીમભાઇ પૈસાના મોહમા તેને છોડી ગયા અને પત્નિની સાથે સાદ પુરાવ્યો

કારના

'માનશે નહિ તો ક્યાં જશે? આપણે થોડાજ એના સુખની આડે આવીએ છીએ!'

'ખરી વાત! એના સુખે આપણે સુખી કરીમ શેઠને ત્યાં તે શી ખોટ હેય?'

'જય ત્યારે હવે તમે સમજ્યા! તો ત્યારે મારે હજુ તો રાશિદનું મોઢું થાય છે ને વળી' યાદ કરતા હો એ રીતે બોલ્યા 'હા જુઓને આ વાતની કોઈને ખબર નહિ પડે નહિ તો વચ્ચે ફાચર ઘાલી કોઈ પોતાનું કામ કાઢી લેશે" રખે આ સુરતીઓ છટકી જાય એવી એને બીની હતી

"તું હવે એ વિષે બેફિકર રહે પણ પેલું ધ્યાનમાં રાખજે'

ઉઠતા ઉઠતા હ્યાહીમભાઈએ ફરજની યાદ અપાવી અને બન્ને દ્વાર તરફ આગળ વધ્યા

તે વખતે દ્વાર આગળથી ઓઢણીના ભીના છેડાને નીચોવતી કુસુમ દોડી ગઈ અને ઝડપથી માતપિતાની નજર આગળથી દૂર થઈ

• • •

કુસુમ ખરેજ કુસુમ હતું કુસુમની કોમળતા સુંદરતા ને ન્યારા બધુંજ કુસુમમાં નહેતું શું? એટલેજ તો ૧૮ વર્ષની કુસુમને કુસુમ કહેવાનું મન થાય છે

બારી આગળ ઉભેલી કુસુમ દૂર દૂર દ્રષ્ટિ દોડાવી રહી હતી દૂર દૂર એ અનંતના દ્રશ્યો જોતી હતી એના વાળની લટો મંદ અનીલ સાથે ગેલ કરતી ઉડી રહી હતી

માત-પિતાની વાતો સાંભળ્યા પછી એના અંતરમાં તૂફાન મચ્યું હતું જે રાશિદ સાથે એ રમતી હસતી ગાતી તે રાશિદની એ માતા થશે! જે રાશિદની સાથ એ વરવહુની રમત રમતી તે રાશિદને જગત સાવકો પુત્ર કહેશે! સમય સથે એક બીજાને ચાહવા શીખેલ એ પ્રેમીઓ મટી માતા પુત્ર થશે! એ રાશિદને બેટા કહેવું પડશે? આવા વિચાર મંત્રથી એને ચમકમાં આવ્યા ને કરીમ શેઠ! એને તો પિતા, નહિ દાદો કહેવો કે પતિ? આવા અનેક વિચારોથી એનું હૈયું ચીરાઈ જતું હતું

એને થયું, નોકર, ચાકર ગાડી વાડી એ બધાના મોહપાશમાં ફસાવી એના જીવનની બધા બરબાદી કરી રહ્યા હતા એના જીવનને બગાડી મારવાની એ પાશવી રમત હતી

પણ એ બધામાંથી છૂટવું શી રીતે? નહોતી એનામાં તાકાત માત-પિતા સામે થવાની કે નહોતું એનામાં બળ સમય સથે બાથ ભીડવાનું એ તો હતી માત્ર મુસ્લિમ સમાજની એક નિર્દોષ ગભરૂ બાળા!

બાળપણનું એક દ્રશ્ય એની આંખ આગળ આવ્યું

'કુસુમ હવે આપણે નહિ મળીએ!' રાશિદ દર્દભર્યા અવાજે બોલ્યો, જવાબમાં કુસુમે મૌન સેવ્યું એ એકી નજરે રાશિદ તરફ જોઈ રહી જાણે પછી ન જોવાની હોય એમ

'શું વિચારે છે કુસુમ!' કુસુમને આમ અવાક ઉભેલી જોઈ રાશિદે પછી પૂછ્યું

"આપણે નહિ મળીએ રાશિદ?" કહેતા એક ફુમળો નિઃશ્વાસ એના હૈયામાંથી સરી પડ્યો

'કુસુમ હું મુંબઈ જઈશ ત્યાં અભ્યાસ કરીશ અને પછી ડૉક્ટર થઈશ' રાશિદે પોતાનું ભાવિ નિર્ણય કર્યો "અને આપણે" રાશિદ અગળ બોલે તે પહેલાંજ કુસુમે કહેવા માંડ્યું તમે ડૉક્ટર થશો રાશિદ! રાશિદ તમે મને જરૂર ભૂલી જશો'

ડૉક્ટર રાશિદ ડૉક્ટર સાહેબ કહેવાશે તે આવી ગરીબ કન્યાની પછી ખબર નહિ લે તેવી શંકા જતા કુસુમે કહ્યું

'કુસુમ તને અવિશ્વાસ છે હું તને નહિ ભૂલું તુંજ ભૂલી જઈશ"

'રાશિદ હું તમને નહિ ભૂલું જુઓ

આ તમારી યાદ" કહેતા કુસુમે પોતાનો હાથ બતાવ્યો રશિદે ગમતમા મારેલ એ પથ્થરનો ઘા હતો

"હું જઇશ" કહેતા રશિદ ફર્યો ને આંખોએ રૂમાલને દબાવ્યો કુસુમે એ નિહાળ્યુ એ યાદ માત્રથી એની આંખો ભીની થઇ દ્રશ્ય ઝાંખુ પડી ગયુ

ને બે જળબિંદુ ટપકી હેઠે પડયા

° ° °

કરીમ શેઠ જમાનાને ઓળખી ગએલ વ્યક્તિ હતી જમાનાની ચાલ એમણે જોઇ હતી માર્ગમા આવતા વિઘ્નોને કેમ દૂર કરવા એ યુક્તિ એ જાણતા હતા, પણ એ યુક્તિ કરતા લક્ષ્મી એમને વધુ સહાય કરતી આમ હોવાથી વિઘ્નો તો એમની આગળ પગજ નહોતા ઠેરી શકતા ચાર ચાર પત્નિના સ્વામી થઇ રીઢા થઇ ગએલ કરીમ શેઠને પાંચમી પત્નિના સ્વામી થવામા વધુ અડચણ નજ પડી કાયદાના બંધનો ઢીલા કર્યા ને વિજય એમને શોધતો આવ્યો

કુસુમ જેવા કુસુમને મેળવ્યાથી એમનો હર્ષ તો માતો નહતો નોકરોને પત્નિની સેવાના હાજર રહેવાની સખ્ત સૂચના એમણે આપી દીધી હતી પાણી માગે દૂધ આપવા સુધીની ઇચ્છા પણ એમણે વ્યકત કરીજ હતી પણ ભલા પાણીની તરસ દૂધથી છીપાઇ જેશું !

કરીમ શેઠની પત્નિ થતાજ કુસુમનું માન વધી ગયું એની સેવામા નોકરો "શેઠાણી" શબ્દનો વાર વાર ઉચ્ચાર કરતા ઉભાજ હોય બહાર ફરવા જવાને માટે ગાડી તૈયારજ રહેતી પણ એ બધામા કુસુમનુ દિલ ચોંટતુજ ન હતુ એને તો આ બધુ નજરકેદ જેવુ જણાતુ હતુ આજ એને સુવાની શ્રાપ સમ જણાઇ કરીમ શેઠની પાશવી વૃત્તિ સતોષવાનુ એ એક માત્ર રમકડુ ન હોય એમ એને લાગતુ

કુસુમને મન લગ્ન એ બંધન સમાન થઇ પડયુ

ઉપવનમા ખીલતુ પુષ્પ જો ચાર દીવાલો વચ્ચે રાખવામા આવે તો તે કરમાયજ જાય. કુસુમ એ ચાર દીવાલો વચ્ચે હ્રદયના સુખ વિના કરમાતી જતી હતી લગ્નને દિવસેજ એનો આત્મા તો મરી ચૂકયો હતો માત્ર દેહ જીવત હતો

કરીમ શેઠને આત્માની પડી પણ કયા હતી ? કુસુમ યંત્રવત જીવી રહી હતી દરેક સ્ત્રીને પિતૃ ગૃહ છોડતા વસમુ લાગેજ છે એમ ધારી કુસુમ સબંધે કરીમ શેઠ વધુ ધ્યાન ન આપતા

બીચારી કુસુમ !

° ° °

પ્રસવ પછીથી કુસુમની તબીઅત વધુ બગડી ગઇ એનામાંથી હરવા ફરવાનીય શક્તિ હણાઇ ગઈ સાત મહિને મુએલા બાળકનો જન્મ આપ્યા પછી કુસુમને જોનારા ભાગ્યેજ એને કુસુમ કહી શકે એનો દેહ તદન સુકાઇ ગયો ગાલ ઉપરની લાલી અદ્રશ્ય થઇ અને હાડકાઓ બહાર નીકળી આવ્યા આંખો ઉંડી ઉતરી ગઇ

ડૉકટર દિવસમા બે વાર આવતો કુસુમની સેવા બરાબર થઇ શકે માટે એક નર્સનો પણ બંદોબસ્ત કર્યો હતો ડૉકટર નર્સને સૂચના આપતો નર્સ એનો ચિવટાઇ પૂર્વક અમલ કરતી કુસુમ યંત્રવત એ બધુ કર્યે જતી

મરી ગએલા આત્માનો જીવતો દેહ પણ કુસુમને ભાર સમ લાગ્યો એને જીવનની ઇચ્છાજ નહતી કરીમ શેઠની પુરતી કાળજી છતા કુસુમની તબીઅતમા કોઇ પણ જાતનો સુધારો થતો ન હતો ડૉકટર એમને રોજ સાત્વન આપતો થોડા વખતમા ઠીક થઇ જશે એમ કહીને શેઠને સમજાવતો છતા રોજની

નાડ જોનાર ડૉક્ટર પોતેજ એ બીમારીથી મુંઝાઇ રહ્યા હતા નાડ એમના હાથમાજ નહોતી આવતી એ નડતો કોઇ હુન્નરને પાર ખનારો ડૉક્ટર પણ ભાગ્યેજ પકડાઇ શકે

કુસુમની આવી સ્થિતી થતા તેના માત પિતાને પણ બીક પેઠી પણ શેઠ બનતુ રુધણુ કરી રહ્યા હતા એટલે બીજો બનાવવા જેવો ઉપાય એમની પાસે ન હતો ભોળા ઇબ્રાહીમ ભાઇ કુસુમની બીમારી વહેતા ન પારખી શકયા પણ એમના ચતુર પત્નિની સમજમા એ તુરતજ આવી ગયું પણ હાથના કર્યા હૈયે એ ઉક્તિ પ્રમાણે થયુ એટલે હવે તો મુગા મુગા સહેવુજ રહ્યુ, એ હિસાબે કશુજ બોલ્યા વિના જે થતુ હતુ તે સખેદ જોઇ રહ્યા

દિવસે દિવસે કુસુમનો દેહ કૃષ થતો ચાલ્યો હવે કરીમ શેઠથી રહેવાયુ નહિ એમને કુસુમના મૃત્યુની બીક પેઠી એમણે કુસુમને મુંબઇ લઇ જઇ કોઇ સારા ડાક્ટરની સલાહ લઇ દવા કરવાનુ ઉચિત ધાર્યું બીજાઓએ પણ એમા સમતિ દર્શાવી એટલે કરીમ શેઠે રહેવા કરવાની દરેક વ્યવસ્થા પોતાના એક ઓળખીતા મારફત કરાવી અને કુસુમને લઇ મુંબઇ જવાનુ નક્કી કર્યું

આ બધી તૈયારીઓ થતી હતી તેજ સમયે રાશિદનો તાર આવ્યો તેણે ઇંગ્લેન્ડનો કિનારો છોડયો હતો અને થોડાજ દિવસમા મુંબઇ આવી જશે એમ તારમા જણાવ્યુ હતુ આ તાર આવ્યાથી કરીમ શેઠને ખુશી ઉપજી પોતે પુત્રને મુંબઇ જઇ મળશે ને વળી સાથે કુસુમની પણ ઠીક ઠીક સારવાર થશે એ વિચારે એમનુ હૈયુ ઘડી ભર માટે આનંદીત થયુ આવા સાનુકુળ સંજોગો મળવાથી કરીમ શેઠ એક દિવસ નક્કી કરી કુસુમ તથા બેએક નોકરોને લઇ મુંબઇ જવા ઉપડી ગયા

• • •

મુંબઇ આવતાજ કરીમ શેઠે એક સારા ડૉક્ટરની તપાસ કરાવી કુસુમની દવા ચલુ કરાવી ડૉક્ટરે કરીમ શેઠને કહ્યુ કે કોઇ માનસિક સખ્ત આઘાતને લીધે એની સ્થિતી આમ થઇ ગઇ છે છતા ડૉક્ટરે બનતા પ્રયત્નો કરી સારા થવાની ખાત્રી કરીમ શેઠને આપી બેએક દિવસ સુધી એ ડૉક્ટરની દવા લીધી પણ કાંઇ જાણવા જેવો ફરક પડયો નહિ આથી કરીમ શેઠે બીજા ડૉક્ટરને બોલાવ્યો બીજા ડૉક્ટરે પણ પહેલા ડૉક્ટરના મતમા તેજ સમતિ આપી અને કહ્યુ કે દરરોજ એક ઇન્જેક્શન આપવામા આવે તો કદાચ સ્થિતી સુધરે કરીમ શેઠે એ પણ કબુલ્યુ

એ ડૉક્ટર દરરોજ આવતો, અને ઇન્જેક્શન તથા દવા આપતો દવામા પુષ્કળ કાળજી રાખવાની હોવાથી કરીમ શેઠે એક બીજી સારી નર્સની ગોઠવણ કરી આમ બનતા બધા પ્રયત્નો કુસુમને સારા કરવામા ચલાવ્યા

ત્રણ દિવસની સતત કાળજી પછી કુસુમની સ્થિતીમા સહેજ ફરક પડયો કુસુમે આંખો ઉઘાડી અને ચારે તરફ જોયુ પતિને, ચિંતાપૂર્વક પોતાની સારવાર કરતા નિહાળ્યા ને પાછી આંખો મીંચી દીધી માત્ર આટલા ફરકથી ડૉક્ટરની આશા બંધાઇ કરીમ શેઠને પણ થયુ દવાએ અસર કરી છે ખરી હવે બેએક દિવસમા તો વધુ ઠીક થઇ જશે ને વળી રાશિદને આવવાના પણ બેજ દિવસ બાકી હતા.

ડૉક્ટરની સતત કાળજી અને નર્સની ચિવટાઇ પૂર્વકની દેખરેખ છતા કુસુમને પછીથી કાંઇ ફેર પડયો નહિ હા, એટલુ થયુ કે તેની જેવી સ્થિતિ હતી તેવી ને તેવીજ સ્થિતિ ચાલુ રહી ન તેમા કાંઇ ઘટાડો થયો કે કાંઇ વધારો ને રાશિદને આવવાનો સમય છેક નજીક આવી ગયો

• • •

ડૉક્ટર રાશિદે એની માતૃભૂમિ ઉપર પગ મૂક્યો ત્યારે એને કઇ કઇ ઉર્મિઓ થઇ આવતી હતી જુના સસ્મરણો તાજા થતા હતા અને એના હૃદયમા આનદની હેલી ચઢી આવતી હતી એને કુસુમ યાદ આવી અને વિચારોમા ઘડેલ પેનુ સ્વતત્ર દવાખાનુ પણ યાદ આવ્યુ એ બધાને મૂર્ત સ્વરૂપ આપવાનો સમય એને છેક નજીક આવી ગયો હોય એમ લાગ્યુ

રાશિદ સ્ટીમરમાથી ઉતર્યો, ત્યારે એણે કેટલાક નોકરોને દીઠા એમને ઓળખતા રાશિદને વાર ન લાગી પણ તેઓ નાના શેઠને અગ્રેજી પોષાકમા સજ્જ થએલ જોતા વહેલા ઓળખી ન શક્યા રાશિદે પોતાની ઓળખાણ આપી અને બધો સામાન બતાવ્યો

"અમ્મા કેમ નહિ આવ્યા ?" એ પૂછતા નોકરોએ એની મા માદી હતી એ જણાવ્યુ

રાશિદે એ જાણ્યુ ને ઉતાવળે એક નોકરને સાથે લઇ ઘેર જવા તૈયાર થયો કુસુમની સ્થિતી હવે તદ્દન બગડી હતી ડૉક્ટર તેને તપાસી કેસ ગભીર છે કહી ચાલ્યો ગયો, કરીમ શેઠની, નાની ઉમરની પત્નિ જલદી મરે નહિ એવી ધારણા નષ્ટ થઇ કુસુમની આશા હવે તેમણે છોડી દીધી કુસુમના બીછાના આગળ ખુરશી ઉપર બેઠા બેઠા એ કુસુમને નિહળી રહ્યા હતા ત્યા નોકરે રાશિદ આવ્યાના સમાચાર કહ્યા રાશિદનુ નામ સાભળતાજ એમને એક હલ્લુ આશાનુ કિરણ જણાયુ એમને થયુ, "ઇગ્લેન્ડ જઈ ડૉક્ટર થએલ રાશિદ કઇ નહિ કરી શકે ?" ને એ વિચારથી એમને હિંમત આવી તરણાને પકડી સાગર પાર કરવાનુય ડુબતો પ્રયત્ન કરી જુએ છે, એ પ્રમાણે કરીમ શેઠે આ તરણાનો પ્રયત્ન કરી જોવાનુ યોગ્ય ધાર્યુ

અને તે પુત્રને મળવા આગળ વધ્યા

સપૂર્ણ અગ્રેજી પોષાકમા સજ્જ થએલ પુત્રને જોતા એમને હર્ષ થયો ને ગર્વ પણ બારણા આગળજ તે પુત્રને ભેટયા

'બેટા તુ આવ્યો ?"

"હા અમ્મા, તબીઅત તો ઠીક છેને ?" રાશિદ વિનયથી બોલ્યો

"બેટા, તબીઅત તો ઠીક છે પણ તારી અમ્મા બહુ માદી છે"

રાશિદ ઇગ્લન્ડમા હતો ત્યારેજ એને પિતાએ બીજી પત્નિ કર્યાના સમાચાર જણાવ્યા હતા વળી નોકરોના કહેવથી એ પણ જાણ્યુ હતુ કે એની મા માદી હતી એટલે પિતાએ કહેલ સમાચાર એને વધુ આશ્ચર્ય કારક લગ્યા નહિ

"બેટા, તે નહિ જીવે !" કરીમ શેઠ અધીરાઇથી બોલ્યા

'દવા લયે છે ને ?"

"દવાતો આજ મહિનાઓ થયા ચાલુ છે પણ કઇ ફરકજ નથી પડતો બેટા"

"એમ !" કઇક ગહન વિચારમા ડુબકી મારતો હોય તેમ રાશિદ બોલ્યો

"બેટા, તુ નહિ તપાસે ?" અધીર કરીમ શેઠે ઉત્કટની ઇચ્છા વ્યક્ત કરી "હુ જોઇશ અમ્મા" નવો ડૉક્ટર વિચારમાથી જાગૃત થતા બોલ્યો ને બન્ને પિતા પુત્ર કુસુમના ઓરડા તરફ આગળ વધ્યા

ડૉક્ટર રાશિદનો આ પહેલોજ કેસ હતો એ પહેલા કેસમાજ સફળતા પ્રાપ્ત કરવા પોતાની બધી ડૉક્ટરી વાપરવાનો નિશ્ચય કર્યો અને એ પહેલા કેસમા વિજય મળે તો ? આ વિચારથી રાશિદનુ હૈયુ હર્ષથી ઉછળી ઉઠયુ તો તો પછી પ્રશસાનુ પૂછવુજ શુ તે માતાના બિછાના આગળ જઇ બેઠો શૈયા ઉપર એણે એક હાડપીંજર નિહાળ્યુ ગાલમા ખાડા પડી ગયા હતા અને

કાસ્ટા

# જીવનનાં તેજ

( પાંચ કલમે લખાયેલી એક વાર્તા )

[૪] બાળસાથી 'બેઝાર' ચાલુ

(મે ૧૯૪૩ અંકથી ચાલુ)

## [૪] બાળસાથી

લેખક 'બેઝાર'

'સુંદર અતિ સુંદર' એક સ્ત્રી—કેળવાયેલી સ્ત્રી જ્યારે સ્ત્રીઓનાજ પ્રશ્નો પરત્વે ભાષણ કરે ત્યારે કેટલી હૃદયસ્પર્શી દલીલો રજુ કરી શકે એના પ્રત્યક્ષ પુરાવા રૂપે સાબિરાએ કરેલું આજનું ભાષણ છે પણ સબિરાનું મુખ પરિચિત કેમ લાગતું હતું? એ મને ઓળખતી હશે? ના, ના એ ક્યાંથી ઓળખે? અરે હા હવે મને યાદ આવ્યું સાબિરા તો આનંદપુરના મારા બચપણના સમયમાં પડોશમાં રહેતા વલી બાપાની પુત્રી આહ! એ બાળપણના સુખનાથી દિવસો! હું અને સબિરા સાથે ખેલતા કુદતા અને આનંદ કરતા પછી તો અમારે બહાર ગામ જવાનું થયું પાછળથી તેના લગ્ન એક શ્રીમંત નમીરા સાથે થયાનું સાભળ્યું હતું જ્યારે પ્રમુખે તો ઉપસંહારમાં તેને વિધવા તરીકે ઓળખાવી હતી સત્યું શું હશે? કે પછી એ સાબિરા હું ધારું છું તે ન હોય

'સન્નારી સભા'ની ચર્ચા સભામાં સાબિરાએ પુનર્લગ્નની તરફેણમાં જે વ્યાખ્યાન આપ્યું હતું તે સાભળી ઘેર આવીને ડૉ. હમીદ પોતાના કમરામાં આગમતા સ્વગત બબડી રહ્યા હતા

ડૉ. હમીદ શહેરના "પાગલખાના"માં તાજેતરમાં નિમાયેલા અને મેડિકલ ડીગ્રી પામેલા નવા મુસ્લિમ ડૉક્ટર હતા. એમના કુટુંબમાં એમને માતા સિવાય કોઈ ન હતું અને પોતે અવિવાહિત હતા.

સાબિરાની જુની યાદ તાજી થતા એમના સ્મૃતિ પટે ભૂતકાળ તાદૃશ્ય થયા

"હમદ! ચાલ આપણે નવી રમત રમીએ'

"પણ સબુ! એ રમતનું નામ તો કહે"

'અરે, એમાં નામનું શું કામ છે'

"ગઈ કાલે જોને પેલા બાજુના ગામના ગીજેમ વર લઈને આવ્યા હતા અને પેલી મરયમને વહુ બનાવી લઈ ગયા હતા એવી વર વહુની રમત જ તો?'

'એ તો એમાં તો મઝા પડે પણ વર કોણ થાય?'

કેમ વાહ તું છે ને"

'પછી વહુ?"

'હું જ તો વળી, બીજું કોણ?

આડોશપાડોશના બીજા છોકરાઓને ભેગા કરવામાં આવ્યા સબુ અને હમદુની શાદીમાં અડધા છોકરા વર પક્ષે અને બાકીના કન્યા પક્ષે ભળ્યા ઢોલ ત્રાસાના બદલે પતરાના ખાલી ડબ્બા ખખડાવતા અને મોઢેથી સીસોટીઓ વગાડતા

હમદુની બરાત નીકળી, અને કન્યાના રૈહાણે આવી છોકરીઓમાની કોઇએ ખાથી પાટલા ઊભો રાખી પોખવાની ક્રિયા કરી એક છોકરાએ અસ્પષ્ટ શબ્દોમા નિકાહનુ કાર્ય પતાવ્યુ વળાવવાની ક્રિયા વખતે કન્યાએ રડવુ જોઇએ માટે સબુએ પણ રડવાનો અભિનય કર્યો એટલામા દૂરથી સબુની માનો ધાટો સભળાયો એ સાભળી મારની બીકે સૌ છોકરાઓ રફુચક્કર થઈ ગયા રહ્યા દિગ્મૂઢ બનેલા હમદુ અને સબુ સબુની માએ આવતા વેત બન્નેને એક એક થપાટ લગાવી અને મોટેથી કહ્યુ, 'મારા રોયાઓ બીજુ રમતા નથી આવડતુ તે આવુ રમા છો? ખબરદાર! જો હવે આવુ રમ્યા તો ક્યા ગયા હમદુની મા? લઇ જાઓ તમારા હમદુને ખૂ। મોઢે ચડાવ્યો છે તે!''

સબુની માનો અવાજ સાભળી આવી પહોચેલી હમદુની મા રડતા હમદુને સમજાવી પટાવી લઇ ગઇ

બચપણની નિર્દોષ રમત રમતા કયુ અનિષ્ટ નડતુ હતુ તેની આજે ડૉ હમીદને સમજણ પડી માબાપો જે ભય બાળકોને એવી રમત રમતા જોઇને અનુભવે છે તે એ હોય છે કે છોકરાઓ મોટા થાય, ભણેગણે અને એક બીજા તરફ આકર્ષાઇ ક્વચિત્ બચપણમા નિર્મળપણે રમાયેલી રમતોને મૂર્ત સ્વરૂપ ન આપી દે

હુ જરાય નથી ભૂલતો એ વની બાપાજીની સાથે ... વર્ષો પહેલાની એ વાત કદાચ એને યાદ નય હોય પણ મારી તો હવે એ ફરજ થઈ પડે છે કે બચપણની મારી વહુને આજે સાચી વહુ તરીકે મારા હૃદયમંદિરે સ્થાપુ મારા મિત્રના મિત્ર ડૉ આમિને ગઝી મનીમાનેર સ્વીકાર કર્યો તો હુ કેમ એક વિધવાનો ઉદ્ધાર ન કરૂ? પણ આ વાતથી સાબિરાને કઈ રીતે માહિતગાર કરવી? પત્રદ્વારા? હા, બસ એજ ઠીક પડશે

મોડી રાતે ઠીક ઠીક ચિતન પછી સાબિરાને પત્ર લખી ડૉ હમીદે નિરાતે ઊઘ લીધી સવારે એ પત્રને ફરી એકવાર વાચી એને કવરમા બીડી સાબિરાના સરનામે રવાના કરી સતોષનો શ્વાસ લીધો

## [૫] રોશની

લેખક 'નિશાત'

આનદોન્માસના શિખરેથી ધક્કો મારી શોકની કો' ઊડી ખાઇમા પછાડનાર, જીવનના સુખદ પ્રસગ લગ્ન જેવા દિવસે જ્યારે આખુ વાતાવરણ હર્ષમય બની રહ્યુ હોય, જ્યારે કુટુબનો એકેએક માણસ દિવ્યાનદ માણી રહ્યો હોય લગ્ન પ્રસગની વ્યાધી ઉપાધીમા પડ્યા છતા કોઇ માણસના મુખ પર ચિતાની આછી ઝાની પણ ન થતી હોય, ત્યારે આખા કુટુબના ઉલ્લાસ અને શોકમય વાતાવરણ ઊભુ કરી દેનાર વિરહમા ઝુરતી અબળાના જીવનમા ક્યારેક ક્યારેક આનદ રસ રેડી જનાર ક્યારેક કોઇ મહા મુસીબતમા આવી પડ્યા હોઇએ અને આર્થિક સહાયની ખાસ અગત્યતા હોય, તેવે સમયે ચારે તરફથી નિરાશા મળતા અતિમ ઉપાય આત્મહત્યાનો અજમાવવા જતા હોઇએ ત્યા આપણને અર્ધ વચ્ચેજ એ વિચારોમાથી પાછા વાળી આપણી પાસે લક્ષ્મીનો ઢગ કરી આપનાર,—આ બધુ પોતે ન કરતો હોવા છતા એજ કરી રહ્યો હોય એવો આભાસ થાય છે એવા જીવનમા નિત્ય પોતાનુ કર્તવ્ય નિયમિત બજાવે જતા ટપાલીએ સાબિરાના હાથમા એક પત્ર મૂક્યો

સાબિરા ચમકી 'આ શુ મારો પત્ર? કોણે લખ્યો હશે? પિતાએ? ના, ના, એ કદી મારા પર પત્ર લખેજ નહિ લખવો હોય તો મામા પર ન લખે? ત્યારે? શુ આ પત્ર

ઘડવામા અને તોડવામાજ ખર્ચાઇ જાય છે શુ તેઓ પુરૂષ નથી? તેમનામા પુરૂષાતન નથી? ના, ના, તેઓની નિર્ધનતાને કારણેજ તેઓને નથી કોઇ માથી મગાતુ કે નથી તેઓ પરણવાની હિમત કરતા અજે પ્રત્યેક માણસ પોતાથી ઊંચ કુળના અને પૈસાપાત્ર માણસ સાથે સ મધ જોડવા માગે છે શ્રીમ તોની ગણના ખાનદાનોમા થાય છે ગર્વમા મલિનતા અને નીચતાથી ભરેલી શ્રીમતાઇ બાબમા ખાનદાની કહેવાય છે

સતત વર્ષે જતા વાણી પ્રવાહને સુશીલા અટકાવી ન શકી

"હુ એ બધા બેડી તોડવા માગુ છુ હું પરણીશ તો કો' રકનેજ પરણીશ રાચ રચી લાથી ભરેલા જાજવલ્યમાન બ ગલામા રહેવા કરતા સાધન સ પન્ન વિહોણી કોટડીમા રહેવામા ગને આન દ મળશે દાસ દાસીઓ ઉપર આજ્ઞાઓ ચલાવવા કરતા આજ્ઞાધિન ગૃહિણી બનવામા હુ સુખ માનીશ ગરીબને પ ણી હુ નિર્ધન ાહી બનુ પણ ર ક અને પરણી ધનીક બનશે ધનવાન નહી બને તો સુખી તો થશેજ "

પુનર્લગ્ન વિશેની ચર્ચાને ક્યાયે વધી જાય તેવુ સાબિરાનુ અત્યારનુ લાગુ ભાષણ સાભળી સુશીલા આભીજ બની ગઇ

સાબિરાના જવાબની આશા જેના અ તર માથી હજી નષ્ટ નહોતી થઇ એ ડૉ હમીદને એક દિવસે સવારે આવેલા તાજા દૈનિકમાથી ચોકાવનારા સમાચાર સાપડયા

'કરીમભાઇ ગર્લ્સ સ્કૂલ"ના સુશિક્ષિત શિક્ષિકા સાબિરા બહેન તેમની જાતિના એક મીલ મઝદૂર સાથે લગ્ન ગ્રથિથી જોડાયા "

એ વાચીને હમીદના હૃદયે એવો આચકો અનુભવ્યો કે એના હાથમાથી છ પુ સરી પડયુ અને એ ઊડા વિચારમા ગરકાવ થઇ ગયા

( સપૂર્ણ )

# દીદારે રસૂલ (સલ૦)

સ પા દ ક | [ સર્વ હક સપાદકને સ્વાધિન છે ] | રિફાઈ-સાબેરી

હિકાયત ૯ મી નુઝહતુન મજાલિસના કર્તા ફરમાવે છે કે –"બ ખમા એક બહુજ માનદાર માણુસ મરણુ પામ્યો તેના વારસદાર તરીકે બે છોકરા હતા એની માલ, મિલ્કત વગેરે ઉપરાત હઝરત રસૂલે ખુ। (સ૦)ના ત્રણુ મુબારક બાલ પણુ હતા હવે બધી ચીજોના સરખા ભાગ પાડયા પછી બનેએ એકએક મુબારક બાલ પણુ લીધો, અને બાકી રહેલા ત્રીજા મુબારક બાલ માટે મોટા ભાઈએ કહ્યુ કે–અર્ધો અર્ધો કરીને લઈએ પણુ નાના ભાઈએ મુબારક બાલની તાઝીમ અને ઈઝ્ઝતના લિહાઝથી કહ્યુ કે–આ વાતથી હુ બહુજ નારાઝ છુ એના કરતા જો તમેજ આખો મુબારક બાલ નાખો તો હુ બહુજ ખુશી છુ જે પછી મોટા ભાઈએ કહ્યુ કે–જો તમને આ બે મુબારક બાલ હુ આપુ તો તેના બદલામા તમને મળેલો બધો માલ મને આપો કે? નાના ભાઈએ એ વાત ખુશીથી કબૂલ કરી વારસામા મળેલો બધો માલ તેને આપી તેની પાસેથી મુબારક બાલ લઈ લીધા જે પછી તે દરરોજ મુબારક બાલની ઝિયારત કરતો અને હુઝૂર (સલ૦) ઉપર દરૂદ શરીફ મોકલતો

અમુક મુદ્દત પછી મોટો ભાઈ બહુજ મોહતાજ અને ગરીબી હાલતમા આવી ગયો તેણે એક દિવસ હુઝૂર (સલ૦)ને ખાબમા જોઈ પોતાની ગરીબીની શિકાયત કીધી આપે (સ૦) ફરમાવ્યુ કે–એ બદબખ્ત બદનસીબ ! તે મારા (મુબારક) બાલથી બેપરવાહી કરી જરા પણુ ઈઝ્ઝત અને તેને રાખવા જરા પણુ રગબત, ખુશી કે ઈચ્છા તે કીધી નહીં અને તેને બદલે તે દુન્યાનો માલ પસદ કર્યો અને તેનોજ આ નતીજો છે તારા નાનાભાઈએ તેની ઈઝ્ઝત કરવા બદલ હમેશ માટે નજાત મેળવી લીધી છે મોટો ભાઈ ખાબમ થી જાગૃત થયો અને તેના નાનાભાઈને ત્યા તેના ખાદિમ તરીકે રહ્યો

હિકાયત ૧૦મી–મઆરેજના કર્તા ફરમાવે છે કે – એક દિવસ હઝરત અહમદ બિન મૂસા બિન મુજાહિદ મિસરીની ખિદમતમા મુહમ્મદ બિન ઉમર બેઠા હતા અચાનક શિબ્લી આવ્યા તેમને આવતા જોઈ અહમદ બિન મૂસા ઉભા થયા અને શિબ્લીને ભેટયા અને તેમના કપાળ ઉપર બોસ દીધો મુહમ્મદ બિન ઉમરે આશ્ચર્ય થઈ પૂછયુ કે – હઝરત એમને તો બધા લોકો દીવાનો અને મજનૂ કહે છે તમોએ એમની આટલી બધી ઈઝ્ઝત શા માટે કીધી ? અહમદ બિન મૂસાએ જવાબ દીધો કે "મે પણુ તેજ કામ કીધુ છે જે એમની સાથે હુઝૂર અકરમે (સ૦) કર્યુ હતુ એક દિવસ હુઝૂર (સ૦)ની ખિદમતમા હુ બેઠો હતો, તે વખતે શિબ્લી પોતાની આશિકાના ચાલથી મજલિસમા આવ્યા તો હુઝૂરે અકરમ (સ૦) એમને પોતાની છાતી સાથે દાબી બને

ભાનો વચમા બેસો દીધો હતો એ ઉપરથી મેં અરજ કરી કે –'યા રસૂલિલ્લાહ (સ૦)! આ મરનબો કયા કામના બદલામા શિબ્લીને મળ્યો છે?" હુઝૂરે (સ૦) ફરમાવ્યુ કે 'દર નમાઝ પછી એ નીચે લખેલી આયતની તિલાવત કર છે અને મારી ઉપર દરૂદ મોકલે છે –

"લકદજાઅકુમ રસૂલુમ મિન અન ફોસેકુમ અઝીઝુન અલયહે માઅનીત્તુમ હરીસુન અલયકુમ બિલ મુઅમેનીના રઉ ફુર્રહીમ ફઇન તવલ્લવ ફકુલ હસ્બી-યલ્લાહો લાઇલાહા ઇલ્લા હોવા અલયહે તવક્કલતો વહોવા રબ્બુલ અર્શિલ અઝીમ"

**હિકાયત ૧૧ મી**–તોહફાના કર્તા હઝરત શિબ્લી (રે અ)નો એક કિસ્સો નકલ કરે છે કે–જ્યારે તેમનો પાડોશી મરી ગયો ત્યાર તેને ખાબમા જોઈ, તેને તેની હાલત પૂછી તેણે જવાબ દીધો કે –એ શિબ્લી (રે અ) મને કબ્રમા અઝાબના ફરિસ્તાઓએ ઘેરી લીધો હતો અને મારી ઉપર અઝાબ શરૂ કર વાની તૈયારીમા હતા તેવામા અચાનક એક બાજ ખૂબસૂરત માણસ આવ્યો અને તેણે ફરિસ્તાઓને હાંકી દીધા મે તેને પૂછ્યુ કે – "એ મારા મહેરબાન તમો કોણ છો કે આવી મુસીબતના વખતમા મારી ઉપર ઉપકાર કર્યો?" તેમણે જવાબ દીધો કે 'હુ યમ હુ પુ ક્ત દરૂદ શરીફ પઢતો હતો જેને ખુદાએ હુ ઇન્સાની સૂરત બક્ષી છે અને હુ તેજ મૂરત છુ, અને જન્નત સુધી હુ તારી સાથેજ રહીશ તને મુબારક થાય કે હવે તુ દરેક રીતના અઝાબથી છુટો થયો છે

**હિકાયત ૧૨ મી**–મઆરેજના કર્તા લખે છે કે –એક દિવસ કેટલાક માણસો હોડીમા સફર કરતા હતા, અચાનક તૂફાન શરૂ થયુ જેથી બધાઓએ બચવાની આશા છોડી દીધી અને એક બીજા સાથે મળી બેઠી છેલ્લી સલામ કરવા લાગ્યા મજકૂર માણસોમાથી એક જણને ઉંઘ આવી ગઇ અને તેણે જોયુ કે હુઝૂરે અકરમ (સ૦) આવ્યા અને કહ્યુ કે "દરૂદે તુનજ્જીના" એક હજાર વખત પઢો, ઇ શા અ નાહ છુટકારો થઇ જશે" તેણે પૂછ્યુ 'હુઝૂર (સ૦) તે કયુ દરૂદ શરીફ છે?" આપે (સ૦) તેને તે દરૂદ શરીફ શીખવ્યુ

પેલા માણસે ઉંઘમાથી ઉઠી પોતાના ખાબની બધી હકીકત બધા સાથીઓને કહી જે પરથી બધાઓએ દરૂદ શરીફ પઢવુ શરૂ કયુ હજી પૂરા ૩૦૦ વખત પણ પઢ્યુ નહીં અને હોડી ભવરમાથી નીકળી ગઈ મજકૂર દરૂદ શરીફ નીચે મુજબ છે –

"અલ્લહુમ્મા સલ્લે અલા સયદે ના મુહમ્મદીન સલાતન તુનજ્જીના બેહા મિન જમીઇલ અહવાલે વલ આફાતે વ તકઝીલના બેહા જમીઉલ હાજાતે વ તોનહહેરૂના બેહા મિન જમીઇસ્સૈયેઆતે વ તર્ફઓના બેહા ઇન્દકા અઅલદ–દર-જાતે વ તોબલ્લેગોના બેહા અકસલ ગાયાતે મિન જમીઇલ ખૈરાતે ફિલ હયાતે વ બાઅદલ મમાતે ઇન્નકા અલા કુલ્લે શેઇન કદીર"

તફસીર રૂહુલ બયાન વગેરેમા છે કે –(૧) જે કોઇ મજકૂર દરૂદ શરીફને રાત્રે સૂતી વખતે દરરોજ એક હજાર વખત પઢશે તો ખુ અ ખુદ ખુદાપાકના દીદાર અગર સરવરે અંબીયા (સ૦)ના દીદારથી મુશર્રફ થશે એમ અ ા ડીઆ અગર ચાળીસ દિવસમા બ અ ગે દોલત મેળવવા બાબત યક (૨) જે માણસ એને એક હજાર વખત પઢશે તો હુઝૂર (સ૦)ની બરકતથી ખુદાપાક તેના ગમે તેવા મુશ્કિલ કામો તેમજ ઉમ્મીદો હશે તે પૂણ કરશે (૩) કેટલાક ઔલિયા (રે અ) કહી ગયા છે કે –'જે કોઇ માણસ સવાર સાંજ હમેશા

મજ્દૂર દરૂદ શરીફને પઢશે તો ઈ અ ખુદા-પાક તેનાથી રાઝી (ખુશી) થશે અને તેના દરેક કામ આસાન કરશે અને દરેક બુરાઈઓથી બચાવશે (૪) સખાની (રે અ)એ લખ્યુ છે કે જે કોઈ આ દરૂદ શરીફને એક વખત પઢશે તો તેને એક હજાર વખત દરૂદ શરીફ પઢના બરોબર સવાબ મલશે

**હિકાયત ૧૩ મી**–મઆરેજના કર્તા રોઝતુલ ઉનમામાથી નકલ કરે છે કે–"હઝરત હસન બસરી (રે અ) એ અબુ ઇસમતા નૂહ ઈબ્ને મરીયમને ખાબમા જોઈને પૂછ્યુ કે "ખુદાપાકે તમો સાથે કેવી વર્તણુક કીધી" તેમણે જવાબ દીધો કે 'હુ મારા અમલને લીધે બખશાઇ ગયો છુ જ્યારે પણ હુ કોઈ હદીસ લખતો ત્યારે હુઝૂર (સલ૦)ની રૂહ મુબારક ઉપર દરૂદ શરીફ મોકલતો હતો"

**હિકાયત ૧૪ મી**–નુઝહતુલ મજાલિસના કર્તા લખે છે કે–એક દહાડે એક ગામડીઆને પકડી હુઝૂર (સલ૦)ની રૂબરૂ લવ્યા અને કહ્યુ કે "હુઝૂર (સલ૦) એણે ફલાણા માણસની ઊંટડી ચોરી છે" હઝરત (સલ૦) હજી તેને એ બાબત પૂછતા હતા તેટલામા હઝરત જીબ્રઇલ (અલૈ૦) આવ્યા અને એ તોહમતથી તેને નિર્દોશ ઠેરવ્યો હઝરતે (સ૦) પેલા ગામડીઆને પૂછ્યુ કે 'તુ શુ અમલ કરે છે?" તેણે જવાબ દીધો કે "હુઝૂર (સ૦)! દરરોજ આપની ઉપર એકસો વખત દરૂદ શરીફ હુ મોકલુ છુ, એક પણ દિવસ છોડી દેતો નથી" આપે (સલ૦) ફરમાવ્યુ કે 'દુન્યા અને આ ખેરતના અઝાબોથી તે નજાત મેળવી છે"

**હિકાયત ૧૫ મી**–એક નેક બખ્ત માણસે હુઝૂર (સ૦)ને ખાબમા જોઇ પૂછ્યુ કે–"હઝરત (સ૦) ફલાણા માણસે મને આપ (સ૦)ની હદીસ કહી છે કે આપે (સ૦) ફરમાવ્યુ છે કે જે માણસ જુમ્માને દહાડે મારી ઉપર એકસો વખત દરૂદ શરીફ મોકલશે, તેના ૮૦ એંસી વરસના ગુનાહ માફ કરવામા આવશે" આપે (સલ૦) જવાબ દીધો કે "બેશક એ મારીજ હદીસ છે"

**હિકાયત ૧૬ મી**–નુઝહતુલ મજાલિસના કર્તા ઇબ્ને મુલકકનની "હદાએક"માથી લખે છે કે–એક નેક માણસને તેના મરણ પછી તેને ખાબમા જોઇ કોઇએ તેને પૂછ્યુ કે ખુદાપાકે તમો સાથે કેવી વર્તણુક કરી? તેમણે જવાબ દીધો કે જ્યારે મને ખુદાપાકની રૂબરૂ લઇ જવામાં આવ્યો ત્યારે હુકમ થયો કે એના અમલને વજન કરો ત્યારે ફરિશ્તાઓએ મારા ગુનાહ અને સિયાહકારીઓ અને તે દરૂદ શરીફ કે જે મે વખત બેવખત પઢેલા તેનુ વજન કર્યુ તો દરૂદ શરીફનુ વજન વધારે થયુ જેને બદલે મને જન્નતમા દાખલ કરવામા આવ્યો છે

[ અપૂર્ણ ]

# લલિત કળા

[ એક વિવેચન ]

[ નિરોગી નિગાહો હરકોઇ વસ્તુને કેવા દ્રષ્ટિકોણથી જુએ છે, તેનુ ઈકબાલી ઉદાહરણો દ્વારા રજુ કરેલુ એક તત્વસ્પર્શી અને વેધક ( કઇક અશે કરુણ ) છતા મનનપૂર્ણ વિવરણ ]

અનુવાદક 'હાશિમ' ટીમોલ

ઇન્સાન પણ એક વિસ્મયજનક સૃષ્ટિ છે એની દુન્યા નિરાળી વિચરો અલૌકિક, મધ ઝરતી વાણી, કદી વ્યથિત, કદી આનદિત કદિ હ્રદયથી ધર્ણુ પોતે જાણ પાયરે શિકાર પણ એજ થઇ પડે ઉડે ત્યારે ગગનને સ્પર્શે પતન એવુ કે, ધરતિ પણ આકાશ એના સાહસો અપાર એની સિદ્ધી અવર્ણનિય

અન્ય પ્રાણીઓથી નોખા કરવા માટે એની વિશિષ્ટતા વિવિધતા, લાક્ષણિકતા કાર્યદક્ષતા વિગેરેના ગુણો અથવા મહિમા વર્ણવીને એનો પરિચય આપવામા આવ્યો છે ઉદાહરણ રૂપે એ ની શકે છે, હળીમળીને રહે છે, હાસ્ય વેરે છે એક બીજાના લોહીનો તરસ્યો છે કિંતુ કોઇએ કેવી સુદર અને સરળ વાત કહી છે કે મનુષ્યની સૌથી મોટી ઓળખ એ છે કે એ કેટલાક કાર્યો જરૂરત ન હોવા છતા કરે છે

વાસ્તવમા એ થન ઘણુજ સરળ છે આપણે પ્રતિદિન જરૂર પૂરતી વાતો કરીએ છીએ આપણો આશય અન્યોને સમજાવીએ છીએ તેમનો આશય સમજવાની કોશિશ કરીએ છીએ એવી રીતે જીવન-વ્યવહાર ચાલે છે

એટલાથી સતોષ માને તો માનવી શેનો? તે પોતાની ટેવ મુજબ વાતોમાથી પણ વાત બનાવી કાઢે છે કેવળ મનોરજન અર્થેજ વાણી વેરતો રહે છે કોઇ સરકારી જનોની સભા હોય તો વિનય અને શિષ્ટાચારના ભાન ભાન સાથે ઉચ્ચ નીચનો વિચાર કરીને શબ્દોના બળે વાકચાતુર્યની કળાથી આભ અને પૃથ્વીને એક કરી દે છે એ પણ એક અદ્ભૂત કળા છે રસપ્રદ હકીકત તો એ છે કે એ અર્થ હીન અને નકામી વાતોને રસદાયક લેખે છે

એજ હાલત અવાજના ઉતાર ચઢાવની અને શબ્દોની ઉલટ ફેરની છે દૈનિક આવશ્યકતાથી કોઈ વાર મોટા સાદે કદિ ધીરો પાડીને તો કોઇ પ્રસગે, મદ અવાજે કામ ચલાવે છે કિંતુ કોઇ કોઇ વેળા એજ સ્વરોને ઉતાર ચઢાવથી આલાપ પ્રલાપથી તેને વિશિષ્ટ અને કલાપૂર્ણ રીતે મેળવીને એમાથી અનોખો સુરીલો અને મજુલ ધ્વની ઉત્પન્ન કરે છે સાવ બીન જરૂરી કશાય ઉપયોગ વગરનો તોય એને સગીત કહે છે અર્થહીન શબ્દોની એક ઉભ સુનટ રટણને સાગિમ કહે છે શબ્દોને તાનમા વહેચી પોતાના દિલને એમ કહી સાત્વન આપે છે કે ભલે અર્થહીન કિંતુ કેટલા મધુર, સુરીલા, અને હૃદયગમ સ્વર છે!

દરરોજ ગદ્ય બોલે છે અને લખે છે પછી શબ્દોને સુદર અને કળાત્મક રીતે ગુથી કહે છે આ પક્તિ છે ભલે નકામી પરતુ કેટલી સચોટ હૃદયસ્પર્શી અને અર્થપૂર્ણ!

એજ સ્થિતિ રગ અને કાગળોની છે કાગળ ઉપર પ્રકાર પ્રકારના નકશા દોરે છે યોજનાઓ પડે છે એની પર જગતની મહાનમા મહાન ઇમારતોનો પાયો નાખે છે કદિ

કદિ ભાગના બિનજરૂરી વાકવગાક રંગોની મિલાવટનેજ બ્યાના નિશ્ચયથી કેવી કેવી વિકૃત મૂર્તિઓ અને મેહની સૂરતો બનાવે છે કે કનાકો સુધી જોયા કરે છે

એજ ઈન્સાનની ભૂગ છે એકાર તોય વિશિષ્ટ ! બિન જરૂરી છતા મોહક ! ! ઉપર જે કાંઇ લખવામા આવ્યુ છે એમા કળાની એક ખાસ લાક્ષણિકતા પર ભાર આપવામા આવ્યો છે અર્થાત રૂપ, સૌંદર્ય નહિ તર કળાની બીજી અનેક વ્યાખ્યાઓ છે દ્રષ્ટાન્ત તરીકે પ્રત્યક્ષ દાગ પરોક્ષના પ્રદર્શનનુ નામ કળા છે અથવા એ કે કળા કુદરતનું—પ્રકૃતિનું ચિત્ર છે પરંતુ યુરોપમા કળાની જે કલ્પના છે, તેમા વિશેષ અગત્યતા રૂપ અને પ્રભાના પ્રાગટ્યનેજ આપવામા આવે છે, અને એજ કારણે મે આરભમા કળાના એ સ્વરૂપને સ્પષ્ટ કરીને દેખાડ્યુ છે

કળા સબધી પશ્ચિમે જે વિચાર સરણી વ્યક્ત કરી છે તેને વિગતવાર ચર્ચવાની અહિ જરૂરત નથી કિંતુ ઇકબાલની કલ્પનાને વિશેષ સ્પષ્ટ કરવા માટે એ વિવાદ કિંવા ચર્ચાની કેટલીક ચુચો ઉકેલુ છુ એમ તો રૂપને ભાગળે દુન્યામા હમેશા અથડામણ—ધબડો—થતાજ આ યા છે કિંતુ કળાના ક્ષેત્રમા એ શબ્દના ખોટા ઉપયોગે જે ઝઘડો વધ્યો છે તેનો કોઇ અંત કે પાર નથી રૂપ એ એવો અસ્પષ્ટ અને વિશાળ અર્થોવાળો શબ્દ છે કે ઘણી વાર ભલભલા વિદ્વાનો પણ રૂપને એના દાર્શનિક અર્થમા ન વટાવતા ઉલટા એ શબ્દને એના સામાન્ય અને બાહ્ય અર્થમા ઉપયોગ કરતા રહે છે ત્યા સામાન્ય જનોનુ તો પૂછવુ જ શુ ?

જ્યા કોઇ સામાન્ય વ્યક્તિ રૂપાળી સ્ત્રીની વાત છેડે છે ત્યારે તેનો ભાવાર્થ માત્ર એજ નથી હોતો કે તેને નિહાળીને તેના ગૌરવ અને મહાનતા માટે શ્રદ્ધાની, નિર્મળ ઉર્મિયો તેના દિલમા જાગૃત થાય છે જે એવી રૂપાળી આકર્ષક, વસ્તુઓને અનેરોભાથી સ્વભાવિક પણે સ્ફુરે છે કિંતુ અહિ તો એનો અર્થ કેવળ એટલોજ થય છે કે એ સ્ત્રી પ્રેમ કરવાને લાયક છે અને ભોગવવાને યોગ્ય પણ

કેટલુ અસભ્ય અને મલિન દ્રષ્ટિબિંદુ ! કળા અને પ્રકૃતિ સૌંદર્ય સબધી '

મી. ફલાઇડ બેથે કેવી સચોટ રીતે કહ્યુ છે કે મનુષ્યના રૂપ કે સૌંદર્ય સબધી જ્યારે કદિ પણ ઉલ્લેખ કરવામા આવે છે, ત્યારે ઘણીવાર કહેનારા અને સાભળનારાઓનું માનસ સહસા રૂપના બદલે ઉપનક શારિરીક સ્વરૂપ પ્રતિજ કેંદ્રિત થશે

સવિશેષ સાહિત્ય અને કળાના સ્વય સ્થાપિત ટીકાકારો અથવા મિમાંસકો અરસિક કે નીતિ ભ્રષ્ટ હોય છે તેઓ એક ખૂબસૂરત ઓરતને જગતની સૌથી રૂપવતી અને સુંદરમા સુંદર વસ્તુ અને તેના ચિત્રને ચિત્રકળાની પરિપૂર્ણ પરાકાષ્ટા સમજે છે

એમના ભોળાભા પોષયેલુ દિમાગ પછી તે પૂર્વનુ હોય કે પશ્ચિમનુ, દાર્શનિક સૌંદર્યથી સાવ વંચિત અને શિષ્ટ રસિકતાથી તદ્દન કોરા હોય છે એમની દ્રષ્ટિમા સુંદર આકૃતિ તેજ હોય શકે જે કોઇ ન કોઇ સ્વરૂપમા સ્ત્રી સાથે સંકળાયેલી હોય

એ મનુષ્યનોતે તે ગીતમા રૂપ દેખાય છે જેના શબ્દો વિલાસ વિલાસપૂર્ણ રાતોઓના સ્મરણ પણ તાજુ કરી દે—

'ચગ્ગી બઝમે નાઝમે ઝકી હુઇ જવાનિયા

ની લોકપ્રિયતાનું એની વ્યાપકતાનુ રહસ્ય પણ એજ તો છેના ! સામાન્ય લોકરૂચીને એ પપાળે છે સભળનારા આવા ગીતો સાભળીને ડોલે છે ધુણે છે નિર્ભાન બને છે કારણ કે પોતાની વિસરાયેલી રસિક યાદોના વૈભવના દશ્યો એમની સ્હામે ખડા થયા છે બ'

એટલી હદે મસ્ત થાય છે કે તે એ પણ ભૂલી જાય છે કે મૂળ વસ્તુ તો ગાયન હતુ ગીતના શબ્દો ન હતા કલ્પનાજ કલ્પના હતી, વાસ્તવીકતા નહિ

એ કદ્દાની સગીતની ખૂબીઓની નહિ, કિંતુ પોતાની યુવાનીની વિલેલ રગીનીઓની કુણી લાગણીઓના ઝણઝણાટીના ઉભારની હોય છે

એઓને તેજ ઠુમરી પસદ પડશે જેને સભળી કેટલાક વર્ષો પહેના કોઇ ગાયિકાની મેહની સજ્જ દ્રષ્ટિ સમીપ ખડી થઇ જાય, અને નુપુર ઝકાર કર્ણોમા ગૂજવા લાગે

કવિતા અગે પણ તેમની એજ રોગિયલ મનોદશા છે એમની નજરે તેજ પક્તિ દાદને પાત્ર છે જે એમની વર્ષો પૂર્વેની ભાવનાને ટઢોળે-ઉત્તેજિત કરે જે યુવાનીના તલસાટને પપળતી હોય

એજ તો કારણ છે કે પતનગામી, અધોગતીએ પહુચેલી કોમોના કવિઓ પોતાના ખાલી પાલવને રૂપના આવરણમા છુપાવવાની કોશિશ કરે છે રૂપની મૂળ અથવા દાર્શનિક વ્યાખ્યા સાભળ્યા કે જાણવા વિના એના વાસ્તવિક અર્થ અને સાચા ઉપયોગથી અપરિચિત, સપૂર્ણ અજ્ઞાન હોવા છતાય તેઓ પોતાની દરેક કવિતામા અથવા આલાપમા "સ્ત્રી પૂજા" ને એવી રીતે રજુ કરે છે, જાણે તેમની કળાસર્જનના સૌંદર્યનુ કર્તવ્ય અદા કરી રહી છે એ દુર્ભાગી નથી જાણતા કે જેને તેઓ રૂપ કહે છે, તે વાસ્તવમાં તો એનું એક માત્ર અગ છે ભાગ છ એ કલ્પના (તદ્દન ગલત) અથવા વિચારસરણી જે ઔરતના શારિરીક સૌંદર્ય સાથે એમના દિમાગમા પ્રથમથીજ મૌજૂદ છે અને જેને દાર્શનિક સૌંદર્ય સાથે દૂરનો પણ સબધ નથી એ અરસિકો નથી જાણતા કે સ્ત્રીના રૂપની શારિરીક કલ્પના તેમના માટે એક માનસિક તોલ માપ થઇ ચૂકયુ છે, અને એજ તોલ માપથી પ્રત્યેક વસ્તુને તોળતા રહે છે

આ વિનાશક માનસિક રોગની જડ હિંદના કવિઓ, ચિત્રકારો, સગીતકારોના અતરસ્થળમા ઘર કરી ચૂકી છે અમારા સાહિત્યમા જીવનની ઉચ્ચ અને ઉન્નત ભાવનાઓથી બેપરવાઈ અને રૂપની શારિરીક કલ્પના વિશેષપણે દ્રષ્ટિગોચર થાય છે બાઝારી કવિતા કોરે રહી એમા તો એવા પ્રકારની સૌંદર્ય પૂજા સિવાય અન્ય કશુ છેજ નહિ જેને હમે રાષ્ટ્રિય અને ક્રાતિકારી તેમજ પ્રકૃતિના દ્રશ્યો વર્ણવનારી કવિતા કહીએ છીએ, ત્યાય રૂપ અને ખૂબસૂરતી સ્ત્રી દ્વારા અને એનાજ દ્રષ્ટાતો વડેજ સર્જવામા આવે છે પ્રકૃતિના આ જુદા દ્રશ્યો વર્ણન કરનારાઓ આ ક્રાતિના સ્વાર્થી પ્રચારકો આ વતનિયતના અજ્ઞાન ઝડાધારીઓ ન કોઇ વસ્તુમા રૂપ જોઇ શકે છે ન પોતાની આતરિક શક્તિઓ દ્વારા રૂપને પ્રગટ કરી શકે છે એ આધળા સ્ત્રીના શારિરીક સૌંદર્યની જયોત લઇને ચાલે છે, અને એજ જયોતથી પોતાની અધકાર પૂર્ણ અને પતનગામી કવિતાને અજવાળવા ઇચ્છે છે એજ કારણ છે કે જ્યારે એમના કાવ્યોમા ઔરત મખ્યાબહુ નથી હોતી તો ભડકે છે ગભરાય છે કે સૌંદર્ય સર્જન શી રીતે થશે? એટલે લાચારીથી કાવ્યના દેહમા કોઈ રૂપવતી સ્ત્રીની મૂર્તિ દાખલ ન કરી શકે એઓ પથ પડતા નથી અર્થાત એમને સાત્વન થતુ નથી

( અપૂર્ણ )

(વધુ રસિક ભાગ આવતા અકે)



મૈસૂરના સિંહ સુલ્તાન
શહીદ ટીપૂની
યાદગાર

# દર્યા દૌલત

( સાલેહ બકીલી )

રિયાસત મૈસૂરની એતિહાસિક ઇમારતોમાં સુલ્તાન ટીપૂ શહીદનો દરબારી મહેલ "દર્યા દૌલત" જોવા લાયક છે હિન્દુસ્તાનની આ ઝાદીના આ છેલ્લા મુજાહિદની આખી જીંદગી રણ સંગ્રામમાં વીતી છે પરંતુ પોતાની અણુથક અને અજોડ લશ્કરી રોકાણોની સાથેજ, એને ખુશનુમા ઇમારતો ચણાવવાનો પણ ઘણો શોખ હતો દર્યા દૌલત મહેલ સુલ્તાન ટીપૂ શહીદની કળા પ્રિયતા અને ઇમારતી શોખનો દિલફરેબ નમૂનો છે આ મહેલ, શ્રીરંગપટ્ટનમાં કાવેરી સરિતાની ઉત્તરી શાખાથી લગભગ બસો વાર છેટે એક આલીશાન બે માળાની ઇમારત છે એની બહારની અને અંદરની દીવારો અને સ્થંભો ૫૦ ઉપર અત્યંત દિલકશ સુનેરી પુષ્પવેલીઓ બનેલી છે સુલ્તાનની શહાદતના થોડાક વર્ષો પછી એક યુરોપીયન મુસાફિર—જે હિન્દુસ્તાન અને અન્ય ઇસ્લામી દેશોનો પ્રવાસ કરી ચૂક્યો હતો—મહેલ દર્યા દૌલત વિષે લખે છે —

"શ્રીરંગપટ્ટનમાં દર્યા દૌલત જોઇને મારી નજરમાંથી ઇસ્ફહાનના શાહી મહાલયો ઉતરી ગયા આલીશાન દીવારો અને સ્થંભોના એક એક ઇંચના ભાગમાં આવું બારીક સુન્હેરી કામ જોઇને આશ્ચર્ય થાય છે આખા હિંદુસ્તાનમાં આવી નકશીવાળી અને મન મોહનારી બીજી કોઇ ઇમારત નથી ઇરાની દેશોમાં પણ આના જેવી ઇમારતો ઓછી નજરે પડી છે "

મહેલના નીચેના ભાગમાં એક ઘણો મ્હોટો હોલ છે જે સ્થાપત્ય કળાની દ્રષ્ટિએ દિલ્હીના લાલ કિલ્લાના દીવાને ખાસને મળતો છે આ હોલમાં દરબાર પ્રસંગે સલ્તનતના બધા અમીરો ભેગા થતા હતા ઉપરના ભાગના મધ્યમાં એક અત્યંત ખુશનુમા અને વિશાળ શાહી બેઠક છે જેમાં બેસીને સુલ્તાન દરબારીઓનો મુજરો કબૂલ કરતો હતો ઝરૂખાની બન્ને બાજુએ અનેક સુંદર ઓરડાઓ છે સુલ્તાનને જાનવરોમાં વાઘથી વિશેષ મહબ્બત હતી, જેથી ઓરડાઓમાં બેરી રંગનું પલાસ્ટર છે, જેના ઉપર વાઘના રંગનું રૂપ આપવા માટે સુન્હેરી લઇનો પાડવામાં આવે છે આ રૂમો બાદશાહના આરામ, અમીરોની મુલાકાતો અને રાજકિય કામોના ફૈસલા માટે ઉપયોગમાં આવતા હતા

દર્યા દૌલત મહેલમાં સૌથી વિશેષ જોવા લાયક તે તસ્વીરો છે, જે સુલ્તાનની આજ્ઞાથી હિન્દુસ્તાનના નામીચા ચિત્રકારોએ દીવાલો ઉપર બનાવી હતી, અને જેની વિરૂદ્ધતાની બદીક નગર ચિત્રકળાના અત્યુત્તમ નમૂનાઓમાં ગણના થાય છે તસ્વીરોમાં તે વખતના અમીરો આગેવાનો અને તેમની રિતભાતને પણ દેખાડવામાં આવી છે કેટલાક ખાસ દિલચસ્પ ઐતિહાસિક બનાવો પણ રજુ કરવામાં આવ્યા છે તે સમયના મશહૂર પુરૂષોમાં પેશ્વા નાના ફડનવીસ નવ્વાબ નિઝામુલ મુલ્ક આસિફજાહ (બીજા), અરકાટના રાજ્યકર્તા નવ્વાબ મુહમ્મદ અલી વાલાજાહ બાલાજીરાવ, અને નવ્વાબ કડીયા વગેરેના ચિત્રો ખાસ છે નિઝામુલ મુલ્કની

તસ્વીર બે જગાએ દેખાય છે એક તસ્વીરમા તો એનુ અસલી સ્વરૂપ દેખાડવામા આવ્યુ છે પરંતુ બીજીમા નિઝામુલ મુલ્કની સૂરત કાર્ટૂન જેવી બનાવી છે

પૂર્વ દીવાર ઉપર શાહનૂરના યુદ્ધનો નકશો ચિતરેલો છે જેમા સુલ્તાન ટીપુએ પોતાના લશ્કરને ખુદ પોતે કમાન્ડ કરીને નિઝામુલ મુલ્ક નિઝામ અલીખાનના સૈન્યને સંપૂર્ણ હાર આપી હતી જો કે આ યુદ્ધમા નિઝામુલ મુલ્કની મદદને માટે મરાઠા પણ મૌજૂદ હતા, પરંતુ ચિત્રમા મરાઠા દેખાતા નથી માત્ર નિઝામના સૈન્યને અસ્તવ્યસ્ત નાસતા દેખાડવામા આવ્યા છે આ ચિત્રમા હૈદ્રબાદની ભાગતી ફોજની સાથે હાથીઓની બે લાઇનો પણ દેખાડવામા આવી છે, જેની અંબાડીઓ ખાલી છે ઇશારો એ છે કે નિઝામુલ મુલ્કના ઘણા અમલદારો પણ તલવારને આરે ઉતરી ગયા છે

ટીપુ સુલ્તાનના પિતા નવ્વાબ હૈદર અલીખાન અને અંગ્રેજોના પહેલા જંગ પછી નિઝામુલ મુલ્ક નિઝામ અલીખાને હૈદરઅલી સાથે મિત્રતાના કરાર કરી લીધા હતા પરંતુ થોડા સમય પછી કરાર ભંગ કરીને તે હૈદરઅલીનો વિરોધી અને અંગ્રેજોનો તરફદાર બની ગયો એક તસ્વીરમા નિઝામના વચનભંગ ઉપર ઝમરરૂત ચોટ કરવામા આવી છે તસ્વીર એવી છે કે એક ઘોડાની નીચે એક ગાય માથુ નમાવી બિલકુલ ચુપચાપ ઉભી છે, પરંતુ એકાએક તે સુવ્વર બની જાય છે

શાહનૂરના યુદ્ધની પાસે તે જંગની તસ્વીર છે, જેમા હૈદરઅલીએ અંગ્રેજ કમાન્ડર કર્નલ બેલીને તેના સૈન્ય સાથે સખ્ત શિકસ્ત આપી હતી ચિત્રમા કર્નલ બેલીને એક પાલખીમા શાહીસૈન્યના પહેરા હેઠળ દેખાડવામા આવ્યો છે કર્નલના ચહેરા ઉપરથી દુખ અને ગમગીની જાહેર થાય છે તે પોતાની હારથી મોઢામા આંગળી નાખી બેઠો છે સામે હૈદર અલીનો સિપહસાલાર વિજયી તૌરથી ઉભો છે અને એનો ચહેરો આનંદથી ગુલાબના ફૂલ જેવો ખીલી ઉઠ્યો છે બે ચિત્રોમા હૈદરઅલી અને ટીપૂ શહીદની શાહી સવારીઓના જુલુસ ઘણી ખૂબી પૂર્વક દેખાડવામા આવ્યા છે ચિત્રમા સુલ્તાન ટીપુના શિકાર રમવાનો સીન છે ઉત્તરની દીવાર ઉપર એક ઐતિહાસિક તસ્વીર છે, જેમા સુલ્તાન ટીપુ સીપુ અને પોતાના અન્ય ફ્રેન્ચ અમલદારોની નઝરો કબૂલ કરી રહ્યો છે

સર આર્થર વેલેસ્લી, જે પાછળથી ડયુક ઓફ વેલિંગ્ટનના લકબે મશહૂર થયા, એમણે સુલ્તાન ટીપૂની સલ્તનતનો ચિરાગ ગુલ કરી દેવા પછી દર્યા દૌલત મહેલમા કેટલાક સમય સુધી વસવાટ કર્યો હતો એના સમયમા પણ મહેલની દીવારોના એક ખુણામા કેટલાક ચિત્રો બનાવવામા આવેલા છે, એ સુલ્તાન ટીપુના સમયની તસ્વીરો જેટલી સુંદર તો નથી, પરંતુ એનાથી કેટલાક મહત્વના અને દિલચસ્પ બનાવો ઉપર પ્રકાશ પડે છે એ ચિત્રોમા એક દુઃખતમય દ્રશ્ય ટીપૂ શહીદના છેલ્લા યુદ્ધનો છે આ ચિત્ર જો કે ડયુક ઓફ વેલિંગ્ટનનુ તૈયાર કરાવેલુ છે, પરંતુ એમા સુલ્તાનના દ્રોહીઓને ખુબ મા પાડવામા આવેલા છે એના ઉપરથી જણાય છે કે અંગ્રેજો ના દિલોમા પોતાના બહાદૂર દુશ્મન ટીપૂનુ માન હતું અને એના તે નિમકહરામ નૌકરો, જે બ્રિટીશ સત્તા સ્થાપિત કરવાના કારણ ભૂત થયા,—ને કેટલા નીચ સમજતા હતા ચિત્ર એવુ છે — સુલ્તાન ટીપૂ એક ખુબસૂરત ઘોડા ઉપર, પોતાના સૈન્યને લઇ મેદાને જંગમા આગળ વધી રહ્યો છે બીજી તરફથી અંગ્રેજી લશ્કર સર આર્થરના સેનાપત્ય હેઠળ

આગળ વધી રહ્યું છે સામેથી મીર સાદિક (જેણે સુલ્તાન ટીપુ સાથે તેજ ભાગ ભજવ્યો, જેવો બંગાળમાં નવાબ સિરાજુદ્દ દૌલા સાથે મીર જાફરે) આવીને સુલ્તાનને અદબ પૂર્વક ઝુકી સલામ કરે છે, પરન્તુ એનું મોઢું અંગ્રેજો તરફ છે તે આંખો આંખોમાંજ એમને ઇશારો કરી રહ્યો છે કે, આજ સુલ્તાન છે, જેને કત્લ કરી નાખવો જોઇએ મીર સાદિક સૈયદ હતો, જેથી ચિત્રમાં એનો પોષાક લીલા રંગનો દેખાડવામાં આવ્યો છે સુલ્તાનની પાછળ બીજો દગાખોર ગુલામઅલી લંગડો એક ઘોડા ઉપર સવાર અંગ્રેજોને પિછાન માટે આગળી વડે સુલ્તાન તરફ ઇશારો કરી રહ્યો છે ત્રીજી તરફ નિમકહરામ વઝીરે આઝમ પંડિત પૂરનિયા એવીજ રીતના ઇશારા એ કરવામાં તલ્લીન છે આ તસ્વીરથી સુલ્તાન ટીપૂ વિરૂદ્ધના એક વ્યવસ્થિત કાવત્રાનો ખ્યાલ થાય છે તેવીજ રીતે ત્રણ તરફના ઇશારાઓથી એ પણ જણાય છે કે અંગ્રેજી ફોજે સુલ્તાનને ત્રણ તરફથી ઘેરી લીધો હતો આ મહેલના એક કમરામાં લૉર્ડ વેલસ્લીનું તે હુકમનામું પણ મૌજૂદ છે, જેની રૂએ આ મહેલ 'દર્યા દૌલત' અને સુલ્તાન ટીપુની બીજી કેટલીક ઇમારતોના રક્ષણનો હુકમ અંગ્રેજોને આપ્યો હતો

# આહો સમાવી જાઉં છું!

હું સિતમ અગણિત સહુ છું પણ નિભાવી જાઉં છું,
દિલને દિલમાં સચરી દિનને દબાવી જાઉં છું
મસ્તકે મારા વ્યથા આવે ભલેને એક એક
હું અડગતાથી વ્યથામાં ઝંપલાવી જાઉં છું
ઝાંઝવાના જળ સમી છે મારા જીવનની વસંત
તે છતાં એ લાલસામાં મન ફસાવી જાઉં છું
હું તને નિરદાય ધારી વ્યોમ કેવળ મૌન છું,
એટલે હા એટલે આહો સમાવી જાઉં છું
શું વધે ન એમ ખાલી તલ્પ મુજ વ્યાકુળતા?
હું પ્રનય પહેલા પ્રલય એથી મચાવી જાઉં છું
મૂક-રૂદનથી મને કરવું છે નવ સર્જન કોઇ
નેત્ર ખાલે હું હસી અશ્રુ છુપાવી જાઉં છું
પ્રાણ ભાગે બાથ ભીડીને પ્રત્યેક સંજોગથી,
બેખબારીમાં મને "બિસ્મિલ" ખપાવી જાઉં છું

"બિસ્મિલ" ] [ ધોરાજવી



કારનાં

# રાંદેર : મુસ્લિમ–શાદી, અને જન્મ–મરણ.

## શાદી

૧૧–૬–૪૩ સૈ અબ્દુલ અઝીઝ સૈ અબ્દુ લહક્ક (કાસક)–ગદીનાબીબી બીનતે કાસમ શાહ સુલતાનશાહ

૨૦–૬–૪૩ અહમદશાહ બનુશાહ સુરદ શાહ–ઝેનબબીબી બીનતે મોહમદશાહપીર શાહ

૨૭–૬–૪૩ ફતેહમોહમદ જમાન કસાઈ–અમીનાબીબી બીનતે મોહમદ કાદર (બીજીવાર)

૨૭–૬–૪૩ માનમ ગુરસન માનમ હુસેન અમીરમીયા–અમીનાબીબી બીનતે માલમ અહમદ માનમ હાજી

૪–૭ ૪૩ સૈ ઉમર સૈ મોહમદ સ ઉસ્માન –આએશાબીબી બીનતે ઇસ્માઇલ અહમદ ખલીફા મન્સુર (બીજીવાર)

૫ ૭–૪૩ અહમદ ઇબ્રાહીમ આદમ મુલ્તાની–અમીનાબીબી બીનતે ઇસપ સુલેમાન મુલ્તાની

## જન્મ

૨–૬–૪૩ સૈયદ મહમૂદ સૈયદ ઉમર–છોકરો સૈયદ અહમદ

૫–૬–૪૩ હાફેઝ ઇસ્માઇલ હાફેઝ અહમદ મુલ્લા–છોકરો ય ૂ ા

૯–૬–૪૩ ઇસ્માઇલ યુસુફ બપોરીયા–છોકરી રૂકૈયાબીબી

૯ ૬–૪૩ મોહમદ ઇસ્માઇલ મન્સુર–છોકરો યાકુબગોરા

૧૨–૬–૪૩ હાશિમ અહમદ લારૂયા–છોકરી ઝુબેદાબીબી

૧૩–૬–૪૩ અહમદ મોહમ૦ મુરતુઝા–છોકરી આયનાબીબી

૧૪–૬ ૪૩ ઇબ્રાહીમ મોહમદ સાદક–છોકરો (ગરેનો)

૧૭–૬–૪૩ શેખ મોહમદ આજમ હુસેન–છોકરો શેખ આજમ

૨૦–૬–૪૩ ગુનામ હુસેન હાજી મોહમદ મહેબાબ–છોકરી રૂકૈયાબીબી

૨૦–૬–૪૩ અહમદ અલી આરેફ ભામ–છોકરો સુલેમાન.

૨૨–૬–૪૩ આરેફ અલી સાડાતેર–છોકરો ઇબ્રાહીમ

૨૪–૬–૪૩ માહમુ ઇસ્માઇલ મોદન–છોકરી જુબેદાબીબી

૨૫–૬–૪૩ ઇસ્માઇલ મોહમદ આજમ ઇસ્માઇલ–છોકરી રાબીયાબીબી

૨૮–૬–૪૩ હાશમ મોહમદ લાલા–છોકરો મોહમદ

## મરણ

૩–૬–૪૩ ઝુબેદાબીબી આજમ હુસેનની છોકરી ઉ. વ ૧૦

૫–૬–૪૩ હાજીબીબી મલેક હુસેન મલેકરસુલ સેનોનની ઓરત ઉ વ ૬૨

૫–૬–૪૩ ગુનામ યુસુફ તે હાજી સીદુ ડાસુનો છોકરો ઉ વ ૪

૭–૬–૪૩ ફેઝનબીબી તે શેખ કરીમની ઓરત ઉ વ ૮૦

૮–૬–૪૩ ઇબ્રાહીમ વલી ટંડેલ ઉ વ ૬૦

૯–૫–૪૩ સુગરબીબી તે મહમદ ગુલામની છોકરી ઉ મા ૯

૧૨–૬ ૪૩ અહમદ ઇસ્માઈલ ચાસીયા ઉ વ ૮૦

૧૪–૬–૪૩ શેખ અમદુ શેખ દીનદાર ઉ વ ૮૦

૧૮–૬ ૪૩ હાફેઝબીબી તે સાલેહ મુસાજી મકાની છોકરી ઉ વ ૬૦

૨૧–૬–૪૩ ફાતમાબીબી શેખ અબ્દુલ્લાની છોકરી ઉ વ ૭૦

૨૩–૬–૪૩ ઇબ્રાહીમ રહીમ ઉ વ ૩૭

૨૫–૬–૪૩ ફાતમાબેગમ સૈ મનુ સૈયદ રસુલની છોકરી ઉ વ ૪૬

રજી [માસિક] Registered No. B 4327

# "નઝમે કુર્આન"

[૫૮૬] શુરૂ ઉસ નામસે કરતા હું નેક અન્જામ હૈ મેરા
યેહી અલ્લાહ—મેહેરબાનો રહીમ, આરામ હૈ મેરા

[ ૫૮ ]

"અલિફ — લામ — મીમ"

યે હૈ એસી કિતાબ ઇસમેં ન કોઈ શકકી સૂરત હૈ,
કે જો પરહેઝગારોકો હિદાયત હી હિદાયત હૈ

વોહ જો અલ્લાહકે હર ગેબ પર ઇમાન રખતે હૈ,
નમાઝે પઢતે હૈ, હુકમે ખુદા પર ધ્યાન રખતે હૈ

ઉન્હે જો હમને દે રખ્ખા હૈ ઉસ પર ખર્ચ કરતે હૈ
હમારે રાસ્તે વોહ જાનસે ભી દરગુઝરતે હૈ

જો રાહ, તુઝ પર ઉતરી યા જો તુઝસે પહેલે આઇ હૈ,
ઇન્હી ઇમાનદારોકી તબીયતમે સમાઇ હૈ

યે વોહ ઇમાનવાલે આખિરત પર હૈ યકીં જિનકો,
કે જૈસે લોગ કહ દેતે હૈ, સૂરજ દેખીયે, દિનકો

યેહીતો અપને રબકી હર હિદાયત પાનેવાલે હૈ
યેહી તો દીનો દુન્યાકી ફલાહત પાનેવાલે હૈ

યકીનન જો કે કાફિર હૈં ઉન્હે હર દમ બરાબર હૈ,
ડરાઓ યા ન ઉનકો તો ડરાએ સબ બરાબર હૈ

ન વોહ ઇમાન લાએ હૈ ન વોહ ઇમાન લાએંગે,
યૂંહી વોહ કુફ્રકે દલદલમે ફસકર મરતે જાએંગે

ખુદાને ઉનકે કાનો ઓર દિલો પર મોહર કરદી હૈ,
ઉન્હીંકે કુફ્રને ઉનમે કુછ એસી બાત ભરદી હૈ

નિગાહે આંખપર પરદા ન કુછ વોહ દેખ સકતે હૈ
બની હૈરતમે તકતે હૈ, બની હૈરતસે તકતે હૈ

યે હૈરત કુફ્રકી ગોયા બના ઉનપર અઝાબ આયા,
જહન્નમકી અંધેરી ગારકા રસ્તા શિતાબ આયા

(રકૂઅ ૧)

અઝ-અબૂનસ્ર "ગાલિબ" દીની નિઝામી ગણોદ્રી

Printed by *Maganlal Mangaldas Patel*, at The 'Gangotri' Printing Press
*Kanpith, Khand Bazar*, Surat
Published by *Azum Ahmed Esmail 'Vahshi* for Vahshi Sahitya Karyalaya
*Tower Road*, Surat

૭૮૬ ☪ # "નઝમે કુર્આન" ☪ ૭૮૬

"અલિફ—લામ—મીમ"

જો બાઅઝોસે કહે દેકર ફરેબે દિનનશીં હમકો
ખુદા પર ઔર રોઝે આખિરત પર હૈ યકીં હમકો
ઉસે સમજો કે વોહ ઇમાનવાલા હો નહીં સકતા,
કે જો હો પસ્ત ફિતરત શાનવાલા હો નહીં સકતા.

વોહ ધોકા દેતે હૈ અલ્લાહકો, ઇમાનવાલેકો
વોહ ધોકા કુછ નહીં દેતે મગર અપને ખયાલાકો
સમજતે કુછ નહીં યહી સમજભી ઉનકી ઝિદ્દી હૈ,
ફરેબે દિનનશીં ઉનકા ફકત ધોકેકી ટટ્ટી હૈ.

મગર મગરૂર હોકર વોહ કુબૂલ ઇરનામ કરતે હૈ
યહી સૂરત હૈ જિસ્સે વોહ ફરેબી નામ કરતે હૈ
બનાવટસે મુનાફિકભી મુજાહિદ બનકે આતા હૈ
યે ઉનકે દિલકી બીમારીકો અલ્લાહ ઔર બઢાતા હૈ

અલમ એઝીકી દુન્યાકા અઝાબ ઉનકે લિયે આયા
હકીકત યહ કે ઝુટોકા ખિતાબ ઉનકે લિયે આયા
જબ ઉનસે યેહ કહા જાતા હૈ દુન્યામેં ન મુફસિદ હો
તો કેહતે હૈ હમારા મુદ્દે કુત કુછ ભી ફાસિદ હૈ

ખબરદાર ઇનકી બાતોંમે ન ભુલેસે કભી આના,
યેહ મુફસિદ પાક સમઝેંગે જહાં ભરકા સવર જાના
જબ ઉનસે યેહ કહા જાતા હૈ તુમ ઇમાન લે આઓ
યે સબ ઇમાન લે આએ હૈ ઐસી શાન લે આઓ

તો કેહતે હૈ કે યેહ તો બેવકૂફ ઇમાન લાતે હૈ.
ન હમ ઉન બેવકૂફોકી તરહ ફહીમ આતે હૈ
ખબરદાર આપહી યેહ બેવકૂફ ઐસે હૈ દુન્યામેં,
જો બે-જાને સમઝકે મુદઇ જૈસે હૈ દુન્યામેં

મુસલમાનોંસે મિલકર કેહતે હૈ હમભી મુસલમાં હૈ
મગર શૈતાનકી ટોલીમેં સાફ ઉન જૈસે ગેના હૈ
વોહ શૈતાનોંસે કેહતે હૈ કેહ તુમ ઔર હમ બરાબર હૈ
મુસલમાનોંસે ઠઠ્ઠા કરનેવાલોંમેં મુકર્રર હૈ

જો અબ ઉનકી હંસી કરનેકા ઇસ સૂરતમેં દેતા હૈ,
ખુદા ભી ઉનકો ઉનકી સરકશીમેં ખીંચ લેતા હૈ
ભટકતે ફિરતે હૈ અપની ફરેબી ચાલબાઝીમેં
કભી કાફિરકી સૂરતમેં કભી ઝુકકે નમાઝોંમેં

(રૂકૂઅ ૨ જો)

અઝ–અબુ નસ્ર "ગાલિબ" દીની નિઝામી બજોદવી




આવાજની દુન્યાકે દોસ્તો! જગતના રાજકીય બજારમા બેનીટોના બફાટે ખુબ ખડભડાટ મચાવ્યો છે! મુસાજીએ જગમા ઝુકાવ્યુ હતુ ત્યારે પેપરમા જેટલા ઝળકયા ન હતા, તેથી વધુ એમનો ધમડકો વગતા ઝળકયા છે! વીસ વીસ વરસ થયા યુરેપમા પોતાની ટોપીમા પીછુ ખોસી, મુક્કો ઉગામી ઉગામીને ભાષણ કરનાર, ભાષણવીર ને રણભીરનુ આવુ પતન, બનકે પતગ થશે એવી કોઇએ કલ્પના પણ નહિ કરી હોય! મુસાજીનો કનકવો એકાએક કપાયો છે ને ઇટલીનો દોર ઘરડા રેડો ગીઓના હાથમા આવ્યો છે, ને તે દોરની ફિરકી રાજા વિકટરના હાથમા છે મુસામાકાનુ ઉનાળ થઇ ગએલુ ગાડુ એ લોકો ધરાર કરે એવી એમનામા તાકાત નથી વીસ વરસથી જામેલી ફાસીસ્ટોની કામફોસ પત્તાના બગલાની જેમ કડડડભુસ થઇ ગઇ છે!

વીસ વરસનો બે-લગામ બાદશાહ મુસાજી હવે બચવાનુ ઠેકાણુ હુઢના ફરે છે બબન્ચીઓ આટઆટલી વીરતાની ડફાસો પછી પણ બગસ્ચીજ સાબિત થયા છે ધરીનુ એ ચક્કર છુટુ પડતા પેના તીસમારખા હીટલરને પણ વિમાસણમા પડવુ પડયુ હશે એનો વિજયરથ ઇટલીના કાદવકીચડમા ખૂપી ગયો હશે! "હીટલર મૂછ નીચી ને ચીરૂટ ચર્ચિલ ઉચો!" એ કહેવત હવે યુરેપમા ખરી પડવાનો વારો આવ્યો છે મુસાજીનુ રોમન સામ્રાજ્યનુ સ્વપ્નુ તો સરકી ગયુ સાથ હીટલરનુ 'યુરેપગઢ' રચવાના કોડ પણ હવાઇ જવાના

મિત્રોનો સિતારો બુલદ છે ત્યારે યુરેપના નાઝને કેતુ ને ખુદ ચહણ લાગી ગયુ છે મુસાજીનો પતગ કપાતાની સાથેજ ગોરીગ, ગોબેલ્સ ને હીટલરના હુકારા ફુકારા ઢીલા થયા છે જો કે ઇટાલીયન લડવૈયાઓને મદદરૂપ થવા જેટલી હીમતવાળા ન હતા છતા જીતાએલા દેશોનુ રખેવાળુ કરવાની લાયકાત તો હતીજ ને? કારણ કે એ કઇ ખેતરની ચાડી કે પત્થરના પાળીયા ન હતા!

મુસાજી ફસ્કી જવાથી ને ધરીમાથી ચરકી જવાથી, જુની સાથે એક નવી કહેવત સરજી ગયા છે કે,

'મુસાભાઇ ના વાને પાણી" ને હીટલરની મહેનત ધૂળધાણી!" ને અત્યાર સુધી મિત્ર રાજ્યોની "ધસડપમડ ધાણી, આધા તેલ-આધા પાણી" જેવી લાગતી હતી, તેને બદલે હવે ઉઝવેલ્ટની ભવિષ્યવાણી સાચી પડવાની એ ધાણી માનમ પડી રહી છે જ્યા ત્યાથી મૂછોઓ વાળીને ભાગતા મિત્ર લશ્કરો હવે નાઝીઓને દરેક દીશામા ભગાડી રહ્યા છે અજીત ગણાતા નાઝી યોદ્ધાઓ લજ્જીત થઇને ભાગતા નજરે પડે છે! ને બીજી બાજુ સ્ટેનલીનના યોધ્ધાઓ વધુ સજ્જીત થઇને મક્કમ પગને આગળ વધી રહ્યા છે આમ એકદર રીતે જોતા 'ધીરા સામ સાહેબના" ને 'ઉતાવળા સો બાવરા'ની કહેવત સાચી ઠરી છે આમ યુરેપનો મોરચો મિત્રોની તરફેણમા ફેરવાતો જાય છે છતા હિંદનો મોઘવારીનો મોરચો તો જેવો ને તેવો અડગજ છે!

●

'ભીડમાં લાભ તો અંતરમાં તોટો'' એ યાંત્રિક નિયમ પ્રમાણે ટ્રેનોની સંખ્યા ઓછી થતી જાય છે તેમતેમ પેસેન્જરોની ભીડ વધતીજ જાય છે. ટ્રેનનો એકએક થર્ડ ક્લાસનો ડબ્બો કંપનીના કલ્પિત કારાગૃહ રૂપ પાંજરો જાણે છે! જેમજેમ પેસેન્જરોની આફત અને પરસેવો વધતા જાય છે તેમતેમ રેલ્વેને નફો પણ વધતોજ જાય છે ને રેલ્વે ખાતાને જેમજેમ નફો સાંધતો જાય છે, તેમતેમ રેલ્વે ખાતાના કર્તાહર્તાઓના ભેજાની ફળદ્રુપતા પણ વધતીજ જાય છે અને એજ ફળદ્રુપતાને પ્રતાપે નવી નવી તરકીબો દ્વારા ગરજાળુ પેસેન્જરોને વધુ ને વધુ હાડમારી આપી વધુને વધુ નીચોવવામાં આવે છે. આવી એક ચાલબાજી હાલમાંજ અજમેરના ઉર્સમાં જનાર મુસાફરો સાથે અજમાવવામાં આવી હતી. કોઈને પણ અજમેરની ટીકીટ આપવામાં આવતી ન હતી જેથી યાત્રાળુઓ વધુ મુંઝવણે ચડ્યા. અજમેરથી આગળના સ્ટેશનોની ટીકીટો ન છૂટકે લેવા લાગ્યા. અજમેરને બદલે જયપુરની ટીકીટ લઈ અજમેર ઉતરી જતા કે આબુ વગેરેની ટીકીટ લઈ અજમેર ઉતરી વધારાનો ડબલ ચાર્જ ભરતા. આ રીતે બન્ને બાજુથી પેસેન્જરો લુંટાતા. પ્રજાજનના આગેવાનો કંઈ સત્યાગ્રહી તો નહોતા કે બીજો કોઈ નુસખો અજમાવી રેલ્વે સત્તાવાળાઓને સાવચેત કરે! બિચારા ખિસ્સા પર કાપ મૂકી પોતાની શ્રદ્ધાથી સંતોષાતા ઘર ભેળા થતા. છે કોઈ કંપનીના કર્તાહર્તાઓને રોકનાર કે ટોકનાર!

●

ચોમાસુ આવતાજ એકાએક દેડકાઓની ઉડે તેમ ચોમાસુ આવતાજ મુશાયરા ગાજી ઉઠ્યા છે પણ ઉકરડામાં ઉગેલા બિલાડીના ટોપ એકાએક ચીમળાઈ જાય છે તેમ એ મુશાયરા પ્રવૃત્તિ ચીમળાઈ ન જાય એ જોવાનું રહ્યું. બીજી બાબતમાં તો મુસલમાનોનો ઉભરો સોડાવોટરીયા જેવો જ હોય છે પણ મુશાયરાની બાબતમાં તેમ થવું અસંભવિત લાગે છે કારણ કે ઉત્તર હિંદમાં સલતનત ગયાને બસો વરસ થયા છતાં મુર્ગબાજી, બટેરબાજી, પતંગબાજી, બૈતબાજી ચાલતીજ રહે છે, તેમ ગુજરાતમાંય મુશાયરાબાજી ચાલતીજ રહેવાની. એથી ભાષા ખેડાય છે, વિચાર ઘડાય છે ભાવના અને ઊર્મિઓને આકાર અપાય છે, અને સામટે સરવાળે સાહિત્ય સેવાની વૃદ્ધિ થાય છે એ બધુંય ખરૂં પણ સમય ને શક્તિ કેટલી વેડફાય છે? અર્થ અને અર્થનો કેટલો નકામો વ્યય થાય છે? એ જોવું રહ્યું. માંડવાનું વાતાવરણ વધે અને કવ્વાલોની બેઠકની જેમ રાતના ઉજાગરા ભારે પડે એ પણ જોવું રહ્યું. દરેક સારી વસ્તુની બીજી કાળી બાજુ પણ હોય છે. મુશાયરા પ્રવૃત્તિ સારી છે પણ એની પાછળની ધૂન બીજા કામ ધંધામાં અંતરાય રૂપ ન થાય એ જોવું રહ્યું. મુશાયરા પ્રવૃત્તિ પેપરોમાં છપાય એ જુદી વસ્તુ છે. અમને તો ભય છે કે પહેલા જેમ નાટક, કે રામલીલામાં રાજા-રાણી, પ્રધાન સીપાઈ નોકર-ચાકર બધાજ કવિતામાં વાતચીત કરતા હતા તેમ કંઈ લોકો કવિતામાંજ વાતો કરતા ન થઈ જાય! વિવાહમાંય મુશાયરો ને વરસીમાંય મુશાયરો! સમુહ ઘેલછાના રંગ અનેરા હોય છે. ગુજરાતમાં મુશાયરાનું બજાર તેજી પર આવતાં પાછું [illegible] બજાર પણ તેજીમાં આવી રહ્યું છે એ સમજુઓને વિચારમાં નાખે એવી વસ્તુ. ખરી બિચારા રેસના ઘોડાઓને ખબર હોતી નથી કે તેમની પાછળ કેટલાય માનવો નાહકમાં ખુવાર થાય છે!

●

જુના લાટસાહેબ જાય છે ને નવા આવે છે, છતાં હિંદની મડાગાંઠ તો અકબંધ રહી છે ને બંગાળનો ભૂખમરો પણ અકબંધ રહ્યો છે. મહાસભાના નાટકો ટાઈમસર ઓડીયન્સ હોય કે ન હોય છતાં ભજવાતાજ રહે છે! હિંદની

નગનતા ! ઉગ્ર પોકાર કરી કાપડપર ગ્રેજ અંકુશ આવતા થોડાક ભાવ નરમ થયા દેખાય છે પણ તેમાય છુટ દેશ કરે તો માણસ કાઢા કરે જેની વહેપારીઓની નીતિ દેખાય છે મપ ના વહેપારીઓ સેલના પાટિયા નગાડીને ગ્રાહકો સાથે એવી ક્રાસવર્ડ પઝલની રમત રમે છે કે સામટે સરનામે એ હકિકાઇમા ગ્રાહક છેતરાય છે બીજીબાજુ મકાનમાલિકો ઘરભાડા વધારાના ડંકા વગાડી રહ્યા છે તો ભાડુતો સામે પ્રતિકાર કરી રહ્યા છે સરકાર ઘરભાડા પર મૂકેલા અંકુશને વળગી રહે એજ ઇચ્છવા જોગ છે

ગાધીજીના લાટસાહેબ પરના કાગળે છાપામા ખુબ ઉહાપોહ જગાડી પણ ન તો તે કાગળમા શુ લખ્યુ હતુ તે જણાયુ કે ન તો તેનુ કઇ છેવટ આવ્યુ બીજી બાજુ જનાબ ઝીણાપર કોઇ નાદાન મુસલમાને હુમલો કરી હિંદના રાજદ્વારિ જગતપર એક વધુ આફત ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો ખુદાની મહેરથી ઝીણા બચી ગયા છે મતભેદ તો હોય, પણ મતભેદ માથી ઝનુનનું દુમના સુધી જવાય એ ઘણુ હીચ કારૂ કૃત્ય ગણાય ત્રીજીબાજુ ડૉ હેમનદાસ વડાલણી ઝીણા અને સાવરકર વચ્ચે અઠસી તઇ' દોરાદોરી કરીને રાજાજીનુ અધુરૂ બેનુ કામ પુરૂ કરવા મથી રહ્યા છે વડાલણી બળદો ખેતીમા ઝાઝું પેળતા નથી, તેમ એમના કામનેય સફળતા મળે એવું લાગતુ તો નથી કારણ સાવરકર તો હિંદુસભાના પ્રમુખપદનો ટોપનો ઉતારીને આરામ લેવા માગે છે વળી ગયીલ મકાને એમેરી ભત્રીજા તો એટલાંટિક ચાર્ટરમા હિંદનુ નામ દાખલ કરવાનુજ ભવી ગયા છે, જેથી હિંદે તો હવે સ્થિતિ સ્થાપકતાનો ગુણ કેળવી બાકી આખે જે થાય તે જોયા કરવામાજ મઝા છે ચગવગવા—સળગાવળવાથીજ કઇ વળવાનુ નથી કારણ કે અત્યારે તો જ્યા હોય ત્યા હિંદ માટે તો "એન વેન ને દાધના ઘો !' નોજ ખેલ રમાઇ રહ્યો છે ! તો આપણે પણ ' આપ મિયાંવી " ખેલીનેજ સતોષ માણવો રહ્યોને !

તંત્રીના નિવેદન તરફ, આનાઝકી દુન્યાકે દોસ્તોનુ ધ્યાન આજે ખેચવાની રજા લઉ છુ જાણો છો 'કારવા' ચાર વરસનું થયુ છે મુસલમાનના બાળકો ચાર વરસની ઉમરના થાય ત્યારે પછી તેને ખ્યાલીસરની 'બિસ્મિલ્લાહ' પઢાવવામા આવે છે એટલે કે હવેજ હજુ તો 'કારવા'ની બિસ્મિલ્લાહ થશે અત્યાર સુધી તો અઉઝો બિ ્લાહે મિનશ્ શયતાનીર્રજીમ' હતી અને તેમાય પ્રથમ પાયે ખોટ આવી છે આવાઝકી દુન્યા ને પોકના ચહકો ઇસ્લામી શિક્ષણ અને કૃતાઓના આશકો એ ખોટનો ખાડો પુરવા પોતાના મિત્રોના મગજમા ખીલા ઠોકીને એટલુય ન સમજાવી શકે કે, 'ગુજરાતના આ એકના ને અજોડ ઇસ્લામી માસિકને બાળકમાથી યુવાન કરવાની જરૂર છે ને એમાજ મુસ્લિમ ગુજરાતની શોભા છે !' જો 'કારવા'ની હસ્તીથી ગુજરાતી મુસ્લિમ જનતાને કઇ લાભ થતો હોય તોજ આગ્રહ કરી છુટવાની અપીલ છે નહિતર તુમ અપના મુહ ઉધર કર લો હમ અપના મુહ ઇધર કર લે !' કરવાની છુટ છે છતા એટલુ માનુ છુ કે આ 'આનાઝ બહેરા' કાનો પર પડયો છે એવુ કઇ ન થાય!

## —કારવાંના ગ્રાહકો અને એજન્ટોને!

આથી કારવાના ગ્રાહકોનુ અને એજન્ટોનુ નમ્રપણે ધ્યાન ખેચવામા આવે છે કે અનિવાર્ય સંજોગોને લીધે આવતા અંકથી લવાજમ રૂ ૫) ગણવાનુ છે, તો જુના ને નવા ગ્રાહકોએ પાચ રૂપિયા હવે મોકલવાનીજ તકલીફ લેવી છુટક નકલ ૭ આના પરદેશ ૧૦ શિલીંગ

—મેનેજર ' કારવા '



# —મુસાકાકાને!

[ કાવ્યાજલી ]

અર્પનાર શા. 'હડમત ઓઝા'

---

કે બાપણોમા વીર—શબ્દો બોલતો હતો,
મેદાનમા વેગણુ—બટાકા છોલતો હતો!

લોકો સમજતા એને ફેરીગરોનો ફણીધર,
હિટલરની મોરલી પર સદા એ ડોલતો હતો!

મિત્રો સમજતા એને રણફેર રણ શીંગુ પણ
યુરપમા નાઝીવાદનુ એ ઢોલ તો હતો!

દ્વિતીય સીઝર બનવાના જાગ્યા'તા એને કોડ
સામ્રાજ્યના સ્વપ્ના મહીં કલ્લોલતો હતો!

હિટલરને દોડવા માટે આગળ ધરી તણો
રસ્તો દુરસ્ત કરવાનો એ રોલ તો હતો!

માનવ રૂપે ભલે એ નાઝીઓના હસ્તના,
ભૂમધ્યને ઉલેચવાની ડોલ તો હતો!

યોધ્ધો ન'તો રણનો તો ભલે તેમા શુ થયુ?
હિટલર અને ચર્ચીલ તણો ફુટબોલ તો હતો!

નિજ બોલનો એ તોલ પણ ન જાણતો અણઘડ
અક્કડ છતા રણમા એ નમતુ તોલ તો હતો!

માલુમ મઝાનો પાર સિયાગ કાચા કાનનો,
તેથીજ હિટલર મીઠુ બોલી ફોલતો હતો!

મસ્તકથી એ બોડો, પણ ભરભડીયો ને ભોળો,
એ નાકડી પાસે નિજ હૈયાને ખોલતો હતો!

હા! મ્હેલમાથી જેલમા મુસો સિધાવતા,
દિન, થોડા પશ્ચાતાપનો કરગનતો હતો

એનાથી તો સંગીન છે મુગ્ધ હારવા ઘણા,
એવુ 'હડમત' આપુ વાચીને બોલતો હતો!






નોટ—આજના સમયમા કાગળો ઘણાજ મોંઘા છે નાહકના સવાલો પૂછી કાગળ અને સમય બગાડશો નહી સવાલો ટૂંકાણમા મતલબ સમાઇ જાય તે રીતે પૂછવા લાંબુ લાંબુ લખવુ નહીં અગત જેવા સવાલો જેઠ આનાની ટીકીટ જવાબ માટે મોકલી પૂછવા તે પ્રગટ થશે નહીં ફક્ત જાહેર હિતના સવાલોજ પ્રગટ થઈ શકશે —તંત્રી

[મ—ભાવનગરનો લગ્ન વિચ્છેદક ધારો શેઠ કાસમ ઉસ્માન તરફથી છપાઈને પ્રગટ થયો હતો તે સબવી શરીઅત અનુસારના જવાબો અહીં અપાયા છે ]

**સવાલ**—ચાર વર્ષ સુધી ધણીનો પતો મળતો ન હોય તો?

**જવાબ**—જે બાઇના ધણીનો પતો ન મળતો હોય તણીએ મુસ્લિમ જજને અરજી કરી જોઇએ જો જજ ગેર-મુસ્લિમ હોય તો એ કામનો કેસનો કોઇ મુસ્લિમને સોંપે અથવા બીજી મુસ્લિમ ૨૨ એનો કેસનો કરે ગેર મુસ્લિમને એ વિષે કેસનો કરવાનો હક નથી જ્યારે તેણી આ વાત સાબીત કરી બતાવે કે મારા ધણીનો પતો નથી તેમજ ખોરાકી પોશાકી વગેરેના નાણા પણ કદી મોકલતો નથી તો એ વિષે મુસ્લિમ જજ પૂરી તહકીક અને તજવીજ કર્યા પછી ચાર વર્ષની મોહલત તેણીને આપે એ દરમ્યાન પણ સરકારી રીતે તેણીના ધણીની શોધખોળ કરવા જ્યારે કઇ પતો લાગે નહિ તો મુસ્લિમ જજ અથવા મુસ્લિમ પંચ તેણીના ધણી વિષે ગુજરી જવાનો હુકમ આપે ત્યાર પછી તેણી વફાતની ઇદ્દત ચાર મહિના દશ દિવસ ગુજારે બાદ બીજા સાથે નિકાહ કરી શકે છે (જુઓ ફતાવા આલેમગીરી)

**સવાલ**—ધણીએ બે વર્ષ સુધી પોતાની સ્ત્રીના ભરણપોષણની પરવા કરી ન હોય અથવા ભરણપોષણ કરવા એ અસમર્થ નીવડયો હોય તો?

**જવાબ**—એવી હાલતમા છૂટાછેડા થઇ શકતા નથી તેણી અદાલતથી ઇન્સાફચાહે અને સરકારી રીતે હાકિમ તેણીના મર્દને ભરણપોષણ કરવા માટે મજબૂર કરે, નહિ તો તલાક અપાવે, અથવા ખોલ્આ કરે (એટલે તેણી ધણીને કઇ રકમ આપી તલાક પર રાજી કરી તલાક મેળવે)

**સવાલ**—સાત વર્ષ અગર તેથી વધારે મુદ્દતની જેલની શિક્ષા ધણીને કરવામા આવેલ હોય તો?

**જવાબ**—જો ધણી સાત વર્ષ કે એથી વધુ મુદ્દત સજા પામી જેલમા ગયો હોય એથી તેણી છૂટાછેડા કરાવી શકતી નથી

સવાલ-ત્રણ વર્ષ સુધી વાજબી કારણ સિવાય ધણી પરણવાના હક ભોગવવામાં નિષ્ફળ બન્યો હોય તો?

જવાબ-એ વિષે પણ હાકિમ પુરી તહકીક કરે કે વણી પરણવાના હક ભોગવવામાં નિષ્ફળ બન્યો છે કે ફ્રોતેહમદ નીવડયો છે જો નિષ્ફળ બન્યો હોય તો હાકિમ ઇલાજ કરવા માટે ધણીને એક વરસની મુદ્દત આપે એ છતા મદ નિષ્ફળ રહે તો ધણીને તલાક આપવા પર હાકિમ મજબૂર કરે

સવાલ-લગ્ન વખતે ધણી નપુંસક હોય તો? અને ત્યારબાદ પણ તેવી સ્થિતિમાં ચાલુ રહ્યો હોય તો?

જવાબ-એ વિષે પણ હાકિમ પુરી તહકીક કરે એટલે જવાબ ન ૪મા લખેલી વિગત મુજબ અમલ થવો જોઇએ એ સિવાય એમને એમ છુટાછેડા થઇ શકતા નથી

સવાલ-બે વર્ષ સુધી ધણી ગાંડો રહ્યો હોય અગર કોઢ અથવા જનેન્દ્રિયના ભયકર રોગથી પીડાતો હોય તો?

જવાબ-એ હાલતમાં પણ હાકિમ અથવા પંચ પૂરી તહકીક કરે અને ખરેખર ધણી એવી બીમારીઓમાં સપડાએલો હોય તો હાકિમ ધણીને તલાક આપવા મજબૂર કરે જો ધણી તલાક ન આપે તો એવી મજબૂરીની હાલતમાં કે બાઇના બુરાઇમાં ફસાવાના અંદેશો હોય તો મુસ્લિમ હાકેમ અથવા મુસ્લિમ પંચ છુટાછેડા કરી આપે

સવાલ-પંદર વરસની ઉમરે પહોંચ્યા પહેલા જો ઓરતના તેણીના બાપે અથવા બીજા વાલીએ લગ્ન કરી નાખ્યા હોય અને તે લગ્ન સંબંધ બાઇ અઢાર વર્ષની ઉમરે પહોંચ્યા પહેલા નામંજુર કરતી હોય અને ધણીધણીયાણીના હક્કો ભોગવતા થયા ન હોય તો?

જવાબ-સવાલમાં દર્શાવેલી હકીકત શરીઅત વિરુદ્ધ છે જે નાબાલેગ છોકરીના નિકાહ તેના બાપે કે દાદાએ પઢાવ્યા હોય તો એ નિકાહને તેણી કદી રદ કરી શકતી નથી પણ બાપ અને દાદા સિવાય અગર કોઇ બીજા વાલી કે ખેશીએ નિકાહ પઢાવ્યા હોય તો તેણી બાલિગ થતાજ તરત નિકાહ રદ અને બાતેલ કરી શકે છે શરીઅતમાં અઢાર વર્ષની કઇ સાબિતી નથી

સવાલ-જો ધણી સ્ત્રી ઉપર જુલમ ગુજારતો હોય, જેવા કે —

(અ) વારવાર શારીરિક શિક્ષા ધણી કરતો હોય અથવા સ્ત્રીની જીંદગી જુલમને કારણે દુખી બનાવતો હોય પછી ભલે આ દુખ ઉત્પન્ન કરવામાં ધણી બાઇને મારતો ન હોય તોપણ,

(બ) હલકી આબરુની સ્ત્રીઓ સાથે ધણી સહવાસ રાખતો હોય અથવા આબરૂ વગરની જીંદગી ગુજારતો હોય,

(ક) સ્ત્રીને અનીતિભરેલુ જીવન ગુજારવા ફરજ પાડવાનો પ્રયત્ન કરતો હોય

(ડ) સ્ત્રીની મિલ્કત વાપરી નાખતો હોય, વેચી નાખતો હોય અથવા મિલ્કત ઉપર સ્ત્રીના કાયદેસર હક ભોગવવા દેતો ન હોય

(ઇ) ધાર્મિક ક્રિયાઓ અગર માન્યતાઓ પાળવામાં સ્ત્રીને હરકત કરતો હોય

(ફ) એક કરતા વધારે સ્ત્રીઓને રાખતો હોય તો કુર્આનના હુકમ પ્રમાણે તેણીને સરખી રીતે પાળતો ન હોય

જવાબ-એમાં પણ શરીઅત વિરુદ્ધ થાય છે જો ધણી તેણી પર નાહક જુલમ

ગુઝારતો હોય તો એની પુરી તહકીક કરવામા આવે

(બ) એમા પણ પુરી તહકીક કરી બ નેને સમજુતી આપવામા આવે

(બ) એ માટે પણ છૂટાછેડા થઇ શકતા નથી ધણી ઝિનાકારના લીધે ગુનેહગાર થશે

(ક) એમા પણ પુરી તહકીક કરવામા આવે

(ડ) એ માટે પણ પુરી તહકીક કરવામા આવે તલાક વિના છૂટાછેડા થઇ શકતા નથી

(ઇ) એ માટે પણ ખરેખરી રીતે તહકીક કરવામા આવે

(ફ) એ માટે પણ મુસ્લિમ હાકિમ પુરી તહકીક કરી ધણીને ઇન્સાફ કરવા વિષે મજબૂર કરે

**સવાલ**–મુસ્લિમ કાયદા હેઠળ લગ્ન તોડવા માટે જે કારણ વાજબી ગણાતુ હોય તેના કોઇપણ કારણઆ નીચેની શરતે —

(અ) જેનની શિક્ષાનુ છેવટ આવી ગયુ ન હોય ત્યાસુધી ઉપરની કલમ ૩ અનુસાર હુકમ થઇ શકશે નહી,

(બ) ઉપરની કલમ (૧) અનુસાર જે હુકમ કોર્ટ કરશે તેના હુકમની તારીખથી છ માસ સુધી અમલ કરી શકાશે નહી અને ઉપરેક્ત છ માસની અંદર ધણી જાતે અગર વકીલ મારફત હાજર થઇ કોર્ટને ખાતરી કરી આપશે કે પોતે લગ્નના હક ભોગવવા તૈયાર છે તો થયેલ હુકમ કોર્ટ રદ કરી શકશે અને

(ક) ઉપરની કલમ ૫ અનુસાર હુકમ આપ્યા પહેલા ધણીની અરજી ઉપરથી કોર્ટ એવો હુકમ કરી શકશે કે હુકમ થયાની તારીખથી એક વર્ષની અંદર ધણી સાબેત કરી આપે કે પોતે નામર્દ મટી ગયો છે અને એ પ્રમાણે કોર્ટને સતોષી શકે તો, એ કારણસર હુકમ (ડીક્રી) થઇ શકશે નહી

**જવાબ**–એ વિષે પણ મુસ્લિમ હાકિમ પૂરી તહકીક કરી શરીઅત મુજબ ફેસલો કરશે તે મુજબ થઇ શકશે અથાનમા જે કાયદાઓ ઘડેલા છે તે ચાલશે નહિ મતલબ કે મુસ્લિમ હાકિમ અથવા મુસ્લિમ પંચ વિના બીજા પણ ઘડી કાઢેલા કાનૂનો ચાલશે નહિ એવા નાજુક મામલામા ઘણી ઇમાનદારીથી તહકીક કરવામા આવે, નહિ તો એમા ઘણી ખરાબીઓ ઉત્પન્ન થવાનો સભવ છે એ વિષે આલિમોનો ફત્વો અરબી અને ઉર્દૂમા છપાએલો છે તે કિતાબનુ નામ "અલહીલતુન નાજેઝા" છે મજકુર રિસાલાનો પૂરેપૂરો ગુજરાતીમા તરજુમો કરવામા આવે જેથી આમ મુસ્લિમ જનતા વાકેફ અને ખબરદાર થાય




કહે છે કે એક સાહેબ બહાદુરને ઉર્દૂના આ હોનાનો શોખ હતો એક વખત કોઈએ એમની હજુરમા 'મીર'નો આ શેઅર રજુ કર્યો

"હમ હુએ તુમ હુએ, મીર હુએ
ઉસકી ઝુલ્ફોંકે સબ અસીર હુએ"

અને પૂછ્યુ કે 'સાહેબ બહાદુર આપ એનો અર્થ સમજ્યા કે? સાહેબ બહાદુરે સાદાઈથી ડોકુ ધુણાવતા હસતે ચહેરે જવાબ વાળ્યો કે" અમ સમજ ગિયા સબ સમજ ગિયા, અમ, તુમ, મીર સાબ સબકો જેલખાના ભેજના માંગતા? માલૂમ?

આવોજ એક દાખલો શૈખુલ હિન્દના જીવન ચરિત્રમા વાચ્યાનુ યાદ છે જેમા એક સાહેબ બહાદુર ઉર્દૂમા વાતચીત કરતા પુછે છે કે, "વેલ તુમારા બટન (વતન) કીધર હાયે?" અને મૌલાના તેના જવાબમા ગૈરવાનીનુ બટન બતાવતા અને કહેતા "યેહ રહા હમારા બટન"

આતો થઈ પરદેશીઓની વાત પરતુ આપણા દેશીભાઈઓ પણ કેટલીક વેળા કમાલ કરી બતાવે છે અમારા અડરાણના એક હિન્દુ મિત્ર, જેઓ હિન્દુસ્તાની જાણવાનો દાવો કરે છે તેઓ લડનનો રેડીઓ સાભળી તેમા જ્યારેય બોમમારા વખતે લોકો "તેહખાના"મા ઘુસવાની વાત આવે ત્યારે કહે કે 'જોયુ છે ને? સાહેબ લોકો ઘુસ્યા બાજરામા, મારા વિલાયતના બાજરૂ પણ બહુ મોટા હોતા હશે" એ દેશી ભાઈએ "તેહખાના"નો અર્થ પોતાની આવડત અને જાણ મુજબ બાજરૂ ઘટાવી કાઢ્યો છે અને તેનજ પકડી બેઠા છે આવા દાખલા મુશાયરાના શ્રોતાઓ માથી પણ મળી આવે છે અને ઘણી રમુજ પેદા કરે છે

• • •

'ચિત્રમય જગત'મા એક પ્રોફેસર સાહેબનો લેખ જોવામા આવ્યો જે બીજા પેપરમાથી ઉતારો કરીને ખાસ લેવાયો છે તત્રીએ જે લેખને આટલો મહત્વનો લેખ્યો છે તે શા વિષય પર છે તે જાણો છો? એનો વિષય છે "રસોઈના સાધનો" કિંવા વેલણ, કડછી, ચાટવો, ડોઈ, ગળણી વગેરેની ઓળખ અને સમજુતી વિષયની આ નવીનતા અને રસિકતા વિષે વણજારાએ શુ કહેવુ તે સમજાતુ નથી આ મોંઘવારીના કાળમા કે જ્યારે રસોઈનુ ખાસ અને મુખ્ય સાધન અનાજ જે મળવુ દુર્લભ થઈ પડ્યુ છે, ત્યારે વેલણ અને કડછીના વર્ણનથી કોને તૃપ્તિ થશે? વળી વિષયની આવી મૌલિકતાઓ ચાલુ રહી તો આપણા સાહિત્યને કદાચ રસોડામાથી, પાણીઆરા તરફ

અને પાણીઆરાથી સડાસ તરફ જવુજ રહ્યુ એ પણ સમયની બલિહારી છે કે પરદેશના પ્રોફેસરોની નજર રણક્ષેત્ર તરફ છે, 'જ્યારે આપણા પ્રોફેસર સાહેબ રસોડામા ભરાયા છે જગત આજે તોપ અને ટેન્કની ચર્ચામા છે ત્યારે આપણે વેલણ અને કડછીના વ્યાખ્યાનો આપીએ છીએ એ પણ એક નવી નવાઈજ છે ને !

° ° °

મરહૂમ ફિ'મ વિવેચક અને ઉર્દૂ'ગિના જાણીતા લેખક ખ્વાજા અહમદ અબ્બાસે—"**મુસાફિરકી ડાયરી**"ના નામે પોતાના પ્રવાસની એક બુક લખી છે જેમા તેઓ હોલીવુડની જાહેરાતો વિષે લખે છે કે —

'જાહેરાતના આ ખાસ સ્થળમા માત્ર **સીનેમા** સાબુ યા સીગારેટનીજ જાહેરખબરો નથી, બલ્કે-કબ્રસ્તાન અને ગોરખોદીયાઓની પણ જાહેરાત છે જેમકે "અમારા સુદર અને રળિઆમણા કબ્રસ્તાન માજ આપના સગા સ્નેહીઓને દફનાવશોજી'

અસભ્ય બિચારા ! હિંદમા હજી કબ્રસ્તાનની આવી જાહેરખબરો જોવામા આવતી નથી અને રનેહીઓને દાટવાનુ આવુ આમત્રણ આપવુ અશુભ અને અપશુકન લેખાય છે જો કે, હિંદમા કફનોના વેપારી છે, પરતુ એમની પેઢી ચલાવવાની રીત બીજી છે વધુ સુધરેલી રીતે ગોર ખોદવાનું અને દાટવાની રળિઆમણી જગ્યા આપવાનુ કામ ભલી બિચારી મેયો-બાઈના મુલકમાજ શોભે હિંદીઓ બિચારા મર્યા પછી ક્યા દટાવુ તેની ઝાઝી ફિકર રાખતા નથી બલ્કે તેઓ તો 'કલાપી' કહે છે તેમ '૯ જ્યા દટાઉ ત્યા ફૂલોને વેરશો કોઈ નહિ" વાળી જગ્યા શોધે છે

° ° °

ઈંટાલીવાળા મુસાકાકા મૈદાન છોડીને છૂટ લઈ નાઠા છે એ વિષયમા કશુક લખવાનો મારો વિચાર હતો પણ શ્રી હડમત ઓઝાને શૂર ચડ્યુ તે કેમ રોકાય ? ખૈર એમના નાસવાથી એક વાત ફરીને પોતાની સત્યતાનો સિક્કો બેસાડે છે કે, ફાસીવાદ અને બનાવટી લો। વધુ વાર ટકી શકતા નથી શુ રાજ્યપ્રકરણમા ! શુ સાહિત્યમા !

° ° °

શરાબ અને સુદરી એ મનુષ્યની પુરાણી કમજોરીઓ છે બહુ જુની વળગણો છે પરતુ બહુ જુની હોવાથી કોઈ ખરાબ વસ્તુ સારી નથી બની બેસતી માણસાઈને પતનને આરે દોરી જતી એ બલાઓને અપનાવવી, અને એવી રીતે અપનાવવી કે જાણે એજ ધર્મ અને નીતિ છે એવુ કેટલાક શાઇરોએ નક્કી કરી લીધુ છે સાથેસાથે એવી માન્યતાનો પ્રચાર કરવા માડ્યો છે કે શરાબ વિના શાઇરીમા રગીનતા આવીજ નથી શકતી આવા શાઇરો શાઇરીને માથે કાળી ટીલી સમાન, અને સમાજને માટે ચારિત્રહીનતાના નગુણાઈના નમાલાપણાના પ્રતિક રૂપ છે કમાન તો એ છે કે આવા ચારિત્રહીનો નીતિ અને સિદ્ધાત, ધર્મ અને સુચરિત્ર વિષે લેખો લખે છે આપણે સમજુ હોઈએ અને સમજીને કઈ કરી શકતા હોઈએ તો પહેલી તકે આપણે આવા કુમાર્ગે ચાલનાર અને દોરનારાઓને ધુત્કારી કાઢી એમની સાન ઠેકાણે લાવવી જોઈએ

° ° °

પત્રોના માત્ર પાના ભરવા અપાએલા નિર્જીવ ટાહ્યના વાચી જવાની સજા થયા પછી તેનુ સ્મરણ સુધ્ધ દુ ખકર છે ગઝનો રિવાજ ? વા માટે પીરસણની આવશ્યકતા કેટલાક તત્રીઓને જણાતી નથી કાવ્ય પ્રકાશનમા એ રસવૃત્તિ જેવુ કઈક તેઓ દાખવી શકે તો ગુજરાત તેમનુ ઋણી થશે બાકી એક વાર ચવાઈ ગએલો ખોરાક ફરીફરીને રજુ કરવાની ખુજલી

## ને ?

"હરામનુ ખાઈને શરીતથી સારા વિચાર આવે ? કહેવત છે કે ખાધુ હોય તેવા ઓડકાર આવે" !

'શેખચલ્લી'

કેટલાક નામના ભૂખ્યા શાયરોને ઘણી છે અને એવીજ ચર્ચાઓના વાનગીઓ એક મુનર્દનુ સાપ્તાહિક રજુ કરી રહ્યું છે એક ચીજને વારવાર રજુ કરવાથી અશક્તિ હોય તે કદિએ શક્તિ બની જતી નથી ઉલટું એ તો અશક્તિનુ પ્રદર્શન બનીને રહે છે નામમાં કંઇજ નહિ પણ વસ્તુમાં સત્ત્વ હોય એ લક્ષ સામે રાખવામાં આવે તોજ સારા કાવ્યો જલ્દીથી નજરે પડે નહિતર નિજનાઓના ગપ્પા સાત અને પારકાઓની સાચી ચીજ ખરાબ એ તો ચાલતુ આવ્યુ છેજ

આખો દિવસ નોકરીમાં, એનાથી વધે તે ઘરની જંજાળમાં એનાથી વધે તે લખવા માટે, આવી હાલતમાં લખનાર બિચારો શું લખી શકે ? ઓછી ફુરસદ જ નહિ પરંતુ શરીર અને મનની શક્તિઓ શ્રમથી થાકીને ચોળાઇ ગયા પછી સારૂ શી રીતે લખી શકાય ? અવલોકન અને અનુભવ લેખકનું તેલ છે અને તે તેલ વિના એકલી પ્રકાશ દેતી ઇજ્જતી બુદ્ધિ દિવાસળીની પેઠે સળગી તરત હોલવાઇ જાય છે નરી વાટ સંકોરવાથી દીવો બળી શકતો નથી વાટની સાથે તેલ પણ હોવું જરૂરી છે આપણે ત્યાં લેખકો ઘણીએ મહેનતઓ લઇને જન્મે છે પરંતુ થોડાજ કાળમાં સ્વતઃ શાંત થઇ જાય છે તેનું કારણ શું છે? કારણ એટલુંજ કે સાધન વિના, તેલ વિના તેઓ શું કરી શકે? જરાક કૂદીને પાછા પડવા સિવાય તેમને છુટકોજ ક્યાં છે એક તરફ આ લેખકોની આ દશા છે ત્યારે બીજી તરફ લેખક પદેનુઓનો એ હાલ છે કે તંત્રીઓ અને છાપખાનાવાળાઓને અવકાશ અને આરામ લેવા દેતા નથી તખ લુસો કાગળો અને ચસ્માઓ, સથે ગાસલેટ અને શાહી તથા હોલ્ડરોનો વપરાશ વધારીને તે વસ્તુની મોંઘવારી અને લેખો તથા કાવ્યોની સોંઘવારી વધારી રહ્યા છે હિંદના ઇતિહાસનું પાનું પણ ફેરવ્યા સિવાય તે ઉપર જોઇએ તેટલા લેખો લખાય છે "સાકી" અને "સનમ"ના ખરા અર્થો જાણ્યા સિવાય ગઝલોની દેમાર ચાલુ છે અને એમાં ગઝલ તો એ છે કે નવજવાનો જેમને હજી જગતનું જ્ઞાન મેળવવાનું બાકી છે તેઓ બીજાને ધર્મની દેશની, પ્રેમની દોરવણી કરવા મેદાને પડે છે તેઓ એમજ માનતા લાગે છે કે "પુષ્કળ લખવું જેથી વાંચનાર જાણી શકે કે લેખક મહાન છે

# "હઝરત હકીમુલ ઉમ્મત કુદ્દેસ સિર્રેહૂ" મર્હૂમ

લેખક જનાબ ઇસાભાઇ ઇબ્રાહીમ સાહબ કાવી

આ હૃદય-દ્રાવી સમાચાર મુસ્લિમ-હિન્દમા સખેદ સંભળાઇ ગયા કે ઇસ્લામી જગતના નામાંકિત, અને પ્રતિષ્ઠિત મહાનુભાવ, ધર્મધુરંધર, નીતિજ્ઞ, હિન્દુસ્તાનના મુજદ્દિદે-આઝમ, ઇસ્લામી આધ્યાત્મવાદના પ્રખર અભ્યાસી અને માર્ગદ્રષ્ટા સારાંશ કે મુસ્લિમ જગતના અતિપ્રિય ધર્માધ્યક્ષ દોરવણીકાર હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના હાફિઝ, હાજી કારી શાહ **અશરફઅલી** સાહેબ **થાનવી,** મંગળવાર તા ૧૬મી રજબના આ વિનશ્વર વિશ્વનો ત્યાગ કરી ગયા છે! ઇન્ના લિલ્લાહે વઇન્ના ઇલૈહે રાજેઊન

**વતન**—આપનુ વતન યુ પી ના મુઝફ્ફરનગર જીલ્લાનો સુવિખ્યાત કસબો **'થાણાભવન'** છે એનુ મૂળ નામ **'થાણા-ભીમ'** હતુ કારણ કે તે કોઇ ઝમાનામા ભીમ રાજાનુ થાણુ હતુ ! વધુ ઉપયોગને લઇને 'થાણાભીમ' ઉપરથી થાણાભવન થઇ ગયુ

**જન્મ, નામ, નસબ અને લકબ**—સમયના મશ્હૂર **'મજઝૂબ'** હઝરત હાફિઝ ગુલામ મુર્તુઝા સાહેબ પાણીપતી (રહ૰)ની દુઆ અને ભવિષ્યવાણી મુજબ હઝરતની પૈદાઇશ ૫મી રબીઉસ્સાની ૧૨૮૦ હિજરી બુધવારના દિવસે સુબ્હ સાદિક સમયે થઇ હઝરતનુ નામ બાપ તરફથી **"અબ્દુલ ગની"** રાખવામા આવ્યુ હતુ પરંતુ ઉપર્યુક્ત મજઝૂબ સાહેબની સૂચના અનુસાર મોસાળ તરફથી 'અશરફઅલી' નામ રાખવામા આવ્યુ હતુ તેજ આખરે મશ્હૂર થઇ ગયુ આપના જન્મ સંબંધી એક દિલચસ્પ અને વિશાળ પ્રકરણ "અશરફુસ્સવાનેહ" ઉર્દૂ પુસ્તકમા વાંચવા લાયક છે કુળ અને ખાન્દાનની દૃષ્ટિએ આપનુ કુરસીનામુ (વંશાવળી) બાપ તરફથી હઝરત ઉમર રદીઅલ્લાહો અન્હો સુધી પહોચ્યુ છે અને માતુશ્રી તરફથી હઝરત અલી રદીઅલ્લાહો સુધી હકતઆલા તરફથી આપના માટે "હકીમુલ ઉમ્મત"ના લકબ (ઉપનામ)ની સાર્વત્રિક પ્રેરણા થઇ, જે આપમેળેજ ન કળી શકાય એ રીતે ખાસ અને આમ જનતાની જીભે જારી થઇ ગયો! અને હકીકતમા ઉમ્મતના એ અનેરા હકીમના હાથે હઝારો લાખોની રૂહાની બીમારીઓને શિફા નસીબ થઇ છે

**બાળપણની વાતો**—હઝરતને બાળપણથીજ નમાઝનો એટલો બધો શોખ હતો કે કેટલીક રમતોમા પણ નમાઝનીજ નકલ ઉતારતા! દાખલા તરીકે બધા સાથીઓના જોડા આગળ રાખી દેતા! અને ઉત્સાહપૂર્વક બોલી ઉઠતા કે જોડા પણ નમાઝ પઢી રહ્યા છે!

વઅઝ કહેવાનો શોખ પણ બચપણથીજ હતો, એની પણ નકલ ઉતારતા, જેમ કે જ્યારે જ્યારે બઝાર તરફ કોઇ વસ્તુ લેવા મોકલવામા આવતા, ત્યારે ત્યારે માર્ગમા જે કોઇ મસ્જિદ આવતી તેમા ચાલ્યા જતા અને સીધા મેમ્બર પર ચઢી જતા, ઉભા થઇને ખુત્બા જેવુ કંઇક પઢીને ચાલ્યા આવતા નમાઝનો ટાઇમ ન હોવાને લીધે મસ્જિદમા કોઇ હોતુ નહિ, એટલે ખૂબ આઝાદીથી પોતાના એ શોખને પુરો ફરમાવતા

આપ બચપણમા કોઇનુ ખુલ્લુ પેટ જોઇ શકતા ન હતા, તરતજ ઉલ્ટી થઇ જતી હતી! આપે પોતાના ખાન્દાનના કેટલાક બુઝુર્ગોથી સાંભળ્યુ હતુ કે એ વાતની જાણ બાળકોને થઇ હતી, જેથી હઝરતને પરેશાન કરવા માટે

તેઓ પોતાનું પેટ ખોલી ખોલીને બતાવતા અને આપ ઉંટીઓ કરી કરીને થાકી જતા!

**તઅલીમ**—જ્ઞાનમરફત દારૂમ ઉલૂમ દેવબંદમાંથી આપે ૧૯ કે ૨૦ વર્ષની વયે અરબી ઉલૂમથી ફારિગ થઈ સમયના મહાન ઇમામ હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)ના મુબારક હાથે સનદ અને દસ્તારબંધી કીધી હતી. ઉસ્તાદોમાં હઝરત શેખુલ હિન્દ (રહ.) ઉપરાંત હઝરત મૌ. મુહમ્મદ યાકૂબ સાહેબ નાનોત્વી, મરકદહુનું મુબારક નામ ખાસ નોંધપાત્ર છે. એજ કારણ છે કે હઝરત કુર્આન શરીફના ભાષ્યકાર (મુફસ્સિર) અને મુફતી તરીકે પણ પોતાના આધુનિક સાથીઓ પર અગ્રતા અને સર્વોપરિતા ભોગવી ગયા.

**મુદર્રિસી**—મદરસામાંથી ફારિગ થયા પછી આપે લગભગ ૧૪ વરસ સુધી 'કાનપુર'માં મુદર્રિસી કીધી. એ દરમ્યાન આપે અસરકારક વઅઝો, પુસ્તકો અને ફતવાઓ દ્વારા મુસ્લિમોની મહાન સેવાઓ બજાવી હતી. આપના સેંકડો શાગિર્દો પૈકી અનેક આલિમો પોતાના સમયના મહાન માર્ગદર્શકો અને દીનિયાતની ઉચ્ચ પદવીએ આજે પણ બિરાજમાન છે, અને અનેક તો મહાન દીની યુનીવર્સિટીઓના મુખ્ય સંચાલકો અને વ્યવસ્થાપકો તરીકે મખ્લૂકની સેવા બજાવી રહ્યા છે.

**ખાન્કાહે ઇમ્દાદિયા** અરબ અને અજમના શૈખ સૂફીઓ, શૈખુલ-મશાઇખ હઝરત હાજી ઇમ્દાદુલ્લાહ, થાનવી કુદ્દસ સિર્રહુ પોતાના સમયના અજોડ અને મહાન સૂફી હતા. તેઓ એજ 'થાણાભવન'ના વતની હતા અને થાણાભવન મધ્યેની 'ખાન્કાહે ઇમ્દાદીયહ'માં રહી મખ્લૂકની ઝાહિરી અને બાતિની સુધારણા ફરમાવી રહ્યા હતા. ૧૮૫૭ના વિપ્લવ પછી તેઓ મક્કએ-મુઅઝ્ઝમહ તરફ હિજરત કરી ગયા. હકીમુલ ઉમ્મત ૧૨૯૯ હિજરીમાં ૧૯ વર્ષની વયે પત્ર મારફતે તેમનાથી બૈઅત થયા હતા. પછી ૧૩૦૧ હિજરીમાં જ્યારે હજ પઢવા ગયા ત્યારે રૂબરૂ બૈઅત થઇ ગયા. અને બાતિની ક્રિયા આંતરિક સુધારણામાં પ્રવૃત્ત રહ્યા, વળી પાછા ઘણું કરીને ૧૩૧૦ હિજરીમાં મક્કએ-મુઅઝ્ઝમહ ગયા. ત્યાં પોતાની પીર' (શૈખ-ગુરૂ)ની સેવામાં છ માસ સુધી રહ્યા, બાતિની કમાલાતો સંપાદન કરી આધ્યાત્મવાદના ઇમામ અને રૂહાની બીમારીઓના હકીમ બની ગયા. પોતાના શૈખે (ગુરૂએ) ખિલાફત આપી, અર્થાત પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા. ત્યાંથી પાછા ફર્યા પછી ૧૩૧૫ હિજરીમાં મુદર્રિસીનો ત્યાગ કરી પોતાના ગુરૂની આજ્ઞાનુસાર તેમના જાનશીન તરીકે 'ખાન્કાહે ઇમ્દાદીયહ'માં અલ્લાહના ભરોસે બેસી ગયા. આજે હઝરતના મુરીદો (શિષ્યો) અર્થાત રૂહાની બીમારીઓની ચિકિત્સા કરાવી તેના ઇલાજો પુછી આંતરિક-વિકાસ સાધનારાઓની સંખ્યા હજારોથી વધીને લાખો સુધી પહોંચી ગઇ છે. આપના ઇલાજોથી ફૈઝયાબ થનારાઓમાં સામાન્ય મુસ્લિમો ઉપરાંત હ. મૌ. સૈયદ સુલેમાન નદવી, હ. મૌ. મુહમ્મદ તૈયબ, હ. મૌ. શબ્બીર અહમદ સાહેબ જેવા દીની અકાબિરો પણ છે। આપના 'ખલીફાઓ' કિંવા આધ્યાત્મવાદના આદર્શ શિક્ષકોની સંખ્યા પણ સેંકડોની હદ વટાવી ગઇ છે.

**આપની તસ્નીફો**—હઝરતના મુબારક હાથે લખાએલા દીની ગ્રંથો અને પુસ્તકોની સંખ્યા આશરે નવસો (૯૦૦) લગભગ પહોંચી ગઇ છે। જેમાં દીનની દરેકે દરેક દિશાપર પ્રકાશ નાખવામાં આવ્યો છે। વળી આપના પુસ્તકો પૈકી સેંકડો પ્રખ્યાત પુસ્તકોના ગુજરાતી બંગાળી સીંધી, અંગ્રેજી હિન્દી વગેરે ભાષાઓમાં અનુવાદો પણ થઇ ચુકયા છે। વળી ખૂબી આ છે કે એવા અમુલ્ય અને અગત્યના પુસ્તકો હોવા છતાં સામાન્ય હિતાર્થે, કોઈ પણ પુસ્તકનો હક-રક્ષિત કર્યો નથી! કોઇપણ પ્રેસ કે વ્યક્તિ કોઈપણ પુસ્તક પ્રગટ કરી વેચી શકે છે એજ કારણ છે કે કેટલાક પુસ્તકોના બાર બાર, એડીશનો થઇ લાખોની સંખ્યામાં પ્રગટ થઇ ચુકયા છે.

# દીદારે રસૂલ (સલ૦)

સંપાદક | રિફાઈ-સાબેરી
[ સર્વ હક સંપાદકને સ્વાધિન છે ]

**હિકાયત-૧૭મી** હઝરત વહબ બિન મુનબ્બેહ (ર અ) ફરમાવે છે કે—જ્યારે હઝરત આદમ (અલૈ૦)ના બદનમા રૂહ મૂકી ત્યારે સૌથી પહેલા તેમની નઝર જન્નતના દરવાજા ઉપર પડી જેની ઉપર "**લાઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદ રસૂલિલ્લાહ**" લખેલુ હતુ. તે જોઈ તેમણે અજાયબી સાથે ખુદાપાકને પૂછ્યુ કે "શુ મારાથી પણ વધુ ઇઝઝતવાળો આપે બીજો કોઈ પેદા કર્યો છે?" ખુદાપાકે જવાબ દીધો "બેશક, તારી ઔલાદમાથી એક નબીને મે બુઝુર્ગી ઇનાયત કરી છે"

જ્યારે હઝરત હવ્વા પૈદા થયા અને હઝરત આદમે (અલૈ) તેમની તરફ પોતાની ખાહિશ દેખાડી ત્યારે ખુદાપાકે ફરમાવ્યુ કે "એ આદમ (અલૈ)! એની મેહર આપો" હઝરત આદમે (અલૈ) પૂછ્યુ "યા રબ્બુલ ઇઝઝત! મેહરની શુ રકમ અને ચીજ છે?" ખુદાપાકે કહ્યુ "જેનુ નામ જન્નતના દરવાજા ઉપર જોયુ હતુ તેની ઉપર એકસો વખત દરૂદ શરીફ મોકલો એ પરથી હઝરત આદમે (અલૈ) હઝરત (સ૦) ઉપર દરૂદ શરીફ મોકલ્યા પછી હઝરત હવ્વાને પોતાના કબજામા લીધા

**હિકાયત-૧૮મી** રોઝુલ ફાએકના કર્તા એક આરિફનો કિસ્સો લખે છે કે-એક દિવસ તેઓ નમાઝમા દરૂદ શરીફ પઢવાનુ ભૂલી ગયા તેઓ કહે છે કે જ્યારે હુ સુઈ ગયો ત્યારે હુઝૂર (સ૦)ને ખાબમા જોયા આપે (સલ૦) ફરમાવ્યુ "આજે મારી ઉપર તે દરૂદ મોકલ્યુ નહીં" મે જવાબ દીધો હુઝૂર (સ૦) "મને દરૂદ શરીફ પઢવાનુ યાદ રહ્યુ નહીં, પણ દરૂદ શરીફને બદલે ખુદાપાકની સના કરી હતી" આપે (સલ૦) ફરમાવ્યુ કે "શુ તુ નથી જાણતો કે મારી ઉપર દરૂદ મોકલવા વગર ખુદાપાક કોઈ પણ હમ્દ અયના દુઆ કદી પણ કબૂલ કરતો નથી, અને વધુમા એવા માણુસની કોઈ પણ હાજત અને ઝરૂરતને પૂરી કરતો નથી?"

**હિકાયત ૧૯ મી**-હઝરત ઇબ્ને અબ્બાસ (રદી) ફરમાવે છે કે-એક બદવી (જગલમા રહેનાર અરબ) પોતાની સાઢણીને મસ્જિદના દરવાજા સાથે બાધી હુઝૂર (સલ)ની ખિદમતમા આવ્યો જ્યારે હુઝૂર (સલ) સાથે વાતચીત કરી પાછો જવા લાગ્યો ત્યારે સહાબાએ કિરામે (રદી) કહ્યુ કે "હુઝૂર (સલ)! આ સઢણી ચોરીની છે" આપે (સલ૦) તેને પૂછ્યુ "શુ આ લોકો કહે છે તે વાત ખરી છે?" બદવીએ શરમને લીધે પોતાની ગરદન નમાવી દીધી અને પોતાના આગળથી જમીન ખોદવા લાગ્યો ખુદાપાકે સઢણીને બોલવાની તાકત આપી જેથી તે બૂમ પાડીને બોલી કે "યા રસૂલિલ્લાહ (સલ૦) કસમ છે મને તે ઝાતે પાકની, કે જેણે આપને બશીર અને નઝીર (ખુશ ખબર દેનાર અને ડરાવનાર) બનાવી દુનીયામા મોકલ્યા છે મને આ માણુસે પૈસા આપી ખરીદ કરી

છે જો કે ફુલાણા માણસે મને ચોરી હતી, અને આ પેગુનાહને નાહકમા બદનામી ઉઠાવવી પડે છે"

હુઝૂરે (સલ૦) પૂછ્યુ –એ એઅરાબી સાચુ કહે તે તારૂ માથુ ઝુકાવી શુ પઢ્યુ હતુ ?" તેણે જવાબ દીધો કે 'હુઝૂર (સલ૦) મે આ દરૂદ શરીફ પઢેલુ —

"અલ્લાહુમ્મા ઇન્નકા લસ્તા બેઇલાહીન ઇસ્તહદસ્ના સનાકા વલા મઆકા ઇલાહુન અઆનકા અલા ખલ્કેના મઅકા રબ્બોન ફનશ્રીકકો ફી રોબુબેકા અન્તા રબ્બોના કમા નકુલો વ ફવકા માયકુલુલ કાઅલુના અસઅલોકા અતોસલ્લી અલા મુહમ્મદીન વ અન તોરૈયની બરાઅતી"

હુઝૂરે (સલ૦) ફરમાવ્યુ –"કસમ છે મને તે પાકઝાતની કે જેણે મને બુઝુર્ગી બખ્શી છે, મદીનાની બધી ગલીઓ ફરિશ્તાઓથી ઝનાઝબ ભરાઇ ગઇ છે અને તે બધા આ દરૂદ લખવામા મશ્ગૂલ છે જો કોઇ માણસને આવી મુસીબત આવી પડે તો તેણે પણ એજ મુજબ પઢવુ, જેથી અલ્લાહ તઆલા તેની પણ બધી મુશ્કેલો જરૂર દૂર કરશે"

મજકૂર ઉપરથી માલુમ પડે છે કે દરૂદે "તુનજીના" જેમ મજકુર દરૂદ શરીફ પણ દરેક હાજત અને મુશ્કેલો માટે અકસીર સીફત છે

હિકાયત ૨૦ મી–દમીરી હયાતુલ હયવાનમા તબરાનીથી નકલ કરે છે કે –હઝરત ઝૈદ (રદી૦) ફરમાવે છે કે ગઝવહમાથી પાછા ફરતી વખતે અમને એક બદ્દી મળ્યો જે ઊંટની નકેલ (લગામ) પકડી હુઝૂર (સલ૦)ની ખિદમતમા આવ્યો અને સલામ કરી બેસી ગયો, અને ઘણીવાર સુધી વાતો કરતો રહ્યો એટલામા એક માણસ દોડતો આવ્યો અને કહ્યુ "યા રસૂલિલ્લાહ (સલ૦) આ ઊંટ મારો છે" આપે (સલ૦) બદ્દીને પૂછ્યુ તો તે ચુપચાપ બેસી રહ્યો

બીજી રિવાયતમા છે કે–સહાબાઓએ (રદી૦) પણ તે દોડીને આવનાર માણસ સાથે મળતાપણુ બતાવ્યુ જે પરથી હુઝૂરે (સલ૦) તે બદ્દીના હાથ કાપી નાખવા હુકમ કર્યો જ્યારે તેના હાથ કાપવા લઇ ગયા ત્યારે ઊંટે કહ્યુ કે 'એણે મને ચોરી કર્યો નથી" જેથી હુઝૂરે (સ૦) ફરમાવ્યુ કે 'કેઇ માણસ પેલા બદ્દીને પાછો લાવી શકે છે ? તે પરથી બદરી સહાબી (રદી૦) (જેઓ બદરની લડાઇમા સાથે હતા) દોડ્યા અને પેલા બદ્દીને પાછો લઇ આવ્યા આપે (સલ૦) ફરમાવ્યુ કે "એ એઅરાબી તે શુ પઢ્યું હતુ ? હુ જોઉ છુ કે બધી જમીન ઉપર ફરિશ્તાઓની હાજરીથી તલ મૂકવા જેટલી પણ જગ્યા બાકી રહી નથી" તેણે જવાબ દીધો 'હુઝૂર (સલ૦) મે આપ ઉપર દરૂદ શરીફ મોકલેલુ જે આ મુજબ છે –

"અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદીન હત્તા લાયબકા મિન સલાતેકા શયઉન વ બારેક અલા મુહમ્મદીન હત્તા લાયબકા મિન્બરાતેકા શયઉન વ સલ્લે અલા મુહમ્મદીન હત્તા લાયબકા મિન સલામેકા શયઉન વર્હમ અલા મુહમ્મદીન હત્તા લાયબકા મીર્હમતેકા શયઉન"

હિકાયત ૧૯ મા લખેલ દરૂદ શરીફ જેમ આ દરૂદ શરીફ પણ દરેક મુશ્કેલ આસાન થવા અને દરેક હાજત પૂર્ણ થવા અકસીર સીફત છે બઝુર્ગ સાહેબો ફરમાવી ગયા છે કે –જે કોઇ આ દરૂદ શરીફને પઢે છે ત્યારે સો તેર ફરિશ્તા એક હજાર દિવસ સુધી તેના દફતરે આમાલમા નેકીઓ લખતા રહે છે

હિકાયત ૨૧ મી-રૌઝુન ફાએકના કર્તા લખે છે કે-એક ફાસિક (બુરા કામ કરનાર) છોકરીને તેના ખરાબ કામો છોડી દેવા તેની મા તેને હમેશા નસીહત કરતી પણ છોકરી તેને ઉડાવ જવાબ આપ્યા કરતી છેવટે છોકરી મરી ગઈ, તો તેની માને માતાની માયા મુજબ બહુજ રંજ અને અફસોસ થયો અને હમેશા વિચાર કર્યા કરતી કે છોકરી સાથે તેના પાપ બદલ શું બદલો મળ્યો હશે?

છોકરીની મા હમેશા દુઆ માગતી કે-"યા અલ્લાહ! મારી છોકરીને અઝાબથી બચાવજે એક દિવસ પોતની ધારણાથી વિરૂદ્ધ છોકરીને બહુજ સુખ અમનમાં જોઇ, તેથી તેણે છોકરીને બહુ અજાયબીથી પૂછયું કે 'મેરી જે હું જોઉ છું તે ખરૂ છે કે માત મારા દિલને ધીરજ દેવા માટે છે?' છોકરીએ જવાબ દીધો કે-'ઓ મા! મારા પાપો બદન લખી મુદ્દત અઝાબમાં હું રહી હતી પણ એક દિવસ એક ગુન્હેગાર માણુસ કબ્રસ્તાનમાં આવ્યો, અને કબ્રો ની ભાગી તુટી હાલત જોઈ અને મુરદાઓની ખરાબ હાલતનો વિચાર કરી, તેને પોતાની મૌત (મરણ) યાદ આવી ગઈ જેથી તુરતજ તેણે પોતના બધા પાપો માટે ખરા દિલથી તોબા કીધી, જ્યારે પોતે કરેલી તોબા કબુલ થઇ એમ તેના દિલે શાક્ષી આપી ત્યારે તેણે નબીએ આખેરૂઝઝ માન (સ૦) ઉપર એક્સો વખત દરૂદ શરીફ મોકલ્યું અને થોડું કુર્આન શરીફ પઢી તેનો સવાબ બધા મુર્દાઓને બખ્શ્યો જેને લીધે બધા ગુનેહગારોને માફી આપવામાં આવી'

હિકાયત ૨૨ મી-ઇસા બિન ઇબાદે અબુન ફઝલ કદીને ખાબમાં જોઇ પૂછ્યું કે 'તમો સાથે કેવી વર્તણુક કરવામાં આવી?' તેમણે જવાબ દીધો કે "મારા હાથની એ આંગળીઓએ મને જન્નત અપાવી છે' ઇસાએ અજાયબ થઇ પૂછ્યું -"આ ભેદ કંઇ સમજમાં આવતો નથી" તેમણે જવાબ દીધો કે "જ્યારે પણ હુઝૂર (સ૦)નુ મુબારક નામ લખતો ત્યારે તેઓ (સલ૦)ના નામ સાથે દરૂદ શરીફ લખતો હતો.

હિકાયત ૨૩ મી-મઆરેજના કર્તા ઇમામ મુન અઇમ્મા કાશેફુલ ગમ્માની હકીકત લખે છે કે-એક દિવસ તેમને કોઇએ ખાબમાં જોઇ પૂછ્યું કે 'ખુદાપાકે તમો સાથે કેવો વર્તણુક કીધી?' તેમણે જવાબ આપ્યો કે "દરેક નમાઝ પછી જે દરૂદ શરીફ હું પઢતો હતો તેને બદલે મને બખ્શી દીધો છે" દરૂદ શરીફ નીચે મુજબ છે-

"અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદીન બેઅદદે મન સલ્લુ અલૈહે વ સલ્લે અલા મુહમ્મદીન બેઅદદે મલમ યોસલ્લુ અલૈહે વ સલ્લે અલા મુહમ્મદીન કમા તોહીબ્બો વ તર્દા અન તોસલ્લી અલૈહે વ સલ્લે અલા મુહમ્મદીન કમા અમરતના બિસ્સલવાતે વ સલ્લે અલા મુહમ્મદીન કમા યમ્બગીસ્સલવાતો અલૈહે"

હિકાયત ૨૪મી ઇમામ ગઝઝલી (ર૦ અ) અહયાઉલ ઉલૂમમાં હઝરત ઈમામ શાફેઈ (ર૦ અ)ની હિકાયત લખે છે કે-મે એક દિવસ હુઝૂર (સલ૦)ને ખાબમાં જોઇ પૂછ્યું કે હુઝૂર (સ૦) ઇમામ શાફેઇ (ર૦ અ) એ પોતાની કિતાબની શરૂઆતમાં આ દરૂદ શરીફ લખ્યું છે "અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદીન કુલ્લમા ઝકર હુઝઝાકેરૂના વ કુલ્લમા ગફલા અન ઝિક્રેહિલ ગાફેલૂન"

આપ (સ૦) તરફથી શાફેઇ (ર૦ અ)ને એના બદલામાં શું આપવામાં આવ્યું? હુઝૂર (સ૦) ફરમાવ્યું કે એના બ નામા કયામતને દહાડે બીજાઓ માફક હિસાબના મેદાનમાં

હાજર થવાની તકલીફ સાહેબને આપવામાં આવશે નહીં"

મજકૂર દરૂદ શરીફ માટે હઝરત ઇબ્ને ફાખાની (રે અ)એ રિવાયત કરી છે કે—જે કોઇ દરરોજ રાત્રે સુતી વખત એને ૧૦૦૦ વખત પઢતો રહેશે તો ઇ અ હુઝુર (સ૦) ના દીદાર થશે બિસ્તર સુવાની જગ્યા, કપડા અને બદન પાક હોવા જોઇએ અને પઢવા પહેલા વઝૂ કરી પછી પઢવુ શરૂ કરવુ જોઇએ, અને જેવી રીતે કોઇ અમીર ઉમરાવને મળવા શૌક-ઉમગ પેદા થાય છે તેવાજ શૌક-ઉમગ સાથે પઢવુ જોઇએ

**હિકાયત ૨૫મી** ઇમામ ગઝ્ઝાલી (ર અ) ફરમાવે છે કે—એક માણસ આપ (સ૦) ઉપર માત્ર **"સલ્લલ્લાહો અલૈહે"** એટલુજ દરૂદ મોકલતો એક દિવસ તણે હુઝુર (સ૦) ને ખ્વાબમા જોયા આપે (સ૦) ફરમાવ્યુ કે "તુ હદીસ લખે છે ત્યારે અધુરૂ દરૂદ શા માટે લખે છે ?" પેલો માણસ ગભરાઇને જાગી ઉઠ્યો અને તે પછી હમેશા "સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ" લખવા તેમજ પઢવા નક્કી કીધુ

## પરચુરણ હદીસો. હિકાયતો વગેરેનુ વર્ણન—

(૧) "સનાતે નાસેરી"મા છે કે—એક દિવસ હુઝૂર (સ૦) અને અસ્હાબ (રદી૦) બેઠેલા હતા એવામા એક જવાન માણસ આવ્યો તો હુઝૂરે (સ૦) તેને હઝરત સિદ્દીક (રદી૦)થી ઉપર બેસવા કહ્યુ હઝરત સિદ્દીક અચબો પામ્યા અને બધાઓ સમજ્યા કે શાયદ હઝરત ખિઝર (અ૦) હશે કારણ કે તેમના સિવાય બીજો કોઇ હઝરત સિદ્દીક (રદી૦)થી મરતબામા એવો નથી જે તેમનાથી ઉપર બેસે ત્યારે હુઝૂરે (સ૦) હઝરત સિદ્દીક (રદી૦) તરફ મોહ કરી ફરમાવ્યુ કે 'આ માણસ મારી ઉપર એટલુ બધુ દરૂદ મોકલે છે કે બીજો કોઇ પણ માણસ તેટલુ દરૂદ મોકલતો નથી" ત્યારે સિદ્દીક (રદી૦)એ સવાલ કર્યો 'યા રસૂલિલ્લાહ ! આ જવાન કઇ ખાય પીએ છે કે નહીં અને દરૂદ શરીફ સિવાય બીજા કઇ કામકાજમા રોકાય છે કે નહીં ?" ત્યારે હુઝુરે (સ૦) ફરમાવ્યુ કે—' એ ખાય પીએ પણ છે અને દુન્યાના કામોમા મશગુલ પણ થાય છે"



કારવા

# થોડાક દિવસ — દિલ્હીમાં

અનુવાદક —રઝા કાઝી.

જ્યારે સ્ટેશન પર ઉતર્યો તો જાતજાતના અવાજો મ્હારા કર્ણોમાં ગુંજવા લાગ્યા

'નેશનલ હોટલ'

"પંજાબ હોટલ !"

"રિગલ હોટલમાં પ્રતિષ્ઠિત માણસો માટે ખાસ સગવડ છે"

'સાહેબ ! સ્ટ્રેન્ડ રોડ ચાલો સગવડવાળા રૂમો, ફ્લશ સિસ્ટમ, એક્સેલન્ટ એરેન્જમેન્ટ''

અચાનક કોઈએ કહ્યું મ્હારૂ માનો તો સાહેબ આરામ હોટલ ચાલો' અને મ્હારી આગળ ઝુકીને કહેવા લાગ્યો 'શું કહું સાહેબ ! સુંદર જગ્યા છે'

મ્હને એની વાત ગમી મ્હારી આંખ તેના પ્રતિ વળી અડધી દાઢી હોઠ પર પાનના ડાઘ એક આંખે કાણો આદમી હતો તો મઝાનો મ્હેં વિચાર્યું કે એની વાતમાં કેટલો વિશ્વાસ છે અને કેટલી બધી રહસ્યમય લાગે છે કે ભાગતા સમયના મુસાફરખાના એનો ભપકો આરામ હોટલમાં મળી શકે છે

મ્હને કુવામાં પડતા રાખતો હોય એમ એક જણ બોલ્યો 'સાહેબ ! ત્યાં ન જતા આરામ હોટલ તે કંઈ હોટલ છે ? અરે ! એ તો બે-આરામ હોટલ છે''

બીજો બરાડી ઉઠયો "બે-આરામ હોટલ ! નહિ હરામ હોટલ ! હરામ હોટલ ! કોઈ સજ્જનને તો તેની પાસે ફરકવું પણ ભાર રૂપ લાગે એવી છે એ આરામ હોટલ

જવાબમાં પેલા આછી દાઢીવાળાનું મૌન મનમાંનું એનું સ્મિત એની કાણી આંખ સુધી ફેલાતું દેખાયું એ હાસ્ય ન હતું પણ મૌન તોડ જવાબ હતો એની રહસ્યપણું મૌનના રિગલ હોટલના એજન્ટની જીભાજોડીથી વધારે અસરકારક નીવડી અને હું કુવામાં કુદી પડયો

'આરામ હોટલ' કુવો તો હતોજ પણ ઉંધો કુવો સાંભળવામાં આવે છે કે પહેલા એ કુવો સીધો હતો પણ ૧૮૫૭ના કાળમાં જ્યારે ઘણી સીધી વસ્તુ ઉંધી કરી દેવાઈ ત્યારે એ પણ આરામ હોટલ બની ગઈ હતી એ સ્ટેશન પાસેની સાંકડી ગલીમાં આવેલી હતી સાંકડી સીડીઓ પાંચ માળ ચઢતા છતાં સીડીઓ પૂરીજ ન થાય દરેક માળની ચારે બાજુ રૂમો દરવાજાઓ પર ભૂરા રંગના પડદા દેખાતા હતા અને ચારે બાજુ શાંતિ છવાયેલી હતી પાંચમી માળ પર જઈને આછી દાઢીવાળાએ એક ઓરડાનો દરવાજો ઉઘાડી વિજળીની બત્તી સળગાવી મ્હેં જોયું તો તે એક વિશાળ ઓરડો હતો કે જેના બે દરવાજા બહાર ગલી તરફના પણ હતા અને અંદર વરંડા તરફ પણ ઓરડામાં બે જુના પલંગ બે ટાંગાનો એક મેજ કમરમાંથી વાંકી વળેલી બે ખુરશીઓ જાણે મને તાકી રહી હતી એક આરીસો દીવાલ પર લટકાવેલો હતો તે પણ ખુણા પરથી તૂટેલો મ્હને એવો ભાસ થયો કે આરીસો પણ એક આંખે કાણો છે અને મ્હારા તરફ હસીને કહી રહ્યો છે 'આ આરામ હોટલ છે' સાહેબ ! ઘણી સુંદર જગ્યા છે મ્હેં ફરીને જોયું તો પેલો કાણો ગેબ, શાંતિ, ભયાનક સન્નાટો ! કાણો ક્યાં ગયો ? મ્હારા શરીરમાં કંપારી છૂટી અને હું બરાડી ઉઠયો —' કોઈ છે ?' પણ મ્હારો અવાજ પડઘા સુધી પાંચ માળની બિલ્ડીંગમાં ગુંજતો રહ્યો

'કહો શું આજ્ઞા છે ?

હું ચોંકી ગયો કે એકાએક ક્યાંથી આ આફત ટપકી પડી ? જાડા હોઠ, આંખોના મોટા પોપચા, ઠીંગણી પ્રૌઢ વયની પણ વસ્ત્રાલંકારની શોખીન તેને ભયભીત નજરે જોઈ હું બે ડગલા પાછળ હટી ગયો અને પૂછ્યું તમે કોણ છો ?'

'…આ હોટલની મેનેજર છું ' તેણે પાન ચાવતા ચાવતા જવાબ આપ્યો

'હું … હું … ' હું ગભરાઈને બોલ્યો "શું અહિંયા કોઈ પુરૂષ નથી અને પેલા પેલા સાહેબ ક્યાં છે ? મ્હને અહિંયા લાવ્યા હતા તે !'

તેણે મ્હને આશ્વાસન આપતા કહ્યું ગભરાઓ નહિ હું હમણાં નોકરને મોકલું છું તે સાહેબ તો સ્ટેશને ગ્રાહકો લેવા ગયા છે હા ! આ ઓરડાનું ભાડું રોજનો દોઢ રૂપિયો અને ખાવાના ચાર આના જુદા હમણાં હું નોકર સાથે રસીદ અને એક ફોર્મ મોકલું છું જેમાં તમારૂં નામઠામ લખી આપજો ' અને સાડીનો પાલવ સંભાળતી લટક મટક કરતી ચાલી ગઈ

જ્યારે … ટાઈ કાઢવા માટે અરીસા આગળ ગયો ત્યારે તે પોતાની માંણી આંખ બંધ કરીને કહેવા લાગ્યો " આ સ્ત્રીથી બચીને રહેજો વધુ લોહી તરસી લાગે છે '

સીડી પર પગલા સંભળાયા કોઈ ઉપર આવી રહ્યું હતું નોકર હશે ! અને નોકરજ હતો નોકરો જલદીથી ઓળખાઈ જાય છે તેઓના હાથો પર હરવખત વાસણ માંજવાની રાખ લાગેલી હોય છે જો કે કપડા ચોખ્ખા હોવા છતાં તરકારીની વાસ તો તેમાંથી આવતીજ હોય માથાના વાળ મોટા અને વિખરાયલા હોય છે

નોકરો હમેશા પરગામના હોય છે એટલે કે તેઓ દિલ્હીમાં હોય તો તેમની જન્મભૂમિ સહારનપુર લાહોર લખનઉ વગેરે હશે પણ દિલ્હીવાલા તો નોકર દિલ્હીમાં રહેજ નહિ જો તમે લાહોરમાં રહેતા હોવ તો નોકર દિલ્હી લખનઉ કે કાશ્મીરનો હશે પણ લાહોરનો તો રહેજ નહિ

આ સત્ય છે કે વર્ષોની ગુલામીમાં હિંદુસ્તાને બધું ગુમાવી નાખ્યું પણ નાક કપાવ્યું નથી તે તો જેમનું તેમ સલામત છે એટલુંજ નહિ પણ દિવસે દિવસે મોટું થતું જાય છે

મને જે નોકર મળ્યો તે અલમોડાનો હતો મોટું માથું, હસતો ચહેરો પણ આગળના ત્રણ દાંત નદારદ એટલે હું તેના હાસ્ય કે રૂદનમાં પરખ કરી શકતો ન હતો એમ તો ગરીબોના હાસ્ય અને રૂદનની રેખાઓ મળેલીજ હોય છે તેણે આવતાંજ મ્હને સલામ કરી જેથી મ્હારી ગરદન અનાયાસે અકડી ગઈ

કેમકે હું નીચલા વર્ગથી સંબંધ રાખું છું એટલે શેઠ કહેવાની મ્હારી ઈચ્છા પૂર્ણ થાય છે જ્યારે કોઈ નોકર કે કારકુન મ્હને ઝૂકીઝૂકીને સલામો ભરે છે ત્યારે તો મ્હને મ્હારા મોટાઈનો પૂરેપૂરો વિશ્વાસ થાય છે એટલે મ્હેં નોકરને કહ્યું

પથારી પલંગ પર પાથરી દે '

આ કોટ પેલી ખૂંટી પર લટકાવી દે, મ્હને પેલો ટુવાલ આપ જોડાને પૉલીશ કર, આરીસો ઉભો કરી નાખ અને પાણી ભરાસયા ભર '

હજામતથી પરવારી જ્યારે હું સાબુનો ડબ્બો અને તેલની શીશી લઈ ગુસલખાના તરફ જવા ઉઠ્યો તો એકાએક મ્હરા હાથમાંથી તેલની શીશી જમીન પર પડી અને તૂટી ગઈ તેલ વહેવા લાગ્યું તો નોકરે જલદીથી શીશી ઉઠાવી તો તેની આંગળીમાં કાચ વાગ્યો અને લોહી નીકળવા લાગ્યું

હુ મનોમન બડબડયો અસભ્ય, જંગલી! તેનમા લોઢી મેળવીને મ્હારૂ સુગધીદાર હેર ઓઇલનું સત્યાનાશ વાળી નાખ્યુ! ગંદા, જંગલી બદમાશ! અને ફરી એને ધમકાવતા બોલ્યો કે "તારી પાસે ખાલી શીશી પણ બળી છે કે નહિ?"

નોકર પોતાની તેલની શીશી ખાલી કરી લાવ્યો અને જમીન પર પડેલ તેલ ભરીને શીશી મ્હને આપી હવે તેની આગળી ઉપર ફાટેના ગદા રૂમાલની પટી બાંધેલી હતી

બપોરે હુ કામળો લપ્પી સુવાની તૈયારી કરી રહ્યો હતો કે કોઇએ દરવાજો ખડખડાવ્યો અને પાતળી કાયાની હાથમા લીલા રંગની ચૂડીઓ પહેરેલ અને શ્વેત સાડીવાળી એક સ્ત્રી અંદર આવી હસીને કહેવા લાગી

"તમારી પાસે મેચીસ છે?"

તેની આંખોમા કાજળી લગાવેલુ હતુ પણ તે એવી દેખાતી હતી કે તેને રાત્રે સુવાનુ ચેન મળતુ નથી, હોઠો પર લીપસ્ટીકની હળવી રેખા હતી તો પણ તે હોઠ વાસી અને ખુશ્ક હતા જાણે કોઇએ બધો રસ ચૂસી લીધો હોય!

તે વધુ નજીક આવી અને ધીમેથી બોલી "હુ અંદર આવુ?"

"હુ સિગારેટ પીતો નથી" એટલુ બોલી મે દ્વાર બીડી દીધા

જ્યારે હુ જાગ્યો તો સાંજ પડી ચૂકી હતી હોટલ પણ ઝગમગી ઉઠી હતી ચારે બાજુ ધમાલ હતી ઓરડાના દ્વારો પર લટકેલ પરદા હાલી રહ્યા હતા એક બાજુ શરાબી ગાઇ રહ્યા હતા, બીજી બાજુ હાર્મોનિયમ વાગી રહ્યુ હતુ એક ઓરડામાથી એક રેગ્યુલર રૂમાલ વડે મો પરનો પરસેવો લૂછતો નીકળ્યો કે પરદા પાછળથી કોઈ સ્ત્રીનો અવાજ આવ્યો કે "હવે ક્યારે આવશો?" ફ્રાંઝિસ્કને જવાબ આપ્યો નહિ

નોકર ચા લઇને આવ્યો એટલે હુ ચા પીવા બેઠો કે નીચેથી કોઇની બૂમો સભળાઇ કોઇ પુરૂષ સ્ત્રીથી પનાહ માગી રહ્યો હતો અને સ્ત્રી તેને મારી જતી હતી"

મ્હે ભયભીત સ્વરે નોકરને પૂછ્યુ "નીચે શુ થઈ રહ્યુ છે?" તે બોલ્યો "સાહેબ! તેજ લીલી ચૂડીઓ વાળી સ્ત્રી છે કે જે બપોરના તમારી પાસે મેચીસ લેવા આવી હતી" હુ બોલી ઉઠયો "પણ હુ તો સિગારેટ પીતો નથી અને હવે આ શુ થઇ રહ્યુ છે?" તેણે જવાબ આપ્યો, 'સાહેબ! વાત એમ છે કે તે સ્ત્રી શરાબના નશામા ચૂર થઇ પોતાના પતિને મારી રહી છે જે તેનો પતિ દલાલ અને હોટલનો એજન્ટ પણ થાય છે"

"સારૂ! તો પેલો કાળિયો આછી દાઢી વાળો સાચેજ! આનમ હોટલ સુંદર જગ્યા છે" અને નોકરને કહ્યુ કે 'હુ ચા પીઉ છુ એટલે તુ મ્હારા બિસ્તર બાંધ"

નોકરે વ્યાકુળ થતા કહ્યુ "તો સાહેબ! તમે જાવ છો? તમને અહિયા શુ દુ:ખ છે?"

હુ જ્યારે બીલ ચૂકવવા લાગ્યો તો હોટલના મેનેજરે પૂછ્યુ "આપ શા માટે જઇ રહ્યા છો? શુ તમને આ જગ્યા પસંદ નથી?"

હુ બોલ્યો "જી હા! હું જઇ રહ્યો છુ મ્હને નિદ્રાની જરૂર છે હું થાકી ગયો છુ મ્હને તમારી હોટલમા કોઇ સુવા દેતુ નથી"

તે હસી પડી "તમે પણ અજબ માણસ છો! અરે સાહેબ! હોટલમા કોઇ સુવા માટે આવે છે?"

૯ એક મિત્રને ત્યાં કરોલ બાગ ચા પી ગયો. તેનુ ઘર કરોલ બાગના નાકે હતુ એની

પાસે ચૂરેલ મેદાન અને આજુબાજુ ચમારોની ઝુંપડીઓ હતી એટલે તે જગ્યાને ચમારવાડી કહેતા હતા. ચમારવાડી તો દિલ્હીમાં બીજી પણ છે પરંતુ અહિંયા ચમારો વસતા નથી પણ કારકુનો અને ઓફીસના બાબુઓ રહે છે. શરીરો માત્ર જુદા છે બાકી આત્મા તો એકજ છે.

એ ઘર ત્રણ માળનું હતું. પહેલે માળે મ્હારો મિત્ર રહેતો હતો બીજે માળે ભાડુત, અને ત્રીજો માળ ખાલી હતો. ઘરમાં પાણીના નળ નગ હતા એટલે આખો દિવસ ચમારણો પાણી ભરી જતી હતી. નાની છોકરીઓ, યુવાન વહુઓ અને વૃદ્ધ માતાઓ.

મ્હેં ચમારોને જોયા કે જેઓને ગાવા વગાડવાનો ઘણો શોખ હોય છે જ્યારે નવરાશ મળે ત્યારે એ લોકો જોડા પણ બનાવે છે નહિતર જીવનનો ઘણો ખરો ભાગ શેઠોને ત્યાં કામ કરવામાં, ગાવામાં લડવા ઝઘડવામાં અને બકરીઓ ખરીદવા અને વેચવામાં વિતાવે છે. એ લોકોમાં હિંદુ અને મુસલમાન પણ છે અને જો પૈસા મળે તો ખ્રિસ્તી પણ થઈ જાય છે.

પરંતુ એ લોકો એમજ જગ્યામાં રહે છે. જો જગ્યા ન મળે તો એકજ ઝુંપડામાં પચાસ સાઠ માણસો પણ રહી જાય છે. કારાગૃહ જેવી આ વસ્તીઓ મ્હેં શહેરમાં પણ જોઈ છે અને હવે તો કલકત્તાથી અનેક હોલ ઉઠાવી નાખવામાં આવ્યા છે પરંતુ એનાથી હિંદુસ્તાનના ચમારોને કશો લાભ થયો નથી.

મ્હને કરોલ બાગમાં એક ચમારણ ગમી ગઈ. તેનું નામ વિજિયા હતું. સાચેજ! વિજિયા મનને આકર્ષે એવું નામ છે. વિજિયાનું સૌંદર્ય ઘાટીલું શરીર અને પ્રભાવપૂર્ણ મુખડું મ્હને ગમી ગયું. બપોરે અમે જમવા બેઠા ત્યારે મ્હારા મિત્રએ એક વાત કહી મ્હારો પ્રેમ હરી લીધો. તેમણે કહ્યું કે "વિજિયા એક દુકાનદાર ચમારની પત્નિ અને એક પંજાબી કે જેને અદાલતમાંથી સાડાચારસો રૂપિયા પગાર મળે છે તેની રખાત છે" તો મ્હેં સંતોષનો શ્વાસ લીધો અને વિચાર્યું કે ચાલો એક પ્રેમથી છુટકારો થયો.

એક નવયુવાનના જીવનમાં જો એનું દિલ અને દિમાગ ઠેકાણે હોય તો આવા કામ ચલાવ પ્રેમના ઘણાએ પ્રસંગો સાંપડે છે અને બીજી ક્ષણમાં કાચની પેઠે તૂટી પણ જાય છે, પણ જો કોઈ યુવાનનું દિમાગ ઠેકાણે ન હોય અને ઊર્મિઓ એના કાબૂમાં ન હોય તો તે શું નથી કરતો? ઉદાહરણ રૂપે તે એમ જીવે; મન ભરીને મરે! પેટ ભરીને પ્રેમ કરે છે, પછી તેના સાથે લગ્ન કરે છે બચ્ચાં પેદા કરે છે, નોકરી કરે છે, અને એજ ધૂનમાં મરી જાય છે કે 'હાય ઝિંદગી હાય ઝિંદગી"

[ અપૂર્ણ ]

શેતાનની મૂર્તિઓ રહે છે, કાયમ ચિરાગ રોશન રાખે છે

એમની માન્યતામા મનુષ્યની ઉત્પત્તિ આદમ અને હવ્વાથી થઇ છે પરતુ આદમ અને હવ્વા એક એક નહિ બલ્કે એકોતેર એકોતેરની સખ્યામા પેદા થઇ ચુક્યા છે એમાથી દરેક આદમ અને હવ્વાની વય દસ દસ હજાર વર્ષની થઇ છે રિવાયત ચાલે છે કે આરભમા આદમ અને હવ્વા વચ્ચે આ વિષયમા ઝગડો થયો કે એમનામાથી ઉત્પન્ન કરવાની શક્તિ કોનામા છે આ ઝગડાને ચુકવવાને માટે એમણે એક એક વાસણમા થુક્યુ એને સિલબધ કરીને નવ નવ મહીના રાખ્યુ એ પછી ખોલી જોયુ તો હવ્વાના વાસણમાથી સર્પ અને બીજા કીડાઓ નીકળ્યા, અને આદમના વાસણમાથી બે ખૂબસુરત બાળ૰ એક પુત્ર અને એક પુત્રી નીકળ્યા યઝીદીઓ એમનાજ વશમાથી છે હવ્વાને આ તજરૂબાના પરિણામ ઉપર એટલો બધો ગુસ્સો આવ્યો કે એ બચ્ચાઓને દૂધ પાવાથી ઇન્કાર કરી દીધો પરતુ ખુદાએ આદમને પિસ્તાન પેદા કર્યા જે વડે એ વય સુધી તેમણે એ બચ્ચાઓને દૂધ પાયુ

તૂફાને નૂહ વિષે પણ એમની રિવાયત દિલચસ્પ છે કિસ્તી આવીને સજર પર્વત ઉપર થોભી, જે એમના પહાડોનુ સૌથી ઉચુ શિખર છે પરતુ જેવીજ કિસ્તી આવીને થોભવા લાગી, એકાએક પહાડ એવી તેઝીપૂર્વક ઉડવા લાગ્યો કે કિસ્તીમા કાણુ પડી ગયુ અને અને તે ડુબવા લાગી એના ઉપર કિસ્તીને વણોજ ગુસ્સો આવ્યો અને નૂહ (અ૰) ગભરાઇ ગયા એ સમયે એક સર્પ એમની પાસ આવ્યો અને તેણે કહ્યુ કે, જો આપ મારી એક શર્ત કબૂલ કરવાનુ વચન આપો તો આ કાણાને હુ મારા શરીર વડે બધ કરી દઇને કિસ્તીને ડુબતી બચાવી શકુ છુ તે શર્ત આ છે કે આપ આવદા છુટ આપો કે હુ માર રહેઠાણ ઇન્સાનની બગલમા રાખુ અને ઇન્સાની ખૂન ચુસતો રહુ હજુ આ વાતચીત ચાલીજ રહી હતી કે એક દર્યાઇ પક્ષીએ ઝપટ મારીને પોતાની ચચમા ઉપાડી લીધો સર્પ એ સમયે તકલીફના દર્દથી બેચેન થઇને "અખ, અખ" પોકારી ઉઠયો જેનો અર્થ કુર્દી ભાષામા ઝમીન, ઝમીનનો છે નૂહ (અ૰) એની મતલબ એવી સમજ્યા કે સર્પને ઝમીન ઉપર ઘસડાતા ફરવાની તમન્ના છે અને આપે એની આ શર્તને મજૂર કરી લીધી પરતુ એ પછી જ્યારે કિસ્તી સલામત થઇ ગઇ ત્યારે નૂહે પોતાના વચનનો ભગ કર્યો અને જેટલા સર્પો કિસ્તીમા હતા તે સૌને એકઠા કરીને અગ્નિમા નાખી દીધા પરતુ એમની ખાકમાથી બીજા સર્પો ઉત્પન્ન થયા જે આજ સુધી દુન્યામા મૌજૂદ છે અને ઇન્સાનોની હલાકતમા પરોવાયેલા રહે છે

ગયા મહા યુદ્ધ (૧૯૧૮)મા યઝીદીઓએ ઘણા ઇસાઇઓને રક્ષણ આપ્યુ હતુ અને જે તુર્કો ઇસાઇઓની શોધમા આવ્યા હતા, તેમનો સામનો કરીને તેણને શિકસ્ત આપી હતી

નોકરીની ચક્કીમાં દસ કલાક પિસાઇને ઘેર જતા મને એવી પત્નિ જોઇએ જે મ્હારૂં જીવન આનંદથી ભરી દે ભોળા અને રમુજી ભનકણા સ્વભાવથી મ્હાન ચીડાએલા દિમાગમાં આનંદના તત્વો ઉપજાવે, પોતાને ભૂલી જઇ મને પણ મ્હારૂં ભાન ભુલાવી દે

એવી પત્નિ મ્હને શુ સુખ આપી શકે જે કટાળેલો ઘેર જતાજ મ્હારી સાથે 'ટાગોર' અને 'ઇકબાલ' 'ગાલિબ' અને 'શેક્સપીઅર'ના લખાણોની ચર્ચા છેડે? 'કાનન' અને 'શાતા'ના કુત્રિમ હાસ્ય જેવું બનાવટી ફીકુ હસે? મ્હારા સામુ જોયા વગર "ઇલસ્ટ્રેટેડ વીકલી"ના ચિત્રો જોયા કરે? બૈરી, ઔરત બનવાને બદલે સભાની પરી અને એક ટ્રેસ બનવા ચાહે?

નૂતન શિક્ષણનો હું વિરોધી નથી પણ નૂતન શિક્ષણના ઘાવણથી નીપજેલી ફેશન લઢણો મને નથી ગમતી મને બનાવટ પસંદ નથી ટૂકમા મ્હારે જે જોઇએ છે તે મહરૂમામા નથી અને તે ન હોવાથી હુ તેને પત્નિ તરીકે સ્વિકારવા ના પાડુ તો એમા કોઇ ભૂલ કે અન્યાય થતો મને તો દેખાતો નથી

'પાવર' મઝામા હશે જ સમય મળે તો એકાદવાર એની સાથે અહીં આવી જજે એટલે વિચારોની આપ લે થતા મનનુ સમાધાન થઇ જશે

પત્રમા તે કેટલું લખાય? શુ શુ લખાય? કેટલુક એવુ પણ છેજ કે કાગળ પર ઉતારવા ચાહીએ છતા ન ઉતરે એવી ધુંચવણોનો ઉકેલ તો રૂબરૂમાજ થઈ શકે *

* 'શહુબ્બાઝ' (હસ્ત લિખિત)માથી



**: કત્આ :**

હા, સત્ય આચરણથી, જાઓ છો તમે ભાગી!<br>
તો હાથમા કનમ લઈ, શાના થયા છો બાગી?<br>
'એકાર' જે ઉચરો છો, તે આચરી બતાવો,<br>
પછી જગાડો પગને પોતે તો જુઓ જાગી

નનરાગ પ્રેમ જાણો, શાના થયા છો ત્યાગી?<br>
નન ત્યાગને પિછાણો, શાના થયા છો રાગી?<br>
અહીંના રહ્યા ન તહીંના, 'એકાર' આ જીવનમા,<br>
કારણકે ચોટ દિનપર, કો'દી હજી ન લાગી!

# શિક્ષણ જોઇએ!!!




એવુ જીવન ના મને ક્ષણ જોઇએ<br>
જેના માટે રોજ રક્ષણ જોઇએ!

પ્રેમમા જે આખથી અશ્રુ વહે,<br>
એક જગ હલના ન પાપણ જોઇએ!

માતૃભાષા શીખવી એ ધર્મ છે,<br>
ધર્મની ભાષાનુ રક્ષણ જોઇએ

'દીન' ને 'દુન્યા'મા ઝોના ખાઉ છુ,<br>
જોઇએ 'આ' પણ ને 'તે' પણ જોઇએ!

પાપ જગમા કેટલા તુજથી થયા?<br>
તુ જો શિક્ષિત હોય તો ગણ જોઇએ?

ડીગ્રીથી કઈ નથી વળતુ હવે,<br>
હવે અનુભવનુય શિક્ષણ જોઇએ!

હિંદ દેશીના છે પગાના ઘણા,<br>
લઈ જવા 'મીના'ને 'ગવણ' જોઇએ!

કોઇપણ આપણને અર્પે કાઇ પણ,<br>
તેને પહેલા કઇક અર્પણ જોઇએ!

તારા દિનમા જોઈ લે તુજને '**અમીન**',<br>
નિજને જોવા નિજનુ દર્પણ જોઇએ

રગીલા મસ્ત કવિ —"**અમીન આઝાદ**"

મુસીબત

નં. ૬

# પાર્ટીમાં......?

" તાજ " ( સટેગ )

મીર સાહબનો જ્યારે પાર્ટીનો વારો આવતો, ત્યારે તેઓ કંઇને કંઇ બહાના બનાવી છટકી જતા મિત્રો હાજરીનાર કહેતા, "ભાઇ જુઓ આ હરામખોરી સારી નથી મહિનામા એમાંક વાર પાર્ટી આપોને ? શુ ચીકણાઇ આવી ગઇ છે ? સમજ્યા ઉ પૂરો પગાર મળે છે તે સિવાય અ નાહની મેહરબાની પરતુ મીરસાહબ કઇ ગાયા પોયા ન હતા ? જ્યારે તેમનો વારો આવતો ત્યારે એમનું કોઇ ન કોઇ સગુવહાનુ આ કાર્યમા દખલ દેતા ગુજરી જતુ યા તો એમએક કોઇ મિત્ર ગુજરી જતો નહિ તો છેવટે તો બેગમની તબીઅતના બહાનાઓ તો હોયજ ! જ્યા એક તદુરસ્ત મનુષ્યને મારવા યા મારી દેવામા કઇ વાર ન લાગે ત્યા એક સ્ત્રીને બીમાર કે બીમાર કરી દેવામા શી અડચણ હતી ? પછી મિસીસની બીમારી ને પોતાની ચિંતાનુ વર્ણન એવી ભાષામા વર્ણવતા કે સામાવાળાને વિશ્વાસ આવીજ જાય, કે ખરેખર બીમાર હશે જો કે જે પ્રાત કાળે બીમાર પડતા, તેજ સાજના ખબર મળતી કે મિસીસ તેડીઝ કલબમા ગયા છે ને ટેનીસ રમે છે કેમકે ડૉકટરે નુસખામા એમજ લખ્યુ હતુ

મિત્રોને સગાવહાલાના મરણ બાબતમા સૌથી આશ્ચર્યની વાત તો એ હતી કે રોજના મરવાથી પણ કઇ અછત થઇ ન હતી ઘણી વાર તો એમ પણ અમારા જોવામા આવ્યુ કે જે સાહેબ વર્ષો પહેલા આ દુનિયાનો ત્યાગ કરી ગયા હતા, તેઓ ફરીથી જીવતા થઇ જતા ને કબ્રમાથી નીકળીને સીધાજ મી સાહબની મુલાકાત માટે ઘેર પધારતા ! જ્યારે મીર સાહબ પોતાના કોઇ મરી ગએલા મિત્ર કે સબધીથી વાતચીત કરતા પકડાઇ જતા તો તેમની નાની સદાકતપુર્ણ ચક્ષુઓમા હયા લાજ, શરમ કે નદામતને બદલે એક હાસ્યની શરારત રમતી !

પાર્ટીનો આ મો દોર ચાલુ હતો અમે બધા મિત્રો કલન્દરબેગના ડાઇનીંગ રુમમા બેઠા હતા ખાવામા વાર હતી વાતોના ગપાટા હાકી રહ્યા હતા કે સિકંદરખાને મીર સાહબ તરફ ઇશારો કરી કહ્યુ

' કેમ મીર સાહેબ ! હવે આપના કયા સગાવહાલાએ દુન્યા છોડવાનો વિચાર કર્યો છે ?"

આખો રૂમ બધાના હસવાથી ગૂજી ઉઠ્યો

"વિચાર તો મીરસાહબના હાથમાજ છે ?"

ડૉકટર વહીદ હસતા ઉત્તર વાળ્યો "જેને ચાહે તેને મારી નાખે"

ડેપ્યુટી સાહબ દાભખા બોલ્યા ' ઠીક છે ભાઇ, મૃત્યુ કઇ સમુદ્રપારથી નથી આવતુ ! મનુષ્ય તો એક પાણીનુ ટીપુ છે "

ફરી ઓરડો બધાના હાસ્યથી ગૂજી ઉઠ્યો

" નહિ ઇમાનથી કહુ છુ " મીરસાહબે પોતાનુ પોઝીશન બતાવવા માટે શરૂ કર્યુ 'હમેશા મેહન કોઇ વાત આવી પડે છે ખુદા મહી છે મારી તો ઘણી ઇચ્છા છે કે આ૨ મિત્રો ઓગમા ઓગ અઠવાડીયામા એક વાર

મારે ત્યાં આવો, બેસો, ગગમ મચાનો આ નદમાં મ્હાનો, પરતુ શું કરૂ ઓચિતીજ કોઈને કાંઈ આફત માથા પર આવી પડે છે ગયા અઠવાડીયાની તો વાત આપ જાણતાજ હશો કે તેમને ન્યુમોનીઆનો હુમલો થયો હતો પાર્ટીની દેખરેખ તો નોકરો પણ કરી શકત, પરતુ એક તો બીમારીના લીધે ઘરમા બધા હેરાન હતા બીજુ એ કે જ્યા સુધી કોઈ ચીજ તેમની હાજરીમા ન બને ત્યા સુધી મને તો ગમે-જ નહિ અને એ પણ છે કે ''

મીરસાહેબ પોઝીશન સાફ કરીજ રહ્યા હતા કે જમવાનું આવી ગયું અમે બધા ખાવામા તલ્લીન હતા, જેથી કોઈએ પણ મીરસાહેબને પુરી વાત કરવા કહ્યુ, ન તો મીરસાહેબે તે વાત પૂરી કરી રૂમમા ખાવાનો અવાજ, રકાબીઓની ખડખડાટ અને ચમચાઓનો ઝણઝણાટ થતો હતો

[ ૩ ]

છેવટે મિત્રોએ મીરસાહેબને જાળમા પકડી લીધા-બકરી ઈદ નજીક હતી બધાએ કહ્યુ કે "ઇદની સાજના બધા મિત્રો મીરસાહેબને ત્યા જમીશુ" મીરસાહેબે પણ એ વાત મજૂર રાખી-તે પર મિત્રોએ 'મીરસાહેબ ઝિંદાબાદ !'ના નારાઓ લગાવ્યા ને અગ્રેજી ટોપીઓ ઓરડામા ઉછળવા લાગી

ઈદની નમાઝ માટે બધા મિત્રો એકઠા થઇ ગયા વર્ષમા એક પણ દિવસ નમાઝ ન પડનારાઓએ ઇદની નમાઝ પડી ડૉકટરો, બેરિસ્ટરો, પ્રોફેસરો ને ઑફિસરોનો થોડો કાફલો આગા અબ્બાસના બગલાએ પહોંચ્યો, ત્યા સવારનું ખાધુ ને વાતોના ગપાટા મારવા લાગ્યા. આજની વાતચીતમા મીરસાહેબ સારી રીતે ભાગ લઇ રહ્યા હતા જાણે કે તે પોતાની સભ્યતા બતાવી રહ્યા હતા.

અમે ઘણુ વિચાર્યું કે તેઓ અમારા કરતા પહેલા ઘેર જાય પરતુ તેઓ તો વાતોમા એટલા તલ્લીન હતા કે ત્યાજ જામી રહ્યા ને ઘડીના વખતે તેઓ જલસાને લઇ પોતાને બગલે પહોંચ્યા. અમે ડ્રોઇગ રૂમમા બેઠા ને મીરસાહેબ અદર ગયા પરતુ એવી રીતે ગયા કે અદરજ રહ્યા ઘણી મુદ્દત પછી દર્શન દીધા પરતુ કઇક ગભરાએલા બારણામાથીજ મને કહેવા લાગ્યા

'સિદ્દીકીમીયા ' જરા મારી વાત તો સાભળો " હુ તરતજ તેમની પાસે ગયો

"ખૈરીયત તો છે મીરસાહેબ ?"

"ખૈરીયત કયા છે ?"

"કેમ શુ થયુ ?" મે આશ્ચર્યથી પૂછ્યું

"વાત શુ થવાની હતી ?" મીરસાહેબ એક ઉડો નિસાસો ભરી કહેવા લાગ્યા 'સવારે નમાઝ માટે તૈયાર થયો તો કહેવા લાગી 'મુન્ની ને સુગરાને પણ મોટરમા બેસાડી લઇ જાઓ ' મે ના પાડી તમેજ બતાવો ખાનએ ખુદામા એ બચ્ચાઓને કયા લઇ જાઉ ? પછી કહેવા લાગી નમાઝ પછી સીધા ઘેર આવજો થોડા ઇદ કાડ મગાવવા છે ખુદા જાણે તે વખતે હુ કઈ સ્થિતિમા હતો એ નોકરોનુ કામ સાભળી મને ગુસ્સો આવી ગયો હવે તમારાથી શો પડદો મે ગુસ્સામા કડવા બોલ કહ્યા ને કદાચ માર્યા પણ હોત.શ હમણા જો ઘરમા પગ મૂકયો તો બધે અધકારપટ છવાઇ રહ્યો પડયો છે, ને પોતે પલગ પર પડી છે નચ્ચાઓ ઇદના દિવસે રડતા રડતા ભૂખ્યાજ ઉંઘી ગયા છે હમીદ નામે નોકરનો બે માસનો પગાર બાકી હતો તે લાગ જોઇ મારી કાશ્મીરી શાલ, કપડાઓની એક જોડ ને છત્રી લઇ પલાયન થઇ ગયો છે બધુ નોકરને મને પૂછ્યા વિના ઘેર જવાની રજા આપી વહુમા ચપા

નોકરડી સાથે તકરાર કરી કાઢી મૂકી મીર સાહબે એક ઊંડો નિસાસો ભર્યો અને અધાર પટના લીધે મને તો કઇ દેખાયુ નહિ પરતુ તેમણે રૂમાનથી આખો પણ લૂછીને કહેવા લાગ્યા સિદ્દીકીભાઇ ખુદાના માટે કઇ બનાવો! હું શું કરું? એ કહેવું મને ક્યાંય જગાએ મો દેખાડવા પુરતોયે રાખ્યો નથી એથી તો હુ પાર્ટીની જ જગામા પ ના નથી સાજ સુધી તો સારા હતા નાતના તો પાર્ટીનો બદોબસ્ત કરતા હતા ને સવાર થતાજ નીકલ બગડી ગઇ? મા યું કે મે કડવા બોનો કહ્યા પરતુ તેના ઉપર કય આકાશ તૂટી પડવાનુ હતુ? છેવટે તો હુ તેનો ધણી છુ ઘરમા પડેલા ઠીકરાઓ પણ આપસમા આથડી જાય છે તો અમો તો મનુષ્ય છીએ અમે સો વાર લડીશુ પરતુ એનો અર્થ એ નથી કે અમે અમારા કર્તવ્યને ભૂલી જઇએ જો મારી નજ હતી તો તેમની એ ફરજ ન હતી કે તે મને મેહફિલમા એમ ઝલીલ કરે સિદ્દીકીભાઇ થોડી મીનીટ માટે ઘરમા તો આવો તે તમારી વાત માની લશે ખુદા માટે તેને કઇ કહો સમજાવો મનાવો

પરતુ પહેલા બહાર બેઠેલા મેહમાનોને તો અહિયાં દૂર કરો તેમને તો પછીથી પણ મનાવી લેવાશે

'તમેજ કઇ માર્ગ બતાવો મારું મગજ કઇ કામ કરતુ નથી પરેન વિચાર આવ્યો કે મેહમાનોને કહી દઇએ કે મીરસાહબની નાની પુત્રી બીજીસો ન્યુમોનિયા થઇ ગયો છે—પરતુ બહાર એક ડાક્ટર પણ છે જો હમદર્દીના માટે અદર આવશે તો પછી?—તો શું સગાવહાલાને મારી નાખીએ?—પરતુ તેઓ તો પહેલાથીજ દુન્યા છોડી ચૂક્યા છે છેવટે ઘણુ વિચાર્યા પછી એક યુક્તિ ધ્યાનમા આવી

અમે બને ગભરાએલી હાલતમા ડ્રોઇંગ રૂમમા પ્રવેશ્યા લાચાર થએલા મિત્રોએ અવાજ કર્યા મહેણા માર્યા પરતુ મે શાતિથી કામ લેતા કહ્યુ 'આપ નોકરોને માફ કરવાનુ સમજુ છે ને બિચારા મીરસાહબની નાની પુત્રી બપોરથી ગુમ છે નોકરોને ચારે તરફ દોડાવ્યા છે અમે પોલીસ થાણામા રિપોર્ટ આપવા જઇએ છીએ જેને રોગી ખારી હોય તે બેસી શકે તેમને ખાવાનુ મળી જશે'

તીર નિશાન પર બરાબર લાગ્યુ મારા બોલવાથી બધા આશ્ચર્યમા પડ્યા નોકરોના મોઢા પર (જો કે બનાવટી) ઉદાસી ને હમદર્દી દાડવા લાગી બધાએ મીરસાહબને દિલાસો આપ્યો ને ગણગણતા સીધાવી ગયા

હવે બેગમને મનાવવાનો પ્રશ્ન ઉભો હતો મીરસાહબ અને હુ—અમો બને એક રૂમમા જઇ બેસી ગયા પરદાની બીજી તરફ બેગમ સાહબા બેઠા હતા હવે કાયદેસર એક ગોળમેજી પરિષદ ભરાઇ મે સર્વે મેકડોનલ્ડના માફક ચૂકાદો દીધો ને બનેને પોતપોતાની વાત પૂછી

પહેલા મીરસાહબ બોલ્યા 'હુ તેના સુખ દુખની હમેશા ચિંતા રાખુ છુ તેને શી કમી છે? તેણીએ જે માગ્યુ તે મે આણી આપ્યુ છતા તેને મારી ઇજ્જત—બેઇજ્જતીનુ કઇ ધ્યાન નથી આજે તમોએ તેના લક્ષણ જોઇ લીધા? મનમા તો થાય છે કે પોતાની આ બેઇજ્જતી પર એજ વખતે કોર્ટ ભરી એ હરામખોરને મેરા ઘર મોકલી દઉં! એજ વખતે કોર્ટ દરેક જગાએ કોર્ટ છે પરતુ ખુદાના ડરથી ડરું છુ આજે એ કાનના પડદા ઉઘાડી સભળી લે કે હવે તેણે મારે ત્યા રહેવુ અશક્ય છે અશક્ય! કેટલી માથા પર ચડતી જાય છે રાડ કહ્યુ! છેવટે હુ ધણી છુ મારે થાય છે શુ? જો મારું કહેવા પર ન ચાલે? મારા ઘરમા કોને બોલાવુ ને નચાવુ! એ રોકનારી કોણ છે? જો તેને રહેવુ હોય તો મુગીઆણી બનીને રહે નહિ તો ' જો મીરસા' બો અહિઆ ન અટકાવે તો વાત કય સુધી જઇ પહોચતે

તેમની પછી બેગમ સાહેબાનો વારો આવ્યો પહેલા તો તેમણે અશ્રુઓની સાથે પોતાને બેગુન્હા સાબિત કરવાની કોશિશ કરી પછી બોલવા લાગ્યા

'ભાઇજાન! જોયુ આપે, તેમની વાતો કેટલી ખાનદાની છે! પથ્થર ઉંચકીને ફેંકી રહ્યા છે હમણા તો આપનો લિહાજ થઇ રહ્યો છે નહિ તો હુ કમભાગણી બળેલી પર જે થાય છે, તે તો મારૂ હૃદયજ જાણે છે—આજે સવારે મેં કહ્યુ જરા બાળકોને પણ સાથે લઇ જાઓ, સિયાલ ફર ફરી રહ્યા છે માથા પર ઉંચકીને લઇ જવાના તો થોડાજ હતા ગરીબો મોટરના કોઇ ખૂણામા લપાઇ રહેશે બસ એટલીજ વાત પર ગુસ્સે થઇ ગયા ને લાગ્યા માત આગળ પાછળના આત્માઓને આશિ-વાદ પહોંચાડવા! બીજુ એ કે મેં કહ્યુ પાછા આવો તો મારા ભાઇઓ માટે બે ઇદ કાર્ડ લઇ આવજો બસ એ પરજ કૂદી કૂદીને છત ફાડવા લાગ્યા ને ગાળો આપી તમેજ ઇન્સાફથી કહો કે તે ગરીબોએ એમનુ શુ બગાડ્યુ છે? એજ કે જે વખતે એમની સ્થિતિ સારી ન હતી તો પિતાજીએ તેમને છાતી સરસા ચાંપ્યા બાળકની જેમ ઉછેર્યા ભણાવ્યા-ગણાવ્યા ને પોતાના પુત્ર બનાવ્યા જ્યારે આવી સ્થિત પર આવ્યા તો તેમના ઉપકારના આ બદલા અપાઇ રહ્યા છે! જે તમો આંખોથી જુઓ ડા આપ પોતાના ઘરમા નાડને બોલાવો, નચાવો મારે શુ? મને શુ ધમકી આપી રહ્યા છો? મારા તરફથી આખા ઘરને આગ લગાડી દો આજ વખતે જ્યારે તમને ચિંતા નથી તો મને શા માટે? તાળી હમેશા બને હાથે વાગે છે જો મારૂ રહેવુ ગમતુ ન હોય તો હુ બચ્ચાઓને લઇ ક્યાંય ચાલી જઇશ! એમજ માનીશ કે આ બાળકો અનાથ થઇ ગયા છે પછી એમને જે કરવુ હોય તે કરે (બેગમ રડવા લાગ્યા) એમને પૂછી જુઓ કે આખો પગાર ક્યા જાય છે? ને નાના બે વાર્ષા સુધી ક્યા રહે છે? આજ લગી મને એક પાઇ પણ આપી નથી નોકરોના પગારો પણ બાકી છ દુકાનદારોના બીલના નાણા મહિનાઓ સુધી બાકી રહે છે! શુ એ પણ કોઇ ઇજ્જતની જિંદગી છે? એમની મુન્સફગીરીમા તો મેં કઇ સુખ જોયુ નથી—માન્યુ, કે હુ સ્ત્રી છુ, પરતુ સાથે ઇન્સાન પણ છુ મારી કિસ્મત તો તેજ રોજ બળી ગઇ હતી કે જે દિવસે મા-બાપે એમના પાલવમા મને બાંધી હતી (બેગમ રડવા લાગ્યા)

બેગમ રડી રહ્યા હતા ને હુ જોતો હતો કે મીરસાહેબનુ હૃદય પીગળી રહ્યુ છે **સ્ત્રી જાતીના આંસૂ એ દુન્યાની ખરી કસોટી છે.**

હવે હુ પ્રમુખસ્થાનેથી બોલવા લાગ્યો 'પ્રાઇવેટ લાઇફને જો એક ગાડી સાથે સરખાવીએ તો ધણી-ધણીયાણી એ ગાડીના બે પૈડા છે જો ધણીનો દરજ્જો બાદશાહ હોય તો ધણીયાણીનો દરજ્જો વઝીરનો! જેની સલાહ સંપ વિના રાજ્યનો કારભાર ન ચાલે"

મારૂ વ્યાખ્યાન ચાલુજ હતુ કે મીરસાહેબનો એક સપુત જાગીને રડવા લાગ્યો મીરસાહેબ તેની તરફ દોડી તેને ઉપાડી ચૂમવા લાગ્યા એ જોઇ હુ સમજી ગયો કે ધણી-ધણીયાણી સમજી ગયા છે જેથી કાઝીએ પણ પોતાનુ બિસ્તર ઉપાડી ઘરનો માર્ગ લીધો *

* -(ઉર્દૂ પરથી)

# કાવ્ય વાડી

[ ઈસ્માઈલી કવિઓના સાતમા કવિ સમેલનમાંથી ફક્ત મત્લા અને મક્તા ]

એ નાઝ ભરી આંખો આંખોમાં સમાવી દે,
અંજામમાં તુ પોતે પોતાને સમાવી દે।
તૌહીદની વીણાના છે 'અહ્મદ' મધુ ગુંજન
એ ગુંજનોમાં 'હુ'ના આલાપ મિલાવી દે।

તુ પર્દાનશીં હો તો પર્દાને હટાવી દે
બેપર્દા અગર હો તો દીદાર બતાવી દે।
અવકાશ 'અમીર' ક્યાંછે? દુનિયા તણા ઝઘડામાં
રંગીન ગઝલમાં તુ કંઈ રંગ જમાવી દે।

●

તુ મારી નજર પરના પરદાને ઉઠાવી દે
જે રૂપ અસલ મારું છે મુજને બતાવી દે।
એ 'રમઝ' નહિ ખેલે એક બોલ નહિ બોલે
છે ભાન હજી એને સાકી! તુ છકાવી દે।

●

રૂખ્સારથી ઝુલ્ફોને એકવાર હટાવી દે,
આંખોની સનમ મારી તુ પ્યાસ બુઝાવી દે।
જીવનની મજા જુદી 'દિલેર' તડપમાં છે,
તુ રોજ નવી દિલમાં એક આગ લગાવી દે।

દિલ્દાર! જગતને આ એક દિન તુ નચાવી દે
એ દિન મહીં ઉર્મિના જીવનને જગાવી દે।
આ 'અશ્ક' ભલે આંખો હમરાઝ બને કે ના,
તુ ભેદ પ્રણય કેરા દિલમાંજ છુપાવી દે।

●

મુજ મસ્ત દિલે તારા દિલમાંજ સમાવી દે
તુજ હસ્તી મહીં મારી હસ્તીને મિલાવી દે।
છે રંગ પણ અનોખો ને રૂપ પણ નિરાળા
'શુઅ'ની છે એ તમન્ના તારોજ બનાવી દે।

●

મુખ પરથી જરા પર્દો પળવાર હટાવી દે,
યુગયુગના તડપનાને શાંતિમાં સમાવી દે।
ચાહે છે 'સહર' આજે બસ એજ પ્રભુ તુજથી
કાં દિવ્ય બનાવી દે! કાં છેક મિટાવી દે।

આ દિલની આરઝુને તે દિલમાં સમાવી દે
બન્ને તરફ બરાબર એક આગ લગાવી દે।
છેડે ન 'લુત્ફ' કોઈ દિન બાળ છે નિર્યાજ
વાતો કરીને ભોળી ના કોઈ ભમાવી દે।

# સાહિત્યની

(પૂર્વ કડી અને અંત્ય કડીઓજ) રજુ કરવામાં આવી છે —તંત્રી]

શક્તિ છે કંઈ તુજમાં શક્તિને દિપાવી દે,
અરવાચના પથીને તુ પથે ચડાવી દે!
માનવ જો 'બશીર' છે તો માનવ બની જીવી જા,
એ શાન નથી તારી માનવતા મિટાવી દે!

સાકી મયે વહદતનો એક જામ પિવાવી દે,
દિલમાંનું કુફ્ર જાયે ઇમાન જગાવી દે!
દરબારમાં રમ તારા 'મસ' એજ તો માગે છે,
બિછડેલા દિલોને તુ એકરાગ મિલાવી દે!

ગરદન તું સુરાહીની એકવાર ઝુકાવી દે,
એક જામ દઈ સાકી, મદહોશ બનાવી દે!
આ પ્રેમની ભૂમિમાં 'ખી' પ્રેમના રોપીને,
'વેરાન બન્યા દિલને 'ગુલઝાર' બનાવી દે!'

દિલદાર! તુ દર્શન આ આંખોને કરાવી દે
મુજ દિલના બદનને તું એક નૂર બનાવી દે!
દુન્યાના મગી 'જીઝવી' દિલ નગ્નો બની જઇને,
વેરાન બન્યા દિલને ગુલઝાર બનાવી દે!

અજ્ઞાન છું મુજ દિલને મજ્જિન તુ બનાવી દે,
ના પ્રેમ-પથ જાણું મેં દિલને મિનાવી દે!
'નામાવટી' રંગી લે દિલ પ્રેમના રંગોથી,
એ રંગ છે એવો જે ના કોઇ મિટાવી દે!

સુતાને જગાવી દે, પડતાને બચાવી દે,
કર એવી અમર પયા મુર્દાને ઉઠાવી દે!
જે ગદ એ બનાવે 'ગઝ્ઝી' બનીને જાતુ,
બને જહાનને તું તાગીજ બનાવી દે!

અય ઇશ્ક! તુ જીવનનુ સંગીત બજાવી દે,
તૂટેલ દિલરૂબાના ઓ તાર મિલાવી દે!
છે દૂર હજી 'મંઝિલ' કંઇ દિલને તમન્ના છે,
આશાની વીણા કેરા કંઈ ગીત સુણાવી દે!

"વેરાન બન્યા દિલને ગુલઝાર બનાવી દે!"

# લલિત કળા

[ એક વિવેચન ]

[ મૂળ લેખક સૈયદ આબિદઅલી 'આબિદ' એમ એ
પ્રોફેસર દયાલસિંગ કૉલેજ, લાહોર ]

[ નિરોગી નિગાહો હરકોઈ વસ્તુને કેવા દ્રષ્ટિબિંદુથી જુએ છે, તેનુ ઈકબાની ઉદાહરણો દ્વારા રજુ કરેતુ એક તલસ્પર્શી અને વેધક (કઇક અંશે કડકપણ) છતા મનનપૂર્ણ વિવરણ ]

અનુવાદક 'હાશિમ' ટીમોલ

આ શ્રેણીની શાઈરીનો આબેહુબ નમુનો 'જોશ' મલીહાબાદીનુ કલામ છે એમનુ એક કાવ્ય છે જેનુ મથાળુ છે-"કોહિસ્તાને દકનકી ઓરતે" એ કાવ્ય 'જોશ'ના માનસનુ આબેહુબ પ્રતીબીંબ પાડે છે

ગિરી પ્રદેશનુ પ્રાણદાયી દ્રશ્ય, ઘોમધખતા તાપમા ત્યાની શ્યામવર્ણી સ્ત્રીઓ શ્યામવર્ણા પાષાણની શિલાઓ પેઠે ઉભી છે કિંતુ જીવન અને સ્વાસ્થ્ય પોષકના આ બળ-દાયી વાતાવરણમા 'જોશે' સ્ત્રીની જે તસ્વીર નિહાળી છે, તેમાય ઔરત જે શારિરીક દ્રષ્ટિએ પ્રેમ કરવાને પાત્ર બનાવવાનોજ પ્રયાસ કર્યો છે

'ચાલ જૈસે તુંદ ચશ્મે તેવર્યાં જૈસે ગિઝાલ,
આરિઝોમે જમનોકા રંગ આંખે મે-મિસાલ '

એ તસ્વીર દોરીને "શાઇરે ઇન્કિલાબ" એ શ્યામ-સૌંદર્યનો પરિચય વાચકોને નીચેના શબ્દોમા કરાવી વિદાય થાય છે "

' ઈસ તરફ તારા કિસી કુદરતએ ચમકા દીઆ,
ઉસ તરફ સોગનશી સોગ મનાકે ઉઠ્ઠે '

એ કવિની પ્રાર્થના આમ થાય છે એક કદરૂપી કિંતુ યુવાન સ્ત્રી સાથે આસક્તના સ્વરૂપમા પ્રેમ વ્યક્ત કરે છે

મદભર્યું યૌવન તે છે જ્યારે કર્તવ્ય-શક્તિ એની સોળે કળાએ ખીલેલી હોય જ્યારે ઇન્સાન પથ્થરમાથી દૂધના દર્યા વહાવી શકે છે નર્કને સ્વર્ગમા પલટાવી શકે છે આંતરિક શક્તિના પ્રતાપે એક નવી સૃષ્ટિ સર્જી શકે છે એ કાળની તસ્વીરને આપણા જડખોર કવિએ પોતાના કાવ્યોમા અને આપણા 'આધુનિક અફસાનો'ની રૂબાઈઓમા એવા અંદાઝથી ખેંચી છે જેમા માત્ર સામાન્ય કક્ષાના દૈહિક લાગણીઓથી વિશેષ કશુય દેખાતુ નથી

એનુ પરિણામ એ આવ્યુ કે આપણા સાહિત્યમા જો કયાય પ્રમાણિકતા-નિર્મળતા છે તો તે કલ્પિત શાઇરીમા છે હૃદય-ઘાયના વર્ણનમા, ત્યાગના વર્ણનમા એ છોડીને જ્યારે આપણા કવિયો ખુદાની સૃષ્ટિમા પ્રવેશ કરે છે જીવનના પ્રશ્નોથી મુખ ફેરવી લે છે તો ચિંતન અને દાઝથી સાવ કોરા થઇ જાય છે અથવા તો માનસિક-મનો ભાનુ પૃથક્કરણ કરે છે અને પોતાને ખુદમાજ ગુમ કરી દે છે મર્યાદિત વર્તુળમાથી કદિ બહાર નીકળતાજ નથી ઝિંદગીથી સંપૂર્ણ બેપરવાઇ અન્યોની પરિસ્થિતિથી સદંતર અપરિચિત એજ એમની સૃષ્ટિ, એજ એમનુ ગાન, એજ એમનુ દિન એમનુ જગત-દર્શી જામ, એમની પંક્તિ એમનુ જીવન-ધ્યાન હોય છે જો કદિ એ માગીના

ઢગને રાીથીલ હાથો વડે દબાવીને રહેજે માથુ ઉચાવે છે અને વિચાર કરવા ચાહે છે તો બીજા-ઓના શ્રમનો લાભ ઉઠાવે છે એમના માટે વિચાર કરે કોઇ બીજા હોય છે અને તેના ચિંતન કે વિચારને જાણ્યા સમજ્યા વિનાજ તેના સૂરમા સૂર મેળવી તેમનોજ રાગ આના પવા લાગી જાય છે અને આ મહાળી પુરાણી ટેવ મુજબ લાચાર થઇ એમ સમજે છે કે અમે પોતેજ વિચારોએ છીએ અને વિચારી રહ્યા છીએ અન્યોના દિમાગથી વિચારવાના કાર્યનુ નામ અમણે દેશભક્તિ નામ્યુ એમની રાષ્ટ્રિય અને ક્રાન્તિકારી શાસ્ત્રી ચિંતન અને દાઝથી સાવ વેગળી હોય છે પ્રમાણિકતાનો અંશ પણ નહિ એથી અન્તર જાણે થિએટરમા કોઇ હિજડાને એક જવાંમર્દના રૂપમા રજુ કરવામા ન આવતો હોય

એ કથનોને દૃષ્ટિ સમીપ રાખો અને આપ જોઇ શકશો કે, 'જોશની વિચાર અને ચિંતનની મૂડી આપનાર શબ્દ ગુંથણી તેની મોહક રચના ગોઠવણી ક્ષણિક આવેશ આપનારા શબ્દો રૂપી અંગારા એટલુજ છે તેના નતિના દાવા પાકળ, મગજની ગર્જના અર્થહીન નસો ફુલાવવાથી, મોઢા પર રતાશ આણવાથી મુઠ્ઠીયો ભીંચવાથી, ભવા સંકોચવાની કલ્પનાના વોડા પર સવાર થઇને હવા સાથે બાથમા ભરવાથી, મઝહબના શાસ્ત્રોને બદનામ કરવાથી, ક્રાંતિ સ્વર્ગની તથા ક્રાંતિના માર્ગમા જે વિપત્તી સ્થાનો આવે છે, જે અંતરાયો નડે છે, તેને પાર કરવા માટે કેવળ શબ્દોના ગોળાથી તેમ બીચારા તફાનોની દર્દનાક દુર્દશાની હાલતમા દર્દન અસહાય સ્થિતિમા સપડતા રહીને ઠેકડી કરવાથી (જે કેવળ હાસ્યાસ્પદ લાગે છે) નાપાકીય શસ્ત્રોથી મજાજ દુશ્મન સ્વારો જેવી એ કરૂણાજનક પરિસ્થતિ છે એનાથી મનુષ્યની પ્રગતિમા પ્રતિસ્નાન ઉદ્ભવી શકતાં નથી

કેમકે કવિનુ પોતાનુ હૃદય એ ક્રાંતિનો આત્મા અને તેના સ્વરૂપથી સંપૂર્ણ અજ્ઞાન દીસે છે

આ ભયસ્થાનને 'ઇકબાલ'ની પારદર્શક અને સદા જાગ્રત દૃષ્ટિ ન કેવળ પામી ગઇ બલ્કે તેણે એ રૂપના પર્દા પાછળ આપણા કવિયો, સંગીતકારો અને ચિત્રકારોની સ્ત્રી પૂજાને સ્પષ્ટ નિહાળી એ રોગનું નિદાન સૂચવતા કહ્યુ છે કે, જેને એ સર્જનો કળાનુ સૌંદર્ય લેખે છે, તે સ્ત્રીના રૂપની શારિરીક અને જિન્સી કલ્પના છે જે કોઇ ન કોઇ સ્વરૂપમા એમના કળા-સર્જનોમા દ્રશ્યમાન થતા રહે છે જ્યારે કદિ એ સર્જનો એનાથા વેગળા થાય છે ત્યારે દંભનો સ્વાંગ સજીને આંધળા અનુકરણીયા થઇ જાય છે એમનાથી એ આશા રાખવી આકાશ કુસુમવત છે કે એમનો આત્મા એમને કોઇ મૌલિક સર્જન શક્તિની પ્રેરણા આપશે 'ઇકબાલ'ની દૃષ્ટિમા એ મહારાયો—

"ચશ્મે આદમસે છુપાતે હૈ મુકામાતે બુલંદ,
કરતે હૈ રૂહકો ખ્વાબિદા બદનકો બેદાર,
હિંદકે શાઇરો સૂરતગરો અફસાના નવિસ,
આહ! બેચારોંકે આઅસાબપે હૈ ઔરત હૈ સવાર"

કળામા સૌંદર્ય શબ્દના ઉપયોગ પ્રતિ 'ઇકબાલ'ને જે ચીડ છે તેનુ બીજુ કારણ એ પણ છે કે જે વસ્તુને દાર્શનિક અર્થમા સૌંદર્ય કહે છે તે વાસ્તવમા આકારથી, દેહથી, હાવ ભાવથી, બાહ્યથી સંબંધ રાખે છે આત્માથી, અર્થોથી, દિમાગથી, વિનયથી, તેને કશી નિસ્બત નથી કળાની સૃષ્ટિ રૂપની દૃષ્ટિએ સરખી છે 'હાફિઝ'ની એક પંક્તિ, શેક્સપિયરના એક ડ્રામા, આમખનોની એક પ્રતિમામા, સૌંદર્યની દૃષ્ટિએ કશી ઉંચનીચતા નથી કળામા સૌંદર્યનુ ઉત્તમ મધ્યમનુ વર્ગીકરણ નથી એમા ભેદ છે તે એટલોજ કે કળાની સૃષ્ટિ સૌંદર્યવાન છે અથવા સૌંદર્યવાન નથી કળાનુ કયુ સર્જન ઉચ્ચ અથવા સામાન્ય કક્ષાનુ છે તેનો નિર્ણય વિષય

દીવાને 'ગાલિબ' પરના સુરતાઈ ચિત્રોની પ્રસ્તાવનામાં 'ઇકબાલ' લખે છે કે—

એ વાતની જરૂર આપવી કે પ્રાણવાન નિર્માણમાંથી આકાર ઘડે કુદરતને અનુસરવું એ તે બીનાનો જુનો સ્વિકાર છે કે કુદરત મનુષ્યના આત્મા પર સરસાઈ ભોગવે છે સર્જનની અગત્ય એમાં છે કે કુદરત (બજોની સામે ટક્કર લેવામાં આવે, નહિ કે અતત્વોની શક્તિ ગતિનો સ્વિકાર કરી એના આગળ માથુ નમાવી દેવામાં આવે જે કાંઈ છે તેનો મુકાબલો જે કાંઈ હોવું જોઈએથી કરવો જોઈએ! એનુ નામ જીવન અને શકિત છે એ સિવાયની પ્રત્યેક વસ્તુ મૃત્યુ સમાન અને નાશવંત છે મનુષ્ય સતત મથનથીજ જીવંત રહે છે '

(અપૂર્ણ)



## સ્વીકાર અને સમાલોચના

(૧) 'હુયદરી કાવ્યસંગ્રહ' (નસીમે સહરનો ખાસ અંક) [સંપાદક—કરીમુદ્દીન અબ્દુલહુસેન હુસેની નવિચાર પા. પુના મૂલ્ય ચાર આના] આપણા યુવાન કવિ 'કિસ્મત'ના સહકારથી તૈયાર થએલો આ કાવ્ય ક ગુજરાતી મુસ્લિમ માસિકોમાં લગભગ પહેલવહેલોજ છે અને સુઘડ તથા સુંદર પણ છે એમાં રજુ થએલી કાવ્ય–પ્રસાદી જો કે ભિન્ન ભિન્ન રૂચિને ગમે એટલી શ્રેષ્ઠ નથી છતા આજની એોછા ચિંતનથી અને અતિ ઉતાવળે ઘડાતી કવિતાઓ જોતા સારી છે અને એકંદરે વાચવા લાયક છે

(૨) 'મોમીન બંધુ' કાવ્ય અંક (કાઠીઆવાડ મોમીન પંજેભાઈ કનમ સુરત)

સાતમા ઇસ્માઇલી કવિ સમેલનમા રજુ થએલા કાવ્ય કુસુમોની માળા એટલે આ કાવ્ય અંક કેટલાક શાયરો નવા છે છતાં ગઝલના જાણકાર છે એટલે એમાં આવેલી કૃતિઓ ગઝલના નામે પીરસાતુ કચુમર નથી પણ સાત્વિક પકવાન છે અમે આવા પ્રયાસોની સફળતા ઇચ્છીએ છીએ તંત્રીનુ લખાણ પણ ટુંકુ ચિંતનમય છે નાનો છતા અંક એકંદરે સારો છે એમ કહેવુજ પડશે

(૩) 'ઉમ્મીદ' [ ધી અં કલમ સુરતનુ ત્રિમાસિક અંક ૪ થો) યુવાન વહોરા મિત્રોનુ આ સુંદર અને સબળ પત્ર અમારૂ સહચર છે એમાનુ સાહિત્ય નીમના કામનુ અને પ્રગતિશીલ છે ભાષા અને જોડણી (અને તે પણ તંત્રીની) સુધારણા માગે છે અને અમે ઉમ્મીદ થી ઉમ્મીદ રાખીએ છીએ કે તે નાઉમ્મીદ નહિજ કરી અને અમારા આ સહચરની દરેક રીતે કામ્યાબી ઇચ્છીએ છીએ

N'

—(०)—

# ઇલ્મ દોસ્તોનો મુબારક મજમો

## દારૂલ ઓલમ મદ્રસા અશરફિયા અરબીયા રાંદેરનો વાર્ષિક ઈન્આમી જલસો

સ્થળ—ચુનારવાડા મસ્જીદ રાંદેર.

પ્રમુખ—હઝરત મૌલાના શબ્બીર અહમદ ઉસ્માની સાહબ

પ્રથમ મદ્રસાના કેટલાક છોકરાઓએ કીરઅત સભળાવી હતી ત્યાર બાદ મદ્રસાના છોકરાઓએ ઉર્દૂમા તકરીર કરી હતી તે પછી હઝરત (સલ.)ની શાનમા એક તાલિબે ઇલ્મે અરબી કસીદો પઢયો હતો તે બાદ મદ્રસાના બે નાના છોકરાઓએ સવાદ કર્યો હતો ત્યાર બાદ મદ્રસાના મોહતમીમ સાહબે મદ્રસાનો રિપોર્ટ વાંચી સભળાવ્યો હતો ત્યાર પછી મદ્રસાના કારી સાહબે ઇલ્મે દીનની ફઝીલત વિષેની નઝમ સભળાવી હતી

### નઝમ

એ ખુશા ઝીનતે બઝમે તરબે અહલે સુનન, આજ મેહફિલ પે મુસર્રત કી નિગાહી હૈ ફબન
શાદમાનીસે હૈ આબાદ દિલોકી દુન્યા, ફિકરે ગમ દુરસે મહ્જૂર હૈ અફકારો મહન
જલસહ કો ચાર તરફસે હૈ મલાઇક ઘેરે, તા નહ ઇબ્લિસ યહાં આએ હુએ હૈ કદગન
નફ્ઝે ઇમાંપે હૈ રહમતે હકકી બારિશ, ઘરે શાદાબ હૈ યૂ જૈસે કે ગુલ્હાએ ચમન
મએ વહદતસે સરમસ્ત હૈ હર કોહો પીર, નશ્શએ હુબ્બે મુહમ્મદ મે હૈ કોઈ મગન
કયા સઆદત હૈ કે હર કાદમે જલસહ કે લિએ, દસ્ત બર સીનહ મલક કેહતે હૈ, અહલન સહલન!
અશરફિયહકા હૈ યેહ જલસએ ઇન્આમો સનદ, કયૂ નહ ફિર જલસહ પે હો ફઝને ખુદા સાયહ ફિગન
આજ ગુદામે મદ્રસહ ભી હૈ મસરૂર ઐસે, બાગબાં જૈસે હો ખુશ દેખકે ફૂલા ગુલ્શન
કાસિમે મ રો સિતારોકા હૈ અનકો મંઝર, ઇલ્મકી દેતે હૈ તરગીબ બ તર્ઝે અહસન
સુન જો પાયા હૈ કેહ હૈ હઝરતે 'શબ્બીર'કા વઅઝ, આસમાનેસે ઉતર આએ ફરિશ્તે સનસન
વઅઝ કયા હૈ કેહ બલાગતકા હૈ એહરે ઝખ્ખાર, વઅઝ કયા હૈ કેહ ફસાહતકા મહકતા ગુલ્શન
વઅઝ કયા હૈ કેહ હકાઇક કા હૈ બાગો બહતા, અકલ ઔર ફિકરકા ફૈલાએ હૂએ હૈ દામન
વઅઝ કયા હૈ કેહ મઆરિફકા હૈ શમ્સે તાબા, દમ કે દમ જિસસે દિલે ઝંગ ઝદહ હો કુન્દન
આ ગયા વઅઝકી તાસીરકા અબ ઝિક્ર યહાં, મ લબ એક કયૂ નહ પઝહ સૂમકે શૌકન ઝૌમન
વઅઝ કયા હૈ કેહ ખુમે અહમદકી હૈ મુહબ્બાએ કુહન, પ્યાસ જો રૂહે નફાસતકી બુઝાદે ફૌરન
કેના કી એ'જાઝ હૈ ઇસ્નામકા અ'વાહ અ'લાહ, મદ્રસે દીનકે કાઇમ હૈ બઇ દૌરે ફિતન
આંધિયા ચલતી હૈ ઇલ્હાદકી લેકિન હરસૂ, શમ્અ હૈ દીને મુહમ્મદકી બરાબર રોશન
હૈ બિના મદ્રસહકી સદકએ જારી બેશક, નશ્ર હૈ કુર્આનકી શાદિક હૈ હદીસો કે મતન
બાનીએ મદ્રસહ હોતે હૈ વહા કસમે શા, બચ્ચે કુર્આન યહાં પઢતે હૈ બા સૂતે હસન
શરમ હોતા હૈ અહાદીસે રિસાલત કા યહાં, આશિકે અહમદ બદિલ બનતે હૈ વા ઝીરે કફન

ફિક્રકે મન્ઝલક પર રોતી હે તકરાર યહાં,    ઐ કી હોને વહાં લગતી હૈ આરિશ ઝનઝન
અશરફિયહકો મુબારક કેહ હે એક ચશ્મએ ફૈઝ    ખૂબ સૈરાબ હૈ વોહ ઇ મકી હૈ જિન્કો લમન
ઇલ્મ વોહ ઇલ્મ કેહ અહાદીસ હે જિસ્કા મખ્ઝજ,    ઇ મ વોહ ઇ મ કેહ કુર્આન હે જિસ્કા મખ્ઝન
ઇલ્મ વોહ ઇલ્મ કેહ હે બાઅસે તાબાનીએ રૂહ    જો નહીં નફ્સકી તરમીક લિએ દીનઓ ફન
અર્ઝ હે ઉન્સે મિલી જિન્કો ફરાગતકી સનદ,    ક મએ ઐશ્સે ગાફિલ નહો મહમન અઝ્કન
ખિદમતે દીનકે મેદાનમે હૈ હિમ્મતો અઝમ    ડગમગાએ નહ કદમ દેખકે યા દાર વરસન
બરકતે ઇલ્મસે મહરૂમ હે મહરૂમે અમલ    સમ્ઝા ઇસ રમ્ઝકો જો હૈ વહી અ નામે ઝમન
ખત્મ કર ‘નૂર’ કે હૈલ તુલ સખુન વજ્હે મલાન    નઝમકા તુઝકો સલીકહ હૈ નહ તૂ માહિરે ફન

ત્યાર બાદ ફેરેગ થએના ચાર તાલિમે ઇલ્મોની દસ્તારબંધી કરવામા આવી હતી અને બધા તાલિમે ઇલ્મોને ઇન્આમ વહેચવામા આવ્યુ હતુ તે પછી મૌલાના શબ્બીર અહમદ સાહબ તકરીર ફરમાવી હતી રાદેર તેમજ સુરતવાસીઓ તેમજ આજુબાજુના ગામોના મહેમાનો ઘણી મોટી સંખ્યામા હાજર થયા હતા. સુરતના મુન્શીજી સાહબના મદ્રસા શેફીના તમામ ઉસ્તાદ તેમજ તાલિમે ઇલ્મોએ પણ જલ્સામા ભાગ લીધો હતો જલ્સો તા ૮–૮–૪૩ના રોજ સવારે ( મુ ટા ) ૮–૩૦ના શરૂ થઇ ૧૨–૩૦ના ખલાસ થયો હતો

## મોહતમીમ સાહેબનો રિપોર્ટ.

સાહબો આ દીની મદ્રસો પુરાણો હોવાની રૂએ સાથે ગુજરાતમા સર્વથી પહેલો મદ્રસો છે જેના બાની મર્હુમે તે વખતની ખાસ દીની જરૂરતોનો ખ્યાલ કરી સને ૧૨૮૬ હિજરીમા કાયમ કર્યો હતો બાની મર્હુમ હાજી ઇસ્માઇલ મુહમ્મદ અશરફ સાહબ રાંદેરી એક વેપારી અને તિજારત પેશા માણસ હતા તે વખતે મર્હુમ કલકત્તામા વેપાર કરતા હતા સારાંશ કે કુદરતી રીતે મઝહબી જઝબાઓથી ભરપૂર હતા ત્યા મર્હુમને એક મોટા મોહદ્દિસની સોહબત નસીબ થઇ જેમના ઇલ્મી ફૈઝ અને બરકતોથી બધા હિન્દુસ્તાનનો ખૂણેખૂણો લાભ ઉઠાવી રહ્યો હતો એટલે હઝરત મૌલાના અહમદઅલી સાહબ સાહરનપુરી (રહ) દરસે હદીસના સિલસિલામા મુકીમ હતા હાજી ઇસ્માઇલ અશરફ સાહબને એવા મોટા મોહદ્દિસની ન માત્ર સોહબત બલ્કે શાગિર્દી પણ હાસિલ હતી એજ કારણે મર્હુમ ગુજરાતમા એક દીની મદ્રસાની જરૂરતનો ખ્યાલ કરી પોતાના વતન રાંદેરમા મૌલાનાના મૌસૂફના ફરમાન અને ઇશારાથી મદ્રસા અશરફીઆ કાયમ કર્યા અને મુજાહેદ ફીસબીલિલ્લાહ મૌલાના નિયાકતઅલી સાહબ અને મૌલાના શેખ મુહમ્મદ ફાઝિલ સાહબ સુરતી (રહ)ના મુબારક હસ્તે મદ્રસો ખોલવાની ક્રિયા કરવામા આવી પણ મૌલાના સુફી સુલેમાન સાહબ લાજપુરી ફરમાવતા હતા કે દારૂલ ઉલૂમ મદ્રસા અશરફીઆની બિનાનો ઇરાદો મદીના તૈયેબામા હઝરત શાહ ઇસ્હાક સાહબ મોહાજીર મદની (રહ)ના ઇશારાથી કરવામા આવ્યો હતો સર્વથી પહેલા અવ્વલ મુદર્રિસ આ મદ્રસામા જેવણુની સનદનો સિલસિલો પણ મૌલાના મોહદ્દિસ સાહરનપુરીથી હતો એટલે મૌલાના મુહમ્મદ બરકતુલ્લાહ સાહબ સુરતી મુહાજિરે મક્કી ગુજરાતમા આ મદ્રસો સર્વથી પહેલો હતો જેણે પોતાના ફૈઝ અને બરકતોથી બધા ગુજરાતવાળાઓનો ફાયદો પહોંચાડવાનો સર્વથી ઉત્તમ મોકો આપ્યો તે ઝમાનામા ગુજરાતનો હાલ જાહેલીયતના ઝમાના જેવોજ લગભગ હતો જેમા કુર્આન

અને હદીસ ની રોશનીની જગ્યાએ કુફ્ર, સિર્ક અને બિદઅત તથા ગુમરાહીનો અધકાર ફેલાયેલો હતો. શરીઅતની ઇઝઝત લોકોના દિલોથી મટી ચુકી હતી તરેહ તરેહની ખરાબ રસમોમાં લોકો ફસાયલા હતા ઈસ્લામ નામનો, અને મુસલમાન કહેવાનાજ હતા! દીની અમલોથી બેદીલ અને નેકીઓથી દૂર પડેલા હતા એવા સન્જોગોમાં એક મઝહબી મદ્રસો કાયમ કરી બાની મર્હૂમે પોતાની ખાસ ઈમાની કુવ્વત જાહેર ફરમાવી આ તરક્કી પામેલો મદ્રસો તેનીજ નેક નીયતનું ફળ છે જે આપ સમક્ષ આજે મૌજુદ છે એ મદ્રસાની શરૂઆતના ઝમાનામાં એવા એવા ગુજરાતના અકાબેરો ફારેગુલતહસીલ થઈ બધા પ્રાંતોમાં ફેલાઈ ગયા કે જેમની ઇલ્મી રોશનીથી શહેરો અને ગામડાઓ બધા નૂરે ઇસ્લામથી જગમગી ઊઠયા મૌલાના હાફિઝ ઇસ્માઇલ સાહબ રાંદેરી, મૌલાના કાઝી રહમતુલ્લાહ સાહબ રાંદેરી, હાફિઝ મુહમ્મદ બિન હાફિઝ આનેદ સાહબ, હાફિઝ ગુલામ મુહમ્મદ લામસા સાહબ હાજી ઇસ્માઈલ મેતાલા સાહબ, મૌલાના વસી અહમદ સાહબ પીલીભીતી શાહ સાદુલ્લાહ સાહબ, સજ્જાદા નસીન ખાનકાએ કોલાહપુર, સૈયદ ઝૈનુલ આબેદીન સાહબ અહમદાબાદી જેવી હસ્તીઓ આજ મદ્રસામાં પઢેલા હતા મતલબ કે આ મદ્રસો પોતાની પુરાતન દૃષ્ટિએ ગુજરાતમાં બુલંદી અને ફોકીયત ધરાવે છે

## મદ્રસાના નવા દૌરની શરૂઆત

જેમકે ઉપર અરજ કરવામાં આવી તેમ મદ્રસો દિન બ દિન તરક્કીની બુલંદી હાસિલ કરતો રહ્યો પરંતુ કેટલાક વર્ષ પડેલા કાઇ એવી બાબતો વચ્ચે આડી આવી કે મદ્રસો સુરત હાલતમાં આવી ગયો લેકીન અલ્લાહ તઆલા જે પોતાના દીનનો હામી અને મદદગાર છે તેણે અમો મુખલિસ ખાદિમોને આ મદ્રસાની સેવા કરવાની નેક બખ્તીથી નવાજ્યા, અને ખુદાના ફઝલો કરમથી સને ૧૩૬૦ હિજરીથી મદ્રસો ફરી પોતાની અસ્લી તરક્કી તરફ વધવા લાગ્યો મગર દુન્યા જે ફેરફારોની દુન્યા છે અને મુસીબતો તથા પરેશાનીઓથી ભરેલી છે, તેથી કોઇ ટાઇમે પણ માણસ બેફિકર અને શાંતિ હાસિલ કરવાનું ઇત્મિનાન રાખી શકતો નથી ધર્માનું પતન થવાથી દીની મદ્રસાઓને જે ધક્કો લાગ્યો તેથી આ મદ્રસો પણ બચી શક્યો નથી પરંતુ ઉમ્મીદ અને બખ્શિસ ખુદાવંદી પર નજર રાખવાવાલા લોકોને અલ્લાહ તઆલા કદી મહરૂમ અને નાઉમ્મીદ કરતો નથી તે જને વહદહુ લા શરીક એવા સન્જોગોમાં માગણી કર્યા વિના એવા મદદગારો અને મુખલિસો પેદા કર્યા જેઓ ઘણીજ ખામોશીની સાથે આ મદ્રસાને આલા મરતબા સુધી પહોચવાને માટે ઈમદાદ કરતા રહ્યા હવે ખુદાપાકના ફઝલથી મદ્રસાના તમામ દરજાઓમાં તરક્કી મવજૂદ છે મશહૂર મદ્રસાઓની માફક ઇલ્મે અરબી, ફારસી, કુર્આને મજી, ઉર્દૂ તજવીદ અને કીરઅત વગેરેનું ઉચ્ચ દરજાનું શિક્ષણ આ મદ્રસામાં ચાલુ છે અમારો ઇરાદો છે કે અમો આ મદ્રસાને મર્હૂમ બાનીની ઇચ્છા મુજબ જ્યાંસુધી બની શકે એવી ઉંચી પદ્ધતી ઉપર લાવીએ, જેમાં દરેક દરજાની પૂરેપૂરી અને સર્વોત્તમ તાલીમ થાય સારાશ કે અમોએ અમારી મુશ્કેલીઓ હોવા છતાં મદ્રસાની તાલીમને દરેક રીતે કાબિલે ઇત્મિનાન બનાવવાની હર વર્ષે વધારે કોશિષ કરી છે ખુદાપાકના ફઝલો કરમથી આ વર્ષે અરબી દરજાઓમાં દૌરએ હદીસ વ શહાસીતા તફસીર અને ફિકાહ શર્ફ અને નહુ, મતીક અને ફલસફા, ઈલ્મે હિયત અને રીયાઝી વગેરે ફનોની કિતાબો પઢાવવામાં

આવી ફારસી દરજામા ગુલિસ્તા, બોસ્તા સુધી તા'લીમ થઇ કિરઅતના ૬ જાતો ઇન્તેઝામ ઘણા ઉચા પ્રમાણ પર કરવામા આવ્યો છે અને અમારો ઇરાદો છે કે અમો એ દરજાની તા'લીમને ઘણા ઉંચા દરજા ઉપર પહોચાડીએ મદ્રસામા બહાર ગામના તુલબાઓ લગભગ ૬૦ સુધી છે જેમનો ખાવા પીવાનો તેમ બધી જરૂરતોનો ખર્ચ મદ્રસો ઉપાડે છે અને અત્રેના તુલબાઓ લગભગ ૧૫૫ છે જે જુદા જુદા દરજાઓમા દાખિલ થઇ તા'લીમ હાસિલ કરે છે મદ્રસાની જરૂરતોના સિલસિલામા એક ચીઝ લાયબ્રેરી હોય છે જેમા બધા ઇલ્મ અને ફનોની કિતાબો મોજૂદ હોય કે જેથી પઢવા પઢાવવાવાળાઓને દરેક પ્રકારની કિતાબોથી મદ્રસો લાભ પહોચાડી શકે મદ્રસામા પહેલાથીજ લાયબ્રેરી સારી પેઠે મોજૂદ હતી પરંતુ અમારી નાચીઝ કોશિશથી ઘણી નાદિર અને ખાસ જરૂરી કિતાબોનો એક સારો જેવો ઝખીરો ભેગો થયો છે અને ભાવી ગુન્જાએશને પેશ નઝર રાખી દિન બ દિન હજી ત્રિરકી થતો રહેશે ઇન્શા અલ્લાહો તઆલા આ મદ્રસામા દારૂલ ઇફતાનુ ખાતુ પણ મૌજૂદ છે ફતાવાઓના જવાબો ઉર્દૂ અને ગુજરાતી બન્ને ભાષાઓમા જરૂરત પ્રમાણે આપવામા આવે છે મહિનામા જેટલા ફતાવા થાય છે તે ગુજરાતી માસિક 'કારવાં'મા આમ લોકોના લાભ માટે પ્રગટ કરવામા આવે છે

અરબી મદ્રસાઓમા આમ દસ્તુર એજ છે કે તા'લીમી વર્ષ શવ્વાલ માસથી શરૂ થઇ શાબાન માસમા પૂર્ણ થઇ જાય છે એજ દસ્તુર મુજબ દારૂલ ઓલૂમ મદ્રસા અશરફીઆ । અરબી દરજાઓનું ઇમ્તેહાન હઝરત મૌલાના યુસુફશાહ સાહબ બીન્નોરી હઝરત મૌલાના અહમદ બુઝુર્ગ સાહબ સીમલકી મૌલાના અબ્દુર્રહીમ સાહિબ સાહબ રાંદેરી અને મૌલાના મહમ્મદ બિન દાઉદ હાશિમ સાહબે લીધુ ફારસી અને ઉર્દૂનુ ઇમ્તેહાન મૌ ની મુહમ્મદ બિન હાફિઝ સાલેહ સાહબ તથા હકીમ અબ્દુર્રહમાન બિન મૌલાના ગુલામ મુહમ્મદ સાહિબ સાહબે અને કિરઅત તથા હિફ્ઝ કલાસનુ ઇમ્તેહાન મૌલવી હાફિઝ કારી મુહમ્મદ નૂરગત સાહબ તડકેશ્વર વાળાએ લીધુ તેમજ નાઝેરા પઢનારાઓનુ ઇમ્તેહાન મૌલવી કાસિમઅલી સાહબ અને હાફિઝ ઇબ્રાહીમ દાઉદજી બસા સાહબે લીધુ

નીચે પ્રમાણેની કિતાબોમા તુલબાઓએ ઇમ્તેહાન આપ્યુ અરબીની કુલ ૪૫ કિતાબો ફારસીની ૧૫ કિતાબો ઉર્દૂની ૧૨ કિતાબો ઇમ્તેહાનનો નતીજો ઘણો સારો નીકળ્યો છે જેથી અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરીએ છીએ ફારેગ થએલા ચાર ગુજરાતી તુલબાઓને દસ્તારે ફઝીલત તથા સનદો અર્પણ કરવામા આવશે હિફ્ઝે કુર્આનમા આ વર્ષ આઠ ગુજરાતી તુલબાઓ હાફિઝ થયા છે કેટલો ફખ્ર અને ખુશીનો મુકામ છે કે હિન્દુસ્તાનના મશહૂર મોહદ્દીસ અને મુફસ્સીર હઝરત ઉસ્તાદ મૌલાના શબ્બીર અહમદ સાહબ ઉસ્માનીએ આવી વરસાદની મોસમ અને પોતાની દીની મશગુલીયતો હોવા છતા આ જલ્સાની સદારતને કબૂલ ફરમાવી નાચીઝ મોહતમીમ અને મદ્રસાના બધા અરાકીન તથા જલ્સાના હાઝરીન પર જે પોતાની મહેરબાનીયોની નવાઝિશ ફરમાવી છે તે બયાનથી બહાર અને દિલો ઝબાનથી મશ્કુર છે અલ્લાહ તઆલા મૌસુફના સાયાને અમો સર્વે ઉપર ઘણી લાંબી મુદ્દત સુધી કાયમ રાખે અને આપના ઇલ્મી ફૈઝોથી હિન્દુસ્તાન તેમજ ગુજરાતને મોટો ફાયદો પહોચાડે નાશુક્રી થશે કે અમો ઇન્આમો માટે કિતાબો, કપડાઓ અને બચ્ચાઓ માટે વાસણો આપનાર સાહબો જેમકે

મૌલાના અબ્દુર્રહીમ સાહબ સાદિક, મિયા ઇબ્રાહીમ હાજી આરેફ અશરફ સાહબ, જનાબ આઝમ આરેફ ભામ સાહબ, હાજી મહમૂદ ઇબ્રાહીમ આરેફ સાહબ, હાજી અહમદ મુસા બ્રધર્સ, નૂર મુહમ્મદ ફાઝલભાઇ સાહબ, હાજી યુસુફ સાહબ કટપીસવાલા અને હાફિઝ સાલેહ સાહબનો આભાર ન માનીએ, કારણકે હદીસે નબવીમા છે કે જે લોકોનો આભાર ન માને તે અલ્લાહનો આભાર પણ માનતો નથી જરૂરી છે કે અહીંના તેમજ બહારગામથી જલ્સામા તશરીફ લાવનારા સાહબોનો પણ ખરા અંતઃકરણથી આભાર માનીએ જેઓએ આવી તકલીફ આપનારી મોસમમા પોતાના જરૂરી કારોબારનો ખર્ચ કરી મદ્રસાને આભારી કર્યો

આ બધી ખુશાલી તે જાનતોડનારી રંજ અને ગમની હાલત બદલી દે છે જે હઝરત મૌલાના અશરફઅલી સાહબ (રહ૦)ની રેહલત અને વિસાલે હકથી પયદા થઇ મૌલાના મર્હૂમની હસ્તી એવી જામેઅહ હતી કે હિન્દુસ્તાનનો દરેક નાનો, મોટો, આલિમ, જાહિલ, ઝાકેર, શાકેર, સુફી અને સાફી સર્વના દિનોની શિફા માટે શાંતિ આપનાર મર્હૂમ તૈયાર ફરમાવતા હતા એ એવો દર્દનાક બનાવ છે કે જેને માટે અલ્લાહ તઆલાજ સબ્ર અતા ફરમાવે ઇન્ના લિલ્લાહેવ ઇન્ના ઇલયહે રાજેઉન

અહકર—અહમદ આરેફ અશરફ
મોહતમીમ મદ્રસએ અશરફીયહ
રાંદેર.

## પરિક્ષકોનો અભિપ્રાય

અહકરે તા ૧૩ ઑગષ્ટ ૧૯૪૩ના રોજ દારૂલ ઓલૂમ મદ્રસા અશરફીયહના કેટલાક દરજાઓનુ ઇમ્તેહાન લીધુ અલહમ્દો લિલ્લાહ દરેક દરજ્જાએ પોતાની હયસીયતના માફક ઘણી સારી તરક્કી કીધી છે માત્ર બે જુમ્લા પર મારો અભિપ્રાય કાફી સમજુ છુ કે જે મદ્રસામા તુલબાઓ માટે સર્વથી કાબિલ ઉસ્તાદો રાખનામા આવે અને ખ્યાનો ઇન્તેઝામ અને બંદોબસ્ત ઘણો સરસ હોઇ ત્યાથી તાલીમ સારી હોવા પર જેટલો ફખ્ર કરનામા આવે તે મુનાસિબ અને લાયક છે ખુદા એ મદ્રસાને એથી વધુ તરક્કી અર્પે અને કયામત સુધી કાયમ રાખે આમીન

લી૦

મુહમ્મદ નુસ્રત તહકેશ્વર.

ખુદાનો શુક્ર છે કે દારૂલ ઓલૂમ અશરફીયહના નવા ઇન્તિઝામને ઘણા ધ્યાનપૂર્વક તપાસવાનો મોકો મળ્યો અને દિલ ખુશ થયુ જનાબ મોહતરમ મૌલાના અહમદ અશરફ સાહબ મોહતમીમના હુકમ અનુસાર તફસીર અને હદીસોની કિતાબોનુ ઇમ્તેહાન લીધુ ઘણી બહસ અને તહકીકથી તાલીબે ઇલ્મોને તપાસ્યા મને ઘણી ખુશી ઉત્પન્ન થઇ કે ઉમ્મીદથી ઘણા દરજ્જે વધુ નતીજો ખુશી ભર્યો સાબિત થયો દુઆ છે કે અલ્લાહ તઆલા દારૂલ ઓલુમ અશરફીયહને ડબલ અને ચાર ગણી તરક્કી અતા ફરમાવે અને એ મદ્રસાને ગુજરાતની સરઝમીન માટે ફળદ્રુપ બગીચો બનાવે. જેથી બહારની ઇલ્મોના મુશ્તાકો ફયઝયાબ થાય અને બાની તથા મોહતમીમ સાહબોની ઉમ્દા કોશિશો કારગર

અને બાકિયાતુસ્સાલેહાત કયામત સુધી ઝમાનાના પાના ઉપર ચમકતા રહે અલ્લાહ તઆલા જનાબ મોહતમીમ સાહેબ અને મદ્રસાના કારકુનોને વધુ તવફીક અર્પણ કરે તજવીદ અને કિરઅત પઢનારા કેટલાક છોકરાઓનુ કુર્આને શરીફ સાંભળ્યુ જેથી દિલને ઘણીજ ખુશી હાસિલ થઇ વસ્સલામ

લી૦
મુહમ્મદ યુસુફ બીન્નોરી
હાલ મુકીમ—સીમલક

આ નાચીઝ પણ ઉપલા લખાણની તસ્દીક કરે છે
લી૦ અહમદ (બુઝુર્ગ) સીમલકી

તારીખ ૧૩ ઓગસ્ટના દિવસે અહકરે શરૂઆતના દરજ્જાઓના તુલબાઓનુ સર્ફ અને નહવમા ઇમ્તેહાન લીધુ તુલબાઓએ સવાલોના જવાબ ઘણીજ સારી રીતે આપ્યા એથી જણાય છે કે ઉસ્તાદોની તવજ્જોહ અને તુલબાઓની મહેનત સારી છે કામયાબીના નબર હાસિલ કરી ઘણીજ ખુશી થઇ દુઆ કરૂ છુ કે અલ્લાહ તઆલા આ મદ્રસાના ફેઝને હમેશા હમેશા જારી રાખે, અને એજ પ્રમાણે તરક્કી કરતો રહે આમીન

લી૦ અહકર,
અબ્દુર્રહીમ રાંદેરી



કારવા

# રાંદેર : મુસ્લિમ–શાદી, અને જન્મ–મરણ.

### શાદી

૧૩–૭–૪૩ આઝમ મોહમદ મુન્તુશ મુંબઈવાલા–ઝેનબબીબી મોહમદ આરેફ કમાઈ

૬–૮–૪૩ શેખ મોહમદ શેખ કાલુ રહીમ–રસુલબીબી શેખ રહેમાન રસુલ લકડફાડુ

૫–૮–૪૩ સુલેમાન મુસાજી ઇસા આદીયા (બરબોધન)–ઝેતુનબીબી અબ્દુલ્લાહખાન

### જન્મ

૧–૭–૪૩ કાદરમીયા મહમદ હુસૈન–છોકરો મહમદ હનીફ

૧–૭–૪૩ કાસમ અહમદ મોરીયા–છોકરી રસુલબીબી

૭–૭–૪૩ શેખ ઉસ્માન પીરભાઇ શેખુમીયા જમાદાર–છોકરો મુમદહુસેન

૧૬–૭–૪૩ ઇબ્રાહીમ અહમદ મુરાદ–છોકરો કાસમ

૨૧–૭–૪૩ યુસુફ ઇસ્માઇલ આગલીઆ–છોકરી ફરીદા

૨૨–૭–૪૩ આહમદખાન હાજી ગુલાનખાન–છોકરો અબ્દુલ હકીઝખાન

૨૪–૭–૪૩ યુસુફ હાજી સાલેમ કુરેશી–છોકરો ગુલામ મોહમદ

૩૦–૭–૪૩ ગુલામ સકમેન મોહમદ ગુલેદાર–છોકરી ઝુબેદાબીબી

૩૧–૭–૪૩ અલી મોહમદ મદા–છોકરી અમીનાબીબી

### મરણ

૪–૭–૪૩ સૈયદ આહમદ સૈયદ મહમુદ ઉમર માસ ૧ દિ ૨૧

૭–૭–૪૩ ઉમર હાશમ ભાદમીયા ઉમર માસ ૭ દિ ૪

૯–૭–૪૩ સાનાબીબી તે મોહમદ ગુલામ મુરીદાબાનની છોકરી ઉ મા ૨

૯–૭–૪૩ સૈયદ વઝીર સૈયદ અહમદ ઘીંચા પટેલ ઉ વ ૬૦

૯–૭–૪૩ સૈયદ ગુલામ મોહ્યુદીન સૈયદ અબ્દુર રહેમાન વરેઠીવાલા ઉ વ ૨૬

૯–૭–૪૩ નુરબીબી મોહમદ રહીમ ઉ વ ૨૩

૧૦–૭–૪૩ નુરબીબી તે વજીર હુસેનની ઓરત ઉ વ, ૬૦

૧૧–૭–૪૪ અહમદ યુસુફ દાસ ઉ વ ૧ માસ ૩

૧૧–૭–૪૩ ઝુબેદામાનુ અબ્દુર રહીમખાન ઉ. માસ ૧૦

૧૨–૭–૪૩ રાબીયા બેગમ સૈયદ માહમુદ સૈયદ ઉમરની છોકરી ઉ વ ૧ મા ૨

૧૩–૭–૪૩ અબુબકર ગુ મો આ બનાસી ઉ વ ૧ મા ૩

૧૪–૭–૪૩ ઇબ્રાહીમ હાસમ ઇસ્માઇલ મનસુરીનો છોકરો ઉ વ ૧૦

૧૪–૭–૪૩ કાસમ ઇસ્માઇલ ઓલીયા ઉ વરસ ૩૭

૧૬–૭–૪૩ બીબી ખાનમ તે રાતુ બેગમની છોકરી ઉ વ ૮૦

૧૭–૭–૪૩ ખતીજાબીબી સરફુલા રામરલારી છોકરી ઉ વ ૪૭

૨૩–૭–૪૩ ખતીજાબીબી મહમદભાઈ ની છોકરી ઉ વ ૧

૨૩–૭–૪૩ ફાતમાબીબી મનેક પીરભાઇની ધણીઆણી ઉ વ ૬૦

૨૪–૭–૪૩ ઝાહેદ ખાનમ મીરઝા અમીરબેગની છોકરી ઉ વ ૧ મા ૮

